# પ્રકટકર્ત્તાની નોંધ

પ્રસ્તાવના એટલે કે કંઇક વિદ્વત્તાપૂર્ણ લખાણ, રસકસ વગરનું પાંડિત્યદર્શક કંઇક ટાહેલું, કિંવા કલમ, શાહી, કાગળ, અને સમયનો નિરર્થક બગાડો એવો ભાવ સામાન્ય વાંચકોમાં વિસ્તરેલો જોવામા આવે છે, અને તેથી પુસ્તક લખનારે ગમે તેટલી મહેનત લઈ પ્રસ્તાવનામા કંઇક ઉપયોગી ચર્ચા કરી હોય, કંઇક નવીન વિચારો કે માર્ગો દર્શાવ્યા હોય, પોતાના કાર્યનો કંઇક હેતુ સૂચવ્યો હોય તોપણ તે બિલકુલ વાચવામાં આવતી નથી. પરિણામમા પુસ્તક તૈયાર કરનાર કે કરાવનારનું દૃષ્ટિબિંદુને બદલે વાચક પોતાના હેતુનું લખાણપર આરોપણ કરે છે, વાંચે છે, અને સાર ગ્રહણ કરે છે સત્યશોધનને માટે આ માર્ગ ગ્રહણ કરવા જેવો નથી વાંચનારે લેખકના કે કહેનારના હૃદયમાં પ્રવેશીને વસ્તુ જોવી જોઇએ અહીં એ સબધી કંઈ પણ લાબી ચર્ચા કરીને, મનોરજનાર્થે આ પુસ્તક હાથમાં લેનાર વાચકનો સમય ગુમાવવાની અમારી ઇચ્છા નથી, અને તેથી પ્રસ્તાવના જેવા ભયકર નામનો ઉપયોગ અહીં કર્યો નથી

ભારતલોકકથામાળા પ્રકટ કરવાનો વિચાર વાતના પ્રસગમા, બૃહત્ કાવ્યદોહન ભાગ આઠમો, અમારા સદ્ગત પિતાશ્રી ઇચ્છારામ તૈયાર કરતા હતા ત્યારે તેમને સ્ફૂર્યો હતો "જેમ ગુજરાતના પ્રાચીન કવિઓના કાવ્યોનો સગ્રહ કરવામા આવે છે અને તે રીતે સાહિત્યની ભરતી થાય છે, તેમ હિન્દી જનસમાજમાં કર્ણપરપરાથી, ભાટચારણો, કથાનકો, અને માણભટ્ટોના મુખેથી, તેમજ ડોસીડગરાંના વાર્તાલાપથી આજ સુધી જીવત રહેલી લોકકથાઓ, આખ્યાયિકાઓ, દૃષ્ટાંતોના ટુચકાઓ વગેરેનો સગ્રહ કરવાથી પ્રાચીન રીતિરિવાજ, આચારવિચાર, નીતિરીતિ, ઐતિહાસિક, ધાર્મિક, સાસારિક, સામાજિક, અને રાજદ્વારી જીવન વગેરેપર અજવાળુ પાડનાર સાહિત્ય શુ ભેગુ થઈ ન શકે? શુ તેવા સાહિત્યની ભાષામાં જરૂર નથી?" આવા પ્રશ્નોએ સદ્ગતને એ દિશામા ધ્યાન દોડાવવાની પ્રેરણા કરી હતી, અને તેને માટે સાધન તૈયાર કરાવવા માડ્યાં હતા, અને લખાણ તૈયાર કરાવવા માડ્યુ હતું એ લખાણ આવાં લગભગ આઠ નવ પુસ્તકો ભરાય તેટલુ તૈયાર થયુ છે, અને હજી તે લખાવવાનું ચાલુ જ છે સચ્ચિદાનદ પ્રભુની ઇચ્છાથી સદ્ગત પોતાની ઇચ્છાના પ્રથમ ફળરૂપ ગુચ્છને સ્થૂળ દૃષ્ટિએ જોઈ શકયા નથી, પરતુ આજે આ પુસ્તક પ્રકટ થતા તેમના સાહિત્યપ્રેમી આત્માને સતોષ થયા વિના તો નહિ જ રહે

ામુક પ્રકારની કામવાસનાના શોધની વિદ્યાને "પેરાનોલોજી" પણ કહે . "ક્રીમીનોલોજી"ના અભ્યાસકો અપરાધના ઉત્તેજન માટે તેનો શોધ વિચાર કરતા નથી; તેમ જ "પેરાનોલોજી"નો અભ્યાસ પણ 'પેરાન' ેટલે કામવિકારના ઉત્તેજનને માટે નથી. જેમ અનબ્યસ્ત બાળક દીવાને કડવા દોડે છે, અગ્નિમાં હાથ ઘાલે છે કે સર્પને પકડે છે અને પોતાના ારીર કે જીવને જોખમમાં નાંખે છે, પણ જ્ઞાન પ્રાપ્ત થતાં તે એ ભયાનક સ્તુઓથી દૂર રહે છે; તેમ "પેરાનોલોજી"ના જ્ઞાનથી શું માણસ તેની યંકરતાનો વિચાર ન કરશે? અમારું તો માનવું એવું છે કે, તે અવસ્ય રશે જ. અમને તેથી અનીતિનો ફેલાવો થવાનો ભય નથી. એવો ભય ો માત્ર નિર્બળ મનનાનેજ હોઈ શકે, અને ગુજરાતી પ્રજામાં જો એવાં નેર્બળ મનનાં અસંખ્ય મનુષ્યો હોય, તેનાથી દૂર રહેવાને ઇચ્છના હોય તો મમારે તેમની માનસિક ઉન્નતિ માટે હતાશ જ થવું પડે છે. ગુજરાતી ાજાની જો તેવી ઇચ્છા હોય તો ભલે તે અજ્ઞાનતાની સેવા સ્વીકારે. તેને માટે એટલુ જ કહેવું જ બસ થશે કે "મન ચંગા તો કથરોટમેં ંગા." *"To the mind of pure everything is pure"*

આ ભારતલોકકથા સંગ્રહમાં ભાષા પ્રાચીન નથી, અને તેનું કારણ અમે ઉપર નિર્દિષ્ટ કરેલું છે ભાટચારણ જે કથા પોતાના સ્મરણ-ભંડારમાથી કાઢી મુખદ્વારા વર્ણવે છે, તેમની ભાષા કેટલેક અંશે વિકૃત, ાર્નુ વીરરસાત્મક વિશેષ હોય છે, પણ કેટલેક સ્થળે તેમાં વિસંગતિનો ાપ અવસ્ય દેખાઈ આવે છે; વૃદ્ધ સ્ત્રીઓ જે કથાઓ કહે છે, તેમાં તેમની ભાષા બહુ જ સાદી હોવા સાથે રસહીનતા પણ આવી જાય છે. અગ્રેજીમાં જે લોકકથાવિષયક ગ્રંથો લખાયા છે, તેમાંથી વિસગતિ અને ભાષાવિકૃતિ જેવા દોષો કાઢી નખાયલા હોય છે, તેમ જ મૂળ ભાષાના કટલાક સૌન્દર્યનો પણ અભાવ હોય છે. પરંતુ એ કથાઓ-સર્વ અદેશની સર્વ કથાઓ-તેમના મૂળ સ્વરૂપમાં પ્રાપ્ત થવી અશકય છે. એટલે એ અગ્રેજી અને અન્ય ભાષાના ગ્રંથોના આધારે લખાયલી કથાઓમાં વર્ત્તમાન શૈલી જણાશે; તેમ જ ભાટચારણોને મોઢે સાંભળેલી વાતોમાં પણ આગળ દર્શાવેલાં કારણોથી આધુનિકતા જણાશે, છતાં તેમાં બની શકે તેટલા સૌંદર્યને લાવવાનો યત્ન કરવામાં આવ્યો છે. હવે તે યત્ન કેટલે અંશે સિદ્ધ થયો છે, એનો નિર્ણય વાંચકોએ જ કરવાનો છે. પરંતુ તેમાંનું વસ્તુ અને સ્વરૂપ જેમ બને તેમ પ્રાચીન રહે તેવો કઇક પ્રયાસ કરેલો છે. વળી તેમાં એકદેશીય વાતો સંગ્રહવાનું પણ બની શકે તેમ નથી, કારણ કે કેટલીક વાતો કંઈ કંઈ ભિન્ન સ્વરૂપે ઘણા ભાગોમાં પ્રસરેલી જણાય છે, અને તેથી આ લોકકથાના સંગ્રહનુ નામ અતિ વ્યાપક

"ભારતલોકકથા" એવું રાખેલું છે. જો આ નામથી કંઈ દોષ થતો હોય, તો તેથી અમારો દુરાગ્રહ છે એમ માનવાનુ નથી. એમાં સમસ્ત વિશ્વની લોકકથાને સમાવી શકાશે. કદાચ તેમાં અન્ય સ્થળે છપાયલી વાતો પણ આવી જશે, એમ અમારૂં માનવું છે.

કેટલાકો એમ ફરિયાદ કરે છે કે, લોકકથામાં અતિશયોક્તિ ઘણી છે. અમને તેમાં દોષ જણાતો નથી. પૌરસ્ત્ય સાહિત્યનું એ જ એક ખાસ લક્ષણ છે, અને તેથી જ તે શ્રોતાને આશ્ચર્યથી સ્તબ્ધ કરી નાખે છે. કવિકલ્પનાના તરંગોની એ જ ઉત્કૃષ્ટતા દર્શાવે છે. એક નવીન કાલ્પનિક સૃષ્ટિમાં વાંચનારને કે શ્રોતાને ફેંકવો, તેને તે નવી સૃષ્ટિમાં તન્મય કરી દેવો એ સરળ કાર્ય નથી, એ ઐશ્વરી શક્તિ કોઇકને જ પ્રાપ્ત થાય છે.

લોકકથાનું ક્ષેત્ર એટલું બધું વિશાળ છે, અને એ વિષયની એટલી બધી વ્યાપકતા છે કે, એમાંથી આપણને ઇતિહાસ, પુરાતન રાજનીતિ સમાજનીતિ, વ્યવહાર, રૂઢિ અને એવા અન્ય પણ અનેક ચમત્કારિક વિષયોના જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે. એવી લોકકથાઓ પ્રત્યેક દેશમ પ્રચલિત હોય છે; તે કથાઓ, વૃદ્ધ સ્ત્રીઓ પોતાના પુત્ર, પૌત્ર કે દૌહિત્ર અને પોતાનાં ગૃહમાંનાં બાળકોને અવકાશના સમયમાં મનોરંજન માં કહી સંભળાવે છે, ભાટ અને ચારણો વીરરસાત્મક લોકથાઓ સંભળાવી

# પ્રકટકર્ત્તાની નોંધ

ભારતવર્ષના ભિન્નભિન્ન ભાગોમાં સરકારી નોકરીના કારણથી જઈ વસેલ કેટલાક અંગ્રેજ અધિકારીઓએ તેમ જ કેટલીક વિદુષી/આંગ્લ લલનાઓએ તે તે પ્રદેશની લોકકથાઓ પોતાના દેશી ચાકર અને ચાકરડીઓના મુખથી સાંભળી કિંવા અન્ય માર્ગેથી પ્રાપ્ત કરીને તેના અંગ્રેજ ભાષામાં મોટામોટા ગ્રંથો લખીને પ્રકટ કર્યાં છે. એમાં કેવળ ભારતવર્ષના ભિન્નભિન્ન પ્રદેશોમાંની જ લોકકથાઓનો નહિ, પણ તુર્કસ્તાન, અરબસ્તાન, ચીન, જાપાન, અને સ્પેન તથા અન્ય પાશ્ચાત્ય દેશોની લોકકથાઓનો પણ સમાવેશ થઈ જાય છે. આ કાર્યના પ્રેરનાર સદ્ગત અમારા પિતાએ એવી લોકકથાઓના જેટલા ગ્રંથો મળી શકે, તે સર્વ ગમે તેટલી મોંઘી કીમત હોય તોપ ખરીદવાનું સૂચવેલું, અને તે પ્રમાણે આજે 'ગુજરાતી' પ્રેસમાં એવા અનેક ગ્રંથોનો એક સારો સંગ્રહ થઈ શક્યો છે; એટલું જ નહિ, પણ હજી પણ એવા ગ્રંથોને મેળવવાના અમારા પ્રયત્નો ચાલુ જ છે. આવા ગ્રંથોને એકત્ર કરવા ઉપરાંત અમારા પિતાશ્રી જો કોઈ સારો ચારણ કે ભાટ અથવા અન્ય જાતિનો ઉત્તમ કથાકાર મુંબઈમાં આવતો, તો તેને અવશ્ય પોતાને ત્યાં બોલાવી, રાતે જાગરણ કરી, પોતાના આત્મીય અને સ્નેહીજન સહિત તેની કથા સાંભળતા, તેનો દ્રવ્ય આપીને સત્કાર કરતા હતા, અને તેમાંની જે કથા સારી લાગે તે કથાને લખી લઈ પોતાના સંગ્રહમાં જાળવી રાખતા હતા. પ્રથમ ગુચ્છમાંની બારોટ શિવલાલ લલ્લુભાઈની અને બારોટ દામોદરની કથાઓ એનાં ઉદાહરણરૂપ છે.

ભારતલોકકથાના પ્રસ્તુત દ્વિતીય ગુચ્છમાં ઐતિહાસિક–વીરરસપ્રધાન–ભિન્નભિન્ન એકવીશ કથાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે, અને બીજા એવા ત્રણ ગુચ્છ લખાયલા તૈયાર છે કે જે અનુક્રમે અલ્પ સમયમાં જ પ્રકટ થશે. પ્રસ્તુત ગુચ્છમાં જૂદાજૂદા ચાર લેખકોની કથાઓ લેવામાં આવી છે, અને તે કથાઓના શીર્ષભાગમાં બહુધા લેખકનું નામ અપાયલું છે, છતાં દષ્ટિદોષથી કેટલીક કથાઓના પ્રારંભમાં લેખકનું નામ છપાવું રહી ગયું હોય, તેથી અનુક્રમણિકામાં કથાના નામ સાથે લેખકનું નામ પણ આપવામાં આવ્યું છે કે જેથી કઈ કથા કોની લખેલી છે તે તરત જાણવામાં આવી શકે.

આશા છે કે, 'ગુજરાતી' પ્રેસનો આ નવીન પ્રયત્ન પણ અન્ય પ્રયત્નો પ્રમાણે અવશ્ય ગુર્જર વાચકોના આદરને પાત્ર થશે જ.

**મણિલાલ ઇચ્છારામ દેસાઈ**

# અનુક્રમણિકા

## ગિરનારની એક વાર્તા

રૂપાળીબા પોતાની સખી કૃષ્ણકુંવરના ખભા ઉપર હાથ નાંખતી કહે છે કે, 'બહેન, આ પ્રાતઃકાળની ધુમસ ઉઘડી જવા પછી આ પવિત્ર પર્વત કેવો પ્રેમમય દેખાય છે.' આ બે સુંદર અનૂઢાઓ અંતઃપુરની સુંદર કોતરકામવાળી બારીઓ ઉપર અઢેલીને બેઠેલી છે અને તે પ્રસંગે સામા દેખાતા સુંદર ગિરનાર પર્વતની કુદરતી ખુબીઓ નિહાળતાં રૂપાળીબાના મુખમાંથી ઉપલા શબ્દો નિકળી ગયા. રૂપાળીબા જુનાગઢના રજપૂત રાજા કુમારપાળની પુત્રી થતી હતી. જે મહેલની બારીએ આ બે અનૂઢાઓ ઉભેલી હતી, તે મહેલ રૂપાળીબાના પિતાનો હતો અને તે પવિત્ર ગિરનાર પર્વતની તળેટીમાં સહેરની પૂર્વ દિશામાં બાંધવામાં આવેલો હતો. ગિરનારપર આવેલાં સુંદર જૈન દેરાંઓને લીધે તથા આખા પર્વત ઉપર પથરાઈ ગયેલી લીલીકુંજાર જેવી લીલોતરીથી તે પર્વત કુમારપાળ રાજાના મહેલમાંથી જોતાં અતિ સુદર દિસતો હતો.

પ્રાતઃકાળનો આ સુંદર સમય હતો. મંદમંદ વાયુ વાતો હતો અને તે વાવાથી ધુમસ ધીમે ધીમે અદૃશ્ય થઈ જતી હતી. પર્વતની છેક ઉંચી ટોચ ઉપર આવેલાં દેરાંઓ જાણે મનુષ્યના હાથથી નહીં પણ કુદરતનાં બનાવેલાં હોય એવાં દીસતાં હતાં. દેખાવ ઘણો જ સુંદર લાગતો હતો. દેરાંઓની તળેટીમાં પ્રૌઢ વનવૃક્ષો આવી રહ્યાં હતાં અને સુદર લતાઓ જાણે પોતાના રક્ષણને વાસ્તે તે વૃક્ષોને વળગી રહી ન હોય, તેમ તેમની આસપાસ પથરાઈ રહેલી હતી. એની જ પાસે નાનાં નાનાં વૃક્ષો ગીચોગીચ આવી રહ્યાં હતાં અને તેમના ઉપર જોનારનું ધ્યાન ખેંચાય એવાં પરિપકવ ફળો લચી રહ્યાં હતાં, કે જે સુંદર ફળો દૂરથી આવતા અને પર્વત ઉપર ચઢીને થાકી જતા જાત્રાળુ લોકોને આશીર્વાદરૂપ થઈ પડતાં. આ ટેકરીની આસપાસ ગીચ જંગલો પથરાઈ રહેલાં હતાં અને ઉપર કહેલી બે અનૂઢાઓને ખબર હતી કે, તે જંગલોમાં વાઘ અને સિંહ જેવાં ભયાનક પ્રાણીઓ વસતાં હતાં અને તેની પાસેની જ પર્વતની ટેકરીઓ ઉપર આ વિકાળ પ્રાણીઓના જેવા જ ક્રૂર બહારવટીઆઓ વસતા હતા કે, જેઓની નિરંકુશિત જીંદગી ગાળવાની રીતથી

આસપાસ વસતા લોકો ઘણું જ ધ્રૂજતા હતા. તેઓના રહેઠાણની ગુફાઓ એવી જગ્યામાં આવી રહી હતી કે, બહારવટીઆઓ સિવાય સર્વેને તે અગમ્ય હતી. રાત્રિને સમયે જ્યારે અગ્નિના ભડકાઓ જોવામાં આવતા હતા અને તેમના અજવાળાથી જ્યારે ઉંચા પુરુષોની આકૃતિઓ દેખાતી ત્યારે જ એમ જાણી શકાતું કે, તે જગ્યાઓમાં બહારવટીઆઓ વસે છે.

પૂર્ણ કુદરતની આ પૂર્ણ લીલાવાળી જગ્યા નિહાળતાં રૂપાળીબા પોતાની પ્રિય સખીને કહે છે 'બહેનડી, આ દેખાવ શું તને મનોહર લાગતો નથી?' કોણ જાણે શા કારણથી રૂપાળીબાની સખી કૃષ્ણાકુંવર આનો જવાબ ન આપતાં અબોલ રહી અને શોકાતુર ચહેરે સ્થિર થઈ ઊભી રહી કે, જે ઉપરથી એમ અનુમાન થઈ શકતું હતું કે, તેનું મન કોઈ ચોક્કસ કારણસર આકળવિકળ થઈ ગયું હતું. પોતાની સખીને આવી સ્તબ્ધ થઈ ગયેલી જોઇને રૂપાળીબાએ તેને ફરીથી કોમળ સ્વરે પણ જરાક કટાક્ષમાં પૂછ્યું: 'સખી શું આ દેખાવ તને આનંદજનક નથી લાગતો? જો તો ખરી, આ સામી ટેકરી કેટલી બધી ઉંચી છે કે તેની ટોચ આકાશને ભેટતી દેખાય છે. આ હમણાં જ એ ઉપરથી ધુમસ પસાર થઈ ગઈ. પર્વતના કાળા પથ્થર અને તેના ઉપરથી પસાર થઈ ગયલી તારાં શ્વેત વસ્ત્રના રંગની ધુમસ વચ્ચે કેવી ભિન્નતા દેખાઈ આવે છે. આ સૃષ્ટિની લીલા કેવી ન્યારી છે.' રૂપાળીબા જાણે પોતાની એકાંત અને અવિવાહિત સ્થિતિ ઉપર બળાપો કરતી ન હોય એમ લાગતું હતું.

'હા ઠીક,' કૃષ્ણાકુંવર તેને પ્રત્યુત્તર આપતી ધ્રૂજતી ધ્રૂજતી બોલી. 'પણ પ્રિય સખી તને ખબર નથી કે, આ સામા પર્વતની પેલી ટોચ મૃત્યુ-શિખરના નામથી ઓળખાય છે કે જે ટોચ ઉપરથી ધર્માંધ જાત્રાળુઓ મોક્ષ મળવાની આશાએ ધીબ લઈ ભુસ્કો મારી પોતાના અમૂલ્ય આત્માને ગુમાવતા અચકાતા નથી. વળી સખી, તું બીજું ભૂલી ગઈ કે, આ આણી તરફ પેલા ક્રૂર બહારવટીઆઓ અને તેમનાથી વધારે ક્રૂર તેઓનો નાયક રહે છે અને તેઓ મારા તારા જેવી અનૂઢાઓને તથા તેમની માતાઓ પાસથી બિચારાં પશુવત્ બાળકોને હરી જાય છે ને બિચારા નિરાધાર જાત્રાળુઓનાં ખૂન કરતાં પણ અચકાતા નથી? લોકોમાં તો એમ પણ કહેવાય છે કે, મનુષ્યનું માંસ ખાતાં પણ તેમને અણગમો થતો નથી. કહે બા, રૂપાળીબા બહેન, હવે એ જગ્યા વિષે આવા ત્રાસજનક વિચારો મારા મનમાં ઉત્પન્ન થાય ત્યારે મારું હૈયું કેમ ધડકયા વગર રહે?'

'પણ નહિં.' રૂપાળીબા પર્વત ઉપરના સુંદર દેખાવનું અવલોકન કરતી બોલી; 'શું પેલાં મૃત્યુશિખર ઉપરથી પડતા જાત્રાળુઓને અનન્ત ભોગ, વિલાસ અને મોક્ષ મળે છે, તે શું તું ભૂલી જાય છે? વિચાર તો

કરે કે, બિચારો ગરીબ જાત્રાળુ, ભુખ્યો અને તરસ્યો તેને માત્ર મુઠી અનાજપર પોષણ કરવુ પડે છે અને એક લગોટી પહેરીને રહેવુ પડે છે તેના જીવવામાં તે બિચારાને શું સુખ છે. શું તે મૃત્યુશિખર ઉપરથી પડવાથી તેના આત્માને જરાપણુ ઇજા થાય છે? બહારવટીઆઓ ક્રૂર છે ખરા, પણ તું ધારે છે તેવા નહિં તેઓ બહારવટીઆના ધંધા કરે છે અને લુટારાઓ છે તે વાત ખરી, પણ તેમાંના કેટલાએક ઘણા હિમ્મતવાન્ અને તેની જ સાથે દયાળુ પણ છે. તેઓનો નાયક કે જેનું નામ બદુરીઓ છે, તે એક સમર્થ રાજાનો પુત્ર છે. તેના પિતાના લશ્કરનો નાયક થવાનું ના પાડ્યાથી તેને અહિંયા નાસી આવવુ પડયુ છે અને હવે તે લુટફાટ ચલાવે છે. હજી લગણુ તે પકડાયો નથી, પણ મારા પિતાએ એ સઘળા લુટારાઓનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધેલી છે તો શુ તેઓનો નાયક પણ મોડો વહેલો પકડાયા વગર રહેશે કે? તું કેમ ગભરાય છે? એવો એક બહારવટું કરનાર લુટારો મારા પિતા જેવા સમર્થ કુમારપાળ રાજાની સામુ તે કેટલીક વખત ટકી શકશે?" આ છેલ્લું વાક્ય બોલતા જાણે તેને કંઈ સદેહ પડી ગયો હોય નહિં, તેમ રૂપાળીબાના ગાલ ઉપર શરમને મારે લાલાશ આવી ગઈ.

રૂપાળીબા ઘણી રૂપ્ટડી હતી અને તેના ચહેરા ઉપર જે લાલાશ આવેલી હતી તેથી તે વધારે રૂપ્ટડી લાગતી હતી અને એ વખતે બારી ઉપર ટટાર ઉભેલી હોવાથી તેનું નાજુક શરીર બહુ દીપી નિકળતુ હતું. તેથી તેને કોઈ જોય તો તેના મન ઉપર અસર થયા વગર રહે નહિ, તેની સુંદર લુરી સાટીનની ચોળી ઘણી ભભક મારતી હતી અને તેના ઉપર ઉંચી પ્રતિનાં મોતી ટાંકેલાં હતાં તેના નાગની ફેણુ જેવા અંબોડામાં મોતીની સેરો બાંધી દીધેલી હતી અને તેની સુંદર મોજડી ઉપર પણ મોતી ટાંકેલા હતાં. તેણે સફેદ રગનું અમ્બર પહેરી લીધેલુ હતું, તેની વય ચૌદ વર્ષની હતી અને તેનો વિવાહ પડોસના એક રજ્પુત રાજા જોડે ઘણો વખત થયો કીધો હોવાથી હમણા તેનાં લગ્નની તૈયારી ચાલી રહી હતી. રૂપાળીબાએ કોઈ દહાડો પોતાના વિવાહિતને દીઠેલો નહોતો, પણ તેને જાણવામાં આવ્યું હતું કે તેની ઉમ્મર લગભગ ચાળીસ વર્ષની છે. અત્યાર સુધીમા સાત સ્ત્રીઓ જોડે તેણે લગ્ન કીધેલાં છે તથા તે ઘણો જ કદરૂપો છે અને ધર્માન્ધ છે. આટલું છતાં રૂપાળીબાઇએ પોતાના પિતા અને ભ્રાતા અને એ ઉપરાંત વખતો વખત કોઈ યોગી કે જેમને તેઓના ત્યાગીપણાને લીધે રજપૂતોના અતઃપુરમાં જવાની પૂર્ણ છૂટ હતી, તેમાંના કોઈ વખતે આવતા તો તે સિવાય બીજા કોઈ પુરુષનુ મોં પણ તેણે જોયુ નહોતું; તેથી જો કે તેનો વિવાહિત કદરૂપો હતો છતા તેના ઉપર તેનુ

હેત હતું અને પોતાની મા ભીમાબાઈ ખ્યાજી સ્વભાવની હતી તેથી તેનાથી છૂટી પોતાના વિવાહિત પાસ જવાનો તેને ઘણો કોડ હતો.

એક દિવસ રૂપાળીબા તથા કૃષ્ણાકુવર એક સુંદર કોચ ઉપર બેઠેલાં હતાં અને કૃષ્ણાકુવર રૂપાળીબાને વાસ્તે તેના વિવાહિત તરફથી મોકલેલા સુંદર શૃંગારો તથા કિનખાબના પોશાકો તપાસતી હતી અને વખતો વખત ટકોર કરતી હતી, એવામાં રૂપાળીબાની મા ભીમાબાઈ તે ઓરડામાં આવી અને બોલી, 'બહેન, હું ધારુ છુ કે, તારા લગ્નનો સમારભ ઘણો ઢુકડો આવેલો છે, માટે તું આ ગિરનારપર આવેલાં દેરાપર જઈ લો પૂજા કરી આવ'

આ સાંભળી રૂપાળીબાએ પોતાના ખોળામાના કિંમતી શૃંગારો તથા કિનખાબનાં વસ્ત્રો બાજુએ ફેંકી દીધા અને ઉમગથી ઉઠી તે પર્વતની લીલા તેને ઘણી પ્રસન્ન હોવાથી જ્યારે તેની માએ તેને ત્યાં દર્શન કરવા જવાનુ કહ્યુ ત્યારે તેનો આનદ સમાયો નહીં અને તેથી જ પોતાના ખોળામાંની કિમતી વસ્તુઓ ફેંકી દઈ એકદમ બારી આગળ ગઈ અને જે ઠેકાણે તે દર્શન કરવા જવાની હતી, તે જગ્યાની લીલા જોતી તટસ્થ ઉભી થઈ રહી તથા મનમાં હરખ સમાયો નહીં તેથી બોલી ઉઠી-'માતુશ્રી, હું કયે દિવસ ત્યાં દર્શન કરવા જાઉં ?

ભીમાબાઈ બોલી, 'બહેન, આપણુ લશ્કર પાછુ આવે ત્યારે જ તો પૂરતા પહેરેગીરો વગર તને કંઈ મોકલાય. હમણાં તો પેલા બહારવટીઆના નાયક બદુરીઆને પકડવા સઘળુ લશ્કર રોકાઇ ગયુ છે અને તેનું મસ્તક આણી આપનારને વાસ્તે ચોક્કસ ઇનામ પણ ઠરાવવામા આવ્યું છે અને તારો ભાઈ પવાનસિંહ કહે છે કે, એ થોડા વખતમાં પકડાશે, કારણ કે પવાન જાણે વાઘ અને સિંહનો શિકાર કરવા નિકળ્યો નહિ હોય, તેમ તે એની પાછળ લાગેલો છે પરતુ જો તે થોડા વખતમાં પકડાશે નહીં અને જો લશ્કર પાછુ આવી શકશે નહિ તો આપણા રજપૂત યોધાઓને પણ એક દિવસ સારુ બોલાવવા પડશે અને તેઓ તથા તારો ભાઈ પવાન તારા રક્ષણ સારુ તારી જોડે આવશે

'પણ માતુશ્રી, હું ધારુ છુ કે, કોઈ વિશ્વાસઘાતી પુરુષ એ બહાદુર બહારવટીઆને ફસાવશે નહિ જો એવી રીતે બદુરીઆને આપણે પકડીશુ તો આપણી બહાદુરીને લાંછન લાગશે એક રજપૂત યોધાને છાજે તેમ પવાનને બદુરીઆની સાથે અને હાથોહાથ કપટ કર્યા વગર લડવુ જોઇએ એવી રીતે જો પવાન તેનાપર જય મેળવશે તો જ એ પોતાના રજપૂતના નામને જેબ આપશે'

'ગમે તેમ પણ તે પકડાય તેની મને દરકાર નથી,' ભીમાબાઈ

બોલી. પણ હું ધારૂં છું કે, મહિના બે મહિનાની અંદર બહુરીઆના અને તેના સોબતીઓનાં માથાં આપણા શહેરના દરવાજા ઉપર લટકાવેલાં આપણે નિહાળીશું.'

'બહુરીઓ જુવાન છે કે?' કૃષ્ણાકુવર મૂંજતી મૂંજતી બોલી.

'હું તેને વિષે કંઈ જ જાણતી નથી બાપુ,' ભીમાબાઇએ ઉત્તર વાળ્યો. 'પણ તારી મરજી હશે તો આ બાજુના ગઢના પશ્ચિમ દરવાજા ઉપર તેનુ માથુ લટકતું તું થોડા દિવસમાં જોશે.'

ઉપલી વાત થયાને થોડા દિવસની અંદર બહુરીઆને પકડવામા નિરાશ થઈને પવાર પોતાની ખુબસુરત બહેનને દર્શન કરવાને લઈજવા પાછો આવ્યો. બહુરીઓ હજી પકડાયો નહોતો. સામી ટેકરીઓ ઉપર તેની રહેઠાણની જગ્યાએ હજી પણ અગ્નિના ભડકાઓ રાત્રિને સમયે બળતા દેખાતા હતા. પણ તેના રહેઠાણની જગ્યા હજી કોઇના પણ જાણ્યામાં આવી શકી નહોતી. બહુરીઆની ટોળીના માણસો ગમે તેવા મોટા ઇનામની લાલચે પણ પોતાના નાયકને ફસાવે એવા નહોતા. એવી નિરાંતને લીધે આણી તરફ જ્યારે પવારસિંહ પોતાનાં માણસો સહિત ટેકરીઓ ઉપર આમ તેમ બહુરીઆની ખોળ કરતો ફરતો હતો, ત્યારે બીજી તરફ બહુરીઓ પર્વતની પાસે આવેલા નાળાંઓ આગળ ઉગેલાં કુળા કુળા ઘાસ ઉપર અથવા પર્વતની ગુફામાં આવેલા પોતાના અગમ્ય રહેઠાણમા સુનો સુતો પોતાને પકડનાના પવારસિંહના નિષ્ફળ પ્રયત્ન ઉપર વિચાર કરતા પોતાની મૂછમા હસતો હતો. કુમારપાળ રાજાની પુત્રીનાં અલૌકિક સૌંદર્યવિષે તેણે ઘણું સાંભળ્યું હતું; તેથી ખુશમિજાજમા અથવા તો જ્યારે પવારસિંહ તેની બહુ જ પાછળ લાગ્યો હતો ત્યારે, ગમે તેટલા જોખમે પણ છૂપે વેષે રાજાના મહેલમાં જઇને રૂપાળીબાનું સૌંદર્ય જાતે જોવાની તેણે પોતાની ચળકતી તરવાર ઉપર પ્રતિજ્ઞા લીધેલી હતી.

દિવસો પાણીની પેઠે નિકળી ગયા અને ગિરનારપર આવેલા દેરામાં રૂપાળીબાને દર્શન કરવા જવાનો દિવસ આવી પહોંચ્યો. રૂપાળીબા પણ ત્યા જવાને ઘણા દિવસ થયા તૈયારી કરી રહી હતી. દર્શન કરતી વખત ભેટ ધરવાને વાસ્તે એક જરીની ચાદર તૈયાર કરવામાં આવી હતી અને તેના ઉપર હિરા, માણેક અને મોતી ટાંકવામાં આવ્યાં હતાં. રૂપાળીબા જાત્રા જવાની છે, એવી વાત બહાર પડતાં આખુ શહેર તેની સવારી જોવાને ઉલટયુ. મરદો, છોકરાઓ તથા વૃદ્ધ સ્ત્રીઓનાં તો ટોળાંઓથી રસ્તા ચિકાર ભરાઈ ગયા હતા. યુવાન સુંદર લલનાઓ પોતાનાં અંતઃપુરની બારીમા ચક નાખી સઘળો દેખાવ જોતી હતી.

જાણે પોતાના લગ્નનો દિવસ ન હોય તેમ રૂપાળીબાએ પોતાનાં સૌથી શ્રેષ્ઠ વસ્ત્રાલંકાર સજ્યાં હતાં. તેણે ઝાંખા ગુલાબી રંગની રેશમી ચોળી તથા રૂપેરી તારાવાળી મલમલની સાડી પહેરેલી હતી. તેના હાથમાં સુંદર નાજુક હિરાજડિત બંગડીઓ દીપી નિકળતી હતી. તેના પગમાં તેણે મોતી ટાંકેલાં સુંદર સોનાનાં સાંકળાં પહેરી લીધેલાં હતાં. તેની પાલખી ઘણી જ કિંમતી હતી. તેનાપર ફુલોનાં અને જનાવરોનાં સુંદર ચિત્રો સુનેરી રંગે ચિતરવામાં આવ્યાં હતાં. પાલખીનાં બારણાં ઘણી સભાળથી બંધ રાખવામાં આવ્યાં હતાં કે, કોઈ પણ માણસ રૂપાળીબાનો સુંદર ચહેરો જોઈ શકે નહીં. પાલખીની આસપાસ માથાથી તે પગ સુધી સજ્જ થયલા, પવાનસિહના આરબો હથિયારબંધ પૂર જોસથી ચાલતા હતા. પાછળ પાછળ કેટલાક મરદો તથા સ્ત્રીઓ જાત્રા જવાને વાસ્તે સવારીની જોડે જ ચાલતાં હતાં. પવાનસિંહ એક ઉમદા કાઠી ઘોડા ઉપર સવાર થયો હતો અને પોતાની બહેનની પાલખીની જોડાજોડ ચાલતો હતો અને જો કે વખતોવખત જાણે બદુરીઓ તેની નજરે પડતો ન હોય, તેમ પાસે આવેલી ટેકરીઓ તરફ કરડી નજરથી જોતો હતો; પણ પાછો આંખ ફેરવીને પોતાની બહેનનાં રક્ષણ વિષે જ તે વિચાર કરતો. જેમ જેમ ટેકરીઓપર ચઢવાનું આવ્યું, તેમ તેમ રસ્તાઓ બહુ જ વાંકાચુંકા આવતા અને તેથી પાલખીમાંથી ઉતરીને રૂપાળીબાને ડોળીમાં બેસવાની જરૂર પડી. ઘણી મુસ્કેલીએ તેઓ ધીમે ધીમે ઉપર ચઢ્યાં અને દેરાં આગળ આખી સવારી આવી પહોંચી.

દેવસ્થાનમાં કોઈ પણ પૂજારી અથવા બીજું કોઈ પણ નથી એમ ખાત્રી કીધા પછી પવાનસિંહે પોતાની બહેનની તથા કૃષ્ણાકુંવરની ડોળીઓને દ્વાર મંડપમાં મૂકવાનો હુકમ કીધો; અને સર્વે જણાઓને ત્યાંથી ખસી જવાની આજ્ઞા કીધી. દેવસ્થાનની અંદર ત્રણ ઓરડાઓ હતા ને છેક પાછળના ઓરડામાં મૂર્તિ મૂકવામાં આવેલી હતી. આખું દેવસ્થાન ઉંચા ગ્રેનાઇટ પથ્થરનું બનાવેલું હતું અને તેની અંદર જૂદી જૂદી જાતની નકશીઓ પાડવામાં આવી હતી. આ દેવસ્થાન અંદરથી એટલું તો વિશાળ ભાસતું હતું કે, કૃષ્ણાકુંવર કે જે બદુરીઆની બીહિકથી રસ્તામાં જ ધ્રૂજતી હતી, તે દેવસ્થાનના આ વિશાળપણાથી અને એકાંતથી ઘણી જ ગભરાઈ અને પોતાને મૂર્તિવાળા ઓરડામાં લઈ જવાની જરૂર ન પાડતાં આગલા જ ઓરડામાં બેસવા દેવાની રૂપાળીબાની આજીજી કીધી.

'કેવી બીહિકણ છે તું, કૃષ્ણાકુંવર,' રૂપાળીબા તેને ભેટી પડીને બોલી 'તને શેની બીક લાગે છે?'

'મને કંઈ સમજ નથી પડતી રૂપાળીબા—પણ મને બહુ જ બીહિક લાગે છે. આ દેવસ્થાન કેવું વિશાળ, શાંત અને શૂન્યકાર લાગે છે કે, જાણે ખાવા ધાતું ન હોય. લોકોમાં એમ કહેણી ચાલે છે કે, આ દેવસ્થાનની તળેટીમાં ગુપ્તસ્થાનો આવેલાં છે કે જેની અંદર ઝનુની યોગીઓ વિગેરે વસે છે. બહેન રૂપાળીબા, મને તું અહીંઆ જ થોભવા દે, આગળ આવવાની મારી હિંમત ચાલતી નથી. આપણે બોલીએ છીએ, તેના જે પડઘાઓ પડે છે તે જ મને તો ઘણા ભયાનક લાગે છે. બધે કેવું શાંત લાગે છે, કૃષ્ણાકુંવર બ્હેબાકળી આંખે આમ તેમ જોતી બોલી.

'કૃષ્ણાકુંવર, ગાંડી જ તો તું. આવી બધી વાતો તેં કયાંથી સાંભળી. આ મહાન્ દેવસ્થાનની તળેટીમાં ગુપ્તસ્થાનો આવેલાં છે કે જેમાં ઝનુની યોગીઓ વિગેરે વસે છે, એ વાત તો મેં આજે જ તારે મોઢે સાંભળી. એવું હોય તો શું આ દેવસ્થાનના પૂજારીઓના જાણવામાં એ વાત ન આવે ? શું મારા પિતા અથવા પવાનસિંહને એ વાતની ખબર પડ્યા વગર રહે ? આ દેવસ્થાનનું છાપરું તો જો. તે આવું મોટું છે તો આપણા પડઘા મોટેથી પડે એમાં શું આશ્ચર્ય. જાજા બહેનડી, તું તો મૂર્ખ છે પણ લે, તું અહિયા જ બેસ. હું એકલી જ અંદર જાઉં છું.' એમ બોલતી બોલતી હાથમાં રત્નજડિત જરીની ચાદર લઇને તે ગંભીરાઇથી છેક અંદરના ઓરડામાં એકલી જ મૂર્તિ પાસે ગઈ.

મૂર્તિ કદમાં અતિ મોટી હતી. મૂર્તિના વક્ષઃસ્થાનમાં તથા કપાળમાં અમૂલ્ય રત્નો જડેલાં હતાં. થોડી વાર તો તે મૂર્તિ તરફ અજાયબી ને અજાયબીમાં જ જોતી ઉભી, પછી પોતાની જોડે લાવેલી ભેટો તેણે ધરી અને પૂજા કરવા માંડી. પૂજા કરતી વખત તેની માએ શિખવી રાખેલા મંત્રો તે ભણી અને પછી પોતાની આંખો મિચી દઇને તેણે ધ્યાન ધરવા માંડ્યું. ધ્યાન ધરી રહ્યા પછી તેણે જેવી પોતાની આંખ ઉઘાડી કે પોતાની સમક્ષ રજપૂતના વેશમાં એક ઘણા ખુબસુરત, યુવાન અને ચતુર પુરુષને ઉભેલો જોઈ તે વિસ્મય થઈ અને તેને અતિ મોટું સાનંદાશ્ચર્ય લાગ્યું; પરંતુ તેનાં ભવાં જરાક ઉંચાં ચઢી ગયાં હતાં. તેને જોઇને તે બૂમ પાડવા જતી હતી, પણ પાસે ઉભેલા પુરુષના મર્યાદશીળપણાને લીધે તેને તેમ કરવું જરૂરનું ભાસ્યું નહિ.

રૂપાળીબાએ બૂમ પાડી નહીં, તેથી પાસે ઉભેલો પેલો પુરુષ વધારે આશ્ચર્ય પામ્યો અને થોડીકવાર મૌન્ય રાખી તે બોલ્યો—'હિમ્મતવાન્ અને સુંદર અનૂઢા, રજપૂતના પ્રસિદ્ધ નામને તું જેબ આપે છે. ક્ષમા કર પણ કુમારપાળ રાજાની સુંદર પુત્રીનો ચહેરો જોવાની મેં પ્રતિજ્ઞા લીધેલી હતી અને આ હમણાં તેમ કરવાની મેં હિમ્મત ચલાવેલી છે.'

'પણ તમે જાણો છો કે, મારો ભાઈ પવાનસિંહ અને તેની જોડે આવેલા લશ્કરી માણસો આ દેવસ્થાનની બહાર ઉભેલા છે અને તેઓ જો એમ જાણે કે તમે અહિંયા છો તો તમને જીવતા જવા દે નહિ.' શરમને મારે થઈ ગયેલા ફુલ ગુલાબી લાલ ગાલવાળી રૂપાળીબા મધુર-સ્વરે નીચું જોઇને બોલી.

'હા, અનૂઢા! મારા આવવાનુ જોખમ હું સારી પેઠે સમજું છું; પરંતુ ઘણા વખત થયાં જ્યાં જ્યાં હું જતો, ખાતો, પીતો, તે સર્વ વખતે મને તારા વિષે ભાન થતું અને તારૂં સ્વરૂપ જોવાનાં મને સ્વપ્નાં આવતાં હતાં, અને મને પૂર્ણ ભરોંસો હતો કે, તારા જેવી એક ચંદ્રમુખી અનૂઢા મને કદી પણ ફસાવશે નહિ. મને જોઇને બૂમ પાડવાની તેં અગત્ય જોઇ નહીં, એવી તું અમિરી સ્વભાવની તથા હિમ્મતવાન્ છે તો પછી તરવારથી મારો ઘાત કરાવવાનો તું વિચાર કરે એવું મને સ્વપ્ને પણ શી રીતે ભાસે. તારા ભાઇથી તો હું જરા પણ બીહિતો નથી, પણ તારી પદવી તથા તારાં સ્વરૂપને લીધે હું તને નમન કરું છું. પરંતુ તું પેલા સખત સ્વભાવના અને પ્રેમરહિત રાજા જોડે વિવાહિત થયલી છે, એ મારાથી ખમાતું નથી. તારા જેવી અતિ સુંદર અનૂઢાનો પતિ થવાને તો તે બિલકુલ અયોગ્ય છે.' એમ કહીને તે પુરૂષ જરાક વધારે આગળ આવ્યો.

હવે રૂપાળીબા તેને વધારે ધારીને જોઈ શકી. તેનો ચહેરો તેને અતિ સુંદર લાગ્યો. તેના અલંકાર અને શસ્ત્રો બહુ દીપી નિકળતાં હતાં. તેનો દેખાવ ઘણો ગંભીર લાગતો હતો અને તેની આંખની ભ્રુકુટિથી પરખાઈ આવતું હતુ કે, તે બહુ હિમ્મતવાન્ હતો. રૂપાળીબા આવી રીતે તેને નિહાળીને જોતી હતી, એવામાં બહાર કોઇનું પગલુ સંભળાતુ હોય એમ તેને લાગ્યું. બન્ને જણાઓએ થોડો વખત એક એકની સામુ જોયાં કીધું. તેના ચહેરાપર ગભરાટને બદલે મદમંદ હાસ્યના અને પછી થોડો વખત રહીને આતુરતાનાં તથા દેહેશતનાં ચિન્હો જણાતાં હતાં.

'હું તમને ફસાવીશ નહીં,' તે સુંદરી ગળગળિત સ્વરે બોલી. 'પણ મારો ભાઈ પવાનસિંહ વખતે જાતે જ અહિંયાં મને તેડવા આવશે તો અથવા તો મારી સખી જે આ દેવસ્થાનના દ્વાર આગળ ઉભેલી છે તે કદાચ તમને જોઇને બૂમ પાડશે તો? વાસ્તે પધારો, કૃપા કરીને પધારો. હવે તમે શી રીતે બચશો? આ આખાં દેવસ્થાનની આસપાસ પહેરેગીરો ઉભેલા છે અને હવે તમારું શું થશે? અરરર, તમે અહિંયાં આવવાની શા માટે હિમ્મત કરી?'

'પવિત્ર અનૂઢા, તુ શા માટે મારે વાસ્તે આટલી ગભરાય છે?' તે પુરુષ બોલ્યો. 'આ પાસે આવેલા પર્વતમાં રહેનારા સઘળા લુટારાઓ

ઉપર મારી સત્તા ચાલી શકે છે. પર્વતમાં આવેલી સઘળી ગલીકુંચીઓ મારા ધ્યાનમાં છે. હું જે રસ્તે આવ્યો છું, તે રસ્તેથી પાછો જઇશ. હું કોઇના સપાટામાં આવી શકીશ નહીં. જો કોઇ તરફની પણ મને ફીકર છે તો તે તારી તરફની છે.'

રૂપાળીબાએ ધ્રુજવા માંડયું. 'તમે કોણ છો ત્યારે?' તેણે હવે બહુ ધીમેથી બોલવા માંડ્યું, કારણ કે તે ગભરાતી હતી કે, રખેને કોઈ બહાર સાંભળે. 'તમારૂં નામ શું, તમે કયાંથી આવ્યા?'

થોડીકવાર તો પેલો પુરુષ ઢચુપચુ ઉભો રહ્યો. પણ પછી જાણે પોતે સંતોષ પામ્યો હોય તેમ જરાક મલકાતે મ્હોંડે બોલ્યો, 'પહેલાં આ તારા સુંદર અને પારદર્શક કોટને શોભાવતી રત્નજડિત મોતીની માળા તું મને આપ અને તું નક્કી જાણજે કે, જે વખતે તારા ભાઈની તરવારનો ઝટકો આ મારા શિરપર પડશે, તે કઠિન કાળ વખતે પણ આ ક્ષણોનું સ્મરણ મને ઘણું સુખદાયી થઈ પડશે.' એમ કહેતાં કહેતાં તેણે હસતાં હસતાં પ્રેમમય આંખે ધિમેસથી તે મોતીની માળા રૂપાળીબાની કોટમાંથી કાઢી લીધી અને થોડીકવાર રહીને તે પાછો બોલ્યો, 'ચંદ્રવદની અનૂઢા, હું કોણ છું તે હવે તું ધ્યાનથી સાંભળ. મારા પર્વતના રહેઠાણમાંથી મારા કટ્ટા શત્રુની પુત્રીનાં દર્શન કરવાને હું આવેલો છું અને આ મારૂં અંતઃકરણ કે જેમાંનું રક્ત જમીન ઉપરના પાણીની પેઠે વહેતું જોવાને તારો પિતા તરસે છે, તે આ મારૂં અંતઃકરણ મેં તુજને અર્પણ કીધેલું છે. મારા ઉપર તિરસ્કાર ઉપજાવે એવું તેં ઘણું સાંભળ્યું છે—હું બહારવટીઆનો કહેવાતો ક્રૂર નાયક બહુરીઓ છું!'

'હું બહુરીઓ છું,' એવા શબ્દો તે પુરુષના મુખમાંથી નિકળતાંની સાથે જ રૂપાળીબાથી એક મોટી ચીસ પાડી દેવાઈ અને. તરત જ તે જમીન ઉપર બેશુદ્ધ થઈ પડી. તેની ચીસ કે જે બહાર પણ સાંભળવામાં આવી હતી, તે સાંભળીને કૃષ્ણકુંવર પોતાની બીક છતાં રૂપાળીબા ઉપરના પોતાના હેતને લીધે દોડતી દોડતી તેની પાસે ગઈ અને રૂપાળીબાનું બેશુદ્ધ મસ્તક પોતાના ખોળામાં લઈ તેની આસનાવાસના કરવા માંડી. એટલામાં તો પવાનસિંહ પોતાની વહાલી બહેનની કારમી ચીસ સાંભળીને ધસ્યો ધસ્યો એકદમ અંદર આવ્યો. પોતાની બહેનને આવી બેશુદ્ધ સ્થિતિમાં પડેલી જોઇને તેના હોશકોશ ઉડી ગયાં. તેની આંખોમાંથી અશ્રુની ધારાઓ વહેવા માંડી. પોતાની બહેનના કરમાઈ ગયલા ચહેરા ઉપર તેણે પોતાના હાથ પસવાર્યા અને 'બહેન, બહેન, વહાલીબા, તું ઉઠ;' એમ કહીને ગળગળિત કંઠે અને ઘણા હેતથી તેને ઉઠાડવા માંડી. ઘણીવાર તેણે એમ કર્યું ત્યારે રૂપાળીબા કેટલીક

વારે કૃષ્ણાકુંવરનો તથા પોતાના ભાઈ પવાનસિંહનો જાણીતો સાદ સાંભળવાથી કંઈક શુદ્ધિમાં આવી અને પછી થોડીકવારે તેણે આંખ ઉઘાડી અને આતુર અને બહાવરી આંખે તેણે આમતેમ જોવા માંડ્યું અને પછી એકદમ અશ્રુપાત કરતાં પોતાના ભાઇના ખોળામાં પોતાનું મસ્તક નાંખી દીધું.

'આ શું કૃષ્ણાકુંવર' તે બહાદુર સરદાર ગભરાતો ગભરાતો બોલ્યો, 'મારી બહેનને એવું તે શું થયુ છે કે, હું તેને આવી સ્થિતિમાં જોઉં છું?'

'કદાચ મારી પેઠે રૂપાળીબા પણ આ જગ્યાના વિશાળપણાથી, એકાંતથી અને શૂન્યકારથી બીધી હશે એમ હું ધારું છું,' કૃષ્ણાકુંવર બોલી અને એ જાણે ખરું ન હોય તેમ રૂપાળીબાએ પોતાનું ડોકું હલાવ્યું.

'એ બહુ આશ્ચર્યકારક છે' પવાનસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો. 'મારી બહેન એવાં અલ્પકારણોથી બીએ એવી નથી. કદાચ કોઈ પક્ષી અથવા જનાવર અથવા તો કોઈ સાપ કંઈ અચાનક આ મૂર્તિની પછવાડેથી નિકળી આવ્યો હોય તો અને તેથી મારી બહેન બીધી હોય તો. જેવો આવો વિચાર પવાનસિંહના મનમાં આવ્યો કે તરત જ રૂપાળીબાના કોમળ હસ્તો કે જે હમણાં પવાનસિંહનાં ગળાંની આસપાસ તેણે વધારે જોરથી દાબી રાખ્યા હતા, તે પવાનસિંહે છોડવી નાંખ્યા અને પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને મૂર્તિની પાછળ જવા માંડ્યું. પવાનસિંહને આમ કરતો જોઇને રૂપાળીબા ગભરાઈ ગઈ અને તેનું હૈયું ધડક ધડક થવા લાગ્યું, તેના મોં ઉપર લોહી ચઢી આવ્યું અને જે જગ્યા તરફ તેનો ભાઈ તપાસ ચલાવતો હતો, તે બાજુ તરફ તે ગભરાતી એકીટસે જોવા લાગી. પરંતુ પવાનસિંહનું કંઈ વળે એવું નહોતું. કારણ કે દેવાલયની તળે આવેલા ગુપ્ત રસ્તા વિષે દેવાલયના પૂજારીઓ તથા બહારવટીઆ સિવાય બીજા કોઇને જરાપણ ખબર નહોતી. બહારવટીઆઓને પણ એ ગુપ્ત રસ્તાઓની ખબર પડતે નહીં, પણ પૂજારીઓને તેઓના જીવને જોખમે એ વાત કહેવી પડી હતી, તો પછી પવાનસિંહ તો ક્યાંથી જ એ ગુપ્ત રસ્તાઓ વિષે સ્વપ્ને પણ વિચાર લાવી શકે? બીચારો પવાનસિંહ નિરાશ થયેલો અને અકળાયલો પાછો પોતાની બહેનની પાસે આવ્યો અને જોરથી એક નિ:શ્વાસ નાંખીને તેને પાછા ફરવાનું કહ્યું. પવાનસિંહને નિ:શ્વાસ નાંખતો જોઈ રૂપાળીબાનો ગભરાટ કંઈક ઓછો થતો દેખાયો અને રૂપાળીબાએ જ્યારે પોતાના બીકણપણાને વાસ્તે પોતાની અજાયબી બતાવી અને કદાચ પર્વત ઉપર ચઢવાના થાકથી મને આમ થયું હશે એવું મિથ્યા કારણ બતાવ્યું, ત્યારે પવાનસિંહે જરાક મોં મલકાવ્યું. રૂપાળીબા જ્યારે ડોળીમાં

બેઠી ત્યારે પણ તેણે આમ તેમ જોવા માંડ્યું અને તેની આંખો ઉપરથી એમ જણાતું હતું કે, તે કંઈ ચોક્કસ બાબતસર ગભરાતી હતી. પર્વત ઉપરથી ઉતરતી વખતે તેનું મન પર્વતના દેખાવો તરફ જરાપણ ગયું નહિ પણ જો આસપાસની ઝાડીમાં જરાક પણ ખડખડાટ થતો હતો તો તે બહુ આકળવિકળ થતી જણાતી હતી. આ બધા ઉપરથી એમ અનુમાન કરવાને કારણ મળે છે કે, જાણે રૂપાળીબા, બદુરીઆને વાસ્તે ગભરાતી તો ન હોય કે રખેને જો તે આસપાસ પવાનસિંહના જોવામાં આવે તો પવાનસિંહ તેને ઠાર મારે. એ ચિંતાથી જ જ્યાં લગણ પર્વત ઉપરથી સવારી હેઠળ આવી નહિ ત્યાં લગણ તે ગભરાતી હતી. બદુરીઆની હિમ્મતને વાસ્તે તે તેને ધન્યવાદ ભણતી હતી અને તેને ફસાવી દેવાનો તો તેણે સ્વપ્ને પણ વિચાર કર્યો નહોતો, એ આપણે જોઈ લીધું છે. ઉલટી તે બદુરીઆની સલામતીને વાસ્તે ઘણી જ બીતી હતી અને તેથી જ દેવાલયમાં બદુરીઓ આવ્યો હતો, તે વિષેની વાત તેણે પોતાના ભાઈને અથવા તો પોતાની સખી કૃષ્ણકુંવરને પણ તેણે કહી નહોતી. કેટલેક દરજ્જે એમ પણ કહીએ તો ખોટું નહિ કહેવાય કે બદુરીઆને વાસ્તે રૂપાળીબાના કોમળ અંતઃકરણમાં પ્રેમનાં અંકુર પેદા થયાં હતાં અને તે જ તેની હાલની અસ્વસ્થતાનું કારણ હતું.

જેવી રૂપાળીબા ચીસ પાડીને બેશુદ્ધ થઈ પડી કે તરત બદુરીઓ દેવાલયની ફરસબધીમાંનો એક પથ્થર કે જે ઉપડી શકતો હતો, તે ઉપાડીને દેવાલયની તળે આવેલા આપણે આગળ કહી ગયેલા ગુપ્ત રસ્તાઓની મદદથી પાછો પર્વત ઉપર આવી, સવારી જોતો ઉભો. આપણે અહિંયાં કહેવુ જોઈએ કે, બદુરીઓ દેવાલયમાં પહેલાં દાખલ થયો હતો તે પણ એ જ ગુપ્ત રસ્તામાં થઈને દાખલ થયો હતો કે જે ગુપ્ત રસ્તાવિષે દેવાલયના પૂજારીઓ તથા આ લુટારાઓ શિવાય બીજા કોઈને પણ ખબર નહોતી. રૂપાળીબા પણ બદુરીઓ દેવાલયમાં કયે રસ્તે દાખલ થયો હતો અને પાછો ગુપચુપ શી રીતે જઈ શકયો હતો, તે વિષે બહુ જ આશ્ચર્ય પામતી હતી અને તેનું કારણ કંઈ સમજી શકતી નહોતી. બદુરીઆના મનને એમ હતું કે, રૂપાળીબાનું મન તેના તરફ ખેંચાયલું છે અને તે બહુ ઉમદા ખવાસની છે અને તેથી જ તેણે પોતાની જીન્દગી રૂપાળીબાને ભરોસે જોખમમાં નાખી હતી પર્વત ઉપર ઉભો ઉભો તેણે સવારીને હેઠળ ઉતરતી જોઈ અને સવારીમાં જરા પણ ગભરાટ તેણે ન જોયો ત્યારે તે અત્યંત ખુશ થયો અને તેના દેવાલયમાં આવ્યાની વાત રૂપાળીબાએ પવાનસિંહને અથવા બીજા કોઈને પણ નહિ કહી હોય અને છૂપી રાખી હશે, એમ તેની ખાત્રી થઈ અને એ વિચારથી

રૂપાળીબા ઉપર તેને વધારે પ્રેમ ઉપજ્યો. સવારીના મહેલમાં પહોં-ચતા લગણમાં બીજું કંઈ જાણવા જોગ બન્યું નહિ. ઘેર આવ્યા પછી રૂપાળીબા બેશુદ્ધ થયાની વાત મહેલમાં તથા શહેરમાં બધે પ્રસરી ગઈ અને ભીમાભાઈએ તથા કૃષ્ણાકુંવરે તેના બેશુદ્ધ થવાનું કારણ રૂપાળી-બાને વિનયથી વિનવી વિનવીને પૂછ્યું, છતાં પણ તેણે બદુરીઆ વિષે એક શબ્દ પણ ઓચર્યો નહીં અને માત્ર કંઈ ન સમજાણ પડે એવા ગભ-ગટથી તે બીધી હશે અને બેશુદ્ધ થઈ હશે, એમ તેણે એડવી દીધુ.

રૂપાળીબા સવારીમાંથી ઘેર આવ્યા પછીની હંમેશાં શોકાતુર રહેતી હતી. તેનું હસતું મુખડું હવે કોઈ દિવસ હસતું જણાતું નહોતું. તેનો ચહેરો કરમાતો જતો હતો. તેનો નિર્મળ પ્રેમ તેને બદુરીઆ તરફ ખેંચતો હતો. ખાવું પીવું તેને ઝેર જેવું લાગતું હતું. જે રૂપાળીબા હંમેશા કૃષ્ણાકુંવરની પાસે જ બેસી રહેતી અને કૃષ્ણાકુંવર વગર તેને એક ઘડી પણ ચ્હેન પડતુ નહોતું, તે રૂપાળીબા આજે દિવસના દિવસો લગણ એકલી એકાંતે જ બેસી રહેતી હતી. આવી તેની બેચેનીનું કારણ ભીમાભાઈ અને કૃષ્ણાકુંવર તેને ઘણુંએ પૂછતાં, પણ તેનું શરીર સારું નથી એવો ઉત્તર આપ્યા ઉપરાંત તે એક શબ્દ પણ ઉચ્ચારતી નહિ. અગાડી જેટલા પ્રેમથી રૂપાળીબા પવિત્ર ગિરનાર પર્વતની ખૂબીનાં વખાણ કરતી અને તે પર્વત તરફ હમેશાં જોયાં કરતી, તે કરતાં હવે તેને તે પર્વત તરફ જોતાં હજારગણો પ્રેમ ઉપજતો અને તે તરફ જોઇને તે બદુરીઆ વિષે જ વિચાર કર્યા કરતી. જો કે તેનાં લગ્ન હવે ઘણાં પાસે આવ્યાં હતાં અને તેને વાસ્તે અતિસુંદર મોતી હીરા તથા સોના રૂપાનાં આભૂ-ષણો તૈયાર થતાં હતાં, તોપણ તેનાપર તે કંઈ જ લક્ષ આપતી નહિ; તે જોવાની તેને સમૂળગી ઇચ્છા જ થતી નહિ. સવારે બપોરે સાંજે તે આખો દિવસ ગિરનાર પર્વત તરફ જ જોયા કરતી. જ્યારે રાત્રિને સમયે

ઉચ્ચ કુળમાં જન્મ, તેના સોબતીઓનો તેના ઉપરનો ભક્તિભાવ, તેની પોતીકી બહાદુરી અને ભય વિષેની તેની બેદરકારી, એ બધાથી આ ઉમદા રજપૂત રાજકુંવરીનુ મન બહુ જ વિહ્વળ થઈ ગયું હતુ. જ્યારે પોતાની મુલાકાત વખતે બોલેલા બદુરીઆના શબ્દો, તેનો મર્યાદાશીળ દેખાવ, પોતા ઉપરનો તેનો પ્રેમ તેને યાદ આવતો અને જ્યારે તે વિચારતી કે પોતાને વાસ્તે જ બદુરીઆએ પોતાની જીંદગી જોખમમાં નાખી હતી ત્યારે તેને એમ લાગતું કે બદુરીઆનો તેના ઉપર ઘણો પ્રેમ હોવો જોઇએ. પરંતુ બ્રાણી તરફથી તેના લગ્નનો વખત ઘણો પાસે આવતો હતો અને પોતાનો ભાઈ પવાનસિંહ જાણે બદુરીઆના માથાના રક્તથી ખરડાયલી તરવાર લઈને આવતો ન હોય, એમ તેને દર ક્ષણે ભીતિ રહેતી હતી.

લગ્નનો દિવસ લગભગ પાસે આવ્યો. કુમારપાળ રાજાએ રાજ્યના મુખ્ય જોશીને બોલાવી તેને રૂપાળીબાનુ વર્ષફળ ઉપજાવવાનું કહ્યું. જોશી મહારાજે વર્ષફળ ઉપજાવી કાઢયું અને એક દિવસ રૂપાળીબા રાત્રિના સાત વાગ્યાને સમયે પર્વત ઉપર થતા અગ્નિના ભડકાઓ તરફ જોતી હતી, તે વખતે જોશી મહારાજ રૂપાળીબાના વર્ષફળનો કાગળ લઇને આવ્યા અને તેને કહ્યું; "રાજપુત્રી, તમારા પિતાની આજ્ઞાથી તમારું વર્ષફળ આ મેં ઉપજાવી કાઢેલુ છે. ગ્રહનો યોગ એવો આવેલો છે કે, તમારું લગ્ન હાલમાં જો મુલતવી રાખવામાં આવશે તો વધારે ઠીક પડશે. એ ઉપરાંત ગ્રહના એ યોગ ઉપરથી મને એક ભવિષ્યવાણી તમને કહેવી પડે છે કે, જે તમને બહુ દુ ખદાયી લાગશે. ગ્રહોનો એવો ખરાબ યોગ તો મેં મારી જીંદગીમાં કોઈ પણ રાજપુત્ર અથવા રાજપુત્રીના જન્માક્ષરમાં જોયો નથી. કહો તો તમારા ભવિષ્યમાં શુ શું થવાનું છે, તે હું તમને કહું." રૂપાળીબા બિચારી દિગ્મુઢ થઈ ગઈ અને પોતાનું ભવિષ્ય ખરાબ છે, એમ જોશીના બોલવા ઉપરથી જાણવા છતાં, સઘળું પૂરેપૂરી રીતે જાણવાની તેને ઇચ્છા થઈ અને તેણે તે સઘળુ સંભળાવવાની જોશીને વિનતી કીધી. એ વખતે જોશી ધીમેથી બોલ્યો, 'રાજપુત્રી, તમારા શક્તિ, અગ્નિ, પાણી, તથા પર્વતના ગ્રહો તમને બહુ નડે છે ને એ સઘળા તમને હેરાન કરવાને બાકી મુકશે નહિ. આ ભવમાં તમારા બે ભવ થશે. તમે તમારા કુટુંબને તજશો અને તેમના દુશ્મનનાં થઈ રહેશો. આ સઘળું મને ઘણું વિચિત્ર લાગે છે, પણ તમારા ગ્રહ પ્રમાણે તે બનવુ જ જોઇએ. અને મારી ખાત્રી છે કે તે બનશેજ. તમારે વાસ્તે મને બહુ ધાસ્તી લાગે છે.' આ સાંભળીને રૂપાળીબા ધડકતે કાળજે જોશી મહારાજની સામું એકી નજરે જોઈ બોલી, 'પણુ આ બધી ભવિષ્યવાણી આ પાસેના પર્વત આગળની જગ્યામાં ખરી પડશે કે બીજે કોઈ ઠેકાણે,

તે વાત તમે મને જરા મારા ગ્રહની વધારે તપાસ કરીને કહો.' જોશી મહારાજે થોડોક વિચાર કરીને જવાબ દીધો, 'હા, રાજકુંવરી, એમ જ થશે.' આ સાંભળીને જાણે રૂપાળીબાના ચહેરા ઉપર નૂર ચઢી આવ્યું હોય એમ દેખાયું. તે બોલી 'મારે વાસ્તે તમે કંઈ ફિકર ના કરશો. આપ હવે પધારો, મારાં લગ્ન હવે ઘણાં પાસે આવ્યાં છે, તે સંબંધી મારે કંઇક કામ છે.' જોશીબાવા રસ્તે પડ્યા અને રૂપાળીબા ખુશી થતી થતી બારી આગળ જઇને પર્વત નિહાળતી નિહાળતી બહુરીઆ વિષે વિચાર કરતી ઉભી.

આણી તરફ પવાનસિંહ પેલા બહાદુર બહારવટીઆના નાયકને પકડવાના પોતાના મિથ્યા પ્રયત્નમાં મચ્યો રહેતો હતો અને જેમ જેમ તેને પકડવાનો તેનો પ્રયત્ન નિષ્ફળ થતો જતો હતો, તેમ તેમ તે વધારે ખીજવાતો અને વધારે મથન કરતો હતો. આવી રીતે પવાનસિંહ અને તેના માણસો બહુરીઆને પકડવાને આમથી તેમ ફાંફાં મારતા હતા ત્યારે એ બહાદુર બહારવટીઆનો નાયક, જાણે તેને કોઇનો ભય ન હોય તેમ કલાકના કલાક સુધી પર્વતના ઉંચાં શિખર ઉપર ઉભો ઉભો કુમારપાળ રાજાના મહેલ તરફ જોયા કરતો અને મોહજાળમાં ફસાયલો રૂપાળી-બાનું જ ધ્યાન ધરતો.

કેટલાક દિવસ વીતી ગયા, બહુરીએ પવાનસિંહના હાથમાં આવે એવી આશા સઘળાએ તજી દીધી. રૂપાળીબા આથી વધારે ને વધારે ખુશી થતી જણાતી, પણ થોડા વખતમાં તે બિચારીની ખુશીનો અંત આવ્યો. એક દિવસ જ્યારે તે પોતાના રૂપેરી હીંચકાપર બેઠી બેઠી બહુ-રીઆનો ભય દૂર ગયેલો જેઇને ખુશી થતી હતી, એટલામાં તેની મા ભીમાબાઈ ત્યાં આવી બોલી, 'બેટા, પેલા ઘાતકી બહારવટીઆને આપણા મહેલતળે આવેલા કારાગૃહમાં નિવાસ કરવાના દહાડા બહુ જ પાસે આવતા જાય છે અને થોડા દિવસમાં તેનું મસ્તક સામેના દરવાજાપર લટકતું તું જોશે. બહુરીઆનો એક માણસ પવાનસિંહના હાથમાં આવ્યો છે અને તેણે એક મોટા ઇનામની સરતે બહુરીઆને પકડાવી આપવાની પ્રતિજ્ઞા કીધેલી છે.'

રૂપાળીબા આ સાંભળી એકદમ ચમકી અને ગભરાતી ગભરાતી બોલી, 'અને શું મારા ભાઇએ તે નીચ વિશ્વાસઘાતી માણસની માગણી કબુલ કીધી છે?'

'બેશક, એવા એક રખડતા બહારવટીઆની તું શું રજપૂત વિરલા-ઓની સાથે સરખામણી કરવા માગે છે કે? મારું ચાલે તો એવા એક નીચ કૂતરાને મારવા ખાતર પવાનસિંહની તરવારને કદી પણ શરમમાં

નાંખવા દઇશ નહિ. એના જેવા હલકા માણસો તો ચાર મણની બેડીમાં ઠોકાવા લાયકના છે અને એ ઉપરાંત તેમને અણીદાર ખીલાવાળાં પીપમાં ગબડાવીને રીબાવી રીબાવીને મારી નાંખવા જોઇએ.'

'હાય હાય, માજી આ તું શું બોલે છે?' રૂપાળીબા ડચકીઆં ખાતી ખાતી બોલી.

'તને થયું છે શું. તારી અક્કલ બક્કલ ગઈ છે કે આવા લુટારાને વાસ્તે તને આટલું બધું લાગે છે? જરા શરમા. તારા પિતાના દુશ્મનને વાસ્તે તું આટલું બધું દુઃખ લગાડીને તારા રજપૂતાણીના નામને કલંક લગાડે છે. તારા જેટલી મારી ઉમ્મર હતી ત્યારે તો મારા મનમાં એટલો જોસ્સો હતો કે, મારા કોઈ પણ કુટુંબીને જો કોઈ પુરુષ જરાએ અપમાન આપે તો મારું હીરાજડિત વહાલું ખંજર કે જે હું હંમેશાં મારી પાસે રાખતી, તે તેના પેટમાં ઘોંચ્યા વગર રહું નહીં અને તું આ મારી જ છોકરી આપણને હેરાન કરનાર એક નીચ લુટારાની દાઝ ખાય છે અને તારા ભાઇએ જે જિત મેળવી, તે માટે જરાપણ ખુશી થતી નથી, એ શું તને કુમતિ સૂઝે છે. ખચિત, તારો જીવ ફરી આવ્યો હશે, નીકર આવી રીતે તારા બાપના કુટુંબના નામ ઉપર બટ્ટો લગાડે એવી તું નથી.' આમ બોલતી બોલતી ક્રોધાયમાન થઈ ગયેલી બીમાબાઈ ત્યાંથી ચાલી ગઈ.

અત્યાર લગણ તો રૂપાળીબાએ જેમ તેમ પોતાનું મન અટકાવી રાખ્યું હતું, પણ જેવી બીમાબાઈ તેની પાસથી ગઈ કે, તરત જ તેણે એક આંખે શ્રાવણ અને બીજી આંખે ભાદરવો એમ અશ્રુપાત કરવા માંડ્યો; પરંતુ થોડીકવાર પછી તે પાછી જરાતરા સ્વસ્થ થઈ અને બહુરીઆને કોઈ પણ ઉપાયે ઉગારવો, તે માટે વિચાર કરવા લાગી. પણ કયા પ્રકારે બચાવવો, તે વિચારમાં તે ગરક થઈ ગઈ. બહુ બહુ વિચાર કરતાં જ્યારે તેણે જોયું કે, બહુરીઆને બચાવવામાં તે કોઈ પણ રીતે સહાયભૂત થઈ શકશે નહીં, ત્યારે તેનું કાળજું કોરાઈ ગયું અને એ વિચારથી તેણે પાછો અશ્રુપાત કરવા માંડ્યો. તેણે વિચાર કર્યો કે, જો હું મારી માની પેઠે કપટી હોત અને કાવાદાવામાં તથા લાંચ રુશવતમાં સમજતી હોત તો આજે તે ઉપાયોથી પણ બહુરીઆને બચાવી શકત. આવી રીતે તે બિચારી વિચાર્યા કરતી હતી, એટલામાં એક દાસીએ તેના ઓરડામાં પ્રવેશ કીધો અને એક યોગી રૂપાળીબાને મળવા આવ્યો છે, એમ જણાવ્યું.

આપણે આગળ કહી ગયા તેમ રજપૂત લોકોના અંતઃપુરમાં જઇને બાઓ જોડે વાત કરવાની યોગી લોકોને છૂટ હતી અને તેમને આવવા

દેવાની કોઈ પણ રજપૂત સ્ત્રીઓથી ના પાડી શકાતી નહીં. તે યોગી તરત અંદર દાખલ થયો. માથાથી તે છેક પગની પાટલી સુધી તેણે ભગવાં કપડાં પહેરી દીધેલાં હતાં. તેની આંખો આસપાસ ફરકયા કરતી હતી; તેથી જાણે તે કંઈ ભયથી બીતો હોય એમ લાગતું હતું. તેના એક હાથમાં પાણી પીવાની તુમડી હતી અને બીજા હાથમાં આસન વાસ્તે રાખેલું મૃગચર્મ હતું. જેવી પેલી દાસી ત્યાંથી ગઈ કે, તે યોગીએ પોતાની તુમડી તથા મૃગચર્મ જમીન ઉપર મૂકી દીધાં અને શરમાળ આંખે નીચું મોં રાખીને તે પવિત્ર અનૂઢાની સામો જઈ ઉભો.

રૂપાળીબા જાણે આ યોગીના આવવાથી અકળાઈ હોય અને તે ક્યારે પાછો જાય એમ ઇચ્છતી હોય તેમ બોલી; 'તમે કોઈ દૂર પ્રદેશથી આ પવિત્ર ગિરિનારની જાત્રાએ આવ્યા હો, એમ મને લાગે છે અને તમને કંઈ જોઈતું હોય એમ મને ભાસે છે. બોલો તમારે શું જોઈએ છે વારુ ?'

'મારે કંઈ જોઈતું નથી, પવિત્ર ગિરિનારપર આવેલાં દેવાલયનાં હું દર્શન કરી આવ્યો છું અને પાછો યમુના નદીપર આવેલા મારા સ્થાનકપર જાઉં છું. પણ જાત્રાળુઓએ હવે એ પર્વત ઉપર આવવું યોગ્ય નથી, એમ હું ધારું છું; કારણ કે તારો ભાઈ તે પવિત્ર જગ્યાને પોતાની તરવારના ચળકાટથી અપવિત્ર કરી નાંખે છે. એ પવિત્ર અને શાંત જગ્યા આગળ તેણે તરવાર લઈને ફર્યા કરી જાત્રાળુઓને ધાસ્તીમાં નાંખવા, એ કંઈ ઠીક નહીં. બોલ બાઈ, એમ કરતાં તારો ભાઈ કેવારે અટકશે.'

'પ્રભુ કરેને તેની વેરીલી તરવારને મારા ભાઈને સમજાવી પાછી મ્યાનમાં ઘલાવી દઉં,' અતિશય દુઃખથી રૂપાળીબા બોલી. 'પણ ત્યારે શું પેલા બહારવટીઆઓની ટોળીથી જાત્રાળુ લોકો બીતા નથી ?'

યોગી બોલ્યો, 'ના, બહારવટીઆ તો નિરાધારનું અને ગરીબનું રક્ષણ કરે છે અને માત્ર ગરીબોની પાસથી પૈસો ચૂસી લેનાર પૈસાદાર લોકોને જ લુટે છે. બહારવટીઆઓનો નાયક ઘણો હિમ્મતવાન્ તથા લડાયક છે, પણ તે કંઈ મનુષ્યના લોહીનો તરસ્યો નથી.'

'ત્યારે શું તમે તેને ઓળખો છો કે ?' રૂપાળીબા તે યોગીના મુખ સામું જોઈ બોલી.

'તે પોતાના પિતાના ઘરમાંથી નાસી ગયો, તે દહાડાનો હું તેને ઓળખું છું. ત્યાર પછી હમણાં પણ મારે તેની જોડે મેળાપ થયો છે. દેવાલયના પૂજારીઓ મને કહેતા હતા કે, બદુરીઆનો એક વિશ્વાસઘાતી માણસ બદુરીઆને તારા ભાઈના હાથમાં ફસાવવા માગે છે; પણ બાઈ, એ ખોટું છે. બદુરીઆના માણસો તેને એટલો બધો તો ચહાય છે કે,

તેને વાસ્તે તેઓ પોતાના પ્રાણ કાઢવાને તૈયાર છે. તો શું એવા માણસોમાંથી કોઈ પણ તેને ફસાવવાને સ્વપ્ને પણ વિચાર કરે ? હા, એમ તો છે ખરું કે, બહુરીઆનો એક માણસ તારા ભાઇના હાથમાં ગયો છે, પણ તે કંઈ બહુરીઆને ફસાવવા માટે નહિં. ઉલટું તે તારા ભાઈ જોડે બહુરીઆના એક જાસુસ તરીકે રહે છે અને તારા ભાઇની બધી ગોઠવણોની બહુરીઆ પાસ જઇને માહીતી આપે છે અને એથી તો બહુરીઓ વધારે નિર્ભય સ્થિતિમાં રહી શકે છે.'

યોગીનું આ બોલવું સાંભળી રૂપાળીબાનો હર્ષ માયો નહિં અને હર્ષમાંને હર્ષમાં તેનાથી તાળી પાડી દેવાઈ. યોગી આ જોઈ ઘણો જ ખુશ થયો. તેણે આમ તેમ બારીકીથી જોયું અને પછી તરત જ પોતાનાં ઓઢેલાં વસ્ત્રો બાજુએ નાંખી દીધાં. રૂપાળીબાએ હવે જાણ્યું કે, તેને મળવા આવેલો યોગી કોઈ નહિં પણ બહુરીઓ પોતે જ હતો. બન્ને જણ એકમેકને અતિશય હેતથી ભેટ્યાં. રૂપાળી જરાક શરમાઈ અને કોઈ મહેલનુ માણસ આવી પહોંચે તો બહુરીઆને નુકસાન થાય એમ જાણી ગભરાઈ. થોડીકવાર એવી રીતે પોતાનો પ્રેમ બતાવ્યા પછી બહુરીઓ બોલ્યો, 'પ્રિય રૂપાળી ! અહિયાં સૂધી આવવાની મારી મહેનત હવે સાર્થક થઈ. હું ધારતો જ હતો કે, તુ મને ચહાશે અને તને દેવાલયમાં મળ્યા પછી ફરીથી તારું મનોહર મુખારવિંદ જોવાને મારુ મન આકર્ષાયાં કરતું હતુ. પણ હવે હું તને મળ્યો. તને મળવાથી મારું મન તૃપ્ત થયું છે અને હવે હું જાઉં છું; કારણ કે હવે મોડુ થયું છે અને વળી આ યોગીનાં કપડાં ઝાઝીવાર મારા શરીર ઉપર રાખવાં મને ગમતાં નથી. વળી જો કે મેં મારાં હથીઆર મારી પાસે છૂપાવેલાં છે, છતાં પણ રાત્રિ પડ્યા પહેલાં પર્વત ઉપર થઇને મારા રહેઠાણમાં પહોંચી જવાનો મારો વિચાર છે. જતી વખતે બહુરીઓ રૂપાળીબાની કોટે વળગી તેની જોડે વાત કરવા લાગ્યો. એવી વખતે બંને છે તેમ આમને આમ કેટલો વખત ગયો તેનું તેમને ભાન રહ્યું નહિં અને પાસેના ઓરડામાં ભીમાભાઇના ઘાંટો સાંભળી તેઓ એકદમ ચોંક્યા. જો ભીમાભાઇનો ઘાંટો તેઓએ સાંભળ્યો નહોત તો ક્યાં સૂધી તેઓ એવીને એવી સ્થિતિમાં વાતો કર્યાં કરત, તે કહી શકવું ઘણું મુશ્કેલ છે. ભીમાભાઇનો ઘાંટો સાંભળ્યો કે, તરત જ બહુરીઆએ પોતાનાં વસ્ત્રો લપેટી દીધાં અને પોતાની તુમડી અને મૃગચર્મ લઈ રૂપાળીબાને છેલ્લી છેલ્લી ભેટી ત્યાંથી પાછો ફર્યો.

હવે રૂપાળીબાના લગ્નને માત્ર એક મહીનો રહ્યો હતો અને રૂપાળીબાના વિવાહિતની સ્વારી જુનાગઢ શહેરના પૂર્વમાં આવેલા દરવાજામાં

થઈ જતી હતી લોકોના ટોળેટોળાં રસ્તાની બાજુએ સ્વારી જોવાને ઉભા રહેલાં હતાં સ્વારી આખા એક ગાઉ જેટલી લાંબી હતી. પહેલાં વિવિધ પ્રકારના અનકારે શણગારેલા અને તેઓની બે બાજુએ રૂપાના ઘટો લટકતા એવાં ઉંટો આવ્યાં કે જેપર બેસીને નગારચીઓ જોરથી નગારાં વગાડતા હતા તેમની પછવાડે ઝનુની ઘોડા ઉપર સ્વાર થયેલા હથિયારબંધ આરબો આવ્યા તેમની કમ્મરે નાગી તરવારો લટકી રહેલી હતી તેઓની પછવાડે હાથીઓ ચાલ્યા આવતા હતા તેઓને કિમતી કિનખાબો ઓઢાડી દેવામાં આવ્યા હતા તથા તેઓના ઉપર મૂકેલા હુદ્દાઓ ઘણા મૂલ્યવાન્ હતા હાથીઓની પછવાડે ભાટચારણો પૂર ભપકામાં ચાલતા હતા અને મોટો ઘાંટો પાડીને અતિશયોક્તિ ભરેલા કવિતો બોલી રાજાના વખાણ કરતા હતા, અને પોતાની ભટાઈ બતાવતા હતા છેલ્લે રૂપાળીબાનો વિવાહિત, દૂધના જેવા સફેદ રંગવાળા ઘોડા ઉપર સ્વાર થયલો આવતો હતો તેના ઘોડાને ઘણો જ શણગારવામાં આવ્યો હતો તેને ઓરાડેની ઝાલરો ઉપર મોતી તથા હીરા ટાંકી દેવામા આવ્યા હતા ઘોડા ઉપર જે જીન મૂકવામાં આવ્યુ હતું, તે કિનખાબનું બનાવેલું હતું અને તેની બે બાજુએથી સોનેરી ફુમતાંઓ લટકતાં હતાં ઘોડાની લગામ જરીની બનાવેલી હતી તેના મસ્તક ઉપર એક કલગી ખોસી દેવામાં આવી હતી કલગી ઘણી કિમતી હતી અને તેના ઉપર હીરા, માણેક, પન્ના અને એવાં બીજા મહામૂલ્યવાન્ રત્નો જડી દેવામાં આવ્યા હતાં

રૂપાળીબાનો વિવાહિત કે જેને વાસ્તે આ બધી સ્વારી ચાલતી હતી, તેનો ચહેરો એવો તો ક્રૂર હતો કે, તેને જોઇને બાળકો બીતા હતાં. તે કંઈ બહુ ઘરડો થઈ ગયો નહોતો, પણ વ્યસનથી અને સ્ત્રીલંપટપણાથી તેના ચહેરા ઉપર સઘળે કરચલી વળી ગયેલી હતી અને તેનું શરીર બધું ખવાઈ ગયેલું હતું તેની આંખોના ડોળા અંદર બેસી ગયા હતા અને આ બધી વિકૃતિઓથી તેનો ચહેરો બિહામણો લાગતો હતો આ સ્વારીનો ઠાઠમાઠ રૂપાળીબા પોતાના અંત પુરની ચક નાખેલી બારીમાંથી નિહાળતી હતી, પણ ખુશી થવાને બદલે ઉલટો તેને તિરસ્કાર ઉપજતો હતો જો તેણે બહુરીઆનો મનોહર ચહેરો જોયો નહોત તો આ ભપકાદાર સ્વારી જોઇને તે ખુશી થાત, પણ હવે તો તેનું મન માત્ર બહુરીઆમાં જ હતું અને તેથી આ સ્વારી ઉપર તેને તિરસ્કાર ઉપજતો હતો એ ઉપરાંત લગ્નનો સમય પાસે આવ્યાથી રૂપાળીબાના વિવાહિત વિષે બધે વાતો ચાલ્યા કરતી અને સઘળાં કહેતાં કે, તેનો સ્વભાવ ઘણો પાજી હતો એમ કહેવામા આવતું કે, નજીવાં કારણોસર પોતાની રૈયત-

માંના કોઈ કોઇને તે તોપને ગોળે ઉડાવતો અથવા તો હાથીને પગે બાંધીને બિચારા કમનસીબ ગુન્હેગારોને તે ફેરવાવતો અને પછી અગ-દાવી દેતો. આવી વાતો સાંભળી રૂપાળીબાને પોતાના વિવાહિત ઉપર વધારે વધારે તિરસ્કાર ઉપજતો અને તેનું મન બહુરીઆ તરફ ખેંચાતું હતું.

પવાનસિંહ હજી પાછો ફર્યો નહોતો. બહુરીઓ તેના હાથમાં આવ્યો નહોતો, એમ આપણે કહી ગયા છીએ. બહુરીઆનો જે એક માણસ પવાનસિંહની જોડે ફરતો હતો, તે કંઈ બહુરીઆને ફસાવવા માટે નહિ પણ ઉલટો બહુરીઆના જાસુસ તરિકે પવાનસિહની હિલચાલ વિષે બહુરીઆને ખબર કરવાને ફરતો હતો. એ માણસ હવે પવાન-સિંહને છોડીને બહુરીઆ પાસે પાછો જતો રહ્યો. પોતાને છેતરાયલો જાણી પવાનસિંહ ઘણો જ ક્રોધાયમાન થઈ ગયો અને બહુરીઆનું માથું લીધા વગર પોતાના પિતાની કચેરીમાં પગ ન મૂકવો, એવી પ્રતિજ્ઞા તેણે લીધી.

લગ્નનો દિવસ સમીપ આવવાથી મહેલમાં કોલાહલ ચાલી રહ્યુ હતુ. ભાતભાતની મિઠાઇઓ બનાવવામાં આવતી હતી. સારાં સારાં કપ-ડાંઓ તૈયાર કરવામાં આવતાં હતાં અને મોડી રાત સુધી જાગરણ ચાલ્યાં કરતું હતું. બપોરનો વખત હતો. એક બાજુએ રૂપાળીબા તથા કૃષ્ણા-કુંવર કોચ ઉપર સુતાં સુતાં રૂપાળીબાના વિવાહ વિષે વાતો કર્યાં કરતાં હતાં. જેમ જેમ લગ્નનો દિવસ સમીપ આવતો, તેમ તેમ રૂપાળીબા વધારે ગભરાતી. પોતાના વિવાહિતના ક્રૂર સ્વભાવના દાખલાઓ તેના સાંભળવામાં આવતા. પોતાની સખી કૃષ્ણાકુંવરને તે કહેતી, 'બહેન, એ મારી પાસે ઉભો રહેશે, તેજ મારાથી ખમાશે નહિં. મને એમ થાય છે કે મારા લગ્નનો દિવસ આવ્યા પહેલાં મારું મોત આવે તો કેવું સારું. એની જોડે પરણવા કરતાં મારો આત્મઘાત કરવો મને વધારે ઠીક લાગે છે.'

'આટલી બધી તું શા વાસ્તે ગભરાય છે?' કૃષ્ણાકુંવર તેને જવાબ દેતી, 'એ તને ચાહ્યા વગર રહેશે જ નહિં. તું આટલી ફુટડી છતાં તું આવી ડાહી છે તો એનાથી તને ચાહ્યા વગર રહેવાશે જ નહિ. એનું મન તારા તરફ ખેંચાવું જ જોઇએ; એમ કેમ, એ તો તને પોતાની પટરાણી બનાવશે અને ઉલટી તું એને તારા અંકુશમાં રાખી શકીશ, ગભરાય છે શાની. ગમે તેવો એ બીજાઓ જોડે ક્રૂર હશે, પણ તારા ઉપર તો તે પોતાના ચારે હાથ રાખશે.'

'હાય હાય શું તે મને પોતાની પટરાણી બનાવશે?' રૂપાળીબા મહા દુઃખથી બોલી 'મારાથી તે કેમ ખમાશે. ઉલટું' મને ભૂલી જઇને

એકાગ્ર ચિત્તે વિચાર કરતી ઉભી. તેને લાગ્યું કે, તે બેડીવાળા પુરુષનો ચહેરો બહુરીઆને મળતો આવતો હતો પણ તે બહુરીઆ તો નહિ જ. એ બહુરીઆ હશે કે નહિ, એમ ઘડીએ ઘડી તેને વિચાર આવતો હતો. એમ કરતાં કરતાં સંધ્યાકાળનો સમય થયો. રૂપાળીબા અગાસીમાં આવી. ત્યાં થોડીવાર ઉભી રહી. તેનું હૈયું ધડકતું હતું અને પર્વત તરફ એકાગ્ર નજરે તે જોતી હતી. પોતાની ધારેલી વસ્તુ તરફ જાણે જોતી ન હોય એમ દીસતું હતું. થોડા વખતમાં એક ચોક્કસ જગ્યાએ જ તાપણી થતી ન હોય એમ તેને લાગ્યું. ખુશીમાં ને ખુશીમાં તેણે નાચવા માંડ્યું. તેનો હરખ માયો નહિ. તેણે આથી જાણ્યું કે, બેડીવાળો માણસ બહુરીઆ નહોતો, પણ બીજો જ કોઈ હતો. આ વાત શા ઉપરથી રૂપાળીબા સમજી શકી હશે વારૂ? ઉપર કહ્યું છે કે પર્વતની એક ચોક્કસ જગ્યા તરફ જોઇને તે આટલી ખુશી થઈ. તે જ તાપણી બહુરીઆ અને રૂપાળીબા વચ્ચેનું એક સંકેતિક ચિન્હ હતું કે, જે જોઇને રૂપાળીબા સમજી શકતી કે, બહુરીઆ સલામત હતો. તે જ તાપણી, બહુરીઆ નથી પકડાયો પણ બીજો કોઈ પકડાયો છે, એ બતાવવાની તેઓની નક્કી કરેલી નિશાની હતી. રૂપાળીબા આ જોઇને ખુશી થતી થતી અગાસી ઉપરથી હેઠળ આવી કે એક કલાકની અંદર યોગીના વેષમાં બહુરીઆ તેને મળવા આવ્યો. બહુરીઆને જોઈ તે હર્ષઘેલી થઈ ગઈ. તે એકદમ તેને ભેટી પડી અને બોલીઃ-

'પ્રિય, હજી તમે સ્વતંત્ર છો ત્યારે તમે પકડાયા એ વાત સાંભળવાથી મારું મન કેવું આકુળ વ્યાકુળ થઈ ગયુ હતું, એનો વિચાર તો તમને ક્યાંથી જ આવી શકશે. જ્યારે ઘણા વખત લગણ ફિકરમાં રહ્યા પછી બેડીવાળા પુરુષનો ચહેરો મારા જોવામાં આવ્યો ત્યારે મને લાગ્યું કે, બેડીવાળા પુરુષ તમે નહિ પણ બીજો કોઈ હશે અને જ્યારે તમારી તાપણી જોઈ ત્યારે તો મારી ખુશીનો પાર રહ્યો નહિ. માનશો વારુ? ચાલો હવે તમને નિરાંત થશે. બધા તો એમ જ સમજે છે કે, પકડાયેલો પુરુષ બહુરીઆ જ છે. પકડાયલા પુરુષને દેહાંતની શિક્ષા કરશે, એટલે સર્વે એમ જ જાણશે કે બહુરીઆ હવે જીવતો જ નથી, અને તમે કોઈ બીજું નામ રાખીને રહેશો, એટલે હવે તમારું જીંદગી લગણનું ભય જશે.'

'પ્રિય રૂપાળીબા,' પણ મારાથી એમ થઈ શકે? શું મારો ભાઈ, મારો જન્મનો સાથી, મારે નામે તારા પિતા તરફથી કરવામાં આવનારી સખત શિક્ષાનો ભોગ થઈ પડે અને હું શું જોયા કરું. હું શું મને એવો નીચ જાણે છે? મારા ભાઇને કંઈ પણ આંચ આવ્યા પહેલાં હું

સખત મોત સંબંધી વિચાર કરતો હતો. જીવ જવાની તેને કંઈ બિહિક નહોતી. ઉલટો તે ખુશી થતો હતો, કારણ કે તેના મરી ગયા પછી પોતાનો ભાઈ બદુરીઓ બચી શકશે, એમ તે ધારતો હતો. આણી તરફ રૂપાળીબા ઉંઘવાનો ઢોંગ કરીને પોતાના કોચ ઉપર પડી રહેલી હતી અને ઢોલ, તાસાનો અવાજ બંધ થઈ જવાની વાટ જોતી હતી. થોડીક વારમાં નાચ બંધ થઈ ગયો. ઢોલ તાસાના અવાજ સંભળાતા અટક્યા. હજી થોડીવાર તે થોભી. જ્યારે તેણે જાણ્યું કે, બધા જ નિદ્રાવશ થયાં છે ત્યારે તે કોચમાં બેઠી થઈ. તેણે આમ તેમ જોયું. સર્વે સુતાં હતાં. ખખડાટ ન થાય એ મતલબથી પોતાના હાથના તથા પગનાં ઘુઘરીવાળાં ઘરેણાં તેણે હળુ હળુ કાઢી નાંખ્યાં અને બાજુએ મૂક્યાં. ફરી તેણે આમ તેમ જોયું. સર્વે ભરનિદ્રામાં પડેલાં હતાં. તરત ધીમે પગલે તે પોતાના ભાઇના ઓરડા તરફ ઉઘાડે પગે ગઈ; પવાનસિંહ ભરનિદ્રામાં પડેલો હતો તથા તેના અંગરક્ષકો પણ ભરનિદ્રામાં હતા. પવાનસિંહના કોચ પાસે ગઈ. ઓસીકું ધીરે રહીને ઉંચું કીધું અને ચાવીનો ઝુમખો કાઢી લીધો. ઓસીકું સહેજ જોરથી પાછું નીચે પડ્યું. પોતાનું માથું સહેજ નીચું પડવાથી પવાનસિંહ એકદમ ચમક્યો અને બેઠો થયો. રૂપાળીબા તરત કોચ તળે ભરાઈ ગઈ અને પવાનસિંહ પોતાના અંગરક્ષકોને જગાડશે, એમ દર ક્ષણે બીતી હતી; પણ પવાનસિંહે તેમાંનું કંઈ કીધું નહિ. તે આમ તેમ જરા જોઇને પાછો સડસડાટ ભરનિદ્રામાં પડ્યો. હવે રૂપાળીબાના જીવમાં જીવ આવ્યો. તરત તે ઉઠી અને પવાનસિંહના અંગરક્ષકોની વચ્ચોવચ થઇને કોઈ જાણે નહિ તેમ મહેલની અંદર આવેલા ચોગાનમાં ગઈ. પાંજરું તેણે જોયું. તરત જ પાંજરામાં બંધ કરેલા પુરુષને ચાવીનો ઝુમખો આપ્યો અને એક શબ્દ પણ બોલ્યા વગર જેવી આવી હતી તેવી ધીરેથી પાછી પોતાના કોચ ઉપર જઇને સુતી અને થોડીવારમાં ઉંઘી ગઈ. પેલી તરફ પેલા પાંજરામાંના પુરુષે ચાવીથી પાંજરાનું તાળું ઉઘાડ્યું. તરત વાડીમાં ગયો. બદુરીઆને જઈ મળ્યો અને પછી તેઓ બંને બનતી ઉતાવળે પરોઢીઆ પહેલાં પર્વત ઉપર જઈ પહોંચ્યા.

હવે આપણે કુમારપાળરાજાના મહેલમાં શું થતું હતું, તેનો વિચાર કરીએ. સવાર પડી એટલે રૂપાળીબાની દાસીઓ ઉઠી; રૂપાળીબા તો ભરનિદ્રામાં જ પડેલી હતી, પાંજરા આગળ ચોકી વાસ્તે રાખવામાં આવેલા પહેરેગીરો ઉઠ્યા અને પાંજરું ખાલી જોઈ ઘણા ગભરાયા. વાત બધે ફેલાઈ કે પાંજરામાંથી કેદી નાસી ગયો. ચોપાસ ઘોડેસ્વારો દોડાવ્યા પણ કંઈ વળ્યું નહિ. પવાનસિંહ તો ઘણો જ ગુસ્સે થઈ ગયો.

મારી જાતને કાલે સવારે તારા ભાઇને હવાલે કરી દઇશ અને મારા ભાઇને મારે નામે ખોટી શિક્ષા ભોગવતો બચાવીશ.'

રૂપાળીબાને બદુરીઆનું આ બોલવું સાંભળીને ત્રાસ ઉપજ્યો અને તેના મોં સામું જોતાં તેને લાગ્યું કે, બદુરીઆ જે બોલ્યો હતો તે કંઈ ખાલી નહોતું પણ તેમ કરવાનો તેણે નિશ્ચય કીધો હતો. તેને ગભરાતી જોઈ બદુરીઆ બોલ્યો,-

પણ પ્રિય લલના, જો તારામાં હિંમત હોય તો તું એને બચાવી શકે ખરી કે, જેથી મારે મરવું ન પડે ? મારા ભાઇને જ્યાં કેદ રાખવામાં આવ્યો છે, તે જગ્યા મેં શોધી કાઢી છે. હમણાં જ તારા ભાઇએ તેને બેડીમાંથી મુક્ત કીધો છે, અને કારાગૃહમાંથી લાવીને મહેલની અંદર આવેલા ચોગાનમાં એક ભારે લોખંડનાં પાંજરામાં રાખ્યો છે કે શહેરના લોકોના જોવામાં તે આવે. હુ તેના પહેરેગીરોને પુષ્કળ અફીણ ખવડાવીશ; પછી જો તું તારા ભાઇના ઓસીકાં તળેથી તે પાંજરાને દીધેલા તાળાની ચાવી છાનીમાની લઇને પાંજરા આગળ જઇને મારા ભાઇના હાથમાં આપે તો તે પાંજરું તરત ઉઘાડી નિકળી શકશે; હું મહેલની વાડીમાં જ વાટ જોતો ઉભો રહીશ અને જેવો તે આવશે કે, તરત અમે પાછા નાસીને પર્વત ઉપર વહાણું વાતાં પહેલાં જતા રહીશું.'

'પણ વખતે મારો ભાઈ જાગી ઉઠે તો' રૂપાળીબા ધ્રુજતી ધ્રુજતી બોલી.

'તે બાબતની તું ધાસ્તી રાખીશ નહિ. એ મારું કામ છે. આજ રાત્રિએ જે મોટો નાચ થવાનો છે, તે વખતે તારા ભાઇના પીવામાં પુષ્કળ કસુંબો આવશે, એવી તજવીજ હું કરીશ અને તેની કેફમાં તારો ભાઈ આજે રાત્રે ભરનિદ્રામાં પડશે. પણ બોલ, આ જોખમ લેવાની તારામાં હિંમત છે ?'

'હા, હું એ જોખમ ખેડીશ;' રૂપાળીબા પોતાનું મસ્તક બદુરીઆના ખભાપર નાંખી દઈ બોલી, તમારે વાસ્તે મારો પ્રાણ અર્પણ કરવા હું તૈયાર છું. મારું ગમે તે થશે, પણ તમે તો બચશો. જાઓ તમે તથા તમારો ભાઈ સ્વતંત્ર થઇને સામા પર્વત ઉપર પાછા ફરશો. પણ મને કંઈ થયું તો હવે કંઈ આપણે બંને પાછાં મળવાનાં છઇએ ?'

બદુરીઓ રૂપાળીબાને અતિ પ્રેમથી ભેટીને આંસુવાળી આંખે તેની પાસથી ગયો. મોડી રાત સુધી નાચ ગાયનો ચાલ્યાં કરતાં હતાં. બધે શોરબકોર થઈ રહ્યો હતો. બદુરીઆ પકડાયો, એમ સમજી સર્વે ખુશાલીમાં હતા. પાંજરામાં પડેલો કેદી પોતાને માટે નક્કી કીધેલા

સખત મોત સંબંધી વિચાર કરતો હતો. જીવ જવાની તેને કંઈ બિહિક નહોતી. ઉલટો તે ખુશી થતો હતો, કારણ કે તેના મરી ગયા પછી પોતાનો ભાઈ બહુરીઓ બચી શકશે, એમ તે ધારતો હતો. આણી તરફ રૂપાળીબા ઉંઘવાનો ઢોંગ કરીને પોતાના કોચ ઉપર પડી રહેલી હતી અને ઢોલ, તાસાનો અવાજ બંધ થઈ જવાની વાટ જોતી હતી. થોડીક વારમાં નાચ બંધ થઈ ગયો. ઢોલ તાસાના અવાજ સંભળાતા અટકયા. હજી થોડીવાર તે થોભી. જ્યારે તેણે જાણ્યું કે, બધા જ નિદ્રાવશ થયાં છે ત્યારે તે કોચમાં બેઠી થઈ. તેણે આમ તેમ જોયું. સર્વે સુતાં હતાં. ખખડાટ ન થાય એ મતલબથી પોતાના હાથના તથા પગનાં ઘુઘરીવાળાં ઘરેણાં તેણે હલુ હલુ કાઢી નાંખ્યાં અને બાજુએ મૂકયાં. ફરી તેણે આમ તેમ જોયું. સર્વે ભરનિદ્રામાં પડેલાં હતાં. તરત ધીમે પગલે તે પોતાના ભાઇના ઓરડા તરફ ઉઘાડે પગે ગઈ; પવાનસિંહ ભરનિદ્રામાં પડેલો હતો તથા તેના અંગરક્ષકો પણ ભરનિદ્રામાં હતા. પવાનસિંહના કોચ પાસે ગઈ. ઓસીકું ધીરે રહીને ઉંચું કીધુ અને ચાવીનો ઝુમખો કાઢી લીધો. ઓસીકું સહેજ જોરથી પાછું નીચે પડ્યું. પોતાનું માથું સહેજ નીચું પડવાથી પવાનસિંહ એકદમ ચમકયો અને બેઠો થયો. રૂપાળીબા તરત કોચ તળે ભરાઈ ગઈ અને પવાનસિંહ પોતાના અંગરક્ષકોને જગાડશે, એમ દર ક્ષણે બીતી હતી; પણ પવાનસિંહે તેમાંનું કંઈ કીધું નહિ. તે આમ તેમ જરા જોઇને પાછો સડસડાટ ભરનિદ્રામાં પડ્યો. હવે રૂપાળીબાના જીવમાં જીવ આવ્યો. તરત તે ઉઠી અને પવાનસિંહના અંગરક્ષકોની વચ્ચોવચ થઇને કોઈ જાણે નહિ તેમ મહેલની અંદર આવેલા ચોગાનમાં ગઈ. પાંજરું તેણે જોયું. તરત જ પાંજરાંમાં બંધ કરેલા પુરુષને ચાવીનો ઝુમખો આપ્યો અને એક શબ્દ પણ બોલ્યા વગર જેવી આવી હતી તેવી ધીરેથી પાછી પોતાના કોચ ઉપર જઈને સુતી અને થોડીવારમાં ઉંઘી ગઈ. પેલી તરફ પેલા પાંજરામાંનાં પુરુષે ચાવીથી પાંજરાનું તાળું ઉઘાડયું. તરત વાડીમાં ગયો. બહુરીઆને જઈ મળ્યો અને પછી તેઓ બંને બનતી ઉતાવળે પરોઢીઆ પહેલાં પર્વત ઉપર જઈ પહોંચ્યા.

હવે આપણે કુમારપાળરાજાના મહેલમાં શું થતું હતું, તેનો વિચાર કરીએ. સવાર પડી એટલે રૂપાળીબાની દાસીઓ ઉઠી; રૂપાળીબા તો ભરનિદ્રામાં જ પડેલી હતી, પાંજરા આગળ ચોકી વાસ્તે રાખવામાં આવેલા પહેરેગીરો ઉઠ્યા અને પાંજરું ખાલી જોઈ ઘણા ગભરાયા. વાત બધે ફેલાઈ કે પાંજરામાંથી કેદી નાસી ગયો. ચોપાસ ઘોડેસ્વારો દોડાવ્યા પણ કંઈ વળ્યું નહિ. પવાનસિંહ તો ઘણો જ ગુસ્સે થઈ ગયો

અને પાંજરા આગળ રાખવામાં આવેલા પહેરેગીરોને બાંધી મારવાની શિક્ષા કીધી. એ જ દહાડે રૂપાળીબાનાં લગ્ન હતાં. ધામધુમ તો બહુ થવાની હતી, પણ કેદીના નાસી જવાથી સઘળા નાસીપાસ થઈ ગયા હતા અને તેથી ધામધુમ બહુ ઓછી થઈ.

રૂપાળીબાનાં લગ્ન તેની મરજી વિરુદ્ધના માણસ જોડે થવાથી તેણે બહુ દુઃખથી દહાડા કાઢવા માંડ્યા. તેનો ધણી ઘણો ક્રૂર, મિજાસી, ક્રોધી તથા વ્યભિચારી હતો, એમ તેના જોવામાં હવે બરાબર આવ્યું. જે તેણે અગાડી કાને સાંભળ્યું હતું તે હવે તેની આંખે તેના જોવામાં આવ્યું. રૂપાળીબાના પતિએ રૂપાળીબા જોડે પરણવાનું કબુલ કીધું હતું. તે કંઈ રૂપાળાબાની ખુબીઓથી મોહિત થઈ જઈને નહિ, પણ તેના પિતા કુમારપાળ જેવા બલિષ્ઠ રાજાને પોતાની જોડે ઘાડા સંબંધમાં રાખવાની મતલબથી કીધું હતું અને એ વાત બિચારી રૂપાળીબા સારી પેઠે સમજતી હતી.

રૂપાળીબાનો પતિ હવે રૂપાળીબાને લઈ પાછો પોતાની રાજધાનીમાં જવાનો વિચાર કરતો હતો અને તે વાતની રૂપાળીબાને ખબર કરવામાં આવી. પોતાની સખી કૃષ્ણાકુંવરને તથા પોતાના ભાઈ પવાનસિંહને મૂકીને હવે તેને જવું પડશે તથા હવે ગિરિનાર પર્વત કદી તેના જોવામાં આવશે નહિ અને બહુરીઆને તે મળી શકશે નહિ એ વિચારમાં ને વિચારમાં તેનું મન ગુમ મારી જતું. પણ જોશી મહારાજના શબ્દો તેના કાળજામાં કોરાઈ રહ્યા હતા અને તે પૂર ભરોસાથી માનતી કે, મોડી વહેલી હું બહુરીઆને જઈ મળીશ અને તેની સાથે સુખી થઈશ. થોડાક દિવસ એમને એમ નિકળી ગયા. રૂપાળીબાને સાસરે વળાવવાની તૈયારીઓ ચાલતી હતી, એટલામાં શહેરમાં કોગળીઆનો મરજ ફાટી નિકળ્યો અને તેનો પહેલો જ ભોગ રૂપાળીબાનો પતિ થયો. શહેરમાં બધે હાહાકાર વર્તી ગયો. રૂપાળીબાનાં લગ્ન થયાને હજી પૂરો એક મહિનો પણ નહોતો થયો. રૂપાળીબાના દુઃખનો પાર હવે રહ્યો નહિ. તે મરવાથી બિહિતી નહોતી, પણ તેને જીવતી બાળી મારવામાં આવશે એ વિચારથી તેનું મગજ શૂન્ય ગઈ ગયું. રાજાના પુરોહિતોએ તેને બહુએ સમજાવ્યું કે, પોતાના પતિની જોડે બળી મરવાથી તે સ્વર્ગ પામશે અને પોતાના પતિ જોડે ત્યાં અક્ષય વિલાસ કરશે. તેની મા ભીમાબાઇએ તેને બહુએ કહ્યું કે, સતી થવાથી તે પોતાના કુળને તારશે. ન્યાતમાં તથા લોકોમાં તેના સતી થવાથી વાહવાહ કહેવાશે. તેના બાપ તથા ભાઇએ પણ ઘણું કહ્યું કે, લોકાચારથી આડા થવાય નહિ પણ તેણે કોઇનું પણ માન્યું નહિ; એટલે હવે જાસ્તીની વાત શરુ થઈ. સઘળાઓએ તેને દબાવવા માંડી.

રૂપાળીબા બહુએ પોતાના માબાપ તથા ભાઇને પગે પડી તેઓના કાલા વાલા કીધા પણ તેનુ કંઈ વળ્યુ નહિ, એટલે બિચારી નિરાશ થતી બેઠી.

શહેરની પાસે આવેલી નિર્મળ નદીને કિનારે રૂપાળીબાના પતિની ચિતા ખડકવામાં આવી હતી. ચિતા ઉપર સુખડનાં લાકડાં ગોઠવવામાં આવ્યાં હતા. ઝટ બળી શકે એવી સઘળી વસ્તુઓ ત્યાં ગોઠવવામાં આવી હતી. સઘળે પુષ્કળ ઘી રેડવામાં આવ્યું હતું. ચિતાની વચ્ચોવચ એક સારી જગ્યા મરનારનું શબ મૂકવાને બનાવવામાં આવી હતી. ચિતાની અંદરનો બિહામણો દેખાવ જોવામા ન આવે વાસ્તે ચિતા સઘળી બાજુએથી સોનેરી ફુમતાંવાળા રેશમી કપડાથી ઢાંકી દેવામાં આવી હતી. શબ લઈ જવાને વાસ્તે એક બારણા જેટલી જ જગ્યા રાખવામાં આવી હતી.

બીજે જ દહાડે સવારે ચિતાની આસપાસ કુમારપાળ રાજાના પહેરેગીરો ફરતા રાખવામાં આવ્યા હતા. શહેરના સઘળા લોકોએ પણ ત્યાં આગળ રૂપાળીબાને સતી થતી જોવાને વાસ્તે સવારથી એકઠા થવા માંડ્યુ હતુ. ચિતાની પાસે થોડીક જગ્યા બ્રાહ્મણોને બેસવાને વાસ્તે તથા ઢોલ, પડઘમ વિગેરે વાજિંત્રો વગાડનારાઓને માટે રાખવામાં આવી હતી. આણી તરફ કુમારપાળ રાજાના મહેલમા રૂપાળીબાને અમૂલ્ય વસ્ત્રાલંકારો પહેરાવીને મહેલમાં ભોંયતળીએ બેસાડવામા આવી હતી. તેના નિમાળા છૂટા હતા અને તેનું આખું શરીર સુંગધી તેલોથી મર્દિત કરવામાં આવ્યુ હતું. તેની આસપાસ તેનો ભાઈ, બાપ, મા તથા બ્રાહ્મણો બેઠેલા હતા. રૂપાળીબા પોતાની ઉપર આવેલી મહાભારત આફતથી બેભાન બની ગઈ હતી. થોડીવાર રહીને બ્રાહ્મણોએ તેને ઉઠાડવા માડી, એટલે પુરૂષના હાથના સ્પર્શથી તે ચમકી અને ભાનમા આવી પોતાનો ભાઈ તથા માબાપ પાસે ઉભેલાં હતાં તેમની આગળ કકળી પડી, પણ કુમારપાળ રાજા ગંભીર ચહેરે ઉભો રહ્યો. તેને લોકાચારથી ઉલટા જવાની વાત બિલકુલ ગમી નહિ. રૂપાળી તેને પગે પડીને મહાદુઃખથી બોલી, 'પિતાજી ઓ પિતાજી, તમારી પુત્રીને આ ભયંકર મોતમાથી બચાવો. મરજીમાં આવે તો ખંજર મારી મને મારી નાંખો, નિકર ફાવે તો ઝેર પાઈ મને મારી નાંખો, પણ મને જીવતી બાળી ન મૂકો. મારાથી એ નહિ ખમાય. તમે શું મને આ દુનિયામાં આણી તે એવી રીતે મારી નાખવાને સારુ?' આટલું કહ્યા છતાં કુમારપાળ રાજાએ દિલાસાનો એક પણ શબ્દ તેને ન કહ્યો સારે તે રોઈ પડી અને પોતાનાં મા, ભાઈ તથા મહેલના બીજા માણસો ત્યાં પાસે ઉભેલાં હતાં તેમના મોં આગળ કરગરી પડી. છેલ્લે સરવાળે જ્યારે કોઇએ તેનું કંઈ જ સાંભળ્યું નહિ

ત્યારે તે ઘણી ગભરાઈ ગઈ અને એક કારી ચીસ પાડી અને કળ ખાઇને ભોંય ઉપર પડી બેશુદ્ધ થઈ ગઈ.

આવી સારી તક જોઇને આવીને આવી સ્થિતિમાં રૂપાળીબાને બ્રાહ્મણોએ એક દબદબાવાળા રથમાં બેસાડી અને તેને સ્મશાન કઠિ ચિતા આગળ લઈ ગયા. આવીને આવી બેભાન સ્થિતિમાં જો બ્રાહ્મણો રૂપાળીબાને ચિતામાં મૂકી દે તો તેથી લોકોમાં ઘણો ઘૂમાટો થાય, એમ જાણીને તેઓએ રૂપાળીબાને પાણીબાણી છાંટીને શુદ્ધિમાં આણી. નિરુપાયે રૂપાળીબાએ હવે પોતાનો જીવ બચાવવાના ખાલી ફાંફાં મારવાં મૂકી દીધાં હતાં અને પોતાનો જીવ આપવાને તત્પર થઈ હતી. મરણીઆ જેવી થઈ ગયલી રૂપાળીબાએ ચિતાની પ્રદક્ષિણા કરી પછી પોતાના કીંમતી અલંકારો પાસે ઉભેલાં માણસોને ધર્મ કરી દીધા અને પોતાના હાથમાં તથા ડોકમાં ફૂલની માળા અલંકારોને ઠેકાણે પહેરી લીધી. રૂપાળીબાએ પછી પોતાના હાથમાં ચિતા સળગાવવાનો કાકડો લીધો. આણી તરફ ઢોલ, તાસાં તથા નગારાં વગેરે બીજાં વાજિંત્રોના અવાજો વધારે જોરથી થવા માંડ્યા. બ્રાહ્મણો વાજિંત્ર વગાડનારાઓને જોરથી વાજિંત્રો વગાડવાનું કહેતા હતા અને તેમ કરવાનું કારણ એ હતું કે, કદાચ રૂપાળીબા ગભરાઇને ચીસ પાડી દે તો વાજિંત્રોના અવાજથી લોકોનાં સાંભળવામાં તે ન આવે અને અપકીર્તિ થતી અટકે. જેવી રૂપાળીબા આમ ચિતાને કાકડો મૂકવા જાય છે કે કેટલાંક માણસો ટોળામાંથી નીકળી આવ્યાં. રૂપાળીબાને જોતજોતામાં ઉંચકી લીધી અને એકદમ સઘળાએ નદીમાં ઝંપલાવ્યું. આણી તરફ બ્રાહ્મણો, પવાનસિંહ તથા કુમારપાળ રાજા સર્વે સ્તબ્ધ થઈ રહ્યા. લોકોમાં સઘળે હાહાકાર વર્તી રહ્યો. બધે અવ્યવસ્થા થઈ ગઈ. શું કરવું તે કોઇને થોડોક વખત તો સૂઝ્યું જ નહિ; એટલામાં તો પેલા માણસો રૂપાળીબાને લઇને અડધી નદી તરી ગયા હતા. પછી પવાનસિંહે પોતાના માણસોને તેમને પકડી કાઢવાને નદીમાં નંખાવ્યા, પણ કંઈ વળ્યું નહિ. રૂપાળીબાને ઊંચકી લઈ જનારા માણસો નદીના સામા પાર ઉપર ઉતરીને પાસેની ટેકરીઓ ઉપર ચઢી જઈ પોતાના છૂપા રહેઠાણમાં ક્યાં ને ક્યાં સંતાઈ ગયા હતા.

*કહેવાની કંઈ જરૂર નથી કે, રૂપાળીબાને ઉંચકી લઈ જનારા માણસો* કોઈ નહિ પણ છૂપા વેશમાં આવેલા બહારવટીઆઓ હતા અને તેઓ બદુરીઆની આજ્ઞાથી રૂપાળીબાને કારી મોતમાંથી બચાવવાને આવ્યા હતા. રૂપાળીબાનાં લગ્ન પછી બદુરીઆ જોડે કરવામાં આવ્યાં અને આવી રીતે કુમારપાળ રાજાના જોશી મહારાજની ભવિષ્યવાણી પ્રમાણે રૂપાળીબા બહારવટીઆની સ્ત્રી થઇને રહી. હજીપણ ગિરિનાર પર્વતમાં

મોટાં મોટાં વૃક્ષોની છાયા તળે આવેલી એક અસલી ગુફા બતાવવામાં આવે છે અને એમ કહેવામાં આવે છે કે, ત્યાં બહુરીઓ અને તેની પત્ની રૂપાળીબા અત્યંત સુખવિલાસમાં પોતાના દિવસો કાઢતાં હતાં.

## શમશેર બહાદુર સુન્દર શેઠાણી

(લેખક ઠક્કુર નારાયણ વિસનજી)

કનકાવતી નગરીનો ઓગણીસથી વીસ વર્ષના વયનો તરુણ, મહાતેજસ્વી, સ્વરૂપસુંદર અને શૂરવીર રાજા કનકલીમ પોતાના વિશાળ અને રાજવૈભવદર્શક સભાગૃહમાં વિવિધ વિદ્વાનો સાથે વિદ્યાવિનોદ કરતો પ્રભાતમાં સિંહાસને વિરાજ્યો હતો. અચાનક કંચુકીએ આવી સિંહાસનને ત્રણવાર મસ્તક નમાવીને પ્રાર્થના કરી કે;-"મહારાજાધિરાજ! બહાર કોઈ રાજદૂત આવેલો છે; તે એટલા વેગથી આવેલો દેખાય છે કે, તે અને તેનો અશ્વ બન્ને થાકીને લોથપોથ થઈ ગયા છે. તે એક પત્ર લાવ્યો છે અને મહારાજને હાથોહાથ તે પત્ર આપવાની તેની ઇચ્છા છે."

"તેને એક પળના પણ વિલંબ વિના અહીં લાવો." રાજાએ કહ્યું.

કંચુકી આજ્ઞાને શિરસા વંદ્ય કરીને બહાર ગયો અને તત્કાળ પાછો તે રાજદૂતને લઇને આવી લાગ્યો. તેને જોતાં જ રાજાએ પૂછ્યું કે;-રાજદૂત, તમે કોના મોકલેલા આવ્યા છો અને શા વિષયનું પત્ર લાવ્યા છો?"

"મહારાજાધિરાજ! આ પત્ર આપના વરદ હસ્તમાં જાતે આપવાની જ મને આજ્ઞા થયેલી છે. એથી વિશેષ કાંઈ પણ ન બોલવાની મને તાકીદ છે. લ્યો, આ પત્ર વાંચો અને વિચાર કરીને ઉત્તર લખી આપો, એટલે હું આવ્યો તેવા જ વેગથી આજે ને આજે માર્ગે પડી જઉં." રાજદૂતે પત્ર રાજાના હાથમાં આપીને વિનયથી જણાવ્યું.

ચતુર રાજા સમજી ગયો કે, અવશ્ય એ પત્રમાં કોઈ ગુપ્ત અને મહત્ત્વની બાબત હોવી જોઇએ, એટલે તરત સભા વિસર્જન કરીને તે પોતાના ખાનગી આવાસમાં આવ્યો. રાજદૂત પણ સાથે જ હતો. પત્રમાં નીચે પ્રમાણેની વિગત હતી,-

"પ્રિય પ્રાણનાથ કનકલીમ મહારાજ,

"મારા કર્મની કથા આ પ્રમાણે છે. હું ભૂમલીના રત્નસિંહ ચાવડાની કન્યા છું. મારું ૧૬ કે ૧૭ વર્ષનું વય થતાં મને લગ્નને યોગ્ય ધારીને મારા પિતાએ એક બ્રાહ્મણને મારા યોગ્ય વર શોધવાને મોકલ્યો હતો. તે સમસ્ત ઝાલાવાડમાં ફરીને રણ ઓળંગી અંતે પારકાના રાજ્યમાં જઈ પહોંચ્યો. એ નવ ઉમરાવ અને એક લાખની શેજના ધણી પાર-

કરના રાજા ચંદ્રસિંહ સોઢાનો એક ૧૮ કે ૧૯ વર્ષના વયનો એક સુંદર અને તરુણ યુવરાજ છે, એ વાત તો આપના જાણવામાં હોવી જ જોઇએ. આ યુવરાજને મારા યોગ્ય વર ધારીને બ્રાહ્મણ ત્યાં ગયો હતો. જે વેળાએ બ્રાહ્મણ ત્યાં ગયો, તે વેળાએ યુવરાજ તો દરબારમાં નહોતો, પણ તેનો પિતા ચંદ્રસિંહ રાજસી ઠાઠમાઠથી દરબાર ભરીને બેઠો હતો. તે ચાળીસ પચાસ વર્ષનો હોવા છતાં અંધ બ્રાહ્મણને તરુણ દેખાયો અને તેથી તેને જ તેણે નાળીએર આપ્યું. રાજાએ તેનો સ્વીકાર કરી નગરમાં આનંદોત્સવ કરાવ્યો અને બ્રાહ્મણને બેચાર દિવસ રાખી આદર સત્કાર કરી લગ્નતિથિ આપીને વિદાય કરી દીધો. જ્યારે આ બધી વાત મારા જાણવામાં આવી, ત્યારે મારા તો પ્રાણ જ ઊડી ગયા. આ તો સગપણ ઘરડા ઘુવડ સાથે થયું છે, પણ યુવરાજ સાથે થાત, તોપણ મારી પરણવાની ઇચ્છા ન હોતી; કારણ કે, મારું મન આપમાં પરોવાયલું છે અને હૃદય નિરંતર આપની જ ઝંખના કર્યા કરે છે. મારા લગ્નની સર્વ તૈયારીઓ થઈ ચૂકી છે અને બાકી સાત દિવસ જ રહ્યા છે. નગરમાં થતો નોબત અને શરણાઇનો ધ્વનિ મને વિષ સમાન લાગે છે અને સાહેલીઓનાં ગીત રાજીયાં જેવાં જણાય છે. છેલ્લી આશાથી આ દૂતને પત્ર આપી મોકલ્યો છે, માટે જો આપમાં ક્ષાત્રતેજ અને વીરત્વ હોય તો મારાં લગ્ન થઈ જવા પૂર્વે આવો અને સાથે લઈ જાઓ. નહિ તો હું પ્રાણ ત્યાગીશ અને તે સ્ત્રીહત્યાના ઉત્તરદાતા પ્રભુની ન્યાયસભામાં આપને બનાવીશ. પછી તો જેવી આપની ઇચ્છા. સુજ્ઞેષુ કિં બહુના—'

પ્રણયાકાંક્ષિણી ચંદ્રભદ્રિકા."

આ પત્ર વાંચીને તરુણ રાજાનું મુખ જરાક ઝંખવાણું પડી ગયું; થોડીકવાર વિચાર કરીને દૂતને તેણે પૂછ્યું કે;—"ભૂમલી છોડ્યાને તમને આજે કેટલા દિવસ થયા?"

"આજે ચોથો દિવસ છે, અન્નદાતા!" દૂતે કહ્યું.

રાજા પુનઃ મનમાં વિચાર કરવા લાગ્યો કે;—"બાકી દિવસ આખા ત્રણ રહ્યા. તેમાં જો સવ્વાસો ગાઉનો પંથ કપાય તો જ રાજકુમારીને મળી શકાય. વળી કાંઈ માટલીનો ગોળ નથી કે તરત જઈને ખાઈ લઇશું! સ્હામો પણ પારકરનો રાજા છે, એટલે તેની થનારી રાણીને હરી લાવવી, એ કાંઈ છોકરાંની રમત નથી. જો સૈન્ય લઇને જઇશ, તો વખતસર પહોંચી શકાશે નહિ અને તેમ થશે તો રાજકુમારી અવશ્ય આત્મહત્યા કરી નાંખશે—મને સ્ત્રીહત્યાનું પાતક લાગશે. જવું તો અત્યારે એકલા જ—પછી જેમ પ્રભુની ઇચ્છા હશે તેમ થશે." મનમાં આવો નિશ્ચય કરીને

તેણે દૂતને ઉદ્દેશીને કહ્યું કે,–"નિમકહલાલ દૂત, ત્યારે હવે તું ભલે ચાલતો થા અને તારાં બાઇસાહેબને જઇને કહે કે, રાજા કનકભીમ બરાબર વખતસર આવીને તમારી સેવામાં ઉપસ્થિત થશે, ચિન્તા ન કરશો."

રાજાની સ્તુતિનાં સ્તોત્રો ગાતો તે દૂત ઇનામ લઇને ત્યાંથી જેવા પવનવેગથી આવ્યો હતો, તેના કરતાં પણ વિશેષ વિદ્યુદ્વેગથી ચાલતો થઈ ગયો.

રાજા જો કે કનકભીમ હતો, પરંતુ રાજ્યનો સર્વ કાર્યભાર તેનો કર્ત્તાહર્ત્તા કાકો કલ્યાણસિંહ ચલાવતો હતો. કાકા ભત્રીજા વચ્ચે એવો તો ગાઢ સ્નેહસંબંધ હતો કે, એક દિવસને માટે પણ તેઓ એકબીજાથી જૂદા પડતા નહોતા. એટલે કનકભીમે વિચાર કર્યો કે;–"જો મારા પ્રયાણની આ વાર્ત્તા હું કાકાને જણાવીશ, તો મને તે આ નગરની સીમાથી પણ બહાર જવા દેશે નહિ." એટલા માટે સંધ્યાકાળ થતાં જ એક ઉચ્ચ જાતિના વેગવાન્ અશ્વપર આરૂઢ થઇને તે કોઇને કાંઈ પણ કહ્યા વિના ગુપ્ત રીતે ચાલી નીકળ્યો. માર્ગમાં દિવસ કે રાત્રિના સમયમાં એક પળ માત્રની પણ વિશ્રાંતિ ન લેવાથી તે બરાબર ત્રીજે દિવસે પ્રાતઃકાળમાં જ ભૂમલીના પાદરમાં આવી લાગ્યો. તે ગુપ્ત રીતે નગરમાં પ્રવેશ કરવાના વિચારમાં હતો, એટલામાં પારકરના રાજા સાથે આવેલા જાનૈયા જતા હતા, તે તેના જોવામાં આવ્યા અને તેમની સાથે જ તે નગરમાં ઘુસી ગયો, એટલે કોઇએ કાંઈ પડપૂછ કરી નહિ. "નગરમાં તો આવ્યા, પણ હવે રાજકુમારીને કેમ મળાય?" એના વિચારમાં ને વિચારમાં તે ચાલ્યો જતો હતો, એટલામાં એક સ્ત્રીએ તેનો હાથ ઝાલીને કહ્યું કે;–"મહાશય, ચાલો; તમને મારાં બાઈસાહેબ બોલાવે છે."

કનકભીમે જાણ્યું કે, એ કદાચિત્ રાજકુમારીની જ કોઈ દાસી હશે, એટલે કાંઈ પણ પ્રશ્ન કર્યા વિના તે તેની સાથે ચાલતો થયો. દાસી તેને પાસેની જ એક વિશાળ હવેલીમાં લઈ ગઈ અને ઉપરના ત્રીજા માળપરના એક વિશાળ અને સુશોભિત ઓરડામાં કીનખાબની ગાદીપર બેસાડી ચાલી ગઈ. થોડીવારમાંજ ત્યાં એક બીજી રમણી આવી લાગી. એ સુંદરીના અવર્ણનીય સૌન્દર્ય, પ્રફુલ્લ વસંત સમાન તારુણ્ય અને વસ્ત્રાલંકારાદિના વૈભવને જોઇને રાજા ઘડીભર આશ્ચર્યચકિત થઈ ગયો અને અવશ્ય એ જ રાજકુમારી હોવી જોઇએ, એવો તેનો નિશ્ચય થયો. તે કાંઇક બોલવા જતો હતો, એટલામાં તે લલનાએ જ પ્રશ્ન કર્યો કે;–"મહારાજાધિરાજ! આ નગરમાં આવી રીતે એકલા અને ગુપ્ત વેશમાં આવવાનો આપનો શો હેતુ છે વારુ?"

આ પ્રશ્નથી રાજાના મનમાં કાંઇક શંકાનો સંચાર થવાથી તેણે સ્હામો સવાલ પૂછ્યો કે;–"ત્યારે તમે કોણ છો?"

"મહારાજ! તમો તો એમ જ જાણતા હશો કે, અહીં તમને કોઈ ઓળખતું નથી, પણ એમ ધારવામાં તમારી ભૂલ છે. હું તમારા નગરના એક વાણિયાની પુત્રી છુ અને તમને સારી રીતે ઓળખુ છુ. અહીં મને લોકો સુંદર શેઠાણીના નામથી ઓળખે છે. મારા પતિ અહીંના નગરશેઠ છે અને તેઓ હાલમાં કાંઈ કામસર પરદેશમાં ગયેલા છે. અન્નદાતા, હું પણ વાઘની દીકરી છુ. માટે જો મનનો ભાવ જણાવશો, તો કામ જલ્દી થઈ જશે, નહિ તો આમ ભટકવાથી તમારુ કામ સરાડે ચઢે તેમ નથી પછી તો જેવો આપનો વિચાર." સુંદર શેઠાણીએ હાવભાવથી એ વાક્યો ઉચ્ચાર્યાં અને તેમનો રાજાના મનમા એવો તો સજ્જડ છાપ પડી ગયો કે, તરત તેણે પોતાના આવવાનો હેતુ તે ચાણક્ય ચપળાને અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવ્યો. રાજાનો બધો વૃત્તાંત સાંભળી શેઠાણીએ કહ્યુ કે,-"ચાલો ત્યારે તૈયાર થઈ જાઓ; હું આ પળે જ રાજકુમારી સાથે તમારો મેળાપ કરાવી આપુ છુ." એ પછી તે રમણીએ રાજાને પોતાનાં ઉત્તમ વસ્ત્રો અને બહુમૂલ્ય આભૂષણો પહેરાવીને સ્ત્રીના વેશમાં સજ્જ કર્યો. રાજાની અપ્સરાના રૂપમા કાયાપલટ થઈ ગઈ. તેના હાથમાં એક છાબ આપી તેપર જરીનું ઓઢણુ ઢાકી શેઠાણી આગળ અને રાજા પાછળ ચાલવા લાગ્યા. શેઠાણી નગરશેઠની પત્ની હોવાથી અને તે હમેશા અંતઃપુરમાં આવતી જતી હોવાથી તેમને કોઈએ પણ મહેલમાં દાખલ થતાં અટકાવ્યા નહિ.

હવે ચોરીફેરાને માત્ર અર્ધ પ્રહરનો જ વિલબ હતો, એટલે ચદ્રભદ્રિકા રાજકુમારી નિરાશ તથા હતાશ થઈ પોતાની માનીતી દાસી સાથે શોકવાર્તા કરતી બેઠી હતી. વાત કરતાં કરતાં તેના મુખમાથી એવા શબ્દો નીકળ્યા કે,-"બહેન, મારા મરણનો સમય આવી લાગ્યો, કારણ કે, કનકભીમ હજી આવ્યા નહિ અને હવે આવવાનો સંભવ પણ નથી."

"હવે આવવાનો સભવ નથી, કારણ કે, એ તો ક્યારનાય આવી લાગ્યા છે આ તમારા કનકભીમ રાજા કે બીજા કોઈ?" શેઠાણીએ પ્રવેશ કરતાં જ એ પ્રમાણે કહીને સ્ત્રીવેશધારી રાજાના મુખપરના ઘૂંઘટને ખોલી નાખ્યો.

રાજકુમારી કાંઈ પણ ઉત્તર ન આપતાં પોતાના આસનપરથી ઊઠી નીચું વદન કરી શર્માઈને ઊભી રહી. એક એક પળ બહુ મૂલ્યની હોવાથી શેઠાણીએ રાજકુમારીને કહ્યુ કે,-"લજ્જા અને વિનયનો આ સમય નથી. વિલંબથી વિનાશનો સંભવ છે. ઝટ તૈયાર થાઓ કે ચાર આંટા ફેરવી હાથેવાળો મેળવી આપુ."

સારાંશ કે, શેઠાણીએ ત્યાં જ તેમને ગાંધર્વવિવાહના વિધિથી પરણાવી દીધાં અને જાનમાં પણ પોતે તથા માંડવામાં પણ પોતે જ થઈને ધીમે સાદે વિનોદાત્મક એક બે ગીત પણ ગાયાં. એ જ ક્ષણે એક બીજી દાસીએ આવીને ખબર આપી કે, "વર ચોરીએ ચઢ્યા છે, માટે રાજકુંવરીને ત્યાં લાવવા માટે તૈયાર કરો, એવી મહારાજાની આજ્ઞા છે."

રાજકુમારી ચિંતામાં પડી ગઈ, એટલે શેઠાણી પાછી હિંમત બંધાવતી કહેવા લાગી કે;–"રાજકુમારી, આમ ગભરાઓ છો શા માટે? દાસીને તમારા વસ્ત્રાલંકાર પહેરાવી નિશ્ચિંત અને કૃતાર્થ થાઓ. મારા ભાવાર્થને સમજ્યાં કે નહિ."

"સમજી–બરાબર સમજી." એમ કહેતાંની સાથે જ ચંદ્રભદ્રિકાએ પોતાની વિશ્વાસપાત્ર દાસીને પોતાનાં વસ્ત્રાભૂષણો પહેરાવ્યાં અને તે રાજકુમારીના સ્થાનમાં ઘૂંઘટડો તાણીને બેઠી. એટલામાં ગોર કન્યાને લઈ જવામાટે આવ્યો, એટલે તેને એ દાસી બતાવી દેવામાં આવી. જ્યારે રિવાજ પ્રમાણે ગોરે કન્યાને પોતાના હાથમાં ઉપાડી, એટલે તેને પાંચ મણનો ભાર જણાયો. ગોર વિમાસણમાં પડી ગયો કે, 'હું જ્યારે સગપણ કરવા ગયો, ત્યારે તો કુંવરી રોજ સવામણ ફૂલે જોખાતી હતી, તે આજે આટલી ભારી કેમ થઈ ગઈ? હશે, સ્ત્રીજાતિ છે, એટલે પરણવાના હરખમાં એકદમ વધી પણ ગઈ હોય! ઈશ્વરની લીલા ન્યારી છે!' જેમ તેમ તે દાસીને ઉપાડીને મંડપમાં આવી ગોર મહારાજે બાજઠપર બેસાડી દીધી. લગ્નવિધિની જેમ તેમ સમાપ્તિ થઈ ગઈ અને વર સાથે એકાંતવાસ કરવાનો સમય આવી લાગ્યો; પણ દાસી મહા ચતુર હોવાથી એક બીજી દાસીદ્વારા પારકરના રાજાને કહાવ્યું કે, 'મહારાજાને જઈને એમ કહો કે, મને જો પ્રભુ કૃપાથી સારો અને મોટા કુળનો વર મળશે તો હું પરણ્યા પછી સાત દિવસ સુધી મૌનવ્રત પાળીશ, એવી મેં પ્રતિજ્ઞા કરી હતી. એટલા માટે અત્યારે મારાથી તમારા ઉતારામાં આવી શકાશે નહિ. સાત દિવસ પછી આપણે રંગે રમીશું.' આ વાર્તા સંભવિત લાગવાથી પારકરનો રાજા નવવધૂને લીધા વિના એકલો જ પોતાને ઉતારે ચાલ્યો ગયો.

હવે બનાવ એવો બન્યો કે, રજવાડાની રીતિ પ્રમાણે લગ્ન થઈ જવા પછી બીજે દિવસે પ્રભાતમાં જમાઇએ કસુંબો ઘોળ્યો. તે પીવામાટે નગરમાં જેટલા સ્વાર હતા તે બધા નગર બહારના તળાવની પાળે આવીને ભેગા થયા. અહીં સુંદર શેઠાણીએ એક દિવસમાં પચાસ ગાઉનો પંથ કાપી જાય એવા બે ઉત્તમ અશ્વોને તૈયાર કરી રાખ્યા અને પોતે તથા રાજકુમારી પુરુષવેશ ધારણ કરીને રાજા કનકબ્રૌમ સાથે મહે-

લના ચોકમાંથી નીકળ્યાં. નગરમાં તો કોઈ સૈનિક હતો જ નહિ, એટલે આ ત્રણ ભાલાવાળા સ્વારોને જોઈ નગરવાળા એમ ધારવા લાગ્યા કે, એ જાનૈયા સ્વાર હશે અને જાનૈયા જાણે કે નગરમાં કોઈ રહી ગયા હશે તે જાય છે. એટલે નગરમાંથી તો તેઓ નિર્વિઘ્ન નીકળી આવ્યાં. ભાગોળમાંથી બહાર નીકળીને રાજાએ કનકાવતી તરફ પોતાના અશ્વનું મુખ ફેરવ્યું. એટલે સુંદર શેઠાણી કહેવા લાગી કે;–"રાજન્, આમ ન જવાય. આમ તો લોક કહેશે કે, ચોર પેઠે ન્હાસી ગયા. એટલે એ જમાઇના દાયરામાં થઇને જઇએ તો જ આપણી મોટાઈ અને તો જ આપણી શોભા!"

શેઠાણીનું આ મેણું સાંભળીને રાજાએ ઘોડાને તળાવ તરફ વાળ્યો અને તે ત્રણે જણ સ્વારોની હાર આગળ થઇને ચાલ્યાં. જાનૈયા બોલ્યા કે;–'આ સ્વાર કોના? અમારામાંના તો એ નથી.' અને શહેરવાળા બોલી ઊઠ્યા કે, 'ત્યારે તો એ અમારામાંના પણ નથી.' આવી વાત થવાથી તેઓ કોણ છે અને કાંઈ દગો ફટકો તો નથી, એ જાણવામાટે દશબાર ઘોડેસ્વારો તરત તેમની પાછળ ચાલતા થયા. પોતાની પીઠ પકડાયલી જોઇને શેઠાણીએ રાજાને કહ્યું કે;–"તમે તમારાં ઘરવાળાંને લઇને આગળ ચાલતા થાઓ. જવાબ આપવાને હું પાછળ રહું છું." એમ કહીને શેઠાણીએ પોતાના ઘોડાના વેગને ધીમો પાડી દીધો અને રાજા તથા નૂતન વધૂ આગળ નીકળી ગયાં. જ્યારે પાછળ પડેલા સિપાહીઓ પાસે આવી લાગ્યા, ત્યારે તેમણે પોકાર કરીને પૂછ્યું કે;–"જવાન, કોના ઘોડા?"

"ઘોડા ઘોડાવાળાના!" શેઠાણીએ જવાબ આપ્યો.

ત્રણવાર એનો એ જ જવાબ મળવાથી ઘોડેસ્વારો ગુસ્સે થઇને બોલ્યા કે;–"અલ્યા, પાંસરો જવાબ કેમ નથી દેતો? જીવતા જવું છે કે મરીને જવું છે?"

"જેની માએ સવા શેર સૂંઠ ખાધી હોય, તે જ ઓરો આવે." શેઠાણીએ પણ તેવી જ કરડાકીથી કહ્યું.

આમ કહેતાંની સાથે જ શેઠાણીએ પોતાના ઘોડાને દપટાવ્યો અને સ્વારોએ પણ તેની પાછળ ઘોડાને મારી મૂક્યા. પાછળથી બીજા સ્વારો પણ લગભગ ત્રણેકસોની સંખ્યામાં આવી લાગ્યા હતા. શેઠાણીએ પોતાના સાથીઓનો પલ્લો ગાંઠીને કહ્યું કે;–"તમે કાંઈ પણ ચિંતા રાખ્યા વિના આનંદથી આગળ અને આગળ વધ્યાં જાઓ. હું એ પીટ્યા બધાયને પાંસરા કરીશ."

તે ઘોડાને દોડાવતી જતી હતી અને સ્વારો પણ પાછળના પાછળ જ હતા. જ્યારે સ્વારોના ઘોડા બહુ જ પાસે આવી લાગ્યા, ત્યારે તે

હાથમાં ભાલો લઈ ઝડપથી પોતાના ઘોડાને ફેરવી તેમના મોખરાપર ધસારો કરતી, એટલે સ્વારો પાંચ પંદર હાથ પાછા હટી જતા હતા અને એમ થતાં તે પાછી આગળ ચાલવા માંડતી હતી. એવી રીતે સ્વારોને રમાડતાં રમાડતાં તે ત્રણે લગભગ પચાસ ગાઉપર નીકળી આવ્યાં.

તળાવના કાંઠાપરના સ્વારોના ચાલ્યા જવા પછી પડપૂછ કરતાં એવો પત્તો મળ્યો કે, તે ત્રણ અજ્ઞાત સ્વારો તો રાજમહાલયમાંથીજ નીકળ્યા હતા. એટલે કન્યાની તપાસ કરવામાં આવી અને જણાયું કે, કન્યાનો તો કયાંય પત્તો નથી. પારકરનો રાજા પોતાના ત્રીસ હજાર સ્વારો સહિત અને રત્નસિંહ ચાવડો પોતાના સૈન્ય સહિત નગરમાંથી બહાર નીકળ્યા અને તે ત્રણ સ્વારો તથા પોતાના ઘોડેસ્વારો જે દિશામાં ગયા હતા, તે દિશામાં પગલાં લઇને ચાલતા થયા.

હવે કનકાવતીમાં પાછળથી શો બનાવ બન્યો, તે આપણે જોઇએ. કનકભીમ જ્યારે બીજે દિવસે કયાંય જોવામાં ન આવ્યો, એટલે તેનો કાકો કલ્યાણસિંહ બહુજ ચિંતાતુર થઈ ગયો અને પોતાના ચાળીસ હજાર સૈનિકોને લઇને તેના શોધમાટે બહાર નીકળી પડ્યો. કનકાવતી અને નગર પારકર એ બે રાજ્યની વચ્ચે એક વિશાળ નદી હતી, તે નદીના તીરપ્રાંતમાં આવીને, તેણે પોતાની છાવણી નાખી. એ સૈન્યને દૂરથી જોઇને ન ઓળખવાથી કનકભીમ કાંઇક શંકાશીલ થયો, અને સુંદર શેઠાણીને કહેવા લાગ્યો કે;—"સુંદરબા, પાછળ બે ગઢ તૈયાર થઈ રહ્યા છે અને વળી આ મોઢા આગળ ડુંગર આવી ઊભો છે."

"ચિંતા નહિ. પાછળની વ્હારને હાથ બતાવીને હમણાંજ હું આગળ આવું છું" શેઠાણીએ હિંમતથી કહ્યું.

કાંઇક આગળ ચાલતાં અમુક વિશિષ્ટ રાજચિહ્નોને જોતાં તેમના જાણવામાં આવ્યું કે, એ છાવણી તો તેમના પોતાના સૈન્યનીજ છે. નિર્ણય થવાથી તે ત્રણે જણ તે છાવણીમાં ચાલ્યાં ગયાં અને રાત્રે સુખનિદ્રાને ભોગવી પરિશ્રમનો પરિહાર કર્યો.

પ્રભાત થતાંજ કનકાવતી અને પારકરના સૈન્ય વચ્ચે યુદ્ધનો આરંભ થયો. તીર, તલવાર, કટાર, બર્છી, ભાલા, ગોળી અને તોપના ગોળાનો વર્ષાદ વર્ષવા લાગ્યો. દશ પંદર હજાર માણસ એક પક્ષના અને દશ વીસ હજાર માણસ બીજા પક્ષના એ લઢાઇમાં ખપી ગયા અને ઘવાયા. મધ્યાહ્ન પર્યન્ત એ સંગ્રામ ચાલ્યો. મધ્યાહ્ન સમયે બન્ને પક્ષની સંમતિથી યુદ્ધ બંધ રાખવામાં આવ્યું. સંધ્યાસમય પણ શાંતિમાં ગયો અને નિશાકાળ થયો. એ વેળાએ કલ્યાણસિંહે વિચાર કર્યો કે:—"જો સ્હામા પક્ષમાંથી કોઈ મરણીયો થશે, તો અવશ્ય કનકભીમ અને તેની

નવી રાણીને મારી નાખશે, માટે એમને અહીંથી વિદાય કરી દેવાં જોઇએ " પોતાના એ વિચાર પ્રમાણે રાતે ને રાતે જ દશ હજાર માણસ સાથે આપીને તેમને તેણે કનકાવતી તરફ વિદાય કરી દીધાં.

ઘોડા ઝંકાં ઝંકાં કરતા ચાલી નીકળ્યા ને તે આખી રાત તથા આખો દિવસ ચાલીને બીજા દિવસની સંધ્યા વેળાએ એક પહાડની કઢણમાં આવી લાગ્યા. ત્યાં એક ઊંચી ટેકરીપર 'ઊગો' નામનો કાઠી રહેતો હતો. એ ઊગા કાઠીના ચાર હજાર એવા ભાલા ચમકતા કે, તેમની સ્હામે એક લાખ સૈનિકો પણ ભાગ્યેજ ટકી શકે. એ ઊગો કનકાવતીના રાજા સાથે મૈત્રી સબંધ ધરાવતો હતો. આ પાર્વતીય પ્રદેશ અને કનકાવતી નગરીની વચ્ચે પચીસ ગાઉનો અંતર હતો. કનકભીમ સંધ્યાસમયે જ્યારે અહીં પહોંચ્યો, ત્યારે ઊગો તેને સામૈયું કરીને સ્હામો લેવા આવ્યો. કુશળ પ્રશ્ન આદિ થયા પછી કનકભીમે તેને કહ્યું કે,-"ભાઈ, જો તારાથી રાખી શકાય, તો જ અમને રાખજે; કારણ કે, અમારી પાછળ પારકરના સોઢારાજનું સૈન્ય આવે છે. જો તારાથી આશ્રય ન આપી શકાય, તો અમે અમારા માર્ગે ચાલ્યાં જઇએ."

ઊગાએ તેમને નિશ્ચિંત રહેવાનું કહીને પોતાના દશ હજાર ઘોડાના પાખરા ચઢાવ્યા અને સર્વને મેજબાની આપીને લઢાઇમાટેની સઘળી તૈયારી કરી રાખી.

હવે બીજી તરફ કનકભીમ ચન્દ્રભદ્રિકાને હરી ગયો, એના સમાચાર થરપારકરમાં પહોંચ્યા. ત્યાં સોઢાનો યુવરાજ પાતલ વયમાં તો નાનો હતો, પણ સિંહનો સુત હોવાથી પિતૃભક્તિના આવેશમાં આવી ગયો અને કહેવા લાગ્યો કે,-"પિતાજીએ ભુંડી કરી. એ તો વૃદ્ધ હોવાથી પાંચ દશ વર્ષ જીવશે, પણ એમનું મેણું મારે મારા મરણ કાળ સુધી ભોગવવુ પડશે. માટે કોઈપણ ઉપાયે મારા પિતાની લજ્જાનુ રક્ષણ તો કરવુંજ જોઇએ." આવો વિચાર કરી નવકોટિ સિંધુ દેશમાં સાંઢ મોકલી તેણે થોડાજ સમયમાં વીસ હજારની ફોજ ભેળી કરીને કનકાવતીની દિશામાં પ્રયાણ કર્યું.

ઊગાને ત્યાં મેહમાન તરીકે રહેલા કનકભીમે બીજે દિવસે પ્રભાતમાં પુનઃ પ્રવાસનો આરંભ કર્યો. એ વેળાએ ઊગાએ પોતાના ભિલોને સાથે લઈ જવાનો તેને ઘણોજ આગ્રહ કર્યો, પણ કનકાવતી પાસે હોવાથી રાજાએ તેમ કરવાની સાફ ના પાડી દીધી. બીજી ગમથી પાતલ દોડ દોડ કરતો આવી પહોંચ્યો અને દિવસ આથમતી વેળાએ માર્ગમાં અચાનક કનકભીમના અને તેના સૈન્યોનો મેળાપ થઈ ગયો. પછી શુ પૂછવું? સંગ્રામનો આરંભ થયો અને યોધાઓ સ્હામી છાતીએ

એક બીજા સાથે લઢવા લાગ્યા. પાતલ પોતે પોતાના અંગના માણુ-સોને સાથે લઇને હલ્લો કરી રાજાના તંબૂમાં ઘુસવાનો લાગ શોધવા લાગ્યો અને અંતે તેમાં ફાવવાથી ચન્દ્રભદ્રિકાને પોતાના કબ્જામાં લઈ પાછો પોતાના સૈન્યમાં આવી લાગ્યો. પોતાની ઇચ્છિત વસ્તુ હસ્તગત થવાથી પાતલે રાતે ને રાતે જ છાવણી ઉઠાવીને પારકર તરફ ગમ્ચંતી કરી. કનકભૌમ અને પુરુષ વેશમાં લઢતી સુન્દર શેઠાણીએ જ્યારે આ વાત જાણી ત્યારે તેમણે પોતાના સૈનિકો અને સેનાધ્યક્ષોપર ઘણી જ લાનત વર્ષાવી. સુંદર શેઠાણી લાલ પીળી થઈ દાંત હોઠ ચાવતી કહેવા લાગી કે;–"ફટરે તમારી દશ હજારની જ્યુનારીઓપર! કે તમારા વચ્ચેથી રાણીને એ લઈ ગયો!! તમો બધા કરતાં તો અમે બે ભલાં કે આટલા અંતર સુધી રાણીને જાળવીને લાવ્યાં! પણ હશે–હવે પાછળ દોડવાથી રાણી કાંઈ હાથ આવવાનાં નથી. કોઈ બીજો ઉપાય કરવો પડશે." અને સર્વ નિરાશ થઇને કનકાવતી ગયા. લજ્જાને લીધે રાજાએ રાત્રે કોઇના જોવામાં પોતે ન આવે તેવી રીતે નગરમાં પ્રવેશ કર્યો. તેને અત્યંત શોકાતુર થયેલો જોઇને સુન્દર શેઠાણીએ આશ્વાસન આપતાં કહ્યું કે;–"રાજન્, અવિચારનો આશ્રય કરીને કાંઈ પણ અનર્થ ન કરશો. સુખ જે વેળાએ સર્જાયલું હશે, તે વેળાએજ પ્રાપ્ત થશે. ધૈર્ય રાખજો, તો રાણી અવસ્ય પાછાં મળશે જ."

પાતલ જ્યારે પારકરમાંથી નીકળ્યો, તે વેળાએ જ્યાં સુધી રાણી પોતાના હાથમાં ન આવે ત્યાં સુધી શોકના ચિહ્ન તરીકે નિશાન નગારાં બંધ રાખવાનો તેણે નિયમ લીધો હતો. એટલે હવે પોતાની પ્રતિજ્ઞા પૂરી થવાથી તે નિશાન નગારાં સહિત પારકરમાં પેઠો; અને ત્યાંથી પોતાના પિતાને સ્વસ્તિપત્ર લખ્યું કે;–"આપણી વસ્તુ આપણા ઘરમાં પાછી આવી ગઈ છે, માટે ઝટ પાછા વળો." આ પત્ર આવતાં જ સોઢારાજે છાવણી ઉઠાવીને પારકરનો માર્ગ સ્વીકાર્યો. કલ્યાણસિંહ પણ વીલે મોઢે કનકાવતી તરફ ચાલતો થયો.

ચન્દ્રભદ્રિકાને જ્યારે પારકર લઈ જવામાં આવી ત્યારે તેણે જણા-વ્યું કે,–"પતિના શરીરને ૭ માસ પર્યન્ત સ્પર્શ ન કરવાનું મેં વ્રત લીધું છે, એટલે એ કાલાવધિ થતાં સુધી રાજાએ મારા શયનમંદિરમાં આવવું નહિ." તે સમયમાં આવા નિયમ અને વ્રતો લેવાની ઘટના સાધારણ હોવાથી તેને એક એકાંત મહાલયમાં રાખવામાં આવી. મહાલયની એક બાજૂએ ૭ ખાઈ ખોદાવી તેમાં ખેરના અંગારા સળગાવ્યા કે જે નિરં-તર ધગધગ્યા કરતા હતા; અને બીજી બાજૂએ લશ્કરનો પૂરતો પહેરો રાખી દીધો. સોઢારાજનો રાણીપર અતિશય ક્રોધ હોવાથી તેની સેવા-

માટે એક પણ દાસી તેણે આપી નહિ. રાણી પોતાના એકાંતવાસમાં નિરંતર પુરુષવેશ ધારી શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થઈને જ રહેતી હતી કે, જેથી કદાચિત્ પોતાપર કોઈ પ્રકારનો બળાત્કાર કરવામાં આવે તો પાંચ માણસોને મારીને જ મરી શકાય.

લગભગ એ ઘટનાને બે માસનો સમય થઈ ગયા પછી એક દિવસ સુન્દર શેઠાણીએ કનકભીમને કહ્યુ કે;–"તમારા જે સર્વથી વિશેષ શૂરવીર અને મરણીયા સૈનિકો હોય તે સર્વને એકત્ર કરો." રાજાએ પોતાના શૂરવીર સૈનિકોને એકઠા કરવાનો ક્રમ આરંભ્યો પ્રથમ તો પાંચ હજાર એકઠા થઈ ગયા. પણ સુન્દર શેઠાણીએ તેમની પરીક્ષા લેવામાટે જ્યારે અનેક પ્રકારના ભય બતાવ્યા, ત્યારે અંતે કેવળ પાંચસો સૈનિકો એ પરીક્ષામાંથી ઉત્તીર્ણ થઈને મરણીયા થવાને લાયકના દેખાયા. એ સર્વને ખાખી બાવાનો વેશ પહેરાવી, રાજાને પણ બાવો બનાવી અને પોતે પણ જટાધારી અવધૂતનો વેશધારી સુન્દર શેઠાણી પારકર ભણી જવાને રવાની થઈ. હવે પારકર જતાં માર્ગમાં બે ત્રણ રણ આવતાં હતાં ને ત્યાં જો અજાણ્યા માણસ જાય તો રેતીમાં રઝળી જ મરે એવું હતું, એટલે ત્યાંથી તેમણે ભોમિયાઓને સાથે લઈ લીધા અને અંતે નિર્વિઘ્નતાથી રણોને પાર કરીને પારકરના સીમાડામાં તેઓ આવી પહોંચ્યાં. તેઓ નગરમાં પેસવા જતાં હતાં ત્યાં દ્વારપાળે તેમને રોક્યાં અને કહ્યું કે;–"અજાણ્યા તેમજ પરદેશી લોકોને શહેરમાં જવા દેવાનો રાજાનો હુકમ નથી."

એટલે સાધુવેશધારિણી સુન્દર શેઠાણીએ આગળ નીકળી આવીને કહ્યુ કે;–"અમે તો ખાખી બાવા છીએ, એટલે રાજાને અમારાથી ડરવાનું શું કારણ છે? અમે તો બે દિવસ શહેરમાં રહીને માગી ખાઈશું અને ચાલ્યા જઈશું. છતાં જો અમને શહેરમાં ન જ આવવા દેવા હોય, તો તારા રાજાને જઈને કહે કે, અમને જો અહીં જ સીધાં પાણી પહોંચાડવામાં આવશે, તો પછી અમને શહેરમાં આવવાની કશીયે જરૂર નથી. માગી ખાવાની ને ઘેર ઘેર આથડવાની પીડા ટળી!"

નગર દ્વારપાળે આ વાત રાજાને કાને નાખી, એટલે રાજાએ કહ્યું કે;–"સાધુસંતોને નગરમાં આવવા દેવામાં કશી પણ હરકત નથી."

રાજાની આવી આજ્ઞા થવાથી સુન્દર શેઠાણી અને તેના પાંચસે યોદ્ધાઓએ નગરમાં જઈને ઉતારો કર્યો અને ધૂણી ધખાવી. એ પછી ફરતાં ફરતાં સુન્દરે ચન્દ્રભદ્રિકાના મહાલય અને તેની આસપાસના બંદોબસ્તને જોઈને એવો નિશ્ચય કર્યો કે;–"ખાઈમાં માણસોને એક બીજાની ઉપર નાખીને વાટ કરી મહેલમાં જઈએ, તો જ જઈ શકાય.

નહિ તો બીજી બાજૂએ પંદર હજાર સૈનિકો પડ્યા છે, ત્યાંથી જતાં તો આ પાંચસો માણસોની ચટણીજ થઈ જાય!" રાત્રિની વેળાએ પોતાના યોધાઓને ખાઈ પાસે લઈ જઈને સુન્દરે કહ્યું કે;–"તમો એકપર એક સૂઈ જઈને આ ખાઇને ભરી નાંખો." આજ્ઞા થતાંની સાથે જ એક પછી એક સવાસો તરુણ યોધાઓ ખાઇમાં કૂદી પડ્યા, અને તેમનાં શરીરોના બનેલા ઢગલાપરથી વાટ કરીને સુન્દર તથા કેટલાક યોધાઓ પેલી બાજૂએ નીકળી ગયા. યોધાઓને મહાલયની નિસરણીનાં સોપાનપર ઉભા રાખીને સુન્દર એકલી નિર્ભયતાથી અંદર ચાલી ગઈ. ચન્દ્રભદ્રિકાએ એક અજ્ઞાત પુરુષને પોતા પાસે આવતો જોતાં જ તલવારને મ્યાનમાંથી કાઢી લીધી અને પોતાના બચાવની બીજી પણ તૈયારી કરી લીધી. તે આ અજ્ઞાત પુરુષના શરીરપર વાર કરવા જતી હતી, એટલામાં પુરુષવેશધારિણી સુંદર શેઠાણી બોલી ઊઠી કે;–"હંહં–બ્હેન, એ તો હું છું–મને ન ઓળખી કે?"

સુંદરના સ્વરને ઓળખતાં જ પોતાની તલ્વારને જમીનપર નાંખી દઇને ચંદ્રભદ્રિકા આશ્ચર્યચકિત થઈ પૂછવા લાગી કે;–"બ્હેન, તમે અહીં કેમ આવી શક્યાં? આવા પ્રયત્નમાં કેમ કરીને ફાવી શક્યાં?"

"એ બધી પુરાણ કથા જ્યારે આપણે જંપીને બેસીશું ત્યારે કહી સંભળાવીશ. અત્યારે વધારે વાતચીત કરવાનો પ્રસંગ નથી. જો આગમાં પડેલા યુવાનો બળીને ભસ્મીભૂત થશે, તો આપણે મરણ પર્યન્ત પણ અહીંથી નીકળી શકવાનાં નથી. માટે ઉતાવળ કર અને ચાલ."

સુંદરે એ પ્રમાણે કહી ચંદ્રભદ્રિકાને પણ ખાખી બાવાનો પોશાક પહેરાવી દીધો અને નીચે ઉતારી તેઓ ખાઈ આગળ આવી લાગી. તે વેળાએ ખાઇમાં વીરનરો જીવતા જ બળતા હોવા છતાં જરા પણ હું કે હાં–ચું કે ચાં–કરતા નહોતા. રાણી તેમના ઉપર પગ મૂકતાં જરા અચકાઈ, એટલે અવસરને વીતી જતો જોઇને સુંદરે તેને પોતાની પીઠપર ઊપાડી લીધી અને અંગારાપરથી સ્હામી બાજુએ આવી પહોંચી. તેની પાછળ બીજા તેના અનુયાયી જનો પણ ચાલ્યા આવ્યા. પછી કોટની દીવાલ પાસે આવી એ બાબીઓ એકએકની ખાંધ ઘોડી કરીને ઉપર ચઢ્યા અને કાંગરા સાથે પછેડીઓ બાંધીને કિલ્લાની બ્હારના ભાગમાં સહીસલામત ઊતરી ગયા. તેઓ બ્હાર તૈયારીમાટે રાખેલા પોતાના ખાખી વેશધારી સૈનિકોના મંડળમાં આવી મળ્યા અને ત્યાં પચાસ ઘોડા તૈયાર રાખેલા હતા તેમાંના એકપર રાણી, બીજાપર સુંદર શેઠાણી, બે ત્રણપર ભોમિયા અને બાકીનાપર ચુનંદા શૂરવીર રાજપૂત સૈનિકો સ્વાર થયા અને સુંદર

શેઠાણીની આજ્ઞાની વાટ જોવા લાગ્યા. સુંદર શેઠાણીએ પ્રથમ ત્યાં બાકી રહેલા સૈનિકોને આજ્ઞા કરી કે;–

"તમે અહીં જ રહી પ્રભાતમાં કોઈ કારણથી જંગ મચાવી અહીંના સૈન્યને રોકી રાખજો, એટલે એટલા વખતમાં અમે સારો પંથ કાપી જઇશું."

"તમે નિશ્ચિન્ત થઇને જાઓ. અમારા શરીરમાં રક્તનો એક બિન્દુ હશે, ત્યાં સુધી તો અહીંથી સોઢાના સૈન્યને અમે બહાર નીકળવા દેવાના નથી." સેનાધ્યક્ષે શૌર્યથી કહ્યું.

"શાબાશ–ઇશ્વર તમારો વિજય કરો!" એમ કહીને શેઠાણીએ પ્રયાણની આજ્ઞા આપી અને પચાસ ઘોડા ચાલવા લાગ્યા.

પ્રભાતમાં જ ખાખીબાવાઓએ લઢાઇનો આરંભ કરી દીધો અને તેમાં પારકરના સૈનિકો તથા રાજા વગેરે રોકાઈ રહેવાથી રાણીના પલાયનની કાંઈ પણ તત્કાળ ખબર પડી શકી નહિ. સંધ્યાકાળે લઢાઈ બંધ રહ્યા પછી જ્યારે મહાલયમાં ખબર કાઢવામાં આવી, ત્યારે જ બનાવટી ખાખીઓના ભેદનો સ્ફોટ થયો. પારકરવાળા રાણીને શોધવાના ગભરાટ અકળાટ અને વિશ્રાંતિ લેવાના સ્વાદમાં પડ્યા, એ તકનો લાભ લઈ રાતે ને રાતે જ યુદ્ધમાં જેટલા કનકાવતીના વીરો બચ્યા હતા, તેઓ ગુપચુપ પોતાના માર્ગે પડી ગયા. રાણીના આવવાથી કનકાવતીમાં મહા આનંદોત્સવ કરવામાં આવ્યો અને જેમણે રાજાના હિતમાટે પોતાના પ્રાણને જોખમમાં નાંખ્યા હતા, તેમને સારી રીતે ઇનામો આપીને રાજાએ સંતુષ્ટ કર્યા.

રાણીના હરણથી પારકરમાં જો કોઈ સર્વથી વિશેષ શોકાતુર થયો હોય, તો તે યુવરાજ પાતલ હતો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે;– "કનકાવતીવાળા રાણીને આવી રીતે આવીને ઉપાડી ગયા, એટલે મારા પિતાને રાણી તો જાણે હરામ થઈ ચૂકી. છતાં પણ એ કનકડાના નગરમાં જઈ આપણે આપણું કાંઇક શૂરાતન બતાવીએ, તો તેમાં જ કીર્ત્તિ સમાયલી છે." આવા વિચારથી પોતાના સમસ્ત રાજ્યમાં સાદ ફેરવીને તેણે એમ જાહેર કરાવ્યું કે;–"જેને મરવાની ઇચ્છા હોય તે તૈયાર થાય; આપણા દેશની લજ્જા લૂટાય છે!" એ જાહેરનામાથી લગભગ દશ હજાર માણસો મરણિયા થવાને તૈયાર થઈ ગયા. તેમને સાથે લઇને પાતલ પોતે પણ મરણિયો થઇને પારકરમાંથી બહાર નીકળી પડ્યો. તે સર્વ કનકાવતી નગરીની સરહદમાં આવી પહોંચ્યા.

કનકાવતીમાંના રાજાના રંગમહાલય પાસે રાણીઓનાં જળવિહાર અને જળક્રીડામાટેનું એક સરોવર હતું, તે તળાવમાં પોતાના ઘોડાને

પાણી પાઇને પાછા ફરવાનો પાતલનો પ્રતિજ્ઞાપૂર્વક વિચાર હતો. પરંતુ ત્યાં જવાનું કાર્ય સહજસાધ્ય નહોતું; કારણ કે, ત્યાં પૂર્ણ વ્યવસ્થા રાખવામાં આવી હતી. તળાવના ચારે આરાપર ચાર તોપો ગોઠવેલી હતી અને ત્યાંથી જો પક્ષી પણ આ બાજૂ ફરકે તો તે પક્ષીને પણ તે ઉડાવી દેવાને સમર્થ હતી. એક બાજૂએ બે હજાર છોકરીઓ હાથમાં મૂશળ ને માથાપર લોઢાની ગેરી કરેલી લઇને ચોકી કરતી હતી, એટલે જો કોઈ આવે, તો તેના મસ્તકપર મૂશળનો એક પ્રહાર કરતાંની સાથે જ તેના રામ રમી જાય. બીજી બાજૂએ બે હજાર શસ્ત્રધારી સૈનિકો પહેરો ભરતા હતા અને ત્રીજી બાજૂએ કનકભીમ પોતે પોતાના અતુલ શૌર્યવાન્ સૈન્યસહિત પડાવ નાખીને પડ્યો હતો. દરબારગઢના દરવાજે દશ હજારની ચોકી, નગરની ભાગોળે વીસ હજારની ચોકી, નગરબહાર સીમાડાપર ચાળીસ હજારની ચોકી અને આસપાસ બબ્બે ગાઉ ફરતી પચાસ હજારની ચોકી રાખવામાં આવી હતી. પાતલ જેવો ત્યાં પોતાના દશ હજાર મરણિયા સાથે આવી લાગ્યો, એટલે પ્રથમની પચાસ હજારની ચોકીવાળાઓએ ધાર્યું કે, 'જવા દ્યો-જાય છે તો જ્યારે પાછો ફરશે ત્યારે સમાચાર લઇશું.' સીમાડાવાળાએ પણ એજ વિચારથી તેમને જવા દીધા અને ભાગોળવાળા પણ તેમને જવા દઇને મલકાતા પોતપોતામાં કહેવા લાગ્યા કે;-"રાંડના અહીં પેશીને મરવાના જ !" અંતે પાતલ ઠેઠ દરબારગઢ પાસે પહોંચી આવ્યો, પણ ત્યાં સુંદર શેઠાણીની પોતાની ચોથી ચોકી હતી, એટલે એ માર્ગને ઓળંગતાં ઓળંગતાં પાતલના ૩૦૦૦ માણસ કામ આવી ગયા. પછી તળાવ પાસે આવીને તેઓ વિચાર કરવા લાગ્યા કે, "હવે તળાવમાં કેમ કરીને ઊતરાય ? એક બાજૂએ તોપ, બીજી બાજૂએ છોકરીઓ મૂશળ લઇને ઊભી છે, ત્રીજી બાજૂએ સૈન્ય અને ચોથી બાજૂએ રાજા પોતે છાવણી નાખી પડ્યો છે." તેઓ આમ વિચારમાં જ હજી તો નિમગ્ન હતા, એટલામાં બીજા બે હજાર માણસોને ખોઈ બેઠા. અંતે લાચાર થઇને તેમણે પોતાના ઘોડાને છોકરીઓની સ્હામા વાળ્યા. જેવાં ઘોડાનાં મોઢાં આગળ વધતાં કે તરત મૂશળના મારથી ફાડિયાં થઇને હેઠાં પડી જતાં હતાં. એથી સ્વારો આગળ વધી વધીને પાછા હટવા લાગ્યા. તેમને પાછા હટતા જોઇને પાતલે પોકાર કર્યો કે;-"ભૂંડા ભમરાળા કાયરો, આ છોકરીઓથી ડરો છો, તો તોપના ગોળા સ્હામે છાતી કેમ માંડી શકશો ?" એ મેણાથી ઉત્તેજિત થઈ એકદમ ધસારો કરીને તેઓ નીચે ઊતરી ગયા અને ઘોડાને તળાવમાં પાણી પીવાને છોડી દીધા. એ ક્ષણે જ ભયાનક યુદ્ધનો આરંભ થયો અને તેમાં પાતલના બધા

વીરો કામ આવી જવા પછી પાતલ પોતે પણ પડ્યો. બીજે દિવસે શત્રુ હોવા છતાં કનકભીમે પાતલના શબને રાજસી ઠાઠથી અને વિધિપૂર્વક અગ્નિદાહ કરાવ્યો. એ સમાચાર પારકર પહોંચ્યા ત્યારે ત્યાં મહાશોક વ્યાપી ગયો. પારકરના રાજાએ ફરી ચઢાઈ કરવાના વિચારને સદાને માટે માંડી વાળ્યો.

સુંદર શેઠાણીએ કરેલા ઉપકારોને સ્મરીને રાજા કનકભીમે તેને ધર્મભગિનીના નામથી બોલાવી કેટલાંક ગામો વંશપરંપરા આપ્યાં ને પોતાના નગરમાં તેના નામને અમર રાખવામાટે તેના નામથી એક 'સુંદરસરોવર' નામનું વિશાળ તળાવ બંધાવ્યુ, કે જે તળાવ આજે પણ ભગ્નદશામાં કનકાવતીમાં છે અને તે ઘણાકોએ જોયેલુ છે.

અત્યારે સુંદર શેઠાણી જેવી વાણીયાણીઓ મળી શકશે ખરી કે? એનું ઉત્તર એ જ આવવાનું કે, 'ભાગ્યે જ!'

## અર્ગલની રાણી

બહાર પ્રાંતમાં હાલમાં જે બકસર નામક નગર આવેલુ છે, તેની નિકટમાં પૂર્વે અર્ગલ નામક એક માંડલિક રાજ્ય હતું. તે સમયના અર્ગલના રાજાનું નામ ગૌતમ હતું, અને આપણી ચરિત્રનાયિકા તેની પટરાણી હતી. એ ગૌતમ રાજાએ એકવાર દિલ્હીના બાદશાહને ખંડણી આપવાની ના પાડવાથી બાદશાહે અયોધ્યાના નવ્વાબને તેના રાજ્યપર ચઢાઈ લઈ જવાનો હુકમ ફર્માવી દીધો. દિલ્હીપતિની આજ્ઞાનુસાર અયોધ્યાનો નવ્વાબ જો કે અર્ગલપર ચઢી તો ગયો, પણ થોડા જ સમયમાં 'અર્ગલનો રાજા આપણને સારી રીતે ભારી પડી જાય એવો છે અને કામ ટુંકામાં આટોપાય તેવુ નથી' એમ તેના જાણવામાં આવી ગયુ. કારણ કે, અર્ગલની સેનાએ બાદશાહી ફૌજની બહુ જ ભયંકરતાથી કતલ ચલાવીને તેનો તત્કાળ પરાજય કરી નાખ્યો. પરાજય થતાં બાકી બચેલા થોડા ઘણા મુસલમાન સૈનિકો હતા, તેઓ જીવ બચાવવામાટે દુમ દબાવીને નાઠા. શત્રુને પરાજિત કરીને રાજા ગૌતમ મોટા ઠાઠમાઠથી જયઘોષ કરતો પોતાના કિલ્લામાં પાછો આવી લાગ્યો અને ત્યાં પહોંચતાંની સાથે તે જ દિવસે જયપ્રાપ્તિના આનંદપ્રદર્શનાર્થ તેણે પોતાના સર્વ સરદારોને મેજબાની આપવાનો નિર્ધાર કર્યો.

એ યુદ્ધની ઘટના પછી તરત જ એક બીજો ચમત્કારિક પ્રસંગ ઉપસ્થિત થયો અને તે એવી રીતે કે, અર્ગલના રાજાની રાણીએ

પ્રત્યેક પૌર્ણિમાને દિવસે ગંગાતીરે સ્નાન કરવા જવાનો નિયમ લીધો હતો; અને એ નિયમનો ભંગ થાય અને ગંગામાં પૌર્ણિમાને દિવસે સ્નાન ન કરી શકાય, તો અર્ગલ રાજ્યપર અવશ્ય કોઈ પણ સંકટ આવવું જોઇએ, એવી રાણીની દૃઢ માન્યતા હતી. જે દિવસે ગૌતમ રાજાએ મુસલ્માની ફોજનો પરાભવ કરીને મુસલ્માનોને પાછા હાંકી કાઢ્યા, તેને બીજે દિવસે જ પૌર્ણિમા આવીને ઉભી રહી. અર્થાત્ એક તરફ જ્યારે રાજદરબારમાં સર્વજનો આનંદમાં નિમગ્ન થયા હતા, ત્યારે બીજી તરફ અંતઃપુરમાં અર્ગલની રાણી સર્વથા ચિંતામાં જ લીન થઇને બેઠી હતી. રાણીની ચિંતાનો હેતુ એ હતો કે, તેને પૌર્ણિમા હોવાથી ગંગાસ્નાનમાટે તો જવાનું જ હતું અને ગંગાનો પ્રવાહ જે પ્રદેશમાંથી વહન કરતો હતો તે પ્રદેશ યુદ્ધમાં પરાજિત થઇને પાછા ફરેલા મુસલ્માન શત્રુઓના તાબાનો હતો. રાણીએ એ વિશે પોતાના મનમાં ઘણા ઘણા વિચારો કર્યા અને અંતે કોઇના પણ જાણવામાં ન આવી શકે એવી રીતે રાત્રિના સમયમાં કેવળ થોડીક દાસીઓને સાથે લઇને ગંગાતીરે સ્નાનમાટે નીકળી જવાનો તેણે નિશ્ચય કર્યો. અર્ગલથી કેટલાક ગાઉના અંતરપર બકસરમાં જ ગંગાપ્રવાહ હતો અને તેથી ત્યાં સ્નાન કરવાના ઘાટો પણ બાંધેલા હતા. એ ઘાટો અદ્યાપિ છે. રાણીની રાત્રે એ સ્થળે જઈ ગુપ્ત રીતે સ્નાનવિધિની સમાપ્તિ કરીને તરત પાછાં ચાલ્યા આવવાની ઇચ્છા હતી, પણ ઈશ્વરની ઇચ્છા એથી ભિન્ન હતી.

સાધારણતઃ સ્ત્રીજાતિની ઇચ્છા હઠમયી અને પ્રબળ તો હોય છે જ, અને તેમાં પણ આ તો વળી એક રાણીની ઇચ્છા હતી, એટલે પછી શું પૂછવું? સારાંશ કે, પોતાના નિશ્ચય પ્રમાણે થોડીક દાસીઓને સાથે લઇને રાણી કિલ્લામાંથી બહાર આવી અને પોતાના પ્રયાણની કોઇને કશી પણ ખબર પડવા ન દેતાં રાત્રિના સમયમાં વેગપૂર્વક માર્ગ ક્રમવા લાગી. પરંતુ કિલ્લામાંથી બહાર નીકળવામાં કેટલોક વિલંબ થયેલો હોવાથી હજી તો તે માર્ગમાં જ હતી, એટલામાં તો અરુણોદય થઈ ગયો અને તેના પ્રકાશનો સર્વત્ર વિસ્તાર થવા લાગ્યો. ત્યારપછી તે સર્વ પ્રચંડ નદ અને નદીઓની કેવળ જનની, વૈરાગ્યસંપન્ન મુનિજનોની પરમ પૂજ્યા, સર્વપ્રિય, નિરુપમ અને યુગયુગમાં જેની અતિ ખ્યાતિ છે એવી પવિત્રસલિલા સુરસરિતા ગંગાના તીરપર આવી પહોંચી. ત્યાં મહા આનંદથી તે ઘાટપર ગઈ અને પૌર્ણિમા નૈમિત્તિક સર્વ તીર્થવિધિઓ કરીને તેણે તે પવિત્ર પુણ્યવતી પયસ્વિની ગંગાના જળમાં પડીને સ્નાન કર્યું. અહીં સુધી તો તેની સર્વ ઇચ્છાઓ નિર્વિઘ્ન પાર પડી ગઈ. છતાં એક રાજરમણી આટલું બધું કરીને સર્વને અજ્ઞાનમાં રાખી પાછી પોતાના સ્થાને પહોંચી

જાય, એ બહુધા ન બની શકે તેવી ઘટના હતી. રાણીના આવી રીતે આવવાના સમાચાર તરત જ ત્યાંથી થોડાક અંતરપર છાવણી નાંખીને પડેલા અયોધ્યાના નવ્વાબના સાંભળવામાં આવ્યા અને એ સ્ત્રી બીજી કોઈ નહિ, પણ અર્ગલના રાજાની રાણી જ છે, એવો તેનો નિશ્ચય પણ થઈ ગયો. અચાનક તેના મનમાં એવા વિચારો આવવા લાગ્યા કે,–"જો અત્યારે અહીં રાણીને પકડીને કેદ કરી લેવામાં આવે, તો રાજા ગૌતમ સહજમાં આપણી સાથે સધિ કરવાને તૈયાર થઈ જવાનો અને તેનો પરાજય કરી ખંડણી વસૂલ કરી લાવવામાટે દિલ્લીશ્વર સમક્ષ આપણે જરાક આત્મશ્લાઘા પણ કરી શકીશું. આ દાવ ઘણો જ સારો છે, માટે એને હાથમાંથી જવા તો ન જ દેવો!" આવા નિશ્ચયથી અર્ગલની રાણીને તેની દાસીઓ સહિત પકડી લાવવાનો તેણે પોતાના કેટલાક બહાદુર લડવૈયાઓને સખ્ત હુકમ ફર્માવી દીધો.

પોતાના નિયમ પ્રમાણે ગંગાસ્નાન કરીને રાણી પાછી પોતાના કિલ્લા તરફ જવાને રવાના થઈ ચૂકી હતી અચાનક માર્ગમાં જ નવ્વાબના સિપાહીઓએ આવીને દાસીઓ સહિત તેને ઘેરી લીધી. એ વેળાએ રાણીના અંતઃકરણની શી અવસ્થા થઈ હશે, એની કલ્પના વાચકોએ જ કરી લેવી. તોપણ કોઇએ એમ તો ન જ ધારવું કે, આવા આપત્તિના પ્રસંગમાં રાણી ગભરાઈ ગઈ હશે. તેણે પોતાને શત્રુ સૈનિકોના મધ્યમાં ઘેરાયલી જોઇને કોપથી આરક્ત મુદ્રા કરી તે સૈનિકોના નાયકને કહ્યું કે,–"તમો કોણ છો અને અમને આમ ત્રાસ આપવાનું શું કારણ છે?"

નાયક કાંઇક ભલો માણસ હતો, એટલે તેણે સીધો જવાબ આપ્યો કે,–"રાણી સાહબા, અમારાપર ગુસ્સે ન થશો, કારણ કે, અમે તો ચિઠ્ઠીના ચાકર. નવ્વાબ સાહબનો આપને પકડી લાવવાનો અમને હુકમ મળેલો છે. માટે તમો અમારી સાથે ચાલો. જો સીધી રીતે નહિ ચાલો, તોપછી લાચારીએ તમોને અમારે જબરદસ્તીથી પણ લઈ જવાં પડશે."

"ત્યારે તમો પારકી સ્ત્રીઓને બળાત્કારે પણ લઈ જવાનો ધંધો પાજી નવ્વાબના હુકમથી કરો છો ખરા કે? પણ યાદ રાખજો કે, આ રાજપૂતાણીને તમે કદાપિ બળાત્કારે લઈ જઈ શકવાના નથી. જો તમારી એવી ધારણા હોય, તો તમે ખાડ ખાઓ છો. ચાલો આવી જાઓ મેદાનમાં!" રાણીએ અચલ ધૈર્ય દાખવી મનમાં શત્રુ સાથે બે હાથ કરવાના નિશ્ચયપર આવીને કહ્યું.

તે ચંડિકાના સ્વરૂપને પ્રકટ કરીને ઊભી રહી અને તેની દાસીઓ પણ પોતાની સ્વામિનીનું અનુકરણ કરીને શસ્ત્રોને હાથમાં ધારણ કરી

યુદ્ધમાટે તૈયાર થઈ ગઈ. રાણી વગેરેએ કિલ્લામાંથી નીકળતી વેળાએ શસ્ત્રો સાથે લીધાં હતાં, તે હમણાં તેમને ઘણાં જ ઉપયોગી થઈ પડ્યાં. રાણી અને તેની દાસીઓના આવા ધૈર્ય તથા શૌર્યને જોઇને મુસલમાનો એવા તો આશ્ચર્યમુગ્ધ બની ગયા કે, તેમનામાંથી કોઇની પણ તે સ્ત્રીઓપર શસ્ત્રપ્રહાર કરવાની હિંમત ચાલી શકી નહિ. પરંતુ અંતે જ્યારે ભૈરવીસ્વરૂપા રાણીએ પોતે જ શસ્ત્રસંચાલનનું મંગળાચરણ કર્યું, ત્યારે લાચારીએ મુસલમાનોએ પણ તેનાપર પોતાનાં શસ્ત્રો ચલાવવા માંડ્યાં. એવી રીતે કેટલીકવાર સુધી એ યુદ્ધ ચાલ્યા પછી જ્યારે રાણીને પોતાના વિજયનો કશો પણ રંગ ન દેખાયો, તે વેળાએ તેણે પોકાર કરીને કહ્યું કે,—

"આ આપત્તિના પ્રસંગમાંથી અમો અબળાઓનો ઉદ્ધાર કરે, એવો એક પણ હિંદુ વીર આટલામાં નથી કે? જો આટલામાં તેવો કોઈ આર્ય વીરપુરુષ હોય અને તેના હૃદયમાં હિન્દુ સ્ત્રીઓ વિશેના અભિમાનનો નિવાસ હોય, તો તેણે આ ક્ષણે અમારા સંરક્ષણમાટે અવશ્ય આ તરકડાઓ સાથે યુદ્ધ કરવું જોઇએ. જો તે તેમ ન કરે, તો તેને આર્ય અબળાની પ્રતિજ્ઞાની આણ છે. જો તેવો વીર ન જ હોય, તો અમે અમારા પ્રાણ અર્પવાને તૈયાર છીએ."

અચાનક જાણે એ સતીની પ્રાર્થના ઈશ્વરે જ સાંભળી હોયની! તેવી રીતે પાસેની વૃક્ષરાજિમાંથી તેના ઉત્તરરૂપ ધ્વનિ સંભળાયો કે,— "મહારાણી, જરાપણ ચિંતા ન કરશો. તમારા રક્ષણમાટે એકને બદલે બે ક્ષત્રિય વીરોને પરમાત્માએ અણીને વખતે મોકલી આપ્યા છે."

મુસલમાનો તો આ અવાજ કોનો અને ક્યાંથી આવે છે એના વિચારમાં જ હતા, એટલામાં પાસેની વૃક્ષરાજિમાંથી બે શસ્ત્રાસ્ત્રધારી અશ્વારોહી વીર રાજપૂત તરુણો બહાર નીકળી આવ્યા અને તેમની સાથે બીજા પણ પંદર વીસ સૈનિકો હતા. તે સર્વે વિશેષ કાંઈ પણ ન બોલતાં મુસલમાન સૈનિકોપર શસ્ત્રસહિત તૂટી પડ્યા અને તેમનાં માથાં ઊડાવતા ઊડાવતા જ્યાં રાણી પોતાની દાસીઓ સાથે ઈશ્વરનું ચિંતન કરતી ધૈર્ય ધારીને ઊભી હતી ત્યાં તે બે વીરો આવી પહોંચ્યા. પોતાના સાહાય્યે આ બે આર્ય વીરોને આવેલા જોઇને રાણીના હૃદયમાં પણ પુનઃ આવેશ થયો અને તેથી એ વીરોના સાહાય્યથી શત્રુસૈન્યને ભેદીને દાસીઓ સહિત તે ઘેરામાંથી બહાર નીકળી આવી. પોતાના હાથમાં આવેલા એ રાણીરૂપ શિકારને આવી રીતે સહીસલામત છટકી જતો જોઇને નવાબના સૈનિકો અત્યંત દૃઢતાથી તેની પાછળ પડ્યા. જે બે વીર સહાયકો આવ્યા હતા, તેમાંના એકનું નામ અભયચંદ્ર હતું અને બીજાનું

નામ નિર્ભયચંદ્ર હતું. આ યુદ્ધમાં નિર્ભયચંદ્રને એક કારી ઘા લાગવાથી તે રણમાં પડ્યો અને તેના કેટલાક સાથીઓ પણ મરાયા. હવે અભયચંદ્ર અને તેના અનુયાયી જનો પ્રાણની આશાને ત્યાગીને ઝૂઝવા લાગ્યા, પણ ક્ષણે ક્ષણે એ વીરના પરાજયનો જ રંગ દેખાવા લાગ્યો; કારણ કે, મુસલમાન સૈનિકોની સંખ્યા ઘણી જ વધારે હતી. રાણીની નિરાશાનો અવધિ થયો.

બીજી તરફ જ્યારે રાજા ગૌતમે રાણીના ગુપ્ત રીતે ગંગાસ્નાનમાટે જવાની વાત પ્રભાતમાં જાણી, ત્યારે તેને ઘણું જ આશ્ચર્ય થયું; અને રખેને તેનાપર કાંઈ સંકટ આવી પડે, એવી સ્વાભાવિક શંકાથી મધ્યાહ્ન સમયે અર્ગલમાંથી તે પોતાના થોડાક સૈનિકો સહિત રાણીને લાવવામાટે નીકળ્યો. તે ત્યાં રાણી જે વેળાએ મહા નિરાશામાં નિમગ્ન થઇને ઊભી હતી તે ક્ષણે જ આવી પહોંચ્યો. આ નવીન આવેલા સૈન્યને જોતાં મુસલમાન સૈનિકો ગભરાઈ ગયા અને જીવ લઇને નાઠા. જ્યારે વિઘ્નનું વાદળ વિખેરાઈ ગયું અને સર્વ જન સુખરૂપ પાછાં અર્ગલમાં આવી લાગ્યાં, તે વેળાએ રાજાએ રાણીને ઠપકો આપતાં કહ્યું કે;–"હમણાના કાળમાં હિંદુ સ્ત્રીઓને આવા સાહસ કરવાં ઉચિત નથી. તું વિચારશીલ છે, માટે હું વધારે કાંઈ બોલતો નથી."

એ પછી રાજાના પૂછવાથી રાણીએ પોતાના સંકટનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો અને પોતાના સાહાય્યે આવેલા બે વીર અભયચંદ્ર તથા નિર્ભયચંદ્રના શૌર્યની બહુ જ પ્રશંસા કરી. નિર્ભયચંદ્રના મરણમાટે તેણે ખરી લાગણીથી શોક દર્શાવ્યો. પોતાની એ પ્રશંસા સાંભળીને અભયચંદ્ર વિનયપૂર્વક કહેવા લાગ્યો કે;–

"મહારાજા, આપણે પુરુષ હોવાથી શૌર્યનો પરિચય કરાવીએ, એમાં કાંઈ વિશેષ આશ્ચર્ય પામવા જેવું નથી; પણ રાણી સાહેબે સ્ત્રી હોવા છતાં એ યુદ્ધમાં જે અદ્વિતીય યુદ્ધકૌશલ્ય બતાવી આપ્યું છે, તેનું યથાર્થ વર્ણન કરવામાટેના શબ્દો પણ મારા શબ્દભંડારમાં નથી. આવી શૂરવીર અને સતી સુંદરીઓ જ ભારતવર્ષનું ભૂષણ છે અને એવા એક અદ્વિતીય રમણીરત્નને મેળવવાના ભાગ્યમાટે હું આપને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું."

"તમને પણ એવું જ રમણીરત્ન પ્રાપ્ત થાય તો?" રાણીએ સ્મિત કરીને પૂછ્યું.

"તો તો પછી મારા અહોભાગ્યની સીમા જ થઈ કહેવાય!" અભયચંદ્રે સાધારણ ભાવથી ઉત્તર આપ્યું.

"ત્યારે હવે આપણે રાજરીતિ પ્રમાણે આ વીરનરનું સન્માન તો કરવું જ જોઇએ." રાજાએ રાણીને ઉદ્દેશીને કહ્યું.

"જો આપની અનિચ્છા ન હોય, તો મારી એવી ઇચ્છા છે કે, એ સન્માન એવા પ્રકારનું કરવું કે, જેના બંધનથી એઓ સદાને માટે આપણી સાથે બંધાયલા રહે." રાણીએ માર્મિકતાથી કહ્યું.

"તારા ભાવાર્થને હું જાણી ગયો; એમ જ કરીશું." રાજાએ કહ્યું.

અભયચંદ્ર તેમના આ ભેદમય ભાષણનો ભાવાર્થ સમજી ન શકયો અને અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યો. એટલામાં એકદમ આશ્ચર્યમાં નાખી દેનારા રાણીના નીચેના શબ્દો તેના કાનોમાં આવીને અથડાયા;—"વીર અભયચંદ, અમારી તમને અમારા જામાતાના પદથી વિભૂષિત કરવાની ઇચ્છા છે. તમને આ વાત માન્ય છે કે નહિ?"

અભયચંદ્રની ના તો શેની જ હોય? સારાંશ કે, બેચાર દિવસમાં જ અર્ગલની રાજનંદિની સાથે તેનો ધામધૂમથી લગ્નસંબંધ કરી આપવામાં આવ્યો, અને રાજા રાણી તેના ઋણમાંથી મુક્ત થયાં. એ પછી મુસલ્માનોએ અર્ગલના રાજાને કદાપિ ત્રાસ આપ્યો નહિ. કેવળ નવ્વાબ સ્ત્રીના હાથે થયેલા પરાજયમાટે મરણ પર્યન્ત લોકોના ઉપાલંભોને સાંભળતો રહ્યો.



## તેજસ્વિની તારા

ભરતભૂમિમાં મુસલમાનોનો પદસંચાર થયો ત્યારથી તેના સૌભાગ્ય-સૂર્યનો ધીમેધીમે અસ્ત થવા લાગ્યો. ભરતરાજ્યલક્ષ્મી આર્યલોકોને ત્યાગીને મુસલમાનોની સેવામાટે પોતાની આતુરતા પ્રકટ કરવા લાગી. એ વેળાએ કોણ જાણે માયાબળથી જ્ઞાનરહિત થઇને કે શું, અનુક્રમે એક પછી એક અનેક હિંદુરાજ્યો મુસલમાનોની સત્તામાં જવા લાગ્યાં. એ ધામધૂમના સમયમાં લક્ષાવધિ શૂરવીરો રણભૂમિમાં શય્યાશાયી થયા, અનેક મઠમંદિરોનો વિધ્વંસ થયો અને અનેક અબળાઓએ અતિજ્ઞાને જાળવવામાટે આત્મહત્યાનાં પાતકોને વ્હોરી લીધાં. ખરેખર તે સમયની શોચનીય સ્થિતિનું સ્મરણ થતાં જ પ્રત્યેક શિરા તપી જાય છે અને હૃદય અતિશય વેગથી ધડકવા માંડે છે—છાતી ફાટી જાય છે અને સમસ્ત શરીર કોપાગ્નિથી બળીને ભસ્મીભૂત થાય છે. ખરેખર તે સમયથી જ આપણા અધઃપાતનો આરંભ થયેલો છે! તે સમયથી જ આપણાં સ્વેચ્છાચારી પદોમાં પરાધીનતાની શૃંખલા પડેલી છે. મુસલમાનોએ આપણાં પદોમાં નાખેલી એ પરતંત્રતારૂપ શૃંખલા હવે જ્યારે તૂટે ત્યારે ખરું.

રાજપૂતાનામાં વેદનગર નામક એક ન્હાનું માંડલિક રાજ્ય હતું; અને તે સંસ્થાનના અધિપતિનું નામ સૂરયાન હતું. જે વેળાએ મુસલ-

પ્રસાર થવાથી અનેક રાજપુત્રો તેના પાણિગ્રહણ વિશેની પોતાની લાલસાને પ્રકટ કરવા લાગ્યા. પ્રથમત· મેવાડના રાજકુમાર જયમલ્લે તેના હસ્તની યાચના કરી. પરતુ તે વીરબાળાના હૃદયમાં પોતાના પિતાની પીડાને ટાળવાની પ્રતિજ્ઞા જાગૃત હોવાથી તે પ્રતિજ્ઞાની પૂર્તિ કરીને પિતાના શત્રુનો સંહાર કર્યા વિના તેના મનમા લગ્નની આકાંક્ષા કેમ કરીને ઉદ્‌ભવી શકે વારુ? તેણે તે રાજકુમારને કહેવડાવ્યુ કે,–"જે કોઈ પણ શૂર પુરુષ મારા પિતાના શત્રુનો પરિહાર કરશે, તે જ મને વરશે અને મારો સ્વામી થશે!" ધન્ય, તારા! ધન્ય!! તારા જેવી વીરબાળા તો તું જ. પ્રતિજ્ઞાના આવા માહાત્મ્યને ભૂલી જવાથી જ અત્યારે ભરતખંડવાસી નરનારી દુર્દશારૂપ નરકમાં પડીને ગોથા ખાયા કરે છે.

સૂરથાનરાજ પોતે મેવાડના મહારાણાનો માંડલિક હોવાથી અને રાણાનો વશ સર્વથી ઉચ્ચ હોવાથી રાજકુમાર જયમલ્લની આ માગણી તેને માન ભરેલી લાગી, તોપણ જો તે કન્યાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરે, તો જ તેને પોતાની કન્યા આપવી, એવી તારા પ્રમાણે જ તેની પોતાની પણ દૃઢ ઇચ્છા હતી. હવે રાજકુમાર અતિશય રણભીરુ હોવા ઉપરાત ગર્વિષ્ટ, મૂર્ખ અને દુર્વ્યસની પણ હતો. એટલે તારાની પ્રતિજ્ઞા પૂર્ણ થવા પૂર્વે જ તેની સાથે સંલગ્ન થવાની પોતાની ઇચ્છા તેણે પ્રકટ કરી. પરતુ પિતા અને પુત્રી બન્નેએ તેની તે ઇચ્છાનો સર્વથા અનાદર કરી નાખ્યો. હવે મુસલમાનો સાથે યુદ્ધ કર્યા વિના તારા પોતાને કદાપિ પ્રાપ્ત થવાની નથી, એમ જાણીને વંઠેલા રાજકુમાર જયમલ્લે તારાની નિંદાના વ્યવસાયનો આરંભ કર્યો. તે એક દિવસે સૂરથાનરાજના નિવાસસ્થાનમાં આવીને તારાને મોઢામોઢ કહેવા લાગ્યો કે;–"જેવો તારો બાપ ભીખારી છે, તેવી જ તું પોતે પણ ભીખારણ છે. આજે તું અમારા વંશ જેવા સન્માન્ય સ્થાનનો અનાદર કરે છે ખરી; પણ કાલે તારે અમારા કોઈ ખડિયા કે જાગીરદારની જાયા થવું પડશે, એનો વિચાર કર્યો છે ખરો કે? દાસી તે કોઈ દિવસ રાણી થતી હશે! કોઠીમાં કરમ તે આનું જ નામ. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી તો કે, મોઢું ધોઇને આવું છુ. ભાગ્યમાં પથરા હોય તે હીરા મળે જ ક્યાંથી?" ઇત્યાદિ અનેક પ્રકારનાં નિંદાત્મક વાક્યો તેણે ઉચ્ચાર્યા. સૂરથાનરાજ જેવા એક માની પુરુષથી આવાં દુર્ભાષણો કેવી રીતે સહન કરી શકાય વારુ? અર્થાત્ તેણે દુર્ભાષણના બદલામાં દુર્ભાષણ ન કરતાં પોતાની તીક્ષ્ણ તલ્વારને ઝટ મ્યાનમાંથી બહાર કાઢી લીધી અને આગળ પાછળના કોઈ પણ વિચારને મનમાં સ્થાન ન આપતાં તે મૂર્ખ રાજપુત્રનો શિરચ્છેદ કરી નાખ્યો. પુત્રમરણના આ શોકપ્રદ સમાચાર જ્યારે તેના પિતાના

સાંભળવામાં આવ્યા, ત્યારે તે પણ શોક દર્શાવવાને બદલે પોતાના દુરાચારી પુત્રના નિંદ્ય આચરણની નિર્ભર્ત્સના કરતો કહેવા લાગ્યો કે;– "એને જે શિક્ષા મળી છે, તે સર્વ પ્રકારે યોગ્ય જ છે. જે પુત્રે મારા નિર્મળ કુળને કલંકિત કરનારૂં કૃત્ય કર્યું, તેનો આવી રીતે શિરચ્છેદ થવાથી મને જરા પણ શોક થતો નથી. સૂરયાનરાયના શૌર્યની પ્રશંસા સહિત આનંદથી હું તેના એ કૃત્યની ક્ષમા કરૂં છું; કારણ કે, એમાં જ મેવાડના મહારાણાની મહત્તા સમાયલી છે."

રાયમલ્લનો પૃથ્વીરાજ નામનો એક બીજો પણ પુત્ર હતો. તેને રાયમલ્લે કોઈ કારણથી પોતાના રાજ્યમાંથી દેશનિકાલ કર્યો હતો; પરંતુ જયમલ્લનો આવી રીતે અંત થવાથી રાયમલ્લે પૃથ્વીરાજને પાછો બોલાવીને યુવરાજનાં વસ્ત્રો પહેરાવ્યાં. પૃથ્વીરાજને પાછો આવેલો જોઇને ચિત્તોડના લોકોના મનમાં અતિશય આનંદ થયો. પૃથ્વીરાજ પોતાના અનેક સદ્ગુણોના યોગે બાલ્યકાળથી જ સર્વને અત્યંત પ્રિય થઈ પડ્યો હતો. તે બહુ જ સુંદર અને શૂરવીર હોવાથી ખરેખર તારા જેવી સુંદરીના સ્વામિપદથી વિભૂષિત થવાને યોગ્ય હતો. તારાએ પણ તેની કીર્ત્તિનાં સ્તોત્રો સાંભળેલાં હોવાથી તે પણ તેની સાથે પરણવાને અત્યંત ઉત્સુક થઈ હતી. પૃથ્વીરાજે નિશ્ચય કર્યો કે, "મારે મારા શૌર્યનો પરિચય કરાવીને અવશ્ય તારા જેવા સુંદર સ્ત્રીરત્નને મેળવવાનો ગમે તે રીતે પણ યત્ન કરવો જ જોઇએ." તેના એ નિશ્ચય વિશેની વાર્ત્તા તારાના જાણવામાં આવતાં તે પણ યુદ્ધમાં જવામાટે નીકળી પડી. તારાને લગ્ન થવા પૂર્વે જ પોતા સાથે પિતાના શત્રુના સંહાર માટે નીકળેલી જોઇને પૃથ્વીરાજ આશ્ચર્યચકિત થઈ ગયો. તારાના વીરોચિત સ્વભાવથી તો વળી તે વધારે જ મુગ્ધ બની ગયો. પ્રથમ તો તે કેવળ સૌંદર્યનો જ સેવક હતો, પરંતુ તારાના આ અપ્રતિમ ગુણોનો પ્રત્યક્ષ પરિચય થવાથી હવે તે પ્રસંગ આવે તો તેનામાટે પોતાના પ્રાણ પણ અર્પવાના નિશ્ચયપર આવી ગયો. પૃથ્વીરાજના પ્રયત્નથી જોતજોતામાં પાંચ છ હજાર સૈનિકો એકત્ર થઈ ગયા અને તેમને જોઇને તારાનાં નેત્રોમાંથી આનંદાશ્રુનો પ્રવાહ વહેવા માંડ્યો.

એ નવીન એકત્ર થયેલા સૈનિકોને લઇને પૃથ્વીરાજ અફગાનો પાસેથી થોડા નગર પાછું મેળવવામાટે ચાલતો થયો અને તેની સાથે જ શત્રુઓ પાસેથી અપમાનનો બદલો લેવામાટે વીરબાળા તારા પણ ચાલતી થઈ. આજે તારાએ પોતાના શરીરપર વીરભૂષણો ધારણ કરીને પોતાના સ્વરૂપને અનુપમ બનાવી દીધું હતું. અંગપરની કાંચળીની ઉપર પરમ અભેદ્ય લોહ કવચ, હાથમાં ધનુષ્ય અને તલ્વાર અને કમ્મરે તમંચો અને કટારને ધારણ કરનારી એ અશ્વારૂઢ અપૂર્વ નારી-

મૂર્તિ સ્વર્ગીય વીરબાળા સમાન સર્વના નેત્રોને પ્રસન્ન કરવા લાગી! જાણે સાક્ષાત્ મહાશક્તિ જ દૈત્યોના વધમાટે રણાભૂષણોથી સુશોભિત થઇને નીકળેલી હોયની અને મુખમુદ્રાથી એવા જ ભાવને વ્યક્ત કરતી હોયની કે 'રે અધમયવનો, હવે તમારી આનંદલહરીઓ માત્ર એક ક્ષણ માત્રમાં જ દુઃખસમુદ્રમાં જઈ મળશે!' એવો જ ભાસ થતો હતો.

જે દિવસે પૃથ્વીરાજ યોદ્ધા શહેરપર ચઢી ગયો, તે દિવસ મટોરમના પર્વનો હતો. એટલે અફગાનોનાં ટોળાં ને ટોળાં શહેરમાં આમતેમ ધામધૂમ કરતાં ફરતાં હતાં. સર્વ લોકો ઉન્માદપૂર્વક વાદ્યો વગાડતા તાબૂતો ઉપડાવીને ધીમે ધીમે ચાલ્યા જતા હતા. મુસલ્માનોનો મુખ્ય અધિકારી લુલુલ્લા પોતાના મહાલયના છજામાં ઊભો રહીને તાબૂત જોવા બહાર નીકળવાનું હોવાથી પોશાક પહેરતો હતો. એટલામાં નીચેના ટોળામાંના એક માણસના ધનુષ્યમાંથી છૂટેલો બાણ અચાનક આવી તેની છાતીને વીંધી આરપાર નીકળી ગયો. જોતજોતામાં રક્તનો પ્રવાહ ચાલવાથી તે લોહીલુહાણ થઈ ગયો અને મૃત્યુવેદના અસહ્ય થવાથી જમીનપર પડીને આળોટવા લાગ્યો. આ સમાચાર જોતજોતામાં સમસ્ત નગરમાં પ્રસરી ગયા અને તેથી મુસલ્માન સમુદાયમાં ભયંકર હાહાકારનો વિસ્તાર થયો. વાચકો, આ અલક્ષ્ય શરસંધાન કોનું હોવું જોઇએ વારુ? મુસલ્માનોના ઉભરાઈ જતા સમુદાયમાં પોતાનું સ્થાન રાખીને આવી ભયંકરતાથી નગરના અધિકારીના પ્રાણને નષ્ટ કરવાની ધીરતા કોણે બતાવી હશે વારુ? રણશૂર તારા વિના એ શરસંધાન બીજા કોઇનું પણ હોઈ શકે જ નહિ.

શહેરમાં તાબૂતોની ગડબડ ચાલતી હતી, તે સમયનો લાભ લઇને પોતાના સૈનિકોને નગર બહાર તૈયારીમાં બેસાડી પૃથ્વીરાજે તારા સહિત નગરમાં પ્રવેશ કર્યો હતો; અને ત્યાર પછી ઉપર જણાવ્યા પ્રમાણે મુસલ્માનોના સમુદાયમાં મળી જઇને તેમના સમક્ષ તારાએ પોતાના એક જ બાણથી પિતાના શત્રુનો પ્રાણ નાશ કરી નાંખ્યો. પોતાના મુખ્ય સરદારના મરણથી મુસલ્માનોના મનમાં ભયનો જે એક પ્રચંડ આઘાત થયો હતો, તે આઘાતનો વેગ ઓછો થતાં જ તેઓ શત્રુના શોધમાં પ્રવૃત્ત થયા. તેમણે નગરનાં દ્વાર બંધ કરાવીને ત્યાં હાથીનો પહેરો રખાવ્યો. અર્થાત્ તારા જ્યારે બહાર નીકળવામાટે દ્વાર પાસે આવી, ત્યારે ત્યાં હાથીને ઉભેલો જોઇને મનમાં જરાક અચકાઈ. એ તો સ્પષ્ટ જ છે કે, આવી રીતે છેડાયલા મુસલ્માનોના તડાકામાંથી કેવળ બે આસામીઓનું સહીસલામત છટકી જવું ન જ સંભવે. પરંતુ પૃથ્વીરાજ અને તારાના મનમાં એવા મૃદુ વિચારોને એક ક્ષણને માટે પણ સ્થાન મળ્યું નહિ.

તારાબાઇએ તરત પોતાની કમરમાંથી તીક્ષ્ણ કટાર કાઢીને તેવડે હાથીની સૂંઢ કાપી નાંખી અને તેથી તે ચીત્કાર કરતો દૂર ખસી ગયો. તત્કાળ પૃથ્વીરાજ અને તારા અતિ ત્વરાથી સર્વના દેખતાં નગરમાંથી બહાર નીકળી ગયાં.

પોતાના સ્થાનમાં આવી લાગતાંની સાથે જ પૃથ્વીરાજે પોતાના સૈનિકોને નગરપર હલ્લો કરવાની આજ્ઞા આપી દીધી. તેની આજ્ઞા થતાં જ પાંચ હજાર શૂરવીર રાજપૂતો એકદમ થોદા નગરપર તૂટી પડ્યા અને સાંના લોકોની રેવડી દાણાદાણ કરી નાંખી. લગભગ ત્રણ ચતુર્થાંશ મુસલ્માનોનું આ સંગ્રામયજ્ઞમાં બલિદાન લેવાયું અને થોદા નગરમાં પૃથ્વીરાજની સત્તાનો આરંભ થયો. નગર હસ્તગત થતાં જ તારાએ પોતાના સૈનિકોને મુસલ્માનોની કતલ કરવાની મનાઈ કરી દીધી. તે કહેવા લાગી કે;—

"આપણું જે વિશિષ્ટ કાર્ય હતુ, તે થઈ ચૂકયું છે; એટલે હવે વિશેષ અસાચારની આવશ્યકતા નથી. મુસલ્માનોની નિર્વંશતા કરવાનો આપણો ઉદ્દેશ નથી, એટલે પછી વિનાકારણ નરહત્યા કરવાથી શો લાભ? તલવારોને મ્યાન કરો અને યોગ્ય વ્યવસ્થા કરી વિશ્રાંતિ લઈ પાછા તાજાતવાના થાઓ!"

એવી રીતે જય મેળવી થોદાનગર શત્રુ પાસેથી પાછુ લીધા પછી સૂરથાનરાયને દૂરના એક સુરક્ષિત સ્થાનમા રાખવામાં આવ્યો હતો. ત્યાંથી ધામધૂમ સાથે બોલાવવામાં આવ્યો અને તેણે આવીને જ્યારે પોતાના હાથે પૃથ્વીરાજ તથા તારાનો હસ્તમેળાપ કરાવી આપ્યો, તે વેળાએ તેનો આનંદ ગગનમાં પણ માતો ન હોતો. પોતાનો મનોરથ સફળ થતાં જ પૃથ્વીરાજની પોતાના સિંહાસનપર સ્થાપના કરીને સૂરથાનરાજ એકાંતવાસના સુખને ભોગવવા માટે અરણ્યમાં કિંવા કોઈ તીર્થસ્થાનમાં ચાલ્યો ગયો. પૃથ્વીરાજ અને તારા લગભગ બે વર્ષપર્યન્ત પરસ્પર પ્રીતિસૌખ્યનો ઉપભોગ લેતાં રહ્યાં. એ પછી એક અત્યંત શોકદાયક કારણ ઉપસ્થિત થતાં, તે ઉભયના આ લોકમાંના નિવાસનો અંત આવી ગયો.

પ્રભુરાય નામક પૃથ્વીરાજનો એક બનેવી હતો. તે અતિશય દુરાચારી હોવાથી નિરંતર પોતાની પવિત્ર પત્નીને પીડા કરતો હતો. પૃથ્વીરાજનો પોતાની ભગિનીમાં અપ્રતિમ પ્રેમ હોવાથી તે પોતાના બનેવીને સારી રીતે વર્ત્તવા માટેનો જ્યારે પ્રસંગ આવે સારે ઉપદેશ આપ્યા કરતો હતો. પરંતુ એ સદુપદેશને વિષ સમાન માનીને તે પાપી પ્રભુરાય પોતાની પત્નીનો પ્રથમ કરતાં પણ વધારે છળ કરવા લાગ્યો. અંતે એ

અસાચારો સહન ન થવાથી પૃથ્વીરાજે તેની પાસે જઇને તેને સારી રીતે ચાર કડવા વચન સભળાવ્યાં અને અંતે મારી નાંખવાનો ભય પણ બતાવ્યો. પૃથ્વીરાજના ભયથી તે જો કે એ દિવસથી બહારથી તો યોગ્ય વર્તન રાખવા લાગ્યો, પણ અંતઃકરણમાંના દ્વેષની જ્વાળા તેને બાળી નાંખવા લાગી. અતે તેણે એક નીચતમ ઉપાયથી પૃથ્વીરાજના પ્રાણનાશનો નિશ્ચય કર્યો. તેણે મુખમાં અમૃત અને હૃદયમાં વિષ ધારણ કરીને પૃથ્વીરાજને એક દિવસ પોતાને ત્યાં ભોજન લેવા માટે બોલાવ્યો. પૃથ્વીરાજના મનમાં કોઈ પણ પ્રકારનો હેતુ ન હોવાથી તેણે માનપૂર્વક તેના નિમંત્રણનો સ્વીકાર કર્યો અને તે તેને ત્યાં ભોજન માટે આવ્યો પણ ખરો.

નિર્દયતા અને અમાનુષતાથી પ્રભુરાયે કપટ કરીને પૃથ્વીરાજને વિષપૂર્ણ અન્નનું ભોજન કરાવ્યુ ભોજન કરીને પૃથ્વીરાજ પાછો પોતાને ઘેર જવાને નીકળ્યો, ત્યારથી જ તેના શરીરમાં વિષનો સંચાર થવા માંડેલો હોવાથી માર્ગમા જ તમ્મર ખાઇને જમીનપર પડી ગયો! આ વાર્તા તારાના સાંભળવામાં આવતાં જ તે વિદ્યુદ્વેગે ત્યાં દોડી આવી અને પોતાના પતિને શુદ્ધિમાં લાવવાના તેણે અનેક ઉપાયો યોજ્યા, પરતુ તેના દુર્ભાગ્યથી તે સર્વ ઉપાયો નિષ્ફળ નીવડ્યા અને અંતે પોતાની શોક કરતી પત્નીના ખોળામાં મસ્તક રાખીને પૃથ્વીરાજ આ અસાર સસારનો ક્ષણ માત્રમાં સદાને માટે ત્યાગ કરી ગયો. એ પછી તેજસ્વિની તારાના વૃત્તાન્તને વિસ્તારથી કથવાની કશી પણ આવશ્યકતા નથી. કારણ કે, તે સમયની રાજપૂત રમણીઓએ પોતાના પતિના પરલોકવાસ પછી પોતાના વૈધવ્યથી મલિન થયેલા ક્ષણભંગુર શરીરને જીવતું રાખ્યુ હોય, એમ કદાપિ બનતું ન હોતુ; એટલે તારા જેવી પતિપરાયણા સાધ્વી એ પવિત્ર નિયમની અપવાદક કેમ કરીને હોઈ શકે વારુ? તેણે પણ પોતાના પતિના શબ સાથે ચિતાપ્રવેશ કરીને પોતાના પાતિવ્રત્યનો પૂર્ણ પ્રકાશ કરી બતાવ્યો. ક્ષણ બે ક્ષણમાં જ તેનુ શરીર તેના પ્રિયપતિના શરીર સાથે બળીને ભસ્મીભૂત થઈ ગયુ.

સુજ્ઞ વાચકો, જ્યાં આજથી લગભગ છસેં વર્ષ પૂર્વે આ ખરેખરો બનાવ બન્યો હતો, તે ભરતભૂમિ આ જ છે. વર્તમાનકાળના નિર્બળ અને ઉત્સાહહીન જનોને તો આ ઘટનાઓ કેવળ દંતકથા જ ભાસશે! અને તેમાં પણ આજની અબળાઓની વાત તો જવા જ દ્યો; પણ પુરુષોના અંગમાં પણ આવા સામર્થ્ય અને દૃઢ નિશ્ચયની છટા મળવી કઠિન છે. સર્વત્ર કાયરતા અને ભીરુતાના સામ્રાજ્યનો જ વિસ્તાર થયેલો દેખાય છે. હાય રે ભારતવર્ષ! તારી નિર્બળતાનો અંત હજી ક્યાં સુધી લંબાશે?

# સોમનાથના ઘેરામાં સતીનો બચાવ

(લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી)

## પ્રથમ પરિચ્છેદ

"પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય?
પથરા ફેંકે પાપીજન, ફૂલ થઇ વેરાય'

હું એક વખત મારા મિત્રો સાથે પ્રભાસપાટણની યાત્રાએ ગયો હતો. એ પ્રસંગે અમે સોમનાથ મહાદેવના મંદિરની અપૂર્વ ખુબીઓ જોતા જોતા અને મહમૂદ ગીઝનવીના વખતમાં તેનાં સંબંધમાં જે દંતકથાઓ કહેવાઈ છે, તેની ચર્ચા કરતા કરતા, બધાં જોવાનાં સ્થળોએ ફર્યા હતા. અમારી ટોળીમાં એક મિત્ર જરા કૃષ કાયાનો અને નબળો હતો. તે થાકી જવાથી તેણે અમને સૂચના કરી કે, આપણે કોઇક સ્થળે બેસીએ અને પછી આગળ ચાલીશું. આ સૂચના તેણે કરી, તે ઉપરથી ત્યાંથી પસાર થતા એક વૃદ્ધ ગૃહસ્થને હસવું આવ્યું, એ મેં જોયું. એ વૃદ્ધ દેખાવે ઈમામદાર હતો. વયમાં ૭૦ વર્ષનો હશે અને તે છતાં તે અક્કડ દેખાવે ચાલતો હતો; તેથી તેનું હસવું મને તો વાજબી લાગ્યું. અમારામાં એક યુવક જરાક બટકબોલો હતો. તેણે આ વૃદ્ધને કહ્યું: કાકા, આપને હસવું કેમ આવ્યું? તે વૃદ્ધ એકવાર ફરીથી હસ્યો અને પછી બોલ્યો: ભાઇઓ, મને તમારી બહાદુરી ઉપર હસવું આવ્યું. તમે આજકાલના જુવાનીઓ, આવી દુર્બળ શરીરસંપત્તિથી શું મોટી ધાડો વિખેરી શકવાના હતા? એક વખત એવો હતો કે, જ્યારે મારા દાદાએ આજ સોમનાથ મહાદેવના બચાવમાટે મુસલમાનો સાથે સખ્ત લડાઈ કરી હતી અને તે એટલી બધી હોશિયારીથી કરી હતી કે, પોતે અનેક મુસલમાનોનો સંહાર કરી શક્યા હતા. એવાઓની સરખામણીમાં જ્યારે તમને હું મૂકું છું ત્યારે તમે જ કહો કે, મને હસવું કેમ ન આવે?

આ ઉપરથી મેં વિચાર કર્યો કે, આ ગૃહસ્થની ઓળખાણ પાડી, તેની પાસેથી સોમનાથના સંબંધમાં તે વખતની દંતકથાઓ સાંભળવી જોઇએ. મેં તે ગૃહસ્થને વિનતિ કરવાથી તેમણે એક દિને અમારે ઉતારે આવી, અમને સોમનાથના ઘેરા સંબંધી પોતે જે કાંઈ જાણતા હતા, તે સંભળાવવા કહ્યું.

એ દિને તો અમે પાછા ફર્યા; બીજે દિને, ગોઠવણ મુજબ તે ગૃહસ્થ અમારે ત્યાં આવ્યા અને ઘટિત આદરસત્કાર પછી તેમણે સોમનાથના ઘેરા વખતે રાજાઓ, મંદિરના બ્રાહ્મણો વગેરેની વીરતાનું અત્યંત

છટાથી વર્ણન કર્યું. એ વૃદ્ધ ગૃહસ્થે તે વખતે ઘેરામાં એક સતીના થયેલા રક્ષણની જે વાર્તા અમને કહી હતી, તે નીચે પ્રમાણે છેઃ—

અરુણોદય થતાં સોરઠી સોમનાથથી જરાક દૂર આવેલા ઉદધિ-જલમાં, એક યુવતી, પોતાનાં બાલકને પાણીથી થોડે દૂર સુવાડી, નહાતી જણાતી હતી. સોમનાથ દરિયાની એક કોરણે આવેલું હતું. તેની ત્રણે બાજુએ પાણી હતું અને એક બાજુએ જમીન હતી. તેની આસ-પાસ એક મજબૂત કિલ્લો હતો. તેમાં જવા માટે ફક્ત એક મોટા દરવાજાવાળો રસ્તો હતો. લોકો હમેશાં એ દરવાજેથી આવજા કરતા હતા. ઉપર જણાવી, તે યુવતી પણ આજે પ્રાતઃકાળમાં જરા જરા અજવાળુ થયું હશે, તેટલામાં તે જ રસ્તે આવી હતી. તે દિવસો ભય-વાળા હતા. જે વખત જતો હતો, તેમાં મહમૂદ ગીઝનવી સોમનાથ ઉપર એક જંગી હલ્લો કરનાર છે એમ કિંવદંતી, ગામમાં ચારે ખૂણે ફેલાઈ રહી હતી. તથાપિ શ્રી સોમનાથ મહાદેવપર લોકોને એટલી બધી શ્રદ્ધા હતી કે—એક નાના બાળકનો પણ મ્લેચ્છો વાંકો વાળ કરી શકશે નહીં, એમ જ લોકોના મનમાં ઠસી ગયું હતું. મહાદેવના પૂજારીઓ વારંવાર અનેક પ્રવચનોથી લોકોનો એ વિશ્વાસ દઢતર બનાવતા હતા અને વખતપરત્વે કાંઈક ચમત્કાર પણ કરી બતાવતા હતા. આ યુવતી, એ જ વાતાવરણમાં ઉછરેલી હોવાથી સ્વાભાવિક રીતે ઉપરની જ શ્રદ્ધાએ તેનામાં નિવાસ કર્યો હતો.

સાગરના છાછરા પાણીમાં નહાતી આ સ્ત્રી, અત્યારે એકલી હતી. લોકોને નહાવાને આવવાનો હજુ વખત નહોતો થયો. પાસેની જમીન ઉપર તેનું બચ્ચું શાંતિથી રમ્યા કરતું હતું. આ સ્ત્રી પોતે એકલી હોવાથી, પાણી પણ ઘરના કરતાં પુષ્કળ હોવાથી, પોતાના હાથ, પગ, મ્હોં, દીલ ઇત્યાદિ ધીમે ધીમે ચોળીને તે નહાતી હતી. તેનું શરીર ગૌરવર્ણ હતું અને તે તેણે પહેરેલા ગૌરવર્ણના લુગડાથી વિશેષ દીપતું હતું. શરીરે ઘણા સાદા અલંકાર તેણે પહેર્યા હતા. પગમાં ઝીણી નાજુક રૂપેરી ઝાંઝરીઓ, હાથમાં પણ તેવી જ સોનાની બબ્બે બંગડીઓ, કોટમાં મંગલસૂત્ર તથા ત્રણ સેરની એક સાંકળી અને કાને ફુલવા-ળીઓ શિવાય વિશેષ શોભા નહતી. સમય હાલના બ્રિટિશ રાજ્ય જેવો શાંતિવાળો નહતો તથાપિ, ઉપર કહ્યું તેમ, એ ભાગના પુરુષો અને સ્ત્રીઓની શ્રી સોમનાથ મહાદેવ ઉપર અત્યંત શ્રદ્ધા હતી અને પરિણામે સર્વત્ર તેમને શાંતિ જ ભાસતી હતી. તે બાળા નહાઈ રહી. દીલ દેહને સાદાં પણ સ્વચ્છ લુગડાં તેણે પહેર્યા અને ઉગતા દિનકરની સ્તુતિ કરવામાં તે રોકાઈ. તેનું આશરે આઠ કે નવ માસનું નાનું બાળક

સુતું સુતું રમ્યા કરતું હતું, તે તરફ તેની થોડી થોડી વારે દૃષ્ટિ ગયા વગર રહેતી નહોતી. એ તેનું પ્રથમ બાળક હતું. પોતાના પતિના પ્રેમનું એ પ્રથમ ચિહ્ન, જાણે તેને ગમતું હોય તેમ, તેને લેશ પણ દુઃખ કે આંચ ન આવે તે સારુ વારંવાર પોતાની કાળી ચકચકિત આંખો, આનંદિત ભાવથી તે તેની ઉપર ફેંકતી હતી અને સંતુષ્ટ થતી હોય તેમ પાછી શ્રી સૂર્યદેવની સ્તુતિમાં ધ્યાન દેતી હતી. ધીમે ધીમે બીજી સ્ત્રીઓએ આવવા માંડ્યું. સર્વે પોતપોતાના નહાવા ધોવામાં ગુંથાયલી હતી. તેવામાં પાસેની ઝાડીમાંથી એક વરુ નીકળી આવ્યું અને તે બાળકને વીંટેલા લુગડા સાથે ઉઠાવીને ઝડપથી નાસવા માંડ્યું. એકદમ ત્યાં શોર-બકોર થઈ રહ્યો. માતાએ પોતાના બાળકના પ્રેમને લીધે તેની પાછળ ધાંટાધાંટ કરીને દોડવા માંડ્યું. બાળકને આપણા દેશના રિવાજ મુજબ કચ્છ બીડાવીને તે લુગડું બાંધેલું હોવાથી વરુએ લુગડું પોતાના મ્હોંમાં ઘાલેલું હતું અને બાળકનું શરીર હેઠળ ઝુલતું હતું. કિનારા ઉપરની સ્ત્રીઓમાંની કેટલીક સ્ત્રીઓ આ યુવતી સાથે થોડેક લગી પાછળ ગઈ. પણ કમનસીબે ત્યાં કોઈ પુરુષ ન હોવાથી સર્વે, લાચાર હતી ! બીરુ સ્ત્રીઓ આડાંઅવળાં બહાના કાઢી વેરાઈ ગઈ ! વરુ નાસતું નાસતું એક ઝાડી-માં જઈ પહોંચ્યું. પુત્રઘેલી માતા એકલી હવે તેની પુંઠે થઈ હતી. તેવામાં તે જ ઝાડીમાંથી એક ઘોડેસ્વાર નીકળી આવ્યો. તેણે સ્થળ અને સ્થિતિનું અવલોકન પલકમાં કરી લીધું અને એકદમ વરુ પાસે ગયો તથા ઘોડા ઉપરથી ઉતરીને, તેના પાછલા ભાગમાં પોતાની તરવારનો એવો ઝટકો માર્યો કે, વરુના બે કટકા થઈ ગયા. બાળકને તેણે હાથમાં લીધું અને આશ્ચર્ય તથા આદર સાથે પુત્રના દેહનો ઉદ્ધાર જોઈ રહેલી માતા તરફ જઈ, તેના હાથમાં સોંપી દીધું. પોતાની આભારભરી આંખોથી યુવતી તે ઘોડેસ્વાર તરફ જોતી જોતી પોતાના બાળકને છાતી સરસું ચાંપતી ગઈ. તે સ્વાર હસ્યો—એક ઉત્સુક, પ્રેમાળ યુવાન્ માતાને પોતાના વહાલા બચ્ચાનો, દુઃખના દાવાનળમાંથી મુક્ત થયા બાદ, ભેટો થતાં જે અવર્ણનીય આનંદ થાય છે, તે સ્મિત હસિતવદને નીરખતો તે ત્યાં ઉભો રહ્યો. યુવતીને પોતાના બાળકના બચાવનારને હવે શું કહેવું અથવા તેની સાથે હવે શી રીતે વર્તન કરવું, તેની સમજ પડી નહિં. પરંતુ તે સ્વાર ધીમે ધીમે તેની પાસે આવ્યો. તેણે પાયજામો, ઝબ્બો અને મંદીલ પહેર્યાં હતાં. કમરે તરવાર શોભતી હતી; આ ઉપરથી તે હિંદુ નહોતો એમ જણાતું. મહમૂદ ગીઝનીના સાથીઓ—મોગલ લોકો—સોમનાથપર ઘેરો ઘાલવાના હતા, એટલે આ માણસ તેમનામાંનો જ હશે, એ વિચારે યુવતીને જરાક ભય ઉત્પન્ન થયો. ધીમેથી પાસે આવ્યા પછી, મોગલ બોલ્યોઃ બાળા,

મનહર પણ પથારીમાં. તેનો મંદવાડ અતિશય કઠણુ હતો. તેનું હાડ અતિશય કોમળ હતું અને તેથી જ તેનાથી આ મંદવાડમાં બચી શકવાનું નહોતું, એમ વૈદ્યનું કહેવું હતું. તેના સૂતા પછી વૃદ્ધ રંગીલનાથે મૂછપર હાથ નાંખ્યો; અને ખોંખારો કર્યો. ચપળતાથી તે યમુના પાસે એવો તો ધસારાબંધ ગયો કે, તેને બિચારીને બે ડગલાં પાછાં ખસવું પડ્યું. રંગીલનાથને આમ કરવાનું કારણ શું? તેણે ભપકાબંધ કહ્યું. "યમુના, આ બધામાં તને કાંઈ સમજ પડે છે કે?

ય–હા. એ જ કે મારે હવે હિંદુ રૂઢી પ્રમાણે સતી થઇને મારા પતિ સાથે સ્વર્ગમાં જવું પડશે.

રં–એમ કે? તને એ ગમશે કે?

યમુના–કેમ ન ગમે? પોતાના વહાલા નાથ પાછળ, તેના વિરહનું દુઃખ દેખવુંએ નહિં ને તેથી દાઝવુંએ નહિં, એ ઉદ્દેશથી સતી થવામાં અમારૂં સ્ત્રીઓનું શ્રેય જ રહેલું છે.

રં–યમુના, તું જાણે છે કે, એ બધા ઢોંગ છે? એ બધું તૂત છે? સતી થયેલી સ્ત્રી, પતિ સાથે સ્વર્ગમાં જાય છે, એ માનવું ભૂલભરેલું છે. કોઈ કોઇની સાથે જઈ શકતું નથી. આ અહિં બળ્યાં કે તમેએ જૂદાં ને તમારા વહાલા નાથ પણ જૂદા! "વહાલા" શબ્દ તેણે એવી રીતે હોઠ મચકોડીને ઉચ્ચાર્યો કે તેનો તિરસ્કાર કરવાનો ભાવ, સારી રીતે યમુનાથી સમજી શકાયો.

ય–ગમે તે હો. હું હિંદુ સંસારમાં જન્મેલી છું અને તેથી તેના નિયમોથી વિરૂદ્ધાચરણ કરી શકું જ નહિ. હું જો કે સતી ન થવું એમ ઇચ્છતી તો નથી અને છતાં ધારો કે ઇચ્છું, તો પણ આપણા નિયમો એવા છે કે લોકલાજે પણ મારે સતી થવું જોઇએ.

રં–ત્યારે–

ય–(તેને ન બોલવા દેતાં, "લોક લાજે સતી થવાનો વખત આવે, તેના કરતાં શુદ્ધ ચિત્તથી પતિનું તથા પોતાનું હિત ઇચ્છી પુનર્જન્મમાં પણ તે જ પીયુ મળજો, એમ ઉચ્ચાર કરી, પોતાના દેહને તેમની સાથે–તે પવિત્ર પ્રભુ સાથે–ભસ્મીભૂત કરી દેવામાં શા માટે અમારે અચકાવું જોઇએ? માટે રંગીલનાથ કાકા, હું તો સતી થવા માટે શોક કરતી નથી. એકવાર મરવાનું તો છે જ ને? અમારો સર્વ શૃંગાર ગયો તો અંગાર પડો પછીના વૈભાવમાં! ગયો તો તેની પછી જીવીને શું સાર્થક કરવાનું છે? કાંઈ નહિં." યમુનાના વાક્પ્રવાહથી એક ક્ષણ–એક ઘડી તો રંગીલનાથ ચકિત થયો, પણ તેની વૃત્તિ–તેના વિચાર બગડેલા હતા અને તેથી તેણે તેના બોલવાપર લક્ષ ન આપ્યું, અને કહેવા લાગ્યોઃ–"ખરેખર તું આ બધું

અહિં આપણે શું? આપણે કેટલી પીડા વહોરતા ફરીએ! આથી તેમણે તો પલાયન કરી દીધું.

યુવતીએ હવે આડોશીઓ પાડોશીઓની સહાય લીધી. જમના બહેન ને ધનકોર કાકી, ને મોતી મામી વગેરેને બોલાવ્યાં. કોઈ વૃદ્ધો પણ આવ્યા અને બધાં યુવતીને ધીરજ આપવા અને યુવકની દયા ખાવા લાગ્યાં. એટલામાં સોમનાથનો મુખ્ય વૃદ્ધ પૂજારી રંગીલનાથ પણ આવી પહોંચ્યો. તે બોલ્યોઃ "કેમ? મનહરલાલ (યુવતીનો પતિ)ને કેમ છે? આ યમુના (યુવતી)ને મેં સવારે પૂછ્યું હતું." ત્યારે ઠીક છે કહેતી હતી. બધાંએ રંગીલનાથ માટે માર્ગ કર્યો. "આવો. આવો. પધારો ભક્તરાજ પધારો." એ અવાજથી ડોશીડોકરાંએ તેને વધાવી લીધો. તેણે માંદા મનહરલાલના કપોલપ્રદેશપર પોતાનો હાથ મૂક્યો. "અહોહો, બિચારાને બહુ જ તાવ છે. હા ભોળા સાંબ! કૃપા કર. ભાઈઓ, બહેનો, આ યમુના એક કામ ન કરે? આજે સાંજે જ્યારે શ્રી મહાદેવજીની આરતી થાય, તે પછી તે શુદ્ધ ચિત્તથી પોતાના પતિને આયુષ્ય અપાવવા પ્રાર્થના કરવા ન આવે? મેં ઘણા દાખલા જોયા છે; જેમાં આના જેવી જ કોમળ, વિશુદ્ધ અને નિર્દોષ પતિપ્રાણા સ્ત્રીઓની પ્રાર્થનાઓથી તેમના પતિનું ભલું થયેલું છે." "હા, મહારાજ! એ આપે ઠીક કહ્યું? બહેન જજે હોં બા! જોને, આપણા સારા માટે એવા ભક્તરાજો કેટલું બધું સંકટ વેઠે છે." એક ડોશીમાએ કહ્યું. યમુના કશું ન બોલી. ધીરે ધીરે બધાં વેરાવા માંડ્યાં. હજુ તો સવારના ૯ા થયા હતા. બધાં ગયાં અને ફક્ત પતિપત્ની તથા વૃદ્ધ પૂજારી એટલાં જણ રહ્યાં. પૂજારીએ મનહરને જાગ્રત કર્યો. "કેમ ભાઈ? કેમ છે તને બા?"

મ-"કોણ, મારા મુરબ્બી! રંગીલનાથ કાકા? પધારો પધારો."

રં-"કેમ ભાઈ, તને ઠીક છે ને હવે?"

મ-ના, કાકા, મને તાવ બહુ જ આવે છે. જુઓને? અને આ દમ તો-(વચ્ચે વચ્ચે તેને ઉધરસ અતિશય આવતી) એટલી બધી-મને પજવે છે કે-

રં-હશે, ભાઈ, બધું મટી જશે.

મ-કાકા, ખરું કહો છો? મને હવે આશા નથી. (પોતાની પાસે ઉભેલી સ્ત્રી તરફ જોઈને) આપણે જૂદાં પડવાનું જ છે.

રં-જોને ભાઈ, "શિવ શિવ" કર્યા કરીએ. સમજ્યો બા! મેં યમુનાને આજે સાંજે આરતી વખતે યાચના કરવા બોલાવી છે. સહુ સારાં વાનાં થશે. ગભરાઈએ નહિં. હોં બા! લે. હવે સુઈ જા.

મનહર પડ્યો પથારીમાં. તેનો મંદવાડ અતિશય કઠણ હતો. તેનું ન્હાડ અતિશય કોમળ હતું અને તેથી જ તેનાથી આ મંદવાડમાં બચી શકવાનું નહોતું, એમ વૈદ્યનું કહેવું હતું. તેના સૂતા પછી વૃદ્ધ રંગીલનાથે મુખપર હાથ નાંખ્યો; અને ખોંખારો કર્યો. ચપળતાથી તે યમુના પાસે એવો તો ધસારાબંધ ગયો કે, તેને બિચારીને બે ડગલાં પાછાં ખસવું પડ્યું. રંગીલનાથને આમ કરવાનું કારણ શું? તેણે ભપકાબંધ કહ્યું. "યમુના, આ બધામાં તને કાંઈ સમજ પડે છે કે?

ય-હા. એ જ કે મારે હવે હિંદુ રૂઢી પ્રમાણે સતી થઇને મારા પતિ સાથે સ્વર્ગમાં જવું પડશે.

રં-એમ કે ? તને એ ગમશે કે?

યમુના-કેમ ન ગમે ? પોતાના વહાલા નાથ પાછળ, તેના વિરહનું દુ:ખ દેખવુંએ નહિ ને તેથી દાઝવુંએ નહિ, એ ઉદ્દેશથી સતી થવામાં અમારું સ્ત્રીઓનું શ્રેય જ રહેલું છે.

રં-યમુના, તુ જાણે છે કે, એ બધા ઢોંગ છે? એ બધુ તૂત છે? સતી થયેલી સ્ત્રી, પતિ સાથે સ્વર્ગમાં જાય છે, એ માનવું ભૂલભરેલું છે. કોઈ કોઇની સાથે જઈ શકતું નથી. આ અહિં બળ્યાં કે તમેએ જૂદાં ને તમારા વહાલા નાથ પણ જૂદા! "વહાલા" શબ્દ તેણે એવી રીતે હોઠ મચકોડીને ઉચ્ચાર્યો કે તેનો તિરસ્કાર કરવાનો ભાવ, સારી રીતે યમુનાથી સમજી શકાયો.

ય-ગમે તે હો. હું હિંદુ સંસારમાં જન્મેલી છું અને તેથી તેના નિયમોથી વિરુદ્ધાચરણ કરી શકું જ નહિ. હું જે કે સતી ન થવું એમ ઇચ્છતી તો નથી અને છતાં ધારો કે ઇચ્છું, તો પણ આપણા નિયમો એવા છે કે લોકલાજે પણ મારે સતી થવું જોઇએ.

રં-ત્યારે-

ય-(તેને ન બોલવા દેતાં, "લોક લાજે સતી થવાનો વખત આવે, તેના કરતાં શુદ્ધ ચિત્તથી પતિનું તથા પોતાનું હિત ઇચ્છી પુનર્જન્મમાં પણ તે જ પીયુ મળજો, એમ ઉચ્ચાર કરી, પોતાના દેહને તેમની સાથે-તે પવિત્ર પ્રભુ સાથે-ભસ્મીભૂત કરી દેવામાં શા માટે અમારે અચકાવું જોઇએ? માટે રંગીલનાથ કાકા, હુ તો સતી થવા માટે શોક કરતી નથી. એકવાર મરવાનું તો છે જ ને? અમારો સર્વ શૃંગાર ગયો તો અંગાર પડો પઠીના વૈભાવમાં! ગયો તો તેની પછી જીવીને શું સાર્થક કરવાનું છે? કાંઈ નહિ." યમુનાના વાક્પ્રવાહથી એક ક્ષણ-એક ઘડી તો રંગીલનાથ ચકિત થયો, પણ તેની વૃત્તિ-તેના વિચાર બગડેલા હતા અને તેથી તેણે તેના બોલવાપર લક્ષ ન આપ્યું, અને કહેવા લાગ્યો:-"ખરેખર તું આ બધું

બાલે છે ખરી પણ તે કિંફું છે, એ હું સમજી શકું છું. આપણા શરીરના ગમે તે ભાગ ઉપર જરાક દેવતા પડે છે તો કેટલું બધું દુઃખ થાય છે? આપણે કેવી ચિચિઆરીઓ પાડીએ છીએ? ઓ અનુભવ વગરની છોકરી! વિચાર કે તને જીવતી ને જીવતી જ્યારે ચિતા ઉપર બેસાડવામાં આવશે, તારા શરીરનો એક તો શું, પણ તેના દરેકે દરેક ભાગ ઉપર અંગારાનો વરસાદ વરસાવવામાં આવશે ત્યારે એક અંગારો ન ખમી શકનારી એવી તું, અનેકને શી રીતે ખમી શકીશ? તારું ખીલતું આ યૌવન એકદમ ધગધગતા અગ્નિમાં પ્રલયકાર થશે. તેમ કરતાં તને પાપ લાગશે. એક કોમળ વેલને બાળનારને જે પાપ લાગે, તે તને લાગશે. તારી હજુ કેટલીએ આશાઓ હશે, તારા હજુ કેટલાએ ધર્મો છે–રે, એ સર્વ દૂર ધકેલીને, તું શું કરવા સંસારથી નાસવા તૈયાર થાય છે? કાંઈ ભવિષ્યનો વિચાર કર અને સમજણી થા!"

યમુના–રંગીલનાથ કાકા, પણ મને આટલું બધું શા માટે તમે કહો છો, તે હું નથી સમજી શકતી. મેં એકવાર કહ્યું તેમ તથા તમે પણ સારી રીતે જાણો છો તેમ, હું સતી થવા ના કહું, તોપણ મારાથી કેમ–કવી રીતે તેમાંથી બચી શકાય?

રંગીલ–(ધીમેથી) તેનો રસ્તો હું તને શ્રી મહાદેવની આરતિ પછી તું ત્યાં આવીશ ત્યારે બતાવીશ, એટલામાં હાલ તો જયશ્રી સાંબ. તે ગયો. યુવતી ગુંચાઈ. "આ શી વૃત્તિથી મને કહેતો હશે?" એમ તેને મુંઝવણ થયા કરી; પણ બિચારી ભોળી શું સમજે? કેવળ પતિ અને પતિનો પ્રેમ જોઈ રહેલી એ પ્રમદાને બીજા વિચાર હજુ સુધી આવેલા જ નહોતા.

## તૃતીય પરિચ્છેદ

સૂર્ય ભગવાન્ ધીમે ધીમે અસ્તાચળ તરફ વળવા માંડ્યા હતા. જગતમાં કાળાશ છવાવાની તૈયારી હતી. કોઇક કોઇક જગ્યાએ તો તેમની દૃષ્ટિ ન પડવાથી અન્ધારાએ ગપોલીઉં કરી પ્રવેશ કર્યો હતો. આશરે અર્ધા કલાકમાં તે નમી પડવાના, એ નક્કી હતું.

સાંજના ૭ વાગ્યા. શ્રી સોમનાથ મહાદેવમાં ભાવિક ભક્તોની ભીડ થવા માંડી–દર્શનાતુર સ્ત્રી પુરુષો દર્શન કરવા આવવા લાગ્યાં. હમેશાં સાંજે મોટી આરતી થતી અને લોકો ઘણુંખરું આરતી થતા સુધી રોકાઈ, તે થઈ રહ્યા પછી વેરાતા; નહિ તો ત્યાંની વિશાળ ધર્મશાળામાં બેસતા અને ગપ્પાં હાંકતા. સ્ત્રીઓની પણ, ઘણુંખરું તેવી જ જમાવટ થતી અને તેઓ પણ ટોળે મળી કાંઈ કાંઈ વિષયોપર વિવેચન કરતી. આજે પણ તેમ જ થયું હતું. ધીમે ધીમે સાડા ૭ થયા અને આરતી માટે તૈયારીઓ થવા માંડી. નાનાં નાનાં ટોલને તપાવવામાં આવ્યાં, કાંસાંઓના

રણકારા થવા લાગ્યા, ઘંટોના ટંટં નિનાદ થવા લાગ્યા, શંખના કાંઇક ફૂંકારા થવા માંડ્યા, વિણાઓ હાથમાં લઈ કોઈ કું કું અવાજથી તેના તાર બોલાવવા લાગ્યા અને કરતાલો તથા છમછમીઆં પણ પોતાની તરફના તાલ તેમાં ઉમેરવા લાગ્યાં. લોકો પણ શાંતિથી "જય સદાશિવ, જય સદાશિવ" ઇત્યાદિ ભક્તિપૂર્ણ વચનો કાઢતા, હારદોર ગોઠવાઈ ગયા; અને એવી થતી તૈયારીઓમાં અર્ધો કલાક કોણ જાણે ક્યાંએ જતો રહ્યો તે જણાયો નહિ. જે વૃદ્ધ ભક્ત રંગીલનાથ, યમુનાને ત્યાં આવેલો હતો, તે આરતી લઈ થોડીવારમા દેખાયો. નિયમિતપણે આરતિ ગવાવા લાગી. સર્વ વાજીંત્રાદિ પણ તાલ પ્રમાણે વાગવા લાગ્યાં અને વાતાવરણમાં સર્વત્ર કેવળ પવિત્ર અને પતિતપાવન શ્રીસાંબની સ્તુતિનાં આન્દોલનો પ્રસરાઈ રહ્યાં. આ પ્રમાણે શરુ થયેલી આરતિ જરાકવાર ચાલી હશે ત્યાં એક યુવતી હાંફળી ફાફળી આવી અને સ્ત્રીઓના ટોળામાં ભળી ગઈ. ઘણા જણાનું તેની તરફ ધ્યાન ગયું નહિં હોય; પણ ચારે તરફ ટગર ટગર જોતી અને એ જ આકારને શોધતી ભક્તરાજ રંગીલનાથની આંખોએ, તેને જોઈ લીધી–જોકે તે પોતે તો આરતિ કરવામાં તલ્લીન થઈ ગયો હોય, એમ જ બીજા લોકની નજરે પડતો હતો. આરતિ પૂરી થઈ. એક બીજો સેવક તે લઇને બહાર આવ્યો અને સર્વ આગળ તે ધરવા લાગ્યો. તેઓ હિંદુ રિવાજ પ્રમાણે તેની બળતી જ્વાળા ઉપર પોતાના હસ્ત ફેરવી આંખે અડકાડવા લાગ્યા અને એ પ્રમાણે ક્રમ ચાલુ રહ્યો. લોકો ત્યારપછી ધીમે ધીમે વેરાવા લાગ્યા. યમુના ગુંચાવા લાગી. "રંગીલનાથ કાકાએ કહ્યું હતું કે, આરતિ પછી આવજે. પણ હવે શું કરવુ, શું નહિં, તે કોણ બતાવશે? જોઉં છું. નહિ તો હું એ પાછી ઘેર જઇશ. કાલે આવશે ત્યારે ઘેર એમને પૂછી જોઇશ." પણ તેની ગુંચવણ થોડીવારમાં દૂર થઈ. પેલો આરતિવાળો ભક્ત, તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો; "બહેન, રંગીલનાથ કાકા તમને આરતિ લેવાને અંદર બોલાવે છે. ચાલો મારી સાથે" યમુના તેની સાથે ચાલવા લાગી. ઠેઠ મહાદેવના બાણ પાસે જઈ પહોંચતાં, રંગીલનાથ ત્યાં બેઠા બેઠા માળા ફેરવતો દષ્ટિએ પડ્યો. આરતિવાળા પૂજારીએ, યમુનાને એક પાટલા ઉપર બેસવા કહ્યું. આશરે ૦॥ કલાક વ્યતીત થઈ ગયો. બધા લોકો વેરાઈ ગયા. મહાદેવમાંના દીવાઓ પણ હમેશના ક્રમ મુજબ આરતિ પછી ચાર કે પાંચ રખાતા હતા તે રખાયા; પણ મહાદેવના મંદિરમાં રાતના દશ વાગ્યા સૂધી ગમે તે હિંદુ આવી શકે, એમ હોવાથી કેવળ અન્ધકાર કરવામાં ન આવ્યો. ધીમે ધીમે બધા ભક્તો પણ વેરાઈ ગયા, એટલે રંગીલનાથે એકદમ તે તરુણીનો હાથ ઝાલ્યો અને બોલ્યોઃ "સુન્દરી,

આ સેવકપર કૃપાકર." યમુના ગભરાઈ ગઈ. એણે મહાદેવજી સમક્ષ કાંઈ પણ પ્રકાની દુષ્ટતા થવાની સ્વપ્ને પણ આશા રાખી નહતી. એ પવિત્ર પ્રમદાને એકદમ ગુસ્સો આવ્યો અને પોતાનો હાથ એકદમ તરછોડી ઉભી થઈ જઈ તે બોલી:–નફ્ફટ ડોસા, શરમ છે તને, અભાગીઆ, ઘરડે ગઢપણ તારી છોકરી મારે તને આવી ખરાબ બુદ્ધિ ઉપજી, તેના કરતાં તારી માને પેટ તું પત્થર થઇને પડ્યો હોત તો ઠીક થાત. મારે તારી આશિષ નથી જોઇતી. મહાદેવની આરતિ વખતે તેં મને આવા દુષ્ટ વિચારથી બોલાવી ?"

રંગીલ:–ચમાવલી, ડહાપણ મૂક. તારા જેવી તો સત્તરસેંને હું પાણી ભરાવું એવો છું. બોલ, મારે શરણે થાય છે કે નહીં ?

યમુનાઃ–ના, ના, તારાથી થાય તે કરી લે. હું તો આ ચાલી.

એટલું બોલી એ સાક્ષાત્ ચંડી જેવી જણાતી સ્ત્રી, ગુસ્સાથી ચાલવા લાગી. પાપી રંગીલનાથ તેની પછવાડે દોડ્યો. પણ એ વખતે અચાનક આ અબળાની વહારે જાણે ઈશ્વર ધાયો હોય તેમ એક ગૃહસ્થે મહાદેવમાં દર્શન કરવા માટે પ્રવેશ કર્યો:યમુનાએ તેને કહ્યું: "ઓ ભાઈ, મને બચાવો. આ મંદિરનો વૃદ્ધ પૂજારી મારી પાછળ દોડતો આવે છે તેને અટકાવો." એ ગૃહસ્થે યમુનાને ધીરજ આપી; પણ રંગીલનાથ ત્યાં આવ્યો જ નહીં. તેણે દૂરથી જ્યારે જોયું કે કોઈ આવે છે ત્યારે તે તુરત જ નાસી જઈ, પોતાની ઓરડીમાં ભરાઈ ગયો હતો. મજકુર ગૃહસ્થે તેને દીઠો જ નહતો. થોડીવારે જ્યારે યમુનાની પાછળ કોઈ દોડતું દોડતું ન આવ્યું એમ એ ગૃહસ્થે જોયું ત્યારે તેણે કહ્યું: "બહેન, ચાલો, હું તમને તમારે ઘેર મૂકી આવું. એ પૂજારી સંતાઈ ગયો લાગે છે. હું જો કે આ ગામમાં અજાણ્યો છું, પરંતુ તમારી સાથે આવીને તમને તમારે ઘેર મૂકી જવામાં મને બિલકુલ વાંધો નથી."

યમુના–ભાઈ ઈશ્વર તમારું સારું કરશે. એ પૂજારીનું નામ રંગીલનાથ છે અને લોકોમાં ઘણું માન પામેલો છે. અત્યારે હું એની વિરૂદ્ધ બોલું તો લોકો મને જુઠી પાડે, એટલી બધી તેની ખ્યાતિ છે પણ ખરેખર, એ ઘણો જ દુષ્ટ બુદ્ધિનો છે.

ગૃહસ્થ–બહેન, હું લાચાર છું કે, હું અહિં ઝાઝા દિન રહેનાર નથી; નહીં તો હું એને પાંશરો કર્યા વિના રહેત નહીં.

એ પછી તેઓ બન્ને, યમુનાના ઘર તરફ ચાલવા લાગ્યાં; અને યમુનાને ત્યાં પહોંચ્યા પછી તે ગૃહસ્થપાછો ફર્યો. તે સોમનાથનાં ફરીથી દર્શન કરવા આવ્યો ત્યારે ત્યાં કોઈ પૂજારી નહતો, એટલે તે પોતાને મકાને પાછો ફર્યો.

સુશિલ યમુનાએ રંગીલનાથની ખ્યાતિ સંબંધી જે કહ્યું હતું, તે ખરું હતું અને તેનું મુખ્ય કારણ રંગીલનાથની સહૃદયી દેખાવાની અત્યંત મધુર ભાષણ કરવાની તેમ જ અતિશય વિનયી અને ભલા હોવાનો ખોટો ઢોંગ કરવાની ટેવ હતી. યમુનાના જવા પછી, તે પોતાની ઓરડીમાંથી બહાર નિકળ્યો હતો અને મહાદેવનાં અંદરનાં બારણાં બરોબર વાસીને સૂઈ ગયો હતો. ફક્ત બહારના ચોગાનવાળાં મોટાં બારણાં ખુલ્લાં હતાં.

એ બનાવને એકાદ દિન થઈ ગયો હશે, તે બાદ કમનસીબે યમુનાનો પતિ મનહર, સવારના પહોરમાં મૃત્યુને શરણ થયો. યમુનાને, પતિના મંદવાડ વખતે જે ભયંકર શંકા થઈ હતી તે અંતે સત્ય ઠરી. પોતાને હવે સતી થયા વિના છૂટકો જ નહતો. તે ઘણું રડી; પરંતુ ગમે એવું કલ્પાંત કરવા છતાં તેનો વહાલો પતિ પાછો આવે એમ નહતું. આખરે એ વખતના રીત રિવાજ અનુસાર તેને પૂછવામાં આવ્યું કે: "તારે સતી થવું છે?" એવો પ્રશ્ન, તે વખતે, નામનો જ પૂછાતો. કેમકે જો કોઈ પણ વિધવા ના કહે તો લોકોમાં અને સગાંઓમાં તેની એવી નિંદા થતી કે, તેને ભોંય ભારે પડતી અને પછીનું જીવન અકારું જ લાગતું. યમુના, એ વસ્તુ સ્થિતિથી માહિત હતી. તેથી તેણે સતી થવાને હા પાડી.

રંગીલનાથ, સ્ત્રીઓમાં તેમ જ પુરુષોમાં "ભકતરાજ" ગણાતો. રંગીલનાથ "કાકા" એ વખતે ત્યાં હાજર હતો. મનહરના કુટુંબની કેટલીક સૌભાગ્યવતી ડોસીઓ તેમ જ વૃદ્ધજનો સમક્ષ તેણે દરખાસ્ત મૂકી કે: "બિચારો મનહર શ્રી સોમનાથ "દાદા"નો ભાવિક ભકત હતો; આથી મને તેના મરણ માટે ઘણી જ લાગણી થાય છે. વળી એની જુવાન વહુને સતી થવું પડશે તો મારી એવી સૂચના છે કે, એને સતી થવાને લગતી બધી ક્રિયા હું મારી દેખરેખ નીચે ધાર્મિક રીતે કરાવું." "વૃદ્ધો અને અન્ય સ્ત્રીઓ આ સૂચનાથી ભાગ્યશાળી થયાં હોય એમ તેઓને લાગ્યું. એક જણે કહ્યું: તમારા જેવા ભક્તરાજ અમારી ઉપર આવી કૃપા કરે, એ તો અમારાં મોટાં નસીબ! ભલે, તમને ફાવે તેમ બેલાશક કરો.

રંગીલનાથ-બીજું કહેવાનું એ કે, ધાર્મિક ક્રિયા પ્રમાણે ચેહ ખડકવામાં ઓછામાં ઓછા ચાર પાંચ કલાક લાગશે તો આમે ને તેમે સાંજના જ સતી થવાની ક્રિયા થાય તો કેમ?

બધાંએ, એ સૂચનાને પણ સંમતિ આપી અને ગામમાં વાત ફેલાઈ ગઈ કે, ભકતરાજે મનહરના કુટુંબને મોટું માન આપ્યું છે.

ખરે! એ તો સત્ય જ છે કે, "દુનિયા ઝુકતી હૈ, ઝુકાનેવાલા ચાહીએ." પાપી રંગીલનાથે સાંજનો વખત ઠરાવ્યો હતો, પણ તેમાં તે

ઉંડા પાણીમાં રમત રમતો હતો. ઉપરની સૂચનાઓને સંમતિ અપાયા પછી, તે તુતરજ પોતાના એક કારીગર મિત્રને લાં ગયો અને તેની સાથે એક મોટી સતલસ કરી. એ સતલસ શી હતી, તે આપણે આગળ જાણીશું.

સાંજનો વખત થતાં રંગીલનાથ, યમુનાને લાં જઈ પહોંચ્યો અને મનહરના સબને સ્મશાનમાં લઈ જવાની તેણે તૈયારીઓ કરાવી. બધાનાં દેખતા તેણે યમુનાને એક પ્યાલામા જળ પીવા આપીને કહ્યુઃ તને બહુ શ્રમ ન પહોંચે અને ચિતામાં આગથી બહુ દુઃખ ન થાય, તે માટે આ મંત્રેલુ જળ આપુ છુ. પી જા, બા, તને એથી ઘણી શાન્તિ મળશે." સર્વે શ્રદ્ધાળુ જનો રંગીલનાથના દરેકે દરેક કાર્યની પ્રશસા કરતાં અને આ કામમાં પણ તેમ જ થયું. એ પછી એક સરઘસ સાથે, ઢોલ, તાસા અને શરણાઇનાં વાજીંત્રો સાથે સતી અને શબ, સ્મશાનમાં ગયાં. જ્યાં આશિષ માગનારાઓને આશિષ આપી, સતી, પતિના શીષને પોતાના ખોળામાં લઈ, ચિતામાં બેઠી.

લગભગ એકાદ કલાકમાં ઢોલ, શરણાઈ અને લોકોની કીકીઆ-રીઓના ઘણા મોટા અવાજો વચ્ચે ચિતાનાં લાકડાં બળીને ભસ્માકાર થઈ ગયાં અને યમુના સતી થઈ બળી મૂઈ એમ જાણી, લોકો વેરાઈ ગયા.

## ચતુર્થ પરિચ્છેદ

રાત્રિના બાર વાગ્યાને સુમારે સ્મશાન પાસેના એક મકાનમાંથી એક સ્ત્રીને મોઢે ડૂચો દઇને, કેટલાંક માણુસોએ ઉંચકીને બહાર આણી. તેઓએ તેને એક બંધ ગાડીમાં નાંખી અને એ ગાડી સોમનાથ મહાદેવના મંદિર આગળ લઈ જઈ ઉભી રાખી. અહીં પણ એ સ્ત્રીને ફરીથી ઉંચકીને બહાર કાઢવામાં આવી તથા રંગીલનાથ પૂજારીના હુકમથી સોમનાથ મહાદેવના ભોંયરામાં પૂરવામાં આવી.

આ સ્ત્રી કોઈ જ નહીં પણ યમુના હતી. ભય વિનાના, અને લજ્જા વિનાના કામાતુર રંગીલનાથે એક મોટો પ્રપંચ રચીને તેને બાળી નાખી નહોતી અને એમ કરવામાં તેની ધારણા, તેને સામ, દામ, હામ, કે ભેદથી પોતાની સ્ત્રી બનાવવાની અથવા તો કહો કે તેની પાશવવૃ-ત્તિતૃપ્ત્યર્થે તે. સ્ત્રી., સંમતિ. આપે. તો. તેને. ઘાઢી. દૂર દેશ. જઈ રહેવાની હતી. પરંતુ એ અક્કલ વિનાના "ભક્ત"ને ખબર નહોતી કેઃ–

"જોરસેં, જરસેં, સિતમસેં, ડરસેં પ્યાર આતા નહીં,
જય કરનેસેં હાથ દિલ છનહાર આતા નહીં"

તેણે પ્રપંચ એ રચ્યો હતો કે, તેણે પોતાના એક મિસ્ત્રી મિત્રને પૈસાની પુષ્કળ લાલચ આપીને પોતાના ખાસ વિશ્વાસમાં લીધો હતો.

અગાઉ જણાવ્યું છે તેમ, રંગીલનાથ પોતાની વગસગ આખા સોમનાથમાં ગમે તેની ઉપર ચલાવી શકેલો હોવાથી, મિસ્ત્રીએ તેનો વિશ્વાસ નિભાવ્યો હતો. તે પછી પોતાની સંતલસ પ્રમાણે જ્યાં ચિતા ખડકાઇ હતી તેની બરોબર નીચેથી શરુ કરીને સ્મશાનથી થોડેક દૂર આવેલા મકાન સુધી એક ભોંયરું ખોદાવ્યુ હતું. આ ભોંયરું લગભગ છ સાત કલાકમાં તૈયાર કરેલું હોવાથી ઘણું જ કામચલાઉ હતું, પણ તે અર્થસાધક હતુ. હવે સાંજરે જ્યારે ચિતા સળગાવાઈ ત્યારે રંગીલનાથને પોતાને તો લોકોને બતાવવા બહાર રહેવું જ જોઇએ, તે મુજબ તે રહ્યો હતો અને મજદુર મિસ્ત્રી, ભોંયરાના દ્વાર આગળ રહ્યો હતો. ચિતા પણ એવી ઘુમ્મટબંધ, પોલાણવાળી ગોઠવી હતી કે સતી, શબ લઇને અન્દર બેસે, એટલે એના માથાના વાળ સુદ્ધાંત પણ દેખાય નહીં. રંગીલનાથે યમુનાને તેને ઘેરથી નિ.સરતાં જે જળ પાયું હતું, તેમાં બેશુદ્ધિનું ઔષધ હતું જેની અસર ૦ા કલાકે થનાર હતી. ઘેરથી આવવામાં અને ચિતા સળગાવી શરુ થવામાં લગભગ ૦ા કલાક વીતી ગયો હતો અને ચિતામાં બેઠા પછી, સતી બેશુદ્ધ થઈ હતી, જેથી અંદર રહેલા મિસ્ત્રીએ સહેલાઇથી તેને ભોંયરામાં ખેંચી લઈ, ભોંયરાને બીજે છેડે આવેલા મકાનમાં આણી હતી; અને ત્યાંથી રાત્રિના દુર્જનસાનુકૂળ સમય–૧૨ વાગે–તેને બહાર કાઢી, સોમનાથ મહાદેવમાં આણી હતી.

જે ભોંયરામાં યમુનાને પૂરવામાં આવી હતી, તેમાં આગમચથી દિવાબત્તી, તેમ જ સુવાની દરેક પ્રકારની ગોઠવણ કરવામાં આવી હતી. તે રાત્રે તેની બેશુદ્ધિ લગભગ એક વાગ્યા લગી રહી. તે પછી તે જાગી ઉઠી અને જોયું તો પોતે એક ખાટલા ઉપર સુતેલી હતી. પોતે એક બંધ મકાનમાં હોય એમ તેને લાગ્યું. બહુ યાદ કરતાં તેને જણાયું કે, મારો પતિ આજ મરી ગયો હતો અને હુ તો સતી થઈ હતી! તો પછી અહીં જીવતી ક્યાંથી? આ સ્વપ્ન હશે કે જાગ્રતિ? તેને કાંઈ સમજ પડી નહીં. તેમ જ તે વખતે તેની પાસે કોઈ ખુલાસો કરનાર નહોતું. એમ આતુર અને અસ્વસ્થ સ્થિતિમાં આખી રાત પસાર કર્યા પછી, સવાર પડતાં, ઉપરથી જરાક અજવાળું પડ્યું અને એક બારણું ઉઘડ્યું. તેમાંથી એક માણસ ઉઘાડી તરવાર સાથે નીચે ઉતર્યો અને યમુના સામે આવીને ઉભો રહ્યો. યમુના ચોંકી! "અરે! આ તો એ જ દુષ્ટ! ઓ પ્રભુ! મને આ દુ:ખમાં ક્યાં નાંખી!" રંગીલનાથે અંદર આવ્યા પછી જાણે પોતે એક જુવાનીઓ હોય તેમ ખોંખારો મારીને મૂછોના તાવ ચડાવવા માંડ્યા: થોડીવારે તે બોલ્યો: "યમુના, સમજ પડે છે કે તું ક્યાં છે?" યમુના બોલી નહીં. રંગીલ–હરકત નહીં. હું તને સમજાવું છું કે તું ક્યાં

છે. તું શ્રી સોમનાથ મહાદેવમાં આવેલા ભોંયરામાં છે. એ જ મહાદેવની કૃપાથી તું બળતી ચિતામાંથી બચવા પામી છે અને એ જ મહાદેવે તને મારી સાથે રાખવાની મને આજ્ઞા કરી છે.

યમુના-શું મહાદેવજી તમને એમ કહેવા આવ્યા હતા?

રંગીલ-ચાલ ચાલ છોકરી, ટીખળ મૂક. મારું કહેવું તું સમજે છે કે નહીં?

યમુના અજાયબીમાં પડી કે આ વિચિત્ર પુરુષ શું કહેવા માગે છે? ફરીથી તે બોલ્યો જો સમજ, જગત્ તને મુએલી ધારે છે. વાસ્તવિક રીતે તેમ નથી. હવે જ્યારે પ્રભુકૃપાથી તું મારા જ હાથે જીવવા પામી છે, ત્યારે તારા બચાવનારને તેની માગણી પૂરી પાડીને સુખી કર.

યમુના-તમે કોઈ દુષ્ટ પુરુષ છો કે શું?

રંગીલ-એ તો તું જેવો ધારે તેવો અને કહે તેવો. બાકી મારે મન તો હું મહા પવિત્ર છુ.

યમુના-હું તમને આવા નહોતી ધારતી.

રંગીલ-તેમાં તારી ભૂલ હતી. વાર, એ બધી લાંબી પરડ રહેવા દે જો ખુલ્લા શબ્દોમાં કહું તો તું હવે મારા પાશમાં છે. તું કાંઈપણ ગરબડ કરી શકીશ જ નહીં. મારો પ્રતાપ, તારાથી અજાણ્યો નથી. એ જ પ્રતાપવડે હું ધારુ તો આખું સોમનાથ તારું અને ધારું તો પલકમાં શત્રુને હાથ સોંપી શકું. મારા ઉપર યોદ્ધાની જે ફિદાગિરી છે એના પ્રતાપે હું તને, તું ચાહીશ તેવું સુખ આપી શકીશ. મને સુખી કરીશ તો હું તારો ગુલામ થઈને રહીશ. મારે તને દુ:ખ દેવું નથી. ફક્ત તું મારી સ્ત્રી થા. મારી એ મનોવાન્છના પરિપૂર્ણ કર. હું તને અહીંથી પુષ્કળ ધન સાથે, કહીશ તો પરદેશ લઈ જઈશ અને ત્યાં આપણે સુખેથી સાહેબીમાં મ્હાલશું.

યમુનાએ નિશ્ચય કરી લીધો કે, એણે કાંઈક પણ પ્રપંચથી પોતાને બચાવી છે; પરતુ તેને તાબે થઈ જીવવું, તેના કરતાં મરવું તેને બહેતર લાગ્યુ, એથી ગુસ્સે થઈ, તે બોલી; નરાધમ! એવું બોલતાં તારી જીભ કપાતી કેમ નથી?

રંગીલ.-ન કપાય તેમાં હું શુ કરુ?-

યમુના.-પાપી, તારી પાપબુદ્ધિ કદાપિ ફળીભૂત થનાર નથી. હું તને મુદ્દલે તાબે થનાર નથી.

રંગીલઃ તેનું પરિણામ ઘણુ ખરાબ આવશે.

યમુના. હું ડરતી નથી.

રંગીલ.-ત્યારે તને બચાવી-તારો જીવ ઉગાર્યો તે શા માટે? અરેરે,

તને એમ પણ વિચાર નથી આવતો કે, મેં તારી ઉપર ખાસ અનુગ્રહ કરીને મારો પૈસો, મારી મહેનત અને મારી સઘળી બુદ્ધિનો ભોગ આપ્યો છે. સતીનો રિવાજ આપણામાં ખરાબ છે; અને તારા જેવી સેંકડો ફુલ-ગુલાબ છોકરીઓ, એ ચાલ રદ કરાવવા મને આજીજી કરે છે. ઓ યમુના, મેં તને બચાવીને તારી ઉપર દયા કરવા ઉપરાંત તારા નાના હસતા રમતા બાળકની ઉપર પણ દયા કરી છે. ત્યારે નાહક તું શા માટે મને મ્હેંણા મારે છે? તારું બાલુડું હું તને હમણાં જ લાવી આપું. તું તેને આનંદથી રમાડ. તું એક ગોટા "ભક્તરાજ"ની, માન આપવા જોગ "ગુરુવર્ય"ની સ્ત્રી લેખાઇશ અને એ બધું તરછોડી, તારું આ કોમળ કુસુમ જેવું શરીર શા માટે ગુમાવવા માગે છે? હું તને બહુ સાહેબી ભોગવાવીશ–

યમુના.–ઓ ચંડાળ, ક્રૂર કસાઈ, બહુ થયું બહુ થયું. તારી જીભડી વશ રાખ. મારા બાળકની મને ચિંતા નથી. મારાં સગાંઓ તેને સારી રીતે ઉછેરશે, એની મને ખાત્રી છે. પણ તારા જેવા દુષ્ટ, નરકાધિકારી, કંગાળ માણસની પાપવૃત્તિને તાબે થવાનું, મને ગમે તેવી સાહેબી કે મોજ વિલાસ મળશે તો પણ હું, કોઈ દિવસ પસંદ કરીશ નહીં. મારે હવે મોજ વિલાસ શા માટે ભોગવવા જોઇએ? મારે કાંઈ નથી જોઇતું. હું તને એકવાર નહીં પણ હજારવાર કહું છું કે, તારી આ તરવારથી મારો પ્રાણ અત્યારે લેવો હોય તો લે. હું તૈયાર છું. દુનિયામાં જન્મ્યા પછી એક-વાર સૌને મરવું છે.

રંગીલઃ–એમ? ત્યારે તું કાલાવાલાથી પણ માનતી નથી?

યમુનાઃ–ના, બિલ્કુલ નહીં માનું.

અહો! એ શબ્દ બોલતી વખત આ સતી સ્ત્રીના મુખમંડળ ઉપર જે તેજઃપુંજ હતો, તે આર્ય સ્ત્રીની શિયળ સાચવવાની દૃઢ પ્રતિજ્ઞાનો ખરેખરો આભાસ આપતો હતો. યમુના અત્યારે દમામદાર રીતે ઉભી હતી. ચાહે તો રંગીલ તેને તરવાર લગાવે કે ચાહે તો છોડી મૂકે. તેને અત્યારે કાંઈપણ પરવા નહતી.

રંગીલનાથ આ યુવતીની દૃઢતાથી અજબ થયો. શો રસ્તો લેવો, તેનો વિચાર કરી જોવાની તેને જરૂર જણાઈ. આથી તેણે કહ્યુંઃ ત્યારે હું તને ફક્ત આજનો જ દિવસ વિચાર કરવામાટે આપું છું. તે પછી હું તારી ઉપર બળાત્કાર કરીશ અને એ છતાં તું ગરબડ કરીશ તો હું તને જીવતી દાટ કરીશ.

એ પછી તે લુચ્ચો, જે રસ્તે આવ્યો હતો, તે રસ્તે પાછો ગયો; અને આ હિમ્મતવાન્ સાધ્વી, લાચારીથી પાછી પડી રહી. પરંતુ અના-

થોના બેશી, રંક રામાઓના રખવાળ અને દ્રૌપદી, દમયંતી આદિ અનેક ભયત્રસ્ત સ્ત્રીઓની કટોકટ વખતે લાજ રાખનાર પ્રભુએ, યમુનાના રક્ષણ માટેની સર્વ તૈયારીઓ ક્યારનીએ કરી મૂકી હતી.

## પંચમ પરિચ્છેદ

ઉપરની ઘટના બનતી હતી, તે દરમ્યાન મહમૂદ ગીઝનવીએ સોમનાથ ઉપર ઘેરો ઘાલ્યો હતો. ઇતિહાસ વાંચનારાઓ જાણે છે કે, સોમનાથને બચાવવા માટે અનેક રજપૂત વીરો અને મરણીઆ બ્રાહ્મણો સાથે મહમૂદને લડાઈ થઈ હતી, પરંતુ આખરે તે પોતે વિજય પામ્યો હતો.

હવે, જે દિવસે રંગીલનાથે યમુનાને એક દિવસની મહેતલ આપી, તે જ દિવસે મહમૂદ, સોમનાથના મંદિરમાં પ્રવેશ્યો. તેણે ભાગફોડ, મારફાડ કરી, અને જ્યાં ઝવેરાતવાળા ભોંયરાઓમાંથી પુષ્કળ મુદ્દા માલનો સંચય કર્યા બાદ, વધુ માલ મેળવવાની લાલસાથી વધુ શોધ ચલાવી. તે પોતે એક તરવાર સાથે આગળ ચાલતો હતો અને તેની પાછળ તેના સિપાઇઓ ચાલતા હતા.

ઇશ્વરની ગેબી કળા અનુસાર તે એ જ ભોંયરામાં આવી ચઢ્યો કે જ્યાં યમુના હતી. તે તેને જોતાં જ એકદમ ઓળખી શક્યો. યમુના પણ તેને ઓળખી ગઈ અને પગે પડી. મહમૂદે કહ્યું 'બાળા, તમે અહીં રહો છો? તમારું વહાલું બાળક ક્યાં?'

યમુનાએ તેને પોતાની વિપત્તિની બધી વિગત કહી. મહમૂદને એથી ઘણો ગુસ્સો લાગ્યો. તેણે રંગીલનાથની શોધ કરાવવા માટે જેટલા જીવતા બ્રાહ્મણો મળે, તેમને કેદ કરવાનો હુકમ આપ્યો અને તે પછી યમુના સાથે ભોંયરામાંથી બહાર નિ સરી, તેની સાથે ખુદ પોતે તેને ઘેર ગયો; અને તે એવે વખતે પહોંચ્યો કે, જે વખત તે મહોલ્લામાં તેના સિપાઇઓ લૂટની તૈયારી જ કરતા હતા. તેણે ત્યાં લૂંટ બંધ રખાવી અને યમુના તથા તેનાં સગાંઓના હર્ષ વચ્ચે તેના બાળક સાથે તેના ભેટો કરાવ્યો. એ પછી, એ બાદશાહે પોતાના સિપાઇઓને, એ મહેલ્લામાં બિલ્કુલ કોઇના જાનમાલને નુકસાન નહીં કરવાનો સખ્ત હુકમ આપ્યો.

કેટલાક બ્રાહ્મણોને તેની સમક્ષ આણવામાં આવ્યા, જેમાંથી યમુનાએ મજકુર પાપી ડોસાને ઓળખાવ્યો. મહમૂદે એકદમ ધસી જઇને તેની ઉપર પોતાની તરવારનો પ્રખર પ્રહાર કરવા માંડ્યો. પરંતુ યમુના આડે આવી. મહમૂદ બોલ્યો "પાપીઓને એવી સજા થવી યોગ્ય જ છે. નિરપરાધી બાળાઓને રંજાડનારાઓના જાન લેવા, એ ખુદાની પસંદગી પામવા જેવું કામ છે." પરંતુ યમુનાએ કહ્યું: "અમારો આર્યધર્મ કહે છે કે;

ક્ષમા આપવી એ વીર લોકોનું કામ છે. એ જ પાપી પોતે પરતાઇને ભલે આત્મહત્યા કરે; પણ હું માગી લઉં છું કે તેને મારશો મા." આ ઉપરથી મહમૂદે તેને ધિક્કાર આપી છોડી મૂકયો. ખરેખર, શુદ્ધ આર્ય અબળાની ક્ષમાની ખરેખરી કસોટી અત્રે થઈ હતી.

મહમૂદે યમુનાનાં સગાંઓની પરવાનગી લઇને તે પછી યમુનાના નાના બાલુડાને પોતાના હાથમાં લીધો અને આનંદ તથા સ્નેહથી તેને યથેચ્છ રમાડ્યા પછી, યમુનાને કહ્યું, "તમારા અને મારા મેળાપનો પ્રથમ સમય યાદ કરો. મારા હાથમાંનું આ ગુલાબી ફુલ બચાવવા માટે તમે મને વિજયના આશીર્વાદ આપ્યો હતો, એ તમને યાદ જ હશે. મને તે જ વખત ખાત્રી હતી કે, તમારા જેવાં નિર્દોષ અને પવિત્ર સન્નારીની આશિષ અવશ્ય ફળશે. હવે મને ખુશાલી થાય છે કે, તમારો એ આશીર્વાદ અક્ષરે અક્ષર ફળ્યો છે એટલું જ નહીં પણ એ ખુદાતાલાની મહેરથી તમને પોતાને દુઃખમાંથી ઉગારવાનું માન હું ખાટી ગયો છું. મને મોટી લૂંટ મળ્યાના આનંદમાં, તમારાં જેવાં પવિત્ર યુવતીને દુઃખમુક્ત કરવા હું ભાગ્યશાળી બન્યો તેથી ઔર વધારો થયો છે." મહમૂદ, આ શબ્દો પોતાની અહંતાથી બોલ્યો હતો અને ભોળી યમુનાએ શરુઆતમાં જણાવ્યા પ્રમાણે તેની સાથે ભોળપણથી કરેલી વાતને તેણે આશીર્વાદરૂપ ગણી હતી.

યમુના–પવિત્ર યમુના અંતે પવિત્ર જ રહી અને પ્રભુએ જોકે તેના વહાલા પતિને ઉઠાવી લીધો હતો, પણ તેનું બાળક સુખેથી ઉગરી શકયું તેથી તે કાંઇક સુખી હતી. મહમૂદે ઘણા જ આગ્રહથી તેને અમુક ધન આપ્યું હતું, તે ઉપર પોતાનું બાકીનુ આયુષ્ય ઇશ્વરભક્તિ અને નીતિમય માર્ગે પસાર કરી–કહો કે તે અંતે સ્વર્ગને પામી !

અત્રે વાર્તા પૂરી થયા પછી, મેં તે વૃદ્ધજનને પૂછ્યુંઃ–કાકા મને શંકા એ થાય છે કે, ઇતિહાસકારો કહે છે તે પ્રમાણે શું મહમૂદે શિવલિંગ ખરેખર તોડ્યું હતું ? એ વૃદ્ધે કહ્યું–ભાઈ, તેં આ પ્રશ્ન વગર વિચારે જ કર્યો છે. જોકે એવું બન્યું જ નથી, છતાંયે આપણા માન્યામાં એ વાત આવવી ન જોઇએ. શ્રીસોમનાથ મહાદેવમાં જે પ્રતિભા હતી તેથી મહમૂદ એમની મૂર્તિનો વિચ્છેદ કરી શકયો નહતો. મેં એમ સાંભળ્યું છે કે, મુસલમાન લોકોમાં ઘણો જ પવિત્ર ગણાતો "કાબા" નામનો પત્થર કે જેમાં દિવ્ય તેજ રહેલું હોય છે, તે પત્થરના જેવું જ દિવ્ય તેજ મહમૂદે શિવલિંગમાં જોયું હતું. એટલે एकं सत् विप्रा बहुधा वदन्ति એ મુજબ હિંદુઓના દેવ, મુસલમાનોના દેવ, ખ્રિસ્તિઓના દેવ, પારસીઓના દેવ, સર્વના દેવ એક જ હોવાનું ભાન એ વખત મહમૂદને થયું હતું અને તેથી એ શિવલિંગ ઉપર પ્રહાર

કરતાં અટકયો હતો. મુસલમાનો અને હિંદુઓના અંટસ વધારવાને માટે અગાઉના લોકોએ નાહકનાં કેટલાંક ગપ્પાષ્ટકો જોડી કાઢયાનું તમે તેમ જ અમે સાંભળ્યું છે તે મુજબ તેં જે સાંભળ્યું છે તે પણ તેમાંનું એક ગપ્પાષ્ટક હોવું જોઇએ. ભાઇઓ, રામ અને રહિમ એક જ છે, એ જ ભાવના બતાવે છે કે, સમજુ મુસલમાનો કદી હિંદુઓના દેવનું અને હિંદુઓ, મુસલમાનોના દેવનું અપમાન કરે નહીં. કેમ ભાઇઓ, તમારું શું માનવું છે?

મેં કહ્યું–કાકા, મને પણ તમારુ કહેવું યોગ્ય લાગે છે. આવી કેટલીક જોડી કાઢેલી બાબતો, શરુઆતમાં અમે અમારું હૃદય કબૂલ ન કરતું હોવા છતાં માનીએ છીએ; પરંતુ જ્યારે આપ જેવા વૃદ્ધજન તે ઉપર અજવાળું ફેંકે છે ત્યારે જ અમે તેનો ચોખ્ખો ઇન્કાર કરીએ છીએ.

એ પછી અમો સર્વ એ વૃદ્ધજનની દલીલો ઉપર મનન કરતા અમારે ગામ પાછા ફર્યા હતા.

---

## રાજધાત્રી પન્ના.

(લેખક–ઠક્કર નારણદાસ વિસનજી.)

મેવાડના મહારાણા સંગ્રામસિંહનો સ્વર્ગવાસ થયા પછી એક પછી એક તેના ત્રણ પુત્રો સિંહાસનારૂઢ થયા. તેમાંનો તૃતીય પુત્ર ઉદયસિંહ કેવળ પાંચ વર્ષના વયનો બાળક હોવાથી સરદાર મંડળે તેના લાલનપાલનનું કાર્ય પૃથ્વીરાજની દાસીના પુત્ર વનવીરને સોંપ્યું હતું. વનવીર જો કે એક હીનતેત્રજ, અવિદ્વાન્ અને વિલક્ષણ મહત્ત્વાકાંક્ષી પુરુષ હતો, છતાં રાજપૂત સરદારોનો તેનામાં વિશ્વાસ હોવાથી તેને તેમણે પોતાના બાળ રાજાના પાલક–અર્થાત્ ઉદયસિંહ જ્યાં સુધી વયમાં આવે ત્યાંસુધી મેવાડ રાજ્યના સામયિક અધિકારી–તરીકે માની લીધો હતો.

બાળરાજા ઉદયસિંહને પન્ના નામની એક વિશ્વાસપાત્ર દાઈની શુશ્રૂષામાં રાખવામાં આવ્યો હતો. એ દાઈ ખિચી વંશની રાજપૂતાણી હતી અને પોતાના પન્ના (રત્ન) નામને સાર્થક કરી બતાવનારા સર્વ સદ્ગુણો ધરાવતી હતી. પન્ના અતિશય વિશ્વાસપાત્ર અને રાજભકત હોઇને, એ રાજધાત્રી થવાનું તેના વંશમાં વંશપરંપરાથી ચાલતું આવ્યું હતું. તેના પૂર્વજોએ ઘણા લાંબા કાળ પર્યન્ત મેવાડના સિંહાસનની એક નિષ્ઠાથી સેવા કરી હતી અને પોતાના અન્નદાતા મહારાણાના હિત માટે પ્રસંગે પ્રાણ પણ અર્પી દેતા, એ તો તેના વંશના લોકોનો એક સાધારણ સ્વભાવ હતો, પરંતુ રાજધાત્રી પન્નાએ જે વિલક્ષણ સ્વાર્થત્યાગ, જે નિ:સીમ રાજભક્તિ અને દઢતર દેશાભિમાનનો પરિચય કરાવ્યો હતો, તેના પ્રકા-

રના સ્વાર્થત્યાગ, તેવા પ્રકારની રાજભક્તિ અને તેવા પ્રકારના દેશાભિમાનનો અંશ તેના પૂર્વજોના વર્તનમાં પણ ભાગ્યે જ દેખાયો હશે.

ધીમે ધીમે વનવીરની મહત્ત્વાકાંક્ષા અનિવાર્ય થતી ચાલી. પોતાના અંગમાં યત્કિંચિત્ પણ કર્તૃત્વ શક્તિ ન હોવા છતાં કેવળ અગમ્ય ભાગ્યબળથી જ તેને રાજપાલકત્વ પ્રાપ્ત થયું હતું; તથાપિ એટલા માન અને વૈભવથી તે સંતુષ્ટ નહોતો. તેના મનમાં રાજપદપ્રાપ્તિની મહત્ત્વાકાંક્ષાનો ઉદય થયો. પરંતુ રાજકુમાર ઉદયસિંહના જીવતાં તેની એ ઇચ્છા સફળ થવી અશક્ય હતી. રાજપદપ્રાપ્તિની અનિવાર્ય દુર્વાસનાના યોગે તે કેવળ રાક્ષસ જ બની ગયો અને તેથી તેણે મનમાં રાજકુમારને મારી નાંખવાનો નિશ્ચય કરી લીધો. એ ઘોર કર્મ પોતાના હાથે જ કરવાનો તેણે નિર્ધાર કર્યો હતો. કારણ કે, એ કામ બીજાને સોંપવાથી જો બહાર ખબર ફેલાય, તો એક ક્ષણમાં રાજકુમારને બદલે તેના પોતાના જીવનનો જ અંત આવી જાય, એ મર્મને તે સારી રીતે જાણતો હતો. તે પોતાના મનમાં સારી રીતે સમજતો હતો કે, 'જો મારા આ આશયની એકવાર રાજપૂતોને જાણ થઈ, તો હું પાતાળમાં પણ છુપાઈશ, તો ત્યાંથી પણ શોધી કાઢીને રાજપૂતો મારો શિરચ્છેદ કરી નાંખશે. પણ એકવાર જો રાજપુત્રના વધનો આરોપ બીજા કોઈપર મૂકાય અને હું નિર્દોષ સિદ્ધ થઈ જાઉં, તો પછી ગમે તે ઉપાયે સરદાર લોકોનાં મન જીતીને મેવાડના સિંહાસનપર આરૂઢ થઈ શકીશ.'

વનવીરના મહત્ત્વાકાંક્ષામય અંતઃકરણમાંના એ કૃષ્ણ વિચારનો કોઇને પણ સંશય આવ્યો નહોતો. પોતાના સિંહાસન પ્રાપ્તિના માર્ગમાંના કેવળ એક જ કંટક ઉદયસિંહને ઉખેડી નાંખવાનો તે જે વિચાર કરતો હતો, તે વિચાર કોઇના પણ જાણવામાં ન આવે એની તેણે બરાબર સંભાળ રાખી હતી. પરંતુ જે રાજમહાલયમાં રહીને તે પોતાના ઘોર ઉદ્દેશને સિદ્ધ કરવાના વિચારો કરતો હતો, તે જ રાજમહાલયમાંનો એક મનુષ્ય તેના એ પૈશાચિક દારુણ વિચારોનો ઇત્થંભૂત સાક્ષી હતો. એ મનુષ્ય જાતિનો નાપિક (હજામ) હોઇને વંશપરંપરાથી તેનો વંશ રાજસેવા કરતો આવ્યો હતો; અને ધાત્રી પન્ના પ્રમાણે જ તે પણ પોતાના રાજામાં પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રેમભાવ રાખતો હતો. વનવીરની અત્યાર સુધીમાં થતી ગએલી ઉન્નતિને તે દેખી શકતો નહોતો. પરમેશ્વરની ઉદયસિંહના પ્રાણ બચાવવાની ઇચ્છા હોવાથી તેણે જ વનવીરના નિંદ્ય વિચારોના સાક્ષી તરીકે આને નિર્માણ કર્યો, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. કારણ કે, જે વનવીરે સ્ફોટ થવાના ભયેથી એ નીચ કર્મ પોતાના હાથે જ આટોપવાની યોજના કરી હતી, તે

તેના વિચારો એક સાધારણ હજામ ભાઈના જાણવામાં કેવી રીતે આવ્યા હશે, તે તો પરમાત્મા જ જાણે

રાત્રિનો લગભગ એક પ્રહર જેટલો સમય વીતી ગયો હતો, અને રાજમહાલયમાંના ઘણા ખરાં મનુષ્યો નિદ્રાવશ થવાની તૈયારીમાં હતાં એ સમયે ધાત્રી પન્નાએ રાજકુમાર ઉદયસિંહને અને તેના સમવયસ્ક પોતાના પુત્રને પાલણામાં સૂવાડી દીધા. એટલામાં કોઈનાં પગલાનો મંદ ધ્વનિ સંભળાતાં તેણે પોતાની દૃષ્ટિ દીવાનખાનાના દરવાજા ભણી દોડાવી તત્કાળ ઉપર્યુક્ત હજામ ગભરાયેલો અકળાયેલો તેની સ્હામો આવીને ઉભો રહ્યો તેની આવી અવસ્થાને જોઇને પન્નાએ આતુરતાથી પૂછ્યું કે,–

"તું આવો ગભરાયેલો કેમ દેખાય છે? કાંઈ અશુભ સમાચાર તો નથી લાવ્યો ને?"

"અત્યંત અશુભ સમાચાર થોડીવારમાં જ તે દુષ્ટ વનવીર રાજપુત્રને મારી નાખવા માટે અહીં આવવાનો છે." હજામે ધીમા સ્વરથી કહ્યું

"જે વિશેની મને આ શંકા હતી, તે કૃતિ સારે હવે પ્રત્યક્ષ થવાની જ. એ દુષ્ટ મને પ્રથમથી જ આંખોમાં ખૂચ્યા કરતો હતો પરંતુ હવે શો ઉપાય? હું પડી અબળા–પણ નહિ–કોઈ પણ પ્રકારે રાજકુમારના પ્રાણનું રક્ષણ થવું જ જોઇએ" પન્નાએ ઉદ્ગાર કાઢ્યા

"આપણાથી શું કરી શકાય એમ છે, એ માટેની યુક્તિ બતાવો તો તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવાને હું તૈયાર છું" હજામે કહ્યું

થોડીવાર સ્તબ્ધ રહીને પન્નાએ જણાવ્યું કે,–"કોઇ પણ ઉપાયે રાજકુમારને અહીંથી લઈ જઇને બીજા કોઈ નિર્ભય સ્થાનમાં રાખવો, એવો જ મારો વિચાર થાય છે"

પરંતુ અત્યારે હવે એમ થવું અશક્ય છે કારણ કે, આજે વનવીરે સર્વત્ર બમણા પ્રહરીઓને બેસાડીને એવી કઠિન આજ્ઞા આપી દીધી છે કે, આજ રાત્રે કોઈ પણ પુરુષ કિંવા સ્ત્રીને રાજમહાલયમાંથી કોઈ ન્હાના બાળકને લઇને બ્હાર જવા ન દેવાં" હજામે આશાભંજક વાક્યો ઉચ્ચાર્યાં

"જો એમ જ હોય, તો આપણે પણ તેમને ભૂલથાપ આપવી જોઇએ તું એક સાધારણ મોટી ટોપલી લઈ આવ આપણે તે ટોપલીમા રાજકુમારને સૂવાડીને તેની ઉપર કચરો વગેરે ભરીશું એ કચરાની ટોપલી લઈને તું નિર્ભયતાથી મહાલયના આંગણામાંથી બ્હાર લઈ જજે એટલે કોઇને કશીય શંકા આવવાનો નથી" પન્નાએ ઉપાય સૂચવ્યો

"પણ વનવીર સત્વર જ અહીં આવી લાગશે અને રાજકુમારને ન જોવાથી શોધ ચલાવશે, તો પછી રાજપુત્રને બચાવવાનું કામ બહુ જ કઠણ થઈ પડશે" હજામે શંકા દર્શાવી.

"ઠીક છે ચિંતા નહિ; જો તે અહીં આવશે, તો રાજકુમારના અદશ્ય થવાની વાત હું તેના જાણવામાં આવવા દઇશ નહિ. રાજકુમારના પાલણામાં હું મારા પોતાના પુત્રને સુવાડું છું. મારા પુત્રના મરણથી જો મેવાડના ભાવિ મહારાણા અને મારા વંશ પરંપરાના પ્રતિપાલનો ઉદ્ધાર થતો હોય, તો તે પુત્રમરણ મારા માટે આનંદદાયક જ થવાનું! મારા પુત્રને જીવતો રાખી રાજપુત્રને મરવા દેવા કરતાં રાજપુત્રને બચાવવા માટે જો મારા પુત્રના જીવનનું બલિદાન અપાય, તો તે મને અને મારા વંશને બહુ જ ભૂષણાવહ છે." ધાત્રી પન્નાએ અતિશય શાંતિ અને ગંભીરતાના ભાવથી એ નિશ્ચયાત્મક વાક્યો ઉચાર્યાં.

પન્નાનાં એ વાક્યો સાભળીને હજામ તો બિચારો સ્તંભ પ્રમાણે મૂગો મંતર જ બની ગયો. તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શકયો નહિ. તેને આવી રીતે ગભરાયલો જોઇને પન્ના પોતે જ ઉઠીને એક ટોપલી લઈ આવી અને તેમાં રાજપુત્રને સુવાડી ઉપર કચરોપૂંજો ભરીને તે ટોપલી તે હજામના માથાપર મૂકી દીધી, અને તેને નિર્ભયતાથી રાજમહાલયની બહાર નીકળી જવાની સૂચના આપી દીધી. તે તો બિચારો સ્તબ્ધ થઇને જ ઉભો હતો. પન્નાએ પોતાના આગ્રહને ન જ ત્યાગ્યો, ત્યારે નિરુપાય થઇને તેણે કહ્યું કે;–"પન્નાબાઈ, આ તમે શો વ્યાપાર આદર્યો છે?" એના ઉત્તરમાં પન્નાએ માત્ર એટલું કહ્યું કે;–"આમાં વિશેષતા કાંઇ પણ નથી; કિન્તુ હું મારું કર્તવ્ય બજાવું છું."

પન્નાએ હજામનું જ્યારે કાંઈ પણ ન સાંભળ્યું, ત્યારે તેની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાની હજામને ફરજ થઈ પડી. તે ટોપલીને માથાપર લઈ ઉતાવળથી તે રાજમહાલયમાંથી બહાર નીકળ્યો અને પન્ના પોતાના પુત્રને રાજકુમારના પાલણામાં સુવાડી શાંતચિત્તથી વનવીરના આગમનની માર્ગપ્રતીક્ષા કરતી બેસી રહી. જોતજોતાંમાં મધ્યરાત્રિનો સમય થઈ ગયો, અને સર્વત્ર શાંતિનો વિસ્તાર થયો. જ્યા પન્ના બેઠી હતી તે સ્થાન ભયાનક દેખાવા લાગ્યું. તે કાળરાત્રિ જ, એટલે તેનું વિશેષ વર્ણન શું કરી શકાય? અચાનક કોઇના આવવાનો પન્નાને ભણકારો થયો. તે ક્ષણે જ તે કાળસ્વરૂપ વનવીર ત્યાં આવી પહોંચ્યો અને અત્યંત આતુરતાપૂર્વક "રાજકુમારની પ્રકૃતિ કેમ છે–અત્યારે અચાનક મારા મનમા તેને જોવાની ઇચ્છા થઈ આવી છે. તે કયાં છે?" એ પ્રમાણે પન્નાને પૂછ્યું.

આના ઉત્તરમાં તેના મુખમાંથી શા શબ્દો નીકળવાનો સંભવ હતો વારુ! તેના મુખમાંથી શબ્દ બહાર ન નીકળ્યા. તેણે માત્ર પાલણા તરફ અંગુલી નિર્દેશ કરી દીધો. એ સમયે પન્નાના મનની શી અવસ્થા

થઈ હશે, એની કલ્પના વાચકોએજ કરી લેવી. વનવીર પાલણા પાસે ગયો અને તેમાં કયો બાળક સૂતેલો છે વગેરે કાંઈ પણ ન જોતાં પોતા સાથે છુપાવી લાવેલી કટારને તેણે તે નિદ્રામગ્ન પન્નાપુત્રના પેટમાં ખોગી દીધી! કટારના પ્રહારથી જાગૃત થઈ બાળકે કરેલા ચિત્કારનો ધ્વનિ સમસ્ત રાજમહાલયમાં પ્રસરી ગયો! સમસ્ત માનવ જાતિને કલંકિત કરનારૂં એ ઘોરતમ કૃત્ય કરીને રાક્ષસ વનવીર ત્યાંથી દબાતે પગલે ચાલીને અદૃશ્ય થઈ ગયો. નિમકહલાલ ધાત્રી પન્ના માત્ર અશ્રુ વર્ષાવતી ત્યાંને ત્યાં જ બેસી રહી.

તે અર્ભકના મરણ સમયના ચિત્કારને સાંભળીને રાજમહાલયમાંનાં સર્વ સ્ત્રી પુરુષો ત્યાં દોડી આવ્યાં અને જોયું તો રાજકુમારનું શરીર લોહીલુહાણ થએલું હતું અને રાજધાત્રી પન્ના પાસેજ મૂર્છિત થઈને પડી હતી. રાજકુમારના મરણની વાર્તા જાણવામાં આવતાં સમસ્ત નગરમાં એકજ આક્રાંત વ્યાપી ગયો. "રાજકુમારનો ઘાત કોણે કર્યો?" એમ જ્યારે પન્નાને પૂછવામાં આવ્યું, ત્યારે આગળ પાછળનો સંપૂર્ણ વિચાર કરી વનવીરના નામનો સ્પષ્ટ ઉલ્લેખ ન કરતાં તેણે સંદિગ્ધતાથી જણાવ્યું કે;–"કોઈ એક કાળા રંગનો પુરુષ અચાનક આ દીવાનખાનામાં થઈને રાજકુમારના શયનમંદિરમાં આવ્યો અને તત્કાળ આ ઘોર કર્મ કરીને ચાલ્યો ગયો. અંધકારમાં તેનું મુખ મારા જોવામાં ન આવી શક્યું!" રાજકુમારનો વધ કોણે કરેલો હોવો જોઇએ, એ વિશેની ઘણાકોએ તો નિશ્ચય પૂર્વક કલ્પના કરી લીધી; પરંતુ પૂરાવાનો અભાવ હોવાથી કોઇથી કાંઈ બોલી શકાયું નહિ. ત્યાર પછી પન્ના રાજમહાલયમાંથી નીકળીને રાજકુમારને જ્યાં લઇ જવામાં આવ્યો હતો, ત્યાં ગઈ અને તે પ્રૌઢ અવસ્થામાં આવે ત્યાં સુધી તેનું યોગ્ય લાલન પાલન કર્યું.

જ્યારે રાજકુમાર વયમાં આવીને પ્રકટ થયો, તે વેળાએ મેવાડના સરદારો અને પ્રજાજનોએ તેનો આનંદથી મહારાણા તરીકે સ્વીકાર કર્યો, અને વનવીરને ચિત્તોડમાંથી હાંકી કાઢવાના કાર્યમાં તેને યોગ્ય સર્વ સાહાય્ય આપ્યું. એવી રીતે પન્ના–રાજ ધાત્રી પન્ના–લોકોત્તર કૃતિ અને નિઃસીમ સ્વામીભક્તિના યોગે સંગ્રામસિંહનો ખરો પુત્ર મેવાડના સિંહાસને પુનઃ આવીને વિરાજ્યો. આ સત્કૃત્યના યોગે પન્નાની કીર્તિનો સમસ્ત ભરતખંડમાં વિસ્તાર થયો અને મહારાણા ઉદયસિંહે પણ તેના મરણ પર્યન્ત તેનું પોતાની ખરી માતા સમાન સન્માન જાળવ્યું.

દેશાંતર દંડને પામેલો વનવીર રાજસ્થાનને ત્યાગીને દક્ષિણ તરફ ચાલ્યો ગયો, અને ત્યાં તેણે કેટલાક સમય પછી એક સંસ્થાનની સ્થાપના કરી. કહેવામાં આવે છે કે, નાગપુરના ભોંસલે તે એ વનવીરનાજ

વંશજો છે, પણ એ વિશેનાં હજી જોઇએ તેવાં સંતોષકારક ઐતિહાસિક પ્રમાણો મળી શક્યાં નથી.

રાજસ્થાનના ભાટ ચારણો અદ્યાપિ પન્નાની સ્વામિભક્તિનાં કાવ્યો વીરરસદર્શક ભાવથી ગાય છે અને રાજસ્થાનની રમણીઓ પણ એ વિષયના ગીતો ગાઇને અતિ હર્ષાય છે. પોતાના સ્વામિ પુત્રના સંરક્ષણ માટે પોતાના પુત્રનું બલિદાન આપનારી પન્નાઓ અત્યારે કેટલીક નીકળશે વારુ ?

## ક્ષત્રિયાણીનો ટેક

(લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી)

પગ પટોળે ભાત તે, ફાટે પણ ફીટે નહીં,
ટેકી સમ નિજ ટેકને, પ્રાણ જતાં મૂકે નહીં

રજપૂતાના, ક્ષાત્રતેજની ખરેખરી ખાણ છે. એ પ્રદેશમાં આવેલી અરવલ્લી પર્વતોની હારમાળા પાસે રુદ્રપુર નામક એક નાના સરખા ગામડામાં આ ટુંક વાર્તા શરુ થાય છે. અગાઉ, જે વખતે રજપૂતાનાના એકેએક ગામડામાં વીરતાનાં ગાન જ ગવાતાં, એકેએક ગૃહમાં સ્વતંત્રતા, ટેક અને સ્વદેશાભિમાનની જોશભરી લાગણીઓ છલકાઈ જતી તે વખતની રીતિનીતિનો કાંઇક ખ્યાલ આપવાના ઉદ્દેશથી આ ટુંક વાર્તા લખાયલી છે. રુદ્રપુર શહેરમાં ઘણાં રજપૂતકુટુંબ વસતાં હતાં અને જેવી રીતે રજપૂતો શૂરા અને સ્વદેશ પ્રેમી હતા તેવી જ રીતે તેમની સ્ત્રીઓ પણ શૂરી હિમ્મતવાન, ટેકીલી અને શિર સાટે શિયળ સાચવનારી હતી. એ દિવસોમાં દીન અને સાધનહીન ક્ષત્રિયો પણ પોતાનો ટેક કેવી રીતે જાળવતાં તેની સાબિતી નિમ્નલિખિત વાર્તા આપશે –

એ શહેરમાં સમરસિંહ નામક એક વૃદ્ધ રજપૂત રહેતો હતો. રુદ્રપુરની સ્વતંત્રતા નષ્ટ કરીને તે શહેર તથા તેની આસપાસનાં અન્ય ગામડાંઓવાળો પ્રદેશ વિકાનેર રાજ્ય સાથે સંયુક્ત કરવામાં આવ્યો હતો. વિકાનેરના રાજાએ રુદ્રપૂરની સ્વતંત્રતા નષ્ટ કરવા જ્યારે સૌથી પહેલો પ્રયાસ કર્યો હતો ત્યારે સમરસિંહે શહેરના બધા રજપૂતોને એકત્ર કરીને તેમની સરદારી લીધી હતી અને વિકાનેરના રાજા સાથે યુદ્ધ કર્યું હતું. યુદ્ધમાં તેણે પોતાની શમશેરનું પાણી અનેક રીતે બતાવ્યું હતું પરંતુ આખરે તેને કેદ થવું પડ્યું હતું અને રુદ્રપૂર ખાલસા થયું હતું વિકાનેરનરેશે તેની ઉપર પ્રસન્ન થઇને તેને પોતાના સૈન્યમાં મોટી પદવી આપવાની માગણી કરી હતી પરંતુ સમરસિંહે કોઇની નોકરી ન કરવી અને તેમાં પણ જેનાથી

હાર્યો તેના હાથ નીચે નોકરી ન કરવી એવો દૃઢ નિશ્ચય કર્યો હોવાથી એ માગણી પાછી ઠેલી હતી. તેણે રુદ્ર પૂરને સિમાન્તે આવેલાં પોતાન ખેતરો ખેડીને પોતાનું ગુજરાન ચલાવવાનો નિશ્ચય કર્યો હતો. પોતાન એક પુત્રી અને તે પોતે, એ રીતે કોઇનું ઓશિંગણપણું નહીં સેવીન જીવનરથ ચલાવતાં હતાં.

રુદ્રપૂરમાં એક દિન વીરાષ્ટમીની યાત્રાનો દિવસ આવી લાગ્યો. આ દિને વિવિધ સ્થળોએથી અનેક વીરપુરુષો રુદ્રપુરમાં આવીને એકત્ર થતા એ યાત્રા રુદ્રપૂરમાં પૂર્વકાલથી ભરાતી હતી અને તે આજકાલની યાત્રા ઓના જેવી ન હતી. તેમાં બાળકોનાં રમકડાંની દુકાનો, મેવામિઠાઇ અને રમતગમ્મતનાં સાધનો વગેરે ન હતું પરંતુ તેમાં કેવળ રજપૂત સૈનિકો-રજપુત વીરપુરુષો પોતાની શસ્ત્રાસ્ત્રની વિદ્યાનું પ્રદર્શન કરાવતા હતા ગામની કુલદેવી ભવાની માતાનું મંદિર ગામને એક છેડે આવેલું હતું અને તેની આસપાસ વિશાળ મેદાન પડેલું હતું. આ સ્થળે યાત્ર ભરાતી તથા વીરલોકોમાંથી કોઈ મલ્લયુદ્ધ, કોઈ તિરંદાજી, કોઈ ભાલ ફેંકવાની કલા અને કોઈ તરવારના અટાપટાઓ ખેલવાની તેમ જ એવ અન્ય કલાઓને લગતી પોતાની બાહોશી બતાવતા. નિપુણ અને ઉત્ત રજપૂતોને તેમના મિત્રો અને પ્રેક્ષકો તરફથી ધન્યવાદ મળતા અને સ્ત્રીએ વિજેતાઓ ઉપર પુષ્પવૃષ્ટિ કરતી. જેવી રીતે એકબાજુ પુરુષો પોતાન નિપૂણતા દાખવતા તેવી જ રીતે બીજી બાજુ સ્ત્રીઓ પણ પોતાન કલાઓ બતાવતી હતી, જ્યાં પુરુષોને જવાનો પ્રતિબંધ હતો.

રજપૂતોના શૌર્યપ્રદર્શનની આજની યાત્રા, ભારે મોટી હતી. ઇશ્વ કૃપાથી ચાલુ વર્ષનો પાક સફળ નીવડયાથી રજપૂતોનાં મન આનંદિ હતાં. તેઓમાં ભારે ઉત્સાહ દેખાતો હતો. દર વર્ષના નિયમ મુજ શસ્ત્રાસ્ત્રવિદ્યાના થોડાક ખેલો થયા હશે એટલામાં સાંજના એકદર ઝંઝાવાત શરુ થયો, ચારે દિશાઓમાં ધૂળ ઉડવા લાગી અને લોક આશ્રય શોધવા માટે અહીં તહીં નાસવા લાગ્યા. થોડીવારમાં જોશબં પવન ચાલુ થયો અને પુષ્કળ વરસાદ પડવા લાગ્યો. સમરસિંહની પુત્ર સુરબાળા પણ આ યાત્રામાં આવી હતી. પોતાનો પિતા મલ્લયુદ્ધમ પોતાની પ્રવીણતા બતાવવાનો હતો, તે જોવાની સુરબાળાને બહુ ઉત્કંઠ હતી પરંતુ ઝંઝાવાતને પરિણામે એ યુદ્ધ પુરું થયું ન હતું અને તેન પિતાનો વારો આવ્યો ન હતો. વળી સ્ત્રીમંડળમાં તે પોતે પણ ધનુ વિદ્યાને લગતી પોતાની બાહોશી બતાવનાર હતી પણ તેમ થઈ શક નહીં. આથી વિધિને દોષ દેતી દેતી, તે પણ બીજા લોકોની પેઠે ઘેર

જવા લાગી. વરસાદમાં લોકોની નાસભાગ જોઇને તે વિચારવા લાગી કે:-"આ લોકો કેવા બીકણ છે? જેઓ આ તોફાનથી બ્હીને નાસી જાય છે તેઓ સમરાંગણમાં તીરોના વરસાદ આગળ કેવી રીતે ટકી શકતા હશે?" તે પોતે દોડતી ન હતી; પરંતુ ધીમે ધીમે જતી હતી. વરસાદ તેનાં કપડાં પલાળ્યા ઉપરાંત બીજું શું કરી શકનાર હતો? સુરબાળા, લોકોની નાસભાગ ઉપર હસતી હસતી જતી હતી તેવામાં એકાએક કોઇનો કરુણ સ્વર તેને કાને અથડાયો. "આંધળાને કોઈ બચાવો! આ આંધળાનો કોઈ હાથ ઝાલો!" એમ કોઇક બોલતું હતું. તે બોલનારને તે આમતેમ શોધવા લાગી, તો પોતાની જમણી બાજુએ એક ઝાડ આગળ એક અંધ પુરુષ, વરસાદમાં ભીંજાતો ભીંજાતો ઉભો હતો અને ઉપર્યુક્ત શબ્દો બોલતો હતો. તે તેની પાસે ગઈ અને બોલી "ચાલો, તમે જ્યાં કહેશો ત્યાં હું તમને મૂકી જઇશ."

દૃષ્ટિહીન મનુષ્યોની ઇંદ્રિયો તીવ્ર હોય છે. સુરબાળાનો મૃદુસ્વર સાંભળતાં જ તે પામી ગયો કે પોતાને દોરી જવા તૈયાર થયલી કોઈ સ્ત્રી છે. સુરબાળાએ ધીમેથી પોતાના સુકોમળ હસ્તથી એ અંધનો હાથ ઝાલી તેને દોરવા માંડ્યો ત્યારે તેના શરીરમાં અજબ પ્રકારનો વિદ્યુત્સંચાર થયો.

આ અંધ તરુણ હતો. તે સર્વાંગે સુન્દર હતો. ફક્ત તેને નેત્ર ન હતાં એ જ મોટી ખોડ હતી. તેના પોષાક ઉપરથી તે કોઈ રજપૂત જેવો જણાતો હતો. સુરબાળાએ પોતાના પિતા શિવાય અદ્યાપિ અન્ય કોઈ પુરુષ સાથે પરિચય કર્યો ન હતો તેથી પરપુરુષનો સ્પર્શ કરતાં તેનામાં પણ કાંઇક અન્ય પ્રકારની લાગણી ઉદ્ભૂત થઈ; પણ તેનું તે તરફ ખાસ કાંઈ લક્ષ ગયું નહીં.

અંધ તરુણે, સુરબાળા સાથે ચાલતાં ચાલતાં કહ્યું: "આ તુફાનમાં મારા સાથીઓ, ગભરાઇને કોણ જાણે ક્યાંએ નાશી ગયા છે. એવે વખતે મને મદદ કરવાની બુદ્ધિ ઇશ્વરે જ તમને આપી હોય એમ જણાય છે; નહીં તો મને બહુ હાડમારી ભોગવવી પડત." સુરબાળાએ કાંઇ ઉત્તર આપ્યો નહીં.

પોતાને ત્યાં લઇ જઇને તેણે તેને દરેક પ્રકારનાં આરામ સગવડ અને રાહત આપવા યત્ન કર્યો; અને કહ્યુ, "હવે તમે અત્રે સ્વસ્થ છો. આ ઘરમાં તમે સુખેથી રહી શકશો." પરંતુ તે અંધે કહ્યું "સુન્દરી, તમારો ઉપકાર થયો. હું મારે સાંજ પાછો જઇશ." સુરબાળાઃ "તમારી જો તેવી વૃત્તિ હશે તોપણ હરકત નથી. મારા પિતાજી હમણાં આવી પહોંચશે એટલે તમને તમે કહેશો ત્યાં પહોંચતા કરશે."

અંધને આ બાળાનું ઓળખાણ વધારવાની ખાસ ઇચ્છા થઇ તેથી

તે બોલ્યો: "બાળા, જો તમને હરકત ન હોય તો મને અંધતા કેમ પ્રાપ્ત થઈ તેની કમનસિબ કહાણી કહી સંભળાવું અને તે પછી હું તમારી પાસેથી એટલી જ આશા રાખીશ કે તમે કે જેમની સહાયથી હું આજની મુશ્કેલીમાંથી પાર ઉતર્યો છું તેમણે તમારી પોતાની ઓળખાણ આપીને મને સદાને માટે આભારી કરવો. મારી હકીકત સાંભળ્યા પછી તમે મને જરૂર ઓળખશો કારણ કે હું ખાનદાન કુટુંબનો છું: અને તે પછી જરૂર તમે મારી દયા ખાશો."

સુરબાળાએ તેની હકિકત સાંભળવાની સંમતિ આપવાથી તે અંધે કહ્યું કે.–"મારા પિતા અંબર દેશમાં એક મોટા શ્રીમંત અને વીર પુરૂષ ગણાતા હતા. હું તેમનો એકનો એક પુત્ર હતો અને તેથી તેઓ મારી ઉપર અત્યંત પ્રેમ રાખતા હતા. મારી માતા તો મને પોતાના પ્રાણ સમાન લેખતી હતી. મારે ત્યાં અઢળક ધનસંપત્તિ હોવાને પરિણામે નોકર ચાકર, ઘોડાગાડી આદિ સર્વ હતાં. હું પાણી માગતો તો મને દુધ મળતું અને જરાક છીંક ખાતાં મારી આસપાસ "ખમ્મા, ખમ્મા"ના પુકાર થઈ રહેતા. પરંતુ એ નક્કી છે કે કોઇની સાહેબી હમેશાં ટકી રહેતી નથી. મારુ દુર્દૈવ, મારા આયુષ્યના અમુક વર્ષની શરુઆતમાં મારાથી અગાઉ જઈ પહોંચી, મારી વાટ જોતું ઉભું હતું. મારું ૨૫ વર્ષનું વય થતાં, એક દિન મધ્યરાત્રિના સમયે મારા ગામમાં એક ભયંકર આગ લાગી. ઘણા પ્રયત્નો છતાં, હજારો ઘરો બળીને ભસ્મીભૂત થઈ ગયાં; અનેક સ્ત્રીપુરુષો તેમાં હોમાઈ ગયાં; અનેક જણાઓને ઇજાઓ થઈ અને સેંકડો જણ વિદ્રુપ બની ગયાં. અમારું મોટું મકાન આગમાં નષ્ટ થઈ ગયું અને મને કેટલીક જગ્યાએ ઇજાઓ થઈ. સારવારને પરિણામે મને બીજે બધેથી આરામ થઈ ગયો પરંતુ મારી આંખો ગઈ તે પાછી સાજી થવા પામી નહી. મારી આ સ્થિતિ જોઇને મારાં માતાપિતા અત્યંત દુઃખી થયાં; છતાંપણ મારો બચાવ*થયો તેથી તેઓને રાહત મળી. મારું નામ અમરસિંહ અને મારા પિતાનું નામ કેશરીસિંહ છે."

સુરબાળાએ આ હકિકત શ્રવણ કર્યા પછી, આ યુવકને તુર્ત જ ઓળખ્યો. તેણે પોતાની ઓળખ તેને આપી નહીં; એટલુંજ નહીં પણ એનો ઇતિહાસ સાંભળ્યા પછી, તેને માટે તેના હૃદયમાં જે વિકાર અગાઉ ઉત્પન્ન થયો હતો તે શાંતિને પામ્યો. ડાવકું મ્હોં રાખીને તે બોલી: "આજ આપની ઓળખાણ થઈ એ ઘણુંજ સારું થયું છે. મારે તમને એક બીજી બાબત સંબંધી કહેવાનું છે. અમારા ઘર પાસે એક સંન્યાસીનો આશ્રમ છે. એ સંન્યાસી મહારાજ વૈદ્યવિદ્યામાં બહુ કુશળતા ધરાવે છે. વનૌષધિનો થોકનો થોક તેમને ત્યાં છે અને અનેક-

વિધ પ્રકારના રોગીઓને એ ઔષધિઓથી તેમણે સાજા કર્યાં છે. પરોપકારાય સતાં વિભૂતયઃ એ સૂત્રાનુસાર તેઓ હરનિશ આ ઔષધિ જનસમૂહને વિનામૂલ્યે આપે છે. વળી તેમને હાથે યશ છે. જો તેમને તમે તમારી આંખો બતાવશો તો ઈશ્વરકૃપાથી તમને પુનઃ દૃષ્ટિ પ્રાપ્ત થશે એમ હું ધારું છું.'

અંધઃ–એમ? તો તો મને જીવિતદાન આપ્યા જેવું થશે. ભલે તમારા પિતાના આવ્યા પછી આપણે તેમની સાથે સંન્યાસી મહારાજને ત્યાં જઈશું.

એ પછી બીજી આડીઅવળી વાતચિત કર્યા પછી, સુરબાળાએ તેને પૂછ્યું કેઃ–"તમે શસ્ત્રાસ્ત્રના પ્રયોગો તેમ જ અખાડાની કસરત જોઈ શકતા નથી તો આ વીરયાત્રામાં તમને શો આનંદ મળ્યો હશે?"

અંધઃ–તમારો પ્રશ્ન વાજબી છે. મારા જેવો માણસ અખાડાની કસરતો જોઈ શકે નહીં પરંતુ હું કાંઈ તે જોવા આવ્યો ન હતો. તમે જાણો છો કે આ યાત્રામાં દેશવિદેશના, સમીપના તેમ જ દૂરના રજપૂતો એકત્ર થાય છે. એ લોકોને હું દીઠે ન ઓળખું પણ અવાજથી ઓળખી શકું એટલું જ નહીં પણ તેઓમાંના ઘણા, મને ઓળખતા હોય એ સ્વભાવિક રીતે ધારી શકાય. હવે આ સંઘમાં મારા સાથીઓએ નિહાળેલી સર્વ વિગતો તેઓ મને કહે તેથી હું જાણી શકું કે અમુક રાજકુમારે કિંવા અમુક સૈનિકે કે વીરનરે અમુક પ્રકારની જીત મેળવી. આવી ખબરો સાંભળવાથી મારું હૃદય ઉત્તેજીત થાય છે અને તેને લીધે મને નિઃસીમ આનંદ થાય છે. વીરપુરુષોનાં ગુણગાન કરવાં, તેમનાં ગુણગાન સાંભળવાં, હતવીર્ય થયલાઓને ફિટકાર આપવો અને અન્યને મુખેથી તેને લગતી હકિકતો સાંભળવી–એ કામ કે જે હું તે અકળકળાવાળા જગન્નિયંતાની કૃપાથી કરી શકું એમ છું તે કરવાને માટે જ હું આ યાત્રામાં પ્રતિવર્ષ આવું છું."

એ પછી, સુરબાળાને અંધના અતિ આગ્રહથી પોતાની હકિકત કહેવી પડી પરંતુ આ ચકોર સુવતિએ તે ગોળ ગોળ શબ્દોમાં જ કહી. "મારા વૃત્તાંતમાં સાંભળવા જેવું શું છે? કાંઈ નહીં. મારા પિતા વૃદ્ધ અને દરિદ્રિ રજપૂત છે. તેઓ ખેતીનું કામ કરીને અમારો નિર્વાહ ચલાવે છે. મારી માતા મરી ગયલી છે. અમારા કુટુંબમાં ફક્ત હું અને મારા પિતા છીએ. તેમના વૃદ્ધપણાને લીધે હવે તો તેઓ પોતાનુ કામ પણ પુરું કરી શકતા નથી. મને તેમણે ચિત્રકળા શીખવી છે અને તેમાંથી પણ હું કાંઇક ઉત્પન્ન કરું છુ. આ પ્રકારે અમારા જીવનનું રગશિયુ ગાડું જેમ તેમ ચાલે છે."

સુરબાળા પોતાની તવારિખ કહી રહી તે પછી, થોડીક જ વારમાં સમરસિંહ આવી પહોંચ્યો. અંધને લગતા સર્વ સમાચાર, સુરબાળાએ તેને વિદિત કર્યા. અમરસિંહને ઓળખ્યા પછી, પુત્રીએ તેને પોતાનું નામ નહોતું કહ્યુ તે માટે પિતાને આનંદ થયો.

એ પછી અતિથિને સંન્યાસી મહારાજની દવા કરાવવાની હોવાથી સમરસિંહે તેને હાલ તુર્ત પોતાને ત્યાં જ રહેવાનો આગ્રહ કર્યો અને તે મુજબ અતિથિ રહ્યો. એ દિને અંધને રીઝાવવા ખાતર સુરબાળાએ સ્વદેશને લગના કેટલાંક ગીત ગાયાં અને તે સાંભળીને અમરસિંહ ઘણો જ ખુશ થયો. તે સ્વગત બોલ્યો કે "જેનું હ્રદય આટલું પ્રેમલ, જેનો કંઠ કોકિલ સમ મધુર અને જેનું મન આટલું બધુ સંસ્કૃત છે તે દેખાવમા કેવી સુન્દર હશે ?"

બીજે દિન સંન્યાસી મહારાજ પાસે અંધને લઈ જવામાં આવ્યો અને તેમણે ચિકિત્સા કરીને અમુક વનસ્પતિ આપી; જેના અંજનથી થોડાક દિનમાં આરામ થશે એમ જણાવ્યુ. દવા લગાડ્યા પછી તેને દષ્ટિ પ્રાપ્ત થાય તે દરમ્યાન તેને સૂર્યપ્રકાશમાં રહેવાની મનાઈ કરી એટલે તેને એક અન્ધારી ઓરડીમાં, દવા લગાડ્યા પછી હમેશાં બેસવાનું હતું. આ પ્રમાણે કેટલાક દિન પસાર થયા પછી, અમરસિંહ ખરેખર દેખતો થયો! અહો! એ વખતનો તેનો આનંદ અવર્ણનીય હતો. તેના ઉપર આટલા બધા ઉપકાર કરનારી જે અબળા હતી તેને તેણે જોઈ તો તે અત્યંત મનોહર હતી તેથી તેનો આનંદ તેના દિલમાં સમાયો રહ્યો નહીં. અમરસિંહનું મન સુરબાળાના સ્વરૂપમાં એટલું બધુ સમોહિત થઈ ગયું કે તેણે નિશ્ચય કર્યો કે પરણવુ તો તેને જ અને બીજી બધી મા બહેન.

ધીરે ધીરે તે સુરબાળા સાથે વધુ પ્રેમથી વાતોચિતો કરવા અને તેને મનપસંદ રીતે વર્તવા લાગ્યો. ચતુર ચિત્તની ચપળા, આ બધો પ્રકાર પામી ગઈ અને શુ થાય છે તે જોવા લાગી. એક દિન યોગ્ય સમય સાધીને અમરસિંહે સુરબાળાના પગ પાસે પડીને કહ્યું. સુન્દરી! અમર્યાદા માફ કરજે; પરન્તુ આજ હું એક એવી નાજુક બાબતનો ફડચો કરવાનો ઇરાદો રાખું છુ કે જેથી મને કાંતો સદાને માટે સુખ કે પછી દુઃખ મળશે.

સુર-બેલાશક, તમારે જે કહેવુ હોય તે કહો.

અમર.-તો એટલી જ માગણી છે કે જે રીતે આ દીનદાસને દષ્ટિદાન દઈ, આભારી કર્યો છે તે રીતે હવે પ્રાણદાન દઈ આભારી કર. જ્યારે આપણું પ્રથમ સંમિલન થયું ત્યારે તારી વાગ્મધૂરતાએ મારુ ચિત્ત ચલાવ્યુ હતું. તારા કોમળ અને મૃદુ સ્પર્શે મને ઘેલો બનાવ્યો હતો

અને હવે તારાં દર્શને મારું સર્વસ્વ હરી લીધુ છે. મારા ગૃહમંદિરને દીપાવવા માટે અને મારા જીવનમાં ક્ષાત્રિત્વ પોષવા માટે તું ખરેખર લાયક છો તો મને સંમતિ આપી વધુ કૃતાર્થ કર–

અમરસિંહ આગળ બોલવા જતો હતો પરંતુ તેણે જોયું કે સુરબાળાનું વદન ક્રોધથી અત્યંત રક્તવર્ણું બની ગયું હતું તેથી તે બોલતો અટકી ગયો. સુરબાળાએ કહ્યું: "અમરસિંહજી, આવી અવિચારી માગણી કરતા પહેલાં તમને એ વિચાર ન આવ્યો કે હું કોની સાથે વાત કરું છું? તમને યાદ નહીં હોય કે તમે એક એવી કન્યા સાથે વાત કરો છો કે જેના ગરીબ પિતાએ તમારા શ્રીમંત પિતાને ત્યાં એક વાર દીનતાથી જઈને તમારી સાથે તેજ કન્યાને વરાવવાની માગણી કરી હતી; પરંતુ એ વખતે ધનના મદથી મસ્ત બનેલા તમારા પિતાએ ગરીબીમાં સબડતા તે કન્યાના પિતાને એવા તુચ્છકાર સાથે પાછા કાઢ્યા હતા કે જે આ જન્મમાં તો કદાપિ ભૂલી શકાય નહીં. મારા પિતા, સ્વમાનની લાગણી શું છે, તે તમારા પિતા કરતાં વધુ સમજે છે. મારા પિતાની વધુ દીનસ્થિતિ કરાવનાર કોણ હતું? તમારાજ પિતા. ગરીબીને લીધેજ મારા પિતા અપમાન સહન કરી ગયા હતા પરંતુ ત્યાર પછી તેમને જે માનસિક યાતના થઈ છે તેની કલ્પના તમને સુદ્ધાં આવી શકે નહીં. મને પોતાને એવું અપમાન સહન કરવા કરતાં મરવું બહેતર લાગે છે પરંતુ મારા પિતા જેઓ વૃદ્ધ અને ગરીબ છે તેમની સંભાળ લેવાનો મારો ધર્મ મને તેમ કરતાં અટકાવે છે. બાકી, રજપૂત સ્ત્રીઓને મૃત્યુનો લેશપણ ભય હોતો નથી એ તમારાથી ક્યાં અજાણ્યું છે? મારા પિતાને દુઃખી સ્થિતિમાં રાખીને હું ચાલી જાઉં તો તેઓ વધુ દુઃખી બને એટલે હું કાંઈ સાહસિક પગલું ભરતી નથી. નહીં તો જુઓ મારા હૃદય સરસી હમેશાં હું એક કટારી રાખીને ફરું છું અને હજી પણ

સુરબાળા પોતાની તવારિખ કહી રહી તે પછી, થોડીક જ વારમાં સમરસિંહ આવી પહોચ્યો. અધને લગતા સર્વ સમાચાર, સુરબાળાએ તેને વિદિત કર્યાં અમરસિંહને ઓળખ્યા પછી, પુત્રીએ તેને પોતા નામ નહોતું કહ્યુ તે માટે પિતાને આનદ થયો.

એ પછી અતિથિને સન્યાસી મહારાજની દવા કરાવવાની હોવા સમરસિંહે તેને હાલ તુર્ત પોતાને ત્યાં જ રહેવાનો આગ્રહ કર્યો અને સુજબ અતિથિ રહ્યો. એ દિને અધને રીઝાવવા ખાતર સુરબાળાએ સ્વ શને લગતા કેટલાક ગીત ગાયા અને તે સાંભળીને અમરસિંહ ઘણે જ ખુશ થયો તે સ્વગત બોલ્યો કે "જેનું હૃદય આટલું પ્રેમલ, જે કંઠ કોકિલ સમ મધુર અને જેનું મન આટલું બધુ સસ્કૃત છે તે દેખ વમા કેવી સુન્દર હશે ?"

બીજે દિન સન્યાસી મહારાજ પાસે અધને લઈ જવામા આ અને તેમણે ચિકિત્સા કરીને અમુક વનસ્પતિ આપી, જેના અજનથી થોડા દિનમાં આરામ થશે એમ જણાવ્યુ. દવા લગાડ્યા પછી તેને દૃષ્ટિ પ્રા થાય તે દરમ્યાન તેને સૂર્યપ્રકાશમાં રહેવાની મનાઈ કરી એટલે તે એક અન્ધારી ઓરડીમા, દવા લગાડ્યા પછી હમેશા બેસવાનુ હતુ એ પ્રમાણે કેટલાક દિન પસાર થયા પછી, અમરસિંહ ખરેખર દેખ થયો! અહો! એ વખતનો તેનો આનંદ અવર્ણનીય હતો. તેના ઉપ આટલા બધા ઉપકાર કરનારી જે અબળા હતી તેને તેણે જોઈ તો અત્યત મનોહર હતી તેથી તેનો આનદ તેના દિલમા સમાયો રહ્યો નહ અમરસિંહનું મન સુરબાળાના સ્વરૂપમાં એટલું બધુ સમોહિત થઈ ગ

અને હવે તારાં દર્શને મારું સર્વસ્વ હરી લીધું છે. મારા ગૃહમંદિરને દીપાવવા માટે અને મારા જીવનમાં ક્ષત્રિત્વ પોષવા માટે તું ખરેખર લાયક છો તો મને સંમતિ આપી વધુ કૃતાર્થ કર–

અમરસિંહ આગળ બોલવા જતો હતો પરંતુ તેણે જોયું કે સુરબાળાનું વદન ક્રોધથી અત્યંત રક્તવર્ણું બની ગયું હતું તેથી તે બોલતો અટકી ગયો. સુરબાળાએ કહ્યું: "અમરસિંહજી, આવી અવિચારી માગણી કરતા પહેલાં તમને એ વિચાર ન આવ્યો કે હું કોની સાથે વાત કરું છું? તમને યાદ નહીં હોય કે તમે એક એવી કન્યા સાથે વાત કરો છો કે જેના ગરીબ પિતાએ તમારા શ્રીમંત પિતાને ત્યાં એક વાર દીનતાથી જઈને તમારી સાથે તેજ કન્યાને વરાવવાની માગણી કરી હતી; પરંતુ એ વખતે ધનના મદથી મસ્ત બનેલા તમારા પિતાએ ગરીબીમાં સબડતા તે કન્યાના પિતાને એવા તુચ્છકાર સાથે પાછા કાઢ્યા હતા કે જે આ જન્મમાં તો કદાપિ ભૂલી શકાય નહીં. મારા પિતા, સ્વમાનની લાગણી શું છે, તે તમારા પિતા કરતાં વધુ સમજે છે. મારા પિતાની વધુ દીનસ્થિતિ કરાવનાર કોણ હતું? તમારા જ પિતા. ગરીબીને લીધે જ મારા પિતા અપમાન સહન કરી ગયા હતા પરંતુ ત્યાર પછી તેમને જે માનસિક યાતના થઈ છે તેની કલ્પના તમને સુદ્ધા આવી શકે નહીં. મને પોતાને એવું અપમાન સહન કરવા કરતાં મરવું બહેતર લાગે છે પરંતુ મારા પિતા જેઓ વૃદ્ધ અને ગરીબ છે તેમની સંભાળ લેવાનો મારો ધર્મ મને તેમ કરતાં અટકાવે છે. બાકી, રજપૂત સ્ત્રીઓને મૃત્યુનો લેશપણ ભય હોતો નથી એ તમારાથી ક્યાં અજાણ્યું છે? મારા પિતાને દુ:ખી સ્થિતિમાં રાખીને હું ચાલી જાઉં તો તેઓ વધુ દુ:ખી બને એટલે હું કાંઈ સાહસિક પગલું ભરતી નથી. નહીં તો જુઓ મારા હૃદય સરસી

જીએ નટોને સરપાવ તો ઘણો જ સારો આપ્યો અને સંતુષ્ટ કર્યાં; પણ તે દિવસથી તેના મનમાં પરમાર અને સોઢા એ ઉભય પુણ્યશ્લોક રાજાઓ વિશે અસૂયાનો ભાવ પ્રકટી નીકળ્યો અને તે તેના મનને સંતાપવા લાગ્યો.

એક દિવસ રાણાજીએ કચેરીમાં એવા ઉદ્‌ગારો કાઢ્યા કે;–"ચાચો પરમાર મૂળીનો ધણી માત્ર ચોવીસ ગામનો ઠાકોર, તેની આપણા સમક્ષ શી શક્તિ? અને ચદન સોઢો તો કડવી ધરતીનો ધણી કે જ્યાં બબ્બે વર્ષે દુષ્કાળની છાવણી પડેલી જ હોય છે. આવા રાજાઓના સસની મહત્તા ગવાઈ અને મારા સસને ભૂલી જવામાં આવ્યું; તો હવે મારો એવો વિચાર છે કે, એ બન્ને રાજાઓ પાસે આપણા બે બારોટોને મોકલીને આપણે તેમના સસની પરીક્ષા તો લેવી જ."

"જેવી મહારાણાજીની ઇચ્છા." સભાજનોએ કહ્યું.

રાજાએ પોતાના એક બારોટ અને બીજા ચારણને ખર્ચી તથા ઘોડા આપીને તૈયાર કર્યા અને કહ્યું કે,–"તમો બન્ને જણ એક એક રાજાને ત્યાં જાઓ અને પરીક્ષા લઈ આવો."

એ વેળાએ ચારણે ભાટ અથવા બારોટને કહ્યું કે;–"જ્યાં તમારી ઇચ્છા હોય, ત્યાં તમે જાઓ એટલે બીજે સ્થળે હું જઇશ."

"ત્યારે મારી તો પારકરના ચંદન સોઢાને ત્યાં જવાની ઇચ્છા છે." ભાટે જણાવ્યું.

"વારુ ત્યારે આપણે આ ચાલ્યા મૂળીના પરમારને ત્યાં." એમ કહીને તેઓ બન્ને બે જૂદી જૂદી દિશામાં પ્રયાણ કરી ગયા.

ભાટને આવેલો જોઈ ચંદન સોઢાએ તેનો ઘણો જ સારો સત્કાર કર્યો અને ઊતારો આપી ખાનપાનની પણ સઘળી યોગ્ય વ્યવસ્થા કરી આપી. એક દિવસ ચંદન સોઢાએ ભાટને પૂછ્યું કે;–"ભાટરાજ, આપના પધારવાનો હેતુ શો છે વારુ?"

એના ઉત્તરમાં ભાટે જણાવ્યું કે;–"અન્નદાતા, આપની પાસેથી મોઢે માગ્યાં દાન લેવાને જ આવ્યો છું."

આમ કહીને ભાટે ત્યાં પોતાનો મુકામ જમાવ્યો. ચારણનો પણ મૂળીમાં એવો જ સત્કાર થયો અને તે પણ ત્યાં મુકામ જમાવીને રહ્યો. હવે ભાટ એવી વાટ જોતો હતો કે, ચારણે મૂળીના પરમારપાસેથી શું માગ્યું એની જો ખબર પડે તો પછી હું માગણી કરું; તે જ પ્રમાણે ચારણ એવા વિચારમાં હતો કે, ભાટે સોઢાપાસેથી શી માગણી કરી એની ખબર મળ્યા પછી જ મારે યાચના કરવી. આ પ્રમાણે વાટ જોઇને બેસી રહેવામાં લગભગ ત્રણ માસનો સમય વીતી ગયો. એટલે એક

દિવસ ચંદન સોઢાએ ભાટને કહ્યું કે;–"રાવજી, જે તમારી ઇચ્છામાં આવે તે માગો."

ભાટ વિચારમાં પડી ગયો કે, 'એવું તે શું માગવું કે જે એ ન આપી શકે અને જેથી મારા અન્નદાતાની મહત્તા જળવાઈ રહે? જો હાથી, ઘોડા, રાજ્ય કે ખજાના આદિની માગણી કરીશ, તો તો એ આપશે જ અને તેથી રાણાજીનો ઠપકો મારે સાંભળવો પડશે; માટે એનાથી ન આપી શકાય એવું કાંઈક માગવું જોઇએ. હા–ઠીક યાદ આવ્યું. ભટિયાણીજી ઘણાં જ સુંદર છે અને રાજાની તેનામાં એટલી બધી આસક્તિ છે કે કચેરીમાંથી ત્રણવાર તો ઉઠીને તેનું મુખદર્શન કરી આવે છે–ચાલો ત્યારે ભટિયાણીજીની માગણી કરવી કે જે તે આપવાનો નથી અને ન આપે એટલે આપણા રાજાની વર્ચસ્વતા કાયમ રહેશે." ભાટે મનમાં આવો વિચાર કરીને સોઢાને કહ્યું કે;–"મહારાજ, જો મારી માગેલી વસ્તુ ન આપો તો?–જો વચન આપો તો માગું."

"લ્યો આ રાજપૂતનું વચન છે." રાજાએ વચન આપતાં કહ્યું.

"હે પારકરના ધણી, જો આપવી જ હોય તો આ ભાટને આપનાં રાણી ભટિયાણીજી આપો; એ વિના બીજી વસ્તુ મારે અગ્રાહ્ય છે." ભાટે વિલક્ષણ યાચના કરી.

"જા–આપી." એમ તત્કાલ કહીને સોઢાએ રાણીજીને કહેવડાવ્યું કે;–"મેં તમને દાનમાં આપી દીધાં છે, માટે તૈયાર થઇને બારણે આવો."

ભટિયાણીજી પતિના વચનને પ્રભુના વચન સમાન માન્ય કરીને સ્નાન આદિ કરી વસ્ત્રાભૂષણ ધારીને બારણા આગળ પડદા પાછળ આવી ઉભી રહી. રાજા ઓઝલને તોડી રાણીને કડે ઝાલીને બહાર લઈ આવ્યો અને ભાટને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે,–"આ અખોવન નારી-બાની બહેન હાજર છે."

ભાટની તો એવી જ ધારણા હતી કે, 'એ શું ભટિયાણીનો હાથ આપશે ખરો કે?' પરંતુ જ્યારે રાણીને તેણે પોતા સમક્ષ આવીને ઊભેલી જોઈ ત્યારે તે ગભરાયો અને મનમાં કહેવા લાગ્યો કે;–"મારા શા ભોગ લાગ્યા કે આવી માગણી કરી! આ તો ગજબ થયો; હવે વાતને વાળવી જોઇએ." આમ નિશ્ચય કરીને તે કહેવા લાગ્યો કે,–"મહારાજ, આતો હું પરીક્ષા લેતો હતો કે, આપનામાં કેટલુંક સત્ય છે; બાકી આ રાણીબા મારાં તો માતુશ્રી છે."

"પણ જે વસ્તુ એકવાર મેં દાનમાં આપી દીધી, તેનો મારાથી પુનઃ અંગીકાર કેમ કરીને કરી શકાય? તમારે આ રાણીનો સ્વીકાર કરવો જ પડશે." રાજાએ ગંભીરતાથી કહ્યું.

"તેમજ હે ભાટરાજા, હું પણ મારા સ્વામીની આજ્ઞાથી આવી છુ એટલે મારાપર કશોય દોષ નથી, માટે એકવાર મને માગી લીધા પછી કોઈ જાતના વિચિત્ર સોગંદ ખાઇને મારો ભવ બગાડશો નહિ" રાણીએ કહ્યુ

પરતુ તેમના એ કથનને ધ્યાનમા ન લેતા ભાટ અશ્વારૂઢ થઇને ત્યાથી ચાલી નીકળ્યો એથી રાજપૂતાણીને ક્રોધ ચઢવાથી તે ત્યાંને ત્યાજ ચિતા ખડકીને બળી મુઈ! આ સમાચારથી સમસ્ત રાજસ્થાનમાં હાહાકાર વર્ત્તી ગયો અને શાહુકારોના પત્રદ્વારા એ સમાચાર સર્વત્ર પવનની પેઠે ફેલાઈ ગયા સર્વ જનો ચદન ગોઢાની પ્રશસા કરી ભાટના નામપર ધિક્કાર વર્ષાવીને કહેવા લાગ્યા કે,-"ગોઢાએ તો પોતાની દાન શૂરતા બતાવી આપી, પણ ગધેડા ભાટને માગતા જ ન આવડ્યુ' આ સમાચાર ધીમે ધીમે મૂળીના ચાચા પરમારના દરબારમા પણ આવી પહોંચ્યા એથી ચારણે જાણ્યુ કે;-"જો હુ ભાટની પેઠે મૂર્ખતા ભરેલી માગણી કરીશ, તો મારી પણ આવીને આવી જ અપકીર્ત્તિ થશે માટે ચાચો પરમાર આપી ન શકે અને મહારાણાજી પણ પ્રસન્ન થાય, એવી જ કોઈ યાચના કરવી જોઇએ

આમને આમ ઘણાક દિવસો વીતી ગયા પછી એક દિવસ પરમારે ચારણને પૂછ્યુ કે,-"કેમ બારોટ, તમે તો કાઈ બોલતાજ નથી-જીભ ખોલતા જ નથી? મનમા કાઈ પણ સકોચ ન રાખતા જે માગવુ હોય તે આનદથી માગી લ્યો, હુ તે આપવાને તૈયાર છુ"

બારોટે એ માટે પરમારનુ વચન લીધા પછી કહ્યુ કે,-"મારી સ્ત્રી સુવાવડમાજ છોકરાને મૂકી મરી ગઈ છે, તેને પાવામાટેના દૂધની વ્યવસ્થા કરવાની છે"

"અરે એની વ્યવસ્થા તો અસારેજ થઈ જશે, એમા તે તમે શું માગ્યુ વારુ?' પરમાર હસીને બોલ્યો

"પણ મારો છોકરો કોનુ દૂધ પીએ છે તે આપ જાણો છો કે? તે તો વાઘણનું દૂધ પીએ છે વાઘણનું!' બારોટે કહ્યુ

"તો વાઘણનું દૂધ લાવી આપવાને પણ હું તૈયાર છુ." રાજા પરમારે હિંમતથી જણાવ્યુ

'પરતુ મહારાજ, જે વાઘણ તરતની વિયાએલી હોય અને જેને બે બચ્ચા હોય, તે જ વાઘણનુ દૂધ તે મારો છોકરો પીએ છે' બારોટે વિઘ્નપરપરાની વૃદ્ધિ દર્શાવીને કહ્યુ.

"વારુ-ત્યારે આપ વિરાજો અને જો ઈશ્વર કરશે, તો હુ આપને એવી જ બે બચ્ચાવાળી તરતની વિયાએલી વાઘણ લાવી આપીશ"

એમ કહીને શૂરવીર પરમાર પોતાના શસ્ત્રાસ્ત્ર લઈ ઈશ્વરના નામનો ઉચ્ચાર કરી અરણ્યમાં ચા લ્યો ગયો

રાજા ચાચો પરમાર ભૂખ્યો અને તરસ્યો ત્રણ દિવસ સુધી ઝાડી અને ચોકળામા રખડ્યો, પણ એવી વાઘણ ક્યાંય મળી નહિ ચોથે દિવસે ભળસ્કામાં હજી તો ધૂમસ છવાયલું હતું તેવામા એક વાઘણ-કે જેની આસપાસ બે બચ્ચાં છે અને જેના આચળમાથી દૂધ ઝર્યાં કરે છે-તેના જેવામા આવી રાજા ત્રણ દિવસથી ક્યાં ગયો છે, એની કોઇને કશી ખબર ન હોવાથી લોકો અનેક પ્રકારની ચર્ચાઓ કરવા લાગ્યા. કેટલાક રાજપૂતો તો એમ પણ કહેવા લાગ્યા કે,-"એ તો વચન આપીને ફસાયા છે એટલે ઘરમાં સતાઈ રહ્યા છે આજ દિવસ સુધીમા કોઇએ વાઘનું દાન આપ્યું પણ નથી અને હવે પછી કોઈ આપે તેમ પણ નથી કાકાર અમસ્તા ક્યાક માર્યા જશે ચારણોએ આવા દાન માગવા ઘટતાં નથી" અસ્તુ, પણ રાજાએ તે વાઘણને સૂતેલી અને તેનાં બે બચ્ચાંને તેનાપર રમતા જોયાં એટલે પાસે જઇને નમન કર્યું-એ નમસ્કારના અર્થને જાણે પોતે સારી રીતે સમજી ગઈ હોયની! તેવી રીતે વાઘણ તરત ઊઠીને ઊભી થઈ પરમારે હિંમતથી તેના માન ઝાલી લીધા અને ચારણ જ્યા કચેરીમા બેઠો હતો, ત્યાં તેને લાવીને કહ્યુ કે,-"બારોટજી, લ્યો આપે પોતાના પુત્રને જે દૂધ પાવાની ઇચ્છા રાખી હતી તે દૂધ હાજર છે"

વાઘણને જોતાંજ ચારણના તો ગાત્ર શિથિલ જ થઈ ગયા અને તે કપતો કપતો કહેવા લાગ્યો કે,-"બાપજી, ઓરા આવશો નહિ છેટા જ રહેજો મેં જે માગ્યુ હતું તે મને મળી ચૂક્યુ હવે આ વાઘણને રાનમાં છોડી મેલો, નહિ તો ક્યાક કોઇને મારી નાખશે તો મહા અનર્થ થઈ જશે" આમ કહેવા ઉપરાંત બારોટ મુક્ત કંઠે પરમારના વીરત્વ તથા શૌર્યની પ્રશસા કરતો ગભીર વાણીથી પોતાની તત્કાળ બનાવેલી કવિતાનો નીચે પ્રમાણે ઉચ્ચાર કરવા લાગ્યો,-

'ચાચે સિંહ સમર્પિયો, કેસર ઝાલી કાન,
પૂગો પરમારા ધણી, (હવે) રમતા મેલો રાન ૧
ચદ્ર તપે ધ્રુવ ડગમગે, ડૂબે જલ ગિરનાર
પગ પાછો મરડે નહીં, મૂળીપતિ પરમાર' ૨

બારોટના મુખમાંથી પોતાની આવી પ્રશસા સાંભળીને રાજાએ તેને લખપસા (લક્ષાધિપતિ) કરીને છોડી દીધો અને માનપૂર્વક પોતાના નગરમાથી સરપાવ આપીને વિદાય કર્યો. ત્યાથી ઉદયપુરમાં આવીને બારોટે મહારાણા રાજસિંહજીને પોતાનો સમસ્ત વૃત્તાન્ત અથથી ઇતિ

પર્યન્ત કહી સંભળાવ્યો. આ સાંભળીને ગુણગ્રાહક રાણાએ કહ્યું કે;–"ભાઈ, ખરેખર ખરું સત્ય તો એમનું જ. મારા સત્યથી એમના સત્યની કદાપિ બરાબરી કરી શકાય તેમ નથી. તેમાં પણ ચાંચા પરમારે તો હદ જ કરી છે. એના જેવો સત્યવાદી બીજો કોઈ પણ આ સમયમાં આપણા જોવા કે સાંભળવામાં આવ્યો નથી. બે વત્સવાળી અને જેનાં આંચળમાંથી દૂધની ધારા સ્રવી રહી છે એવી જીવતી વાઘણુ ગાય અને ભેંસના દાન પ્રમાણે અત્યાર સુધીમાં કોઇએ પણ દાનમાં આપી નથી અને હવે પછી કોઇ આપી શકવાનો પણ નથી. એ મહા પુરુષનાં દર્શનથી મારે મારાં નેત્રોને અવશ્ય પવિત્ર કરવાં જ જોઇએ."

આવો નિશ્ચય કરીને રાણાજીએ પરમારને તેડી લાવવામાટે પોતાના સ્વારો મોકલ્યા. તેમણે પરમારના દરબારમાં જઇને પ્રાર્થના કરી કે;–"મહારાજાધિરાજ, આપને અમારા મહારાણાજીએ ઘણા જ આદર સહિત બોલાવ્યા છે; માટે દર્શન આપવા પધારશો, તો મોટી કૃપા થશે."

પ્રથમ તો પરમારે આનાકાની કરી પોતે નથી આવી શકતો માટે ક્ષમા કરવી એવા આશયનું પત્ર લખ્યું, પણ એટલામાં રાણાના બીજા હલકારા આવી લાગવાથી લાચારીએ તેણે ઉદયપુર તરફ જવાની તૈયારી કરવા માંડી. અંતે પરમાર પોતાના પચ્ચીસ ઘોડા, ચાર ઉંટ, પંદર પાળા અને થોડાંક દાસદાસીને લઇને ઉદયપુરની સીમામાં આવી પહોંચ્યો. રાણાને તેના આવી પહોંચવાની ખબર થતાંજ તેણે પોતાના સરદારોને સ્હામા મોકલ્યા અને તેમણે નગરમાં તેને તથા તેનાં માણસોને યોગ્ય ઉતારાની તથા બીજી બધી જાતની સગવડ કરી આપી. પાંચ સાત દિવસ એવી રીતે મેજબાની અને સત્કારમાં વીત્યા પછી એક દિવસ રાણાએ ખાસ દરબાર ભરવાની આજ્ઞા કરી. એ દરબારમાં રાણાના ભાયાતો, મોટા મોટા અધિકારીઓ, સરદારો, જાગીરદારો તથા માંડલિક રાજાઓ આદિ સર્વ આવ્યા હતા અને તેથી આજના દરબારનો ઠાઠ રોજ કરતાં કાંઇક જૂદા જ પ્રકારનો દેખાતો હતો. સભામાં સર્વ સભ્યોના આવી જવા પછી રાજા પરમારને રાણાજીએ તેડું મોકલ્યું. પરમારના પધારતાં જ ભાટ અને ચારણો તેની પ્રશંસાનાં કવિત્તો બોલવા લાગ્યા, બ્રાહ્મણોએ વેદમંત્રના ઉચ્ચાર સહિત આશીર્વાદ આપ્યા અને ત્યારપછી કળાવતીઓનાં નૃત્ય અને સંગીતનો વાદ્યધ્વનિ સહિત આરંભ થયો. એ સર્વ વિધિ થઈ રહ્યા પછી રાણાજીએ પોતાના આસનપરથી ઉઠી ઉભા થઇને મુક્તકંઠે પરમાર ચાંચાજીની દાનવીરતા અને બહાદુરીનાં વખાણ કર્યાં અને ધન્યવાદ આપી-તાંબાના પત્રે પોતાનાં બાર ગામ પટે લખી આપી તેને પોતાનો ઉમરાવ બનાવી હમેશને માટે પાસે રાખી લીધો.

વળી પછીથી તેની સેનામા મો ચાકર, નગારા, ડંકો, ચોબદાર, છત્રી, અબ-દાગિરી અને મશાલ વગેરે આપીને રાણાએ તેના માનમાં ઘણો જ વધારો કરી દીધો. પરમાર પોતાના સ્વામીની શુદ્ધ અંત:કરણથી સેવા બજાવવા લાગ્યો, અને ઉદયપુર રાજ્યમાં જે બારપાટ્યા મેવાસી લૂટફાટ ચલાવતા હતા, તેમને વશ કરી તેમના અડતાળીસ ગામ છીનવી લઈ ઉદયપુર રાજ્યમા શામેલ કરી દીધાં. એથી રાણાએ પ્રસન્ન થઇને બીજાં પણ બાર ગામ તેને પટે આપીને તેની પ્રતિષ્ઠા અત્યંત વધારી દીધી. ચૌર્યનું કોઈપણ કાર્ય રાણો પરમારની સલાહ વિના કરતો નહોતો. અત્યારે એવા શૂરવીરો છે ખરા કે?"

---

# વિલાસપ્રિય સમ્રાટ્ હુમાયૂં.

(લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.)

અહદ અને વિલાસી, ગુમાવતા નિજ સંપત્તિ વળી બળને,
સયમી વિચારશિલ જે, નમાવતા નિજ બુદ્ધિ થકી સહુને.

બીજો મુગલ સમ્રાટ્ હુમાયૂં ઘણો રસિક અને વિલાસી હતો અને તેને લીધેજ તેની રાજ્યસત્તાના કેટલાંક વર્ષો દુ:ખ અને ત્રાસવાળાં ગયાં હતા. શરુઆતમાં તેનો વિલાસ નિર્દોષ હતો અને તેની શૈશવાવસ્થામાં તો તે વિલાસ સાથે રમુજીપણું ચોખ્ખી રીતે ભળેલું જણાતું હતું

બાબર પોતાના બધા પુત્રોમાથી હુમાયૂંને બહુ ચહાતો હતો. પોતાની કાબૂલની સફર વખતે હિંદુસ્તાનની સલ્તનતનો ભાર તે હુમાયૂ ઉપર મૂકી ગયો હતો.

હુમાયૂંનામામા જણાવેલ છે કે એ દિવસોમાં શાહજાદો હુમાયૂ રાજ્ય લેવા માટે બહુ ઉત્સુક હતો. પોતાને શાહ કહેવરાવવાનું તેને બહુ મન થતું હતું. એક દિન તે શિકારે ગયો હતો તે વખત તેને પોતાનું નસિબ અજમાવવાનું મન થયું તેની સાથે મૌલાના મસીઉદ્દીન રસુલા હતો. હુમાયૂંએ તેને કહ્યુ: "આ જંગલમા પહેલાં જે ત્રણ માણસો મળશે તેમને પ્રશ્ન કરીને હું મારું નસિબ અજમાવીશ." થોડીવાર પછી એક અંધ મળ્યો જેણે હુમાયૂંના પ્રશ્નના ઉત્તરમાં પોતાનું નામ "મુરાદખ્વાજા" જણાવ્યુ. એ પછી એક માણસ ગધેડા સાથે જતો હતો તેણે પોતાનું નામ "દોલતખ્વાજા" જણાવ્યુ, શાહજાદો આથી બહુ ખુશી થયો. તેણે મૌલાનાને કહ્યુ' હવે જે માણસ મળશે તેનું નામ નક્કી "સઆદતખ્વાજા" હશે. અને જો તેનું એજ નામ હશે તો જરૂર મને રાજગાદી મળશે. તેઓ જરાક આગળ ચાલ્યા, જે વખત તેમને એક બાળક

મળ્યો. હુમાયૂંએ તેને પૂછ્યું: બચ્ચા, તારું નામ શું? બાળક: "સઆદતખ્વાજા." હુમાયૂંના બધા સાથીઓ આ સાંભળીને અજબ થયા અને બધા એક અવાજે બોલ્યા કે "જહાંપનાહનો સુખસૂર્ય જલ્દીથી ભારત ભાગ્યાકાશને ઉજ્વલ કરશે."

બીજી વખત એક દિન, હુમાયૂંએ એક પક્ષીને ઉડતું જોઈ, પોતાના સહમિત્રોને કહ્યું કે–જો હું આ પક્ષીને તીરથી વીંધી શકીશ, તો મને અવશ્ય પિતાની ગાદી મળશે. એટલું કહીને શાહજાદાએ તીર માર્યું. તીર, એ પક્ષીના શરીરને વીંધી ગયું અને પક્ષી, શાહજાદાના કદમો આગળ આવી પડ્યું.

આવી આવી અનેક બાલક્રીડાઓ કર્યાં પછી, આખરે તેના પિતા બાબરના છેલ્લા દિવસોમાં તે સખ્ત માંદો પડ્યો, જે વખતે એ માંદગીમાંથી તે મુક્ત થશે કે નહીં એ મોટી શંકાની વાત હતી. બાબરે તે વખતે ઈશ્વરપ્રાર્થના કરી હતી કે–"હે ઇશ્વર, મારા પુત્રની માંદગી મને આપ અને તેને જીવતો રાખ" એ અંતઃકરણની પ્રાર્થના જાણે ઈશ્વરે સાંભળી ન હોય તેમ હુમાયૂં સાજો થયો હતો અને બાબર તે પછી થોડા વખતમાં ઈશ્વર સમીપ જઈ પહોંચ્યો હતો.

બાબરના અવસાન કાલ પછી, હિઝરી ૬૩૭ જમાદિ ઉલ અવ્વલના જુમ્માને દિવસે હુમાયૂં સુલતાન, સિંહાસન ઉપર વિરાજિત થયો, તે વખતે આગ્રાની જુમ્મા મસ્જીદમાં તેના નામ ઉપર કુતબા પઢવામાં આવ્યા હતા. એ સમયે અસંખ્ય પ્રજાજનો જે હર્ષનાદ કરી રહ્યાં હતાં તેના ઉદ્‌ઘોષથી સમસ્ત આગ્રા શહેર હલમલી રહ્યું હતું. એક શાયરે તે વખતે કહ્યું હતું કેઃ—

દિલમેં જો દૌલતકી હકીતી હર્મેદ, વહ ઇસઘડી પૂરી હુઈ,
દુનિયાને જો ઇરાદે પાલે થે, ઉન્કી કામયાબી હુઈ.

અર્થાત્ મનમાં ધન મેળવવાની જે આશાઓ રખાઈ હતી, તે આ પ્રસંગે બર આવી અને દુનિયાએ જે મનસુબા કર્યાં હતા તે ફત્તેહમંદ થયા.

હુમાયૂંના રાજ્ય અમલમાં શેરશાહે તેને જબરો ત્રાસ આપ્યો હતો. હુમાયૂંએ જ્યારે શેરશાહના આક્રમણના સમાચાર જાણ્યા ત્યારે તે બંગદેશની એ વખતની રાજધાની જીતવા માટે રવાના થયો. એક પહાડી રસ્તા ઉપર શેરશાહના સેનાનીઓ જલાલખાં અને હાજીખાંની સરદારી નીચે એક પઠાણસેના તેને રોકવા માટે છાવણી નાંખીને પડેલી તેણે જોઈ. શેરશાહ, ગૌડમાં રહીને ત્યાંની વિપુલ ધનસંપત્તિ રોહતાસના કિલ્લામાં મોકલી દેવામાં અને તેની રક્ષાને લગતી ગોઠવણો કરવામાં મશગુલ હતો.

મુગલ સૈનાનુ પ્રયાણુ રોકવા માટે મોકલાયલા જલાલખાંએ, મુગલ સૈનાની સાથે લડીને તેનો પરાજય કર્યા વિના પાણી નહીં પીવાની પ્રતિજ્ઞા લીધી હતી; અને બન્યું પણ તેમ જ. તેણે ઘણાજ બલપૂર્વક મુગલસૈના સાથે યુદ્ધ કર્યું અને તેમાં તે સેનાને પરાજય પમાડી, નસાડી મૂકી. તેણે મુગલ સૈનાના હાથી ઘોડા અને શસ્ત્રાસ્ત્રો જપ્ત કરી લીધાં અને હુમાયૂ બ્હીલે મોઢે પાછો ફર્યો.

શેરશાહને, ગૌડમાં, વિજયના સમાચાર મળતાં જ તે બોલ્યો "જો મુર્ગા લડાઇમાં એક દફે શિકસ્ત પાતા હૈ તો દૂસરી દફે લડને આકર સિર્ફ ચિલ્લાતા હૈ–હિમ્મત કરકે લડ નહીં શકતા" એટલે કે જે કુકડો લડાઇમાં એકવાર પરાજિત થાય છે તે બીજી વાર લડતી વખત નાહક ધાંધલ મચાવે છે–હિમ્મતથી લડી શકતો નથી. આ વાક્ય, એક કિંમતી અને ઐતિહાસિક વાક્ય થઈ પડ્યુ છે કે, કેમકે હુમાયૂ અને શેરશાહ વચ્ચેની ઘટનાઓ એ પ્રકારની જ બની હતી. ગૌડની બ્હાર હુમાયૂને વારંવાર પરાજય મળતો ગયો તે દરમ્યાન શેરશાહ જરજવાહિર વગેરે પોતાના કબજામાં લઈ લેવા શક્તિવાન થઈ ગયો. એ પછી ગૌડમાં પોતાનુ રાજ્ય સ્થાપવું કે પોતે બહાર જવું એ વિચારમાં તે ગુંચાયો. તેની પાસે મુગલો જેટલું સૈન્ય ન હતુ. તેના માણુસો થોડાંક હતાં પરંતુ તે કસાયલાં હતા. કવાયદ ન પામેલાં પાંચ માણુસને એક માણુસ પૂરો પડે તેમ હતું. આમ છતા પણ બહુ નબળાઓથી થોડાક શૂરવીરોએ કોઇવાર ડરવું પડે છે એમ વિચારીને તેણે મુગલો સામે થવુ યોગ્ય ન લેખીને યુક્તિ પ્રયુક્તિથી હુમાયૂના આખા સૈન્યને અને હુમાયૂને પોતાને વશ કરવાનો વિચાર કર્યો. જેમ એક કૃપણુ પુરુષ, મોટા માણુસોની ફજેતી જોવા હમેંશાં આતુર હોય છે તેમ, હુમાયૂ, ફજેત અને નિર્બળ બનીને પરાજય પામે એવુ જોવાને શેરશાહ બહુ આતુર હતો આથી તેણે હુમાયૂં માટે એક મોહજાળ પાથરી. ગૌડના રાજમહેલને તેણે ખૂબ મોહક અને સુંદર વસ્તુઓથી શણુગાર્યો. સર્વ પ્રકારનો રાજવંશી ભપકો અને દમામદાર ઠાઠમાઠ રાખવામા કાંઇપણુ કચાશ ન રાખતાં, સારા અને કુશળ કારીગરોનાં હાથનાં ચિત્રો, નકસીકામ અને આરામ તથા આનંદનાં સાધનોની ગોઠવણુ કરવામાં તેણે મણુા રાખી નહીં; અને એમ કહેવાય છે કે અત્યંત રૂપવતી અને અભિનય પ્રવીણુ કેટલીક નાયિકાઓને પણુ શેરશાહે શાહી મહેલની આસપાસના કેટલાંક મકાનોમા રાખી કે જેથી તે સ્ત્રીઓ પોતાની મોહપાશમાં હુમાયૂ અને તેના સૈનિકોને લપટાવી લઈ તેઓની અતે દુર્દશા કરે એ ઉપરાંત તેણે પોતાના બે અમલદારોને સૌદાગરોના વેશમાં હુમાયૂં પાસે

મોકલ્યા અને તેમને ખાસ હુકમ કર્યો કે તેમણે ગૌડનાં ખૂબ વખાણ કરવાં. તેઓએ ઉંચી જાતના ગરમ ઉનના ગાલીચાઓ, મોતિ, મણિ, માણિકય, ઉંચામાં ઉંચી જાતના શરાબો વગેરે હુમાયૂંનાં કદમોમાં રજૂ કર્યા. એ સોદાગરોએ પોતાને ગૌડ દેશથી આવેલા જણાવી કહ્યું કે ત્યાં પઠાણ શેરશાહ કેવળ એશઆરામમાં રહે છે તથા સુવિખ્યાત દેશોમાંથી કિંમતી વસ્તુઓ મંગાવીને અમારા જેવા સૌદાગરોને વેચે છે કિંવા ભેટ આપે છે. ગૌડમાં હાલમાં આવી વસ્તુઓ ઘેરઘેર નજરે પડે છે. વળી આ સૌદાગરોએ, ગૌડ શહેરની રચનામાં, ભપકામાં તથા બાંધકામમાં ઘણા જ સુધારા વધારા થયલા જણાવ્યા અને એ રીતે હુમાયૂંને આશ્ચર્યચકિત કરીને, ગૌડમાં આવવા ખૂબ લલચાવ્યો. તેમણે તેને ખાનગી ખબર આપી કે શેરશાહ પાસે એટલું બધું ધન એકઠું થઈ ગયું છે કે ગૌડનો બધો ઠાઠમાઠ મૂકીને તે થોડાક દિનમાં રોહતાસ જતો રહેનાર છે. હુમાયૂં આથી ગૌડમાં દાખલ થવાને બહુ જ ઉત્સુક થઈ રહ્યો. સૌદાગરોએ તે પછી રજા લીધી અને શેરશાહ પાસે છાનેમાને આવીને સર્વ હકીકતથી તેને માહિત કર્યો. શેરશાહ બોલ્યો 'બસ્, હવે આંબાને પાકી કેરીઓ આવી છે પરંતુ આપણે તેની મોજ બીજાને ચાખવા દઈશું એમાં આપણને ઘણો લાભ છે."

"તજ કીર'તુલ વાકયાત" માં લખ્યું છે કે: "શેરશાહ પહેલેથીજ સમજ્યો હતો કે વિલાસપ્રિય અને ઇંદ્રિયપરાયણ મોગલ સમ્રાટ્, આ મોહજાળમાં ફસાઇને કર્ત્તવ્યભ્રષ્ટ બની જશે અને એ દરમ્યાન હું મારું સૈન્ય વધારી મુગલો ઉપર હુમલો કરીશ અને મુગલોને બદલે પઠાણોનો ઝુંડો ફરકાવીશ.' વાત પણ એમજ બની. હુમાયૂંના વિલાસી કાર્યોનો લાભ, શેરશાહે સારી રીતે લીધો. એકનો અસ્ત, અન્યના ઉદયનો માર્ગ કરી આપે છે એ ખરું છે. શેરશાહે રોહતાસ ખાતે બીજાં અનેક માણસોને પોતાની નોકરીમાં રાખ્યાં અને તેઓને ચાંપતી કવાયદ કરાવીને, શોખીન અને બેફામ બનેલો હુમાયૂં બાદશાહ જાણે નહીં તેવી રીતે ચૂનાર અને બનારસના કિલ્લાઓ ઉપર આક્રમણ કરી, તે કિલ્લા સર કર્યા.

હુમાયૂંને આ વાતની ખબર પડતાં તેને પોતાના કર્ત્તવ્યનું ભાન થયું પરંતુ "સુનાની જે તકો ચાલી, ન તે પાછી કદી આવે" એ મુજબ, હાથ આવેલો અવસર ચૂકી જનાર હુમાયૂંને પાછળથી બહુ પસ્તાવો થયો. પોતાની ઇન્દ્રિયપરાયણતા માટે તેને તે વખત ઘણો પશ્ચાત્તાપ થયો. તેના કર્ત્તવ્યપરાયણ અને પ્રેમાળ પિતા બાબરનું રુહ, જાણે તેની સમક્ષ હાજર થઈ, તેને સખ્ત ઠપકો આપતું હોય એમ તેને લાગ્યું. હુમાયૂંને કર્તવ્યભ્રષ્ટ થવા માટે સખ્ત પાઠ મળ્યો. તે પોતાના અવ્યવસ્થિત લશ્કરને જેમ તેમ એકત્ર કરીને ચૂનાર અને બનારસ લેવા દોડ્યો પરંતુ તેનાં ફાંફાં નિરર્થક હતાં. શેરશાહના પહાડી અને કસાયલા પઠાણો આગળ એશઆરામમાં ચકચૂર રહેલા મુગલોનું કશું બલ ચાલ્યું નહીં. શેરશાહના લશ્કરે તેનો પરાજય કર્યો એટલું જ નહીં પણ તેને નસાડ્યો. તે નાસીને ચૌસામાં ભરાયો. થોડો વખત વીતવા દઈને, પઠાણોએ ચૌસા ઉપર હુમલો કર્યો. ગંગાનદી પાસે બંને લશ્કરો વચ્ચે યુદ્ધ ચાલ્યું એમાં પણ હુમાયૂં હાર્યો. તેનું સૈન્ય નાસવા લાગ્યું. અહીં એક એવી ઘટના બની કે જે ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. શેરશાહે ઇરાદાપૂર્વક એક કાચો પૂલ ગંગાનદી ઉપર બંધાવ્યો હતો. આ પુલ ઉપર થઈને હુમાયૂંનું નાસતું લશ્કર પસાર થયું. હુમાયૂં પોતે ઘોડેસ્વાર થઈને નાઠો. પરિણામ એ આવ્યું કે-પુલ તૂટ્યો અને આખું લશ્કર ગંગામાં ગબડી પડ્યું! શેરશાહના સૈનિકોએ આ વખતે હર્ષોદ્‌ઘોષથી ચારે દિશાએ ગર્જના મૂકી. અને હુમાયૂંના સૈનિકોને પ્રાણ બચાવવામાટે ફાંફાં મારવાં પડ્યાં. કોઈ સૈનિકો ડૂબી મુઆ અને કોઈ નદી કાંઠે સહી સલામત તરી ગયા. હુમાયૂં ગંગા નદીમાં પડી ગયા પછી, તેનો ઘોડો તેનાથી વિખૂટો પડી ગયો; આથી બીજાં માણસોની પેઠે તે પોતે પણ પોતાના

પ્રાણ બચાવવા તરફડીઆં મારવા લાગ્યો. એ વખત નિઝામ મહંમદ નામના એક ભીસ્તીની તેની ઉપર દૃષ્ટિ પડી. તેણે બાદશાહને જીવન અને મોત વચ્ચે ઝોલા ખાતો જોયો. ભીસ્તી તરતો તરતો બાદશાહ પાસે ગયો અને પોતાની ચામડાની મસક, હુમાયૂંને તરવા માટે આપી ઘણી જ બાહોશીથી તથા અત્યંત બળથી તેણે તેને નદી બહાર કાઢ્યો આ સખ્સને પાછળથી હુમાયૂંએ તેની સેવા બદલ, ત્રણ કલાક સુધી પોતાની ગાદી ઉપર સર્વ હકૂમત સાથે બેસાડ્યો; જે દરમ્યાન તે ભીસ્તીએ જે મસકવતી બાદશાહને બચાવ્યો હતો તેને કાપીને કકડા કરીને તે ઉપર સિક્કાઓ કોતરાવ્યા અને તે કકડાઓ હુમાયૂંના સિક્કાને બદલે ચલાવ્યા હતા. આ ઉપરાંત એ ક્ષણિક રાજાએ પોતાનાં કુટુંબીઓને પણ વિપુલ ધન આપ્યું હતું.

હુમાયૂંની સ્ત્રી મરિયમ બીબી અને બીજી સ્ત્રીઓ, છેલ્લી લડાઇમાં બાદશાહ સાથે હતી. સૈન્ય અને બાદશાહ નાસી છૂટ્યાં પરંતુ આ સ્ત્રીઓથી નાસી શકાયું નહીં. આથી ચૌસામાં જ્યારે પઠાણોએ પ્રવેશ કર્યો ત્યારે આખો બાદશાહી જનાનો તેઓએ ત્યાં જોયો. ખ્વાજા મુઅઝ્ઝમ નામના એક અમલદારને તથા તેનાં માણસોને હુમાયૂંએ જનાનાના રક્ષણનું કામ સોંપ્યું હતું. પઠાણોને તેણે ચોખ્ખું સંભળાવી દીધું કે—જો તમે સ્ત્રીઓના તંબુઓ ઉપર આક્રમણ કરશો તો અમે તમારી સાથે પ્રાણ જતા સુધી પણ લડીશું. પઠાણોએ તેને સમજાવ્યો કે તારી હઠ વ્યર્થ છે અને તું નાહક ચાંચડની પેઠે ચોળાઇ જઇશ. પરંતુ એ રાજનિષ્ઠ ખ્વાજાએ તેમનું લેશ પણ માન્યું નહીં; આથી પઠાણો તેની સાથે લડ્યા અને આખરે પોતાનું કર્તવ્ય બજાવતાં બજાવતાં ખ્વાજા મુઅઝ્ઝમ પોતાના બધાં માણસો સાથે કપાઈ મૂઓ!

તારીખે શેરશાહીમાં લખ્યું છે કે—મોગલ જનાનખાનાની ૪૦૦૦ બેગમો સાથે મરિયમ પણ કેદ પકડાઈ. બેગમોએ, એ વખત મોટું કલ્પાંત કરી મૂક્યું; કારણ તેમને તે વખત એમ લાગ્યું કે નક્કી, શેરશાહના સૈનિકો તેમની સાથે અત્યાચાર કરશે. પરંતુ તેમનું ધારવું કેવળ ભૂલભરેલું નીવડ્યું. શેરશાહે જાતે મરિયમ બીબી સન્મુખ હાજર થઈને જણાવ્યું કે—મેં મારા આખા સૈન્યને આજ્ઞા કરી છે કે કોઇએ પણ બેગમોને બિલ્કુલ સતાવવી નહીં. માટે તમો નિર્ભય રહો. જે બેગમની જેવી ઇચ્છા હશે તે મુજબ જ હું દરેકને સગવડ કરી આપીશ." બેગમોએ શેરશાહની આ ઉદારતા માટે તેનાં ઘણાં વખાણ કર્યાં.

શેરશાહથી અત્યંત કાયર થઈને, હુમાયૂં પોતાની સ્ત્રી મરિયમ બીબી સાથે ઇરાન તરફ નાઠો. ઇરાનમાં જઇને તે તેના શાહને ત્યાં

પરોણા તરીકે રહ્યો. એ વખત તે ચીથરે હાલ સ્થિતિમાં હતો; પરંતુ ઇરાનના શાહે તેને ઘણાજ આદરથી આવકાર આપ્યો અને એ પછી હુમાયૂંની વિનતિથી દશહઝાર માણસોનુ લશ્કર શાહે તેને આપ્યું અને તે સૈન્ય સાથે હુમાયૂંન્ અફઘાનિસ્તાન ગયો જ્યાં તેણે કાબુલ ખાતે કેટલાંક વર્ષ રાજ્ય કર્યું.

શેરશાહના મૃત્યુ પછી તે હિંદમાં પાછો આવ્યો હતો તેણે દિલ્હી અને આગ્રા શહેર પાછાં સર કર્યાં હતાં, પંદરવર્ષે પછી એ શહેર તેના હાથમાં પાછાં આવ્યાથી આ બાદશાહ ઘણો ખુશી થયો હતો. તે ફરીથી દિલ્હીખાતે રાજ્યાસને વિરાજ્યો ત્યારે સેંકડો ગરીબ ગરબાને તેણે અન્ન વસ્ત્ર આપ્યાં હતાં અને પ્રજાને ખાત્રી આપી હતી કે હવેથી હું પ્રજાના શિરચ્છત્ર નામને શોભાવીશ પરંતુ હિંદ ખાતે પાછા ફર્યા પછી એ બિચારો સુધરી ગયલો બાદશાહ બહુ દિવસ રાજ્ય કરી શકયો નહીં, એક દિન, ત્રીજે પ્રહર રાજમહેલના પગથીઆં ઉપર ચઢતા ચઢતાં તેણે મસ્જીદમાંથી નિમાઝ પઢવાની બૂમ સાંભળી જેથી તે નિમાઝ કરવાને ત્યાં જ થોભી ગયો. પરંતુ જે લાકડીને ટેકો દઇને તે ઉભો હતો તે લાકડી લીસા આરસના પત્થર ઉપરથી સરી ગઈ જેથી હુમાયૂં કે જેનું ધ્યાન ન હતું તે પગથીઆં ઉપરથી નીચે ગબડી પડ્યો હતો. તેને સખ્ત પ્રકારની ઇજાઓ થઈ હતી જેને પરિણામે આ બાદશાહ પોતાની ૫૦ વર્ષની વયે મરણ પામ્યો હતો.

હતા, તેમાં તેની શૂરવીર પત્નીનું ઉત્તેજન બહુ અંશે કારણીભૂત કિંવા સાહાય્યભૂત થયું હતું.

તે સમયના ઇતિહાસમાં રાજા યશવંતસિંહ જેવા થોડા જ પ્રસિદ્ધ પુરુષ થઈ ગયા છે. તે કાળ તે બાદશાહ શાહજહાનના બીમારીને ખાટલે પડ્યા પછી તેના શાહજાદાઓ વચ્ચે તખ્તોતાજમાટે આરભાયલા ભયાનક વિગ્રહનો કાળ હતો. એ સમયમાં જે ભિન્ન ભિન્ન પક્ષો બંધાયા હતા, તેમાંના પ્રત્યેક પક્ષના અગ્રેસરનુ લક્ષ્ય રાજા યશવંતસિંહમાં જ લાગેલું હતું. પોતાના પક્ષમાં યશવંતસિંહ આવી મળે, એવી પ્રત્યેક પક્ષવાળાની ઇચ્છા હતી.

જોધપુરની રાણી મહા રાજપ્રપંચી સ્ત્રી હતી. શાહજહાન અને દારાના પક્ષપ્રતિ તેની અનુકંપા હોવાથી રાજા યશવંતસિંહની અનુકંપા પણ ત્યાં જ દોડી અને તેથી તે પોતાના સૈન્યને લઇને બાદશાહની મદદમાટે નીકળ્યો. યશવંતસિંહની ગેરહાજરીમાં જોધપુરની રાજ્યવ્યવસ્થાની સર્વ જવાબદારી રાણીએ પોતાપર લઇ લીધી. પોતાના રાજપૂત સૈનિકો અને કેટલીક બાદશાહી ફોજને સાથે લઇને રાજા યશવંતસિંહ ઔરંગજેબ અને મુરાદને માર્ગમાં રોકી રાખવાના ઉદ્દેશથી નીકળ્યો અને ઉજ્જયિનીની દક્ષિણે લગભગ પંદર માઈલપર નર્મદાની પાસે બન્ને પક્ષનો ભેટો થતાં તુમુલ યુદ્ધ થયું; પરંતુ બાદશાહી ફોજ સ્હામા પક્ષમાં મળી જવાથી રાજપૂતે બતાવેલા શૌર્ય અને કરેલા પરિશ્રમો વ્યર્થ થતાં યશવંતસિંહનો પરાજય થઈ ગયો. સૂર્યાસ્ત થતાં સૂધીમાં દશ હજાર રાજપૂતો રણમાં રોળાયા. એટલે પછી બાકી બચેલા પોતાના સૈનિકોને લઇને રાજા યશવંતસિંહ ત્યાંથી પાછો ફર્યો.

જેમ જેમ જોધપુર પાસે આવતું ગયું, તેમ તેમ રાજાનું મન વધારે અને વધારે અસ્વસ્થ થવા લાગ્યું. 'મારો પરાજય થયો અને તેથી રણભૂમિનો મારે ત્યાગ કરવો પડ્યો, આ વાત જાણીને મારી રાણીને પરાકાષ્ઠાનો ખેદ થશે. મારી પ્રતિષ્ઠા ગઈ, ફજેતી થઈ અને તેમાં પણ બાદશાહની મારામાંની સર્વ આશા નિરાશાના રૂપમાં બદલાઈ ગઈ!' આવા આવા વિચારોનો મનમાં સંચાર થવાથી રાજાની બેચેનીનો પાર જ ન રહ્યો. તેની ધારણા યથાર્થ જ હતી; કારણ કે, પોતાના પતિના પરાજયની વાર્તાથી જોધપુરની અભિમાની રાણીના ખેદનો અવધિ થયો અને હિંદુ સ્ત્રીઓનું પોતાના પતિ સાથેનું જે નિત્યનું વર્તન હોય છે તદનુસાર જોતાં તેણે રાજાને જે પ્રકારથી પોતાના મનની સ્થિતિ વિદિત કરી, તે પ્રકાર અતિશય અપૂર્વ હતો, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી!

રાણીના એ નિજ મનઃસ્થિતિને વ્યક્ત કરવાના પ્રકારનો બર્નિયરે નીચે પ્રમાણેનો વૃત્તાંત આપેલો છેઃ—

"પોતાના પતિએ યુદ્ધ કરવામાં કશી ખામી રાખી નહોતી; તેના જેવા વીરનરને છાજે તેવા ધૈર્ય અને શૌર્યથી યુદ્ધ કરવા છતાં પણ તેને દુર્ભાગ્યવશાત્ વિજય મળ્યો નહોતો; પોતા પાસે માત્ર ચાર કે પાંચ સો માણસ બાકી રહ્યાં ત્યાં સુધી તે લઢ્યો હતો, પરંતુ અંતે કાંઈ પણ ઉપાય ન ચાલી શકવાથી જ તે રણભૂમિમાંથી પાછો ફર્યો હતો; ઇત્યાદિ સત્ય વૃત્તાંત જો કે સારી રીતે તેના જાણવામાં આવ્યો હતો, તોપણ રાજાના મનમાં થએલા ખેદને શમાવવામાટે કોઇને પણ ન મોકલતાં રાણીએ જોધપુરના કિલ્લાના દરવાજા એકદમ બંધ કરવાની અને અપયશથી પોતાનાં મુખોને મલિન કરી આવેલા સર્વજનોને નગર બહાર જ રાખવાની પોતાના અનુચરોને કઠિન આજ્ઞા કરી દીધી. કોપના આવેશમાં તે કહેવા લાગી કે;—

"રાજા યશવંતસિંહ મારો પતિ જ નથી! મેવાડના મહારાણાનો જમાઈ આટલા બધા નિર્બળ અને કોમળ અંતઃકરણનો હોય, એ કદાપિ સંભવે જ નહિ! આવા મોટા શૂરવીર અને કર્ત્તૃત્વશીલ કુળ સાથે જેનો શરીરસંબંધ થયો છે, તેણે તે કુળની પ્રતિષ્ઠાને દીપાવે તેવું જ આચરણ કરવું જોઇએ. પણ એ તત્ત્વને રાજા કેમ ભૂલી ગયા? અર્થાત્ વિજય અથવા જીવનવિસર્જન એ બે વિના તૃતીય સ્થિતિને સ્વીકારવાનો મેવાડના મહારાણાના જામાતા અને મારા પતિને કશો પણ અધિકાર નથી!"

કેટલાક સમય પછી તેની મનોવૃત્તિ બદલાઈ ગઈ અને તેથી પોતે સતી થવાનો નિશ્ચય કરીને તેણે ચિતા ખડકવાની આજ્ઞા કરી દીધી. તે કહેવા લાગી કે;—"મારા પતિ પરાજિત થઇને આવ્યા છે, એ તમારું કથન અસત્ય અને અવિશ્વસનીય છે. મારા પતિને તો વીરોચિત ગતિની જ પ્રાપ્તિ થએલી છે. રણભૂમિમાંથી યશવંતસિંહ અપયશ લઇને આવે એ 'ન ભૂતો ન ભવિષ્યતિ' સમાન છે. જાઓ ચિતા તૈયાર કરો!" આમ બોલતાંની સાથે જ તે મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડી.

એ મૂર્ચ્છામાંથી સાવધ થયા પછી પુનઃ તેની મુખમુદ્રા બદલાઈ ગઈ. તેના હૃદયમાં કોપનો અતિશય આવિર્ભાવ થયો અને તેના આવેશમાં તે પોતાના પતિપર કટુ શબ્દરૂપ બાણોનો અખંડ વર્ષાદ વર્ષાવવા લાગી. લગભગ આઠ કે નવ દિવસ પર્યન્ત તે એવી જ અવસ્થામાં હતી. પતિના મુખનું અવલોકન કરવાની પણ તેની ઇચ્છા નહોતી. અંતે "બની શકશે ત્યાં સુધી સત્વર જ નવીન સૈન્ય એકત્ર કરીને રાજા ઔરંગજેબ

સાથે પુન યુદ્ધ કરશે અને પોતાના ગએલા યશને પાછો મેળવીને તારા મનને સંતોષ પમાડશે!" એમ તેની માતાએ વારવાર કહીને પોતાની પુત્રીના મનનું કેટલેક અશે સમાધાન કર્યું

આઠ દશ દિવસ પછી રાણીનો કોપ ઓછો થતા નગરના દરવાજા ઉઘાડવામા આવ્યા અને યશવતસિંહે નગરમા પ્રવેશ કર્યો એ ઉદાર અત કરણના વીરપુરુષને પોતાની વીરપત્નીના વર્તન વિશે જરાપણ ખેદ કે વિષાદ થયો નહિ વિરુદ્ધ પક્ષે પોતાની રાણીની સાહસ બુદ્ધિ અને તેજસ્વિતાને જોઇને તેના મનમાં બહુ જ આનદ થવા લાગ્યો અને તેના વિશે તેના મનમા એક પ્રકારનુ અભિમાન પણ પ્રકટ થયું 'પતિના હાથે ભૂલ થાય, તો તે ભૂલમાટે પતિનો ધિક્કાર કરવા જેટલું ધૈર્ય મારી રાણીના અગમા છે' એનો પ્રત્યક્ષ અનુભવ થવાથી રાજાના મનમા બહુ જ સમાધાન થયુ

રાણીનું મન જેટલુ તેજસ્વી તેટલુ જ પતિ વિશે પ્રેમપૂર્ણ હોવાથી તેણે પોતાના પતિ તથા તેના સૈનિકોના જખમોને રૂઝવવામાટે પોતાથી બની શકે તેટલી મહેનત અને ખટપટ કરી એ પછી ઔરંગજેબ દિલ્હીના સિંહાસનનો અધીશ્વર થયો અને તેણે યશવતસિંહને એવો ભાવ બતાવ્યો કે, 'મારી સાથેના તમારા પૂર્વ વર્તન વિશે મારા મનમા કાંઇ પણ વિષમતા નથી' અને પોતાના એ શબ્દો વિશે રાજાના મનમાં વિશ્વાસ બધાય એટલા માટે પોતાની પોતાના બધુ શુજા સાથે ચાલતી લઢાઇમા રાજાએ પોતાના સૈન્યસહિત આવીને મને મદદ કરવી જોઇએ, એવી યાચના પણ કરી. પોતાના પૂર્વ અપમાનના પ્રતિશોધનો આ યોગ્ય પ્રસગ આવ્યો છે એમ ધારીને રાજા યશવતસિંહે પણ તેની એ પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો અને અલ્લાહાબાદની ઉત્તરે ખુજવા નામક સ્થાનમા તે બાદશાહના સૈન્ય સાથે જઈ મળ્યો આ યુદ્ધમાટે નીકળતી વેળાએ રાણીએ તેને આનદથી વિદાય કર્યો હતો અને 'આ યુદ્ધમા આપ અગણિત લૂટ જઇને વિજયોત્સાહથી પાછા પધારશો, એવા સુચિન્હ મને સ્વપ્નમા દેખાયા છે' એમ કહીને તેને સારું ઉત્તેજન આપ્યુ હતુ

યુદ્ધને દિવસે રાજા યશવતસિંહ પોતાના સૈન્યસહિત ઔરગજેબની બાજૂમા ઉભો રહ્યો પરતુ યુદ્ધનો આરભ થતાજ તેણે ઉલટીને ઔરંગજેબના સૈન્યના પાછળના ભાગપર મહાવેગથી આક્રમણ કર્યું, અને મુસલમાની સૈન્યના તે ભાગની સાફ કતલ ચલાવીને બાદશાહી છાવણીને લૂટી સફાચટ મયદાન બનાવી દીધી એટલું જ નહિ, પણ તેણે પોતે જ ઔરગજેબના તબૂમા પ્રવેશ કરીને લૂટ ચલાવી અને તે તબૂને પણ સાથે લઇને પોતાના નગરપ્રતિ પ્રયાણ કર્યું જતી વેળાએ, એ બન્ને

ભાઇઓ પોતપોતામાં લઢીને એક બીજાનો નાશ કરી નાખશે અને ફળ કાંઈ પણ થવાનું નથી, એમ લાગવાથી તે પુનઃ એ લડાઇની વચ્ચે પડ્યો નહિ. યશવંતસિંહ પાછો જ્યારે જોધપુરમાં આવી પહોંચ્યો, તે વેળાએ ત્યાં સર્વત્ર આનંદ અને આનંદનો જ વિસ્તાર થઈ ગયો - અને ઘણાકોનો 'હવે શાહજહાનની ગાદી કાયમ રહેવાની!' એવો નિશ્ચય થઈ ગયો. રાજા યશવંતસિંહનું એ વર્ત્તન જો કે અતિશય નીચતા ભરેલું હતું, તોપણ "ઔરંગજેબનો પરાજય થવાથી આપણા પ્રપંચને બળ પ્રાપ્ત થયું છે અને જેવી રીતે શાહજહાનના લશ્કરને પોતાના પક્ષમાં લઈ ફીતૂરથી ઔરંગજેબે મારા પતિનો પરાજય કરી રણમાંથી તેને હાંકી કાઢ્યો હતો, તેનો તેવો જ બદલો તેને મારા પતિના હાથે મળ્યો એ ઠીક જ થયું છે." આમ ભાસવાથી રાણીના મનમાં સંતોષ અને આનંદ થયો. અર્થાત્ પોતાના પતિના એ વિજયથી સર્વ પૂર્વ અપયશ ધોવાઈ ગયા એમ માનીને રાજાનું તે રાણીએ અત્યંત ગૌરવ કર્યું અને ધન્યવાદ આપ્યા.

ખુજવાની લઢાઇમાંથી આવ્યા પછી કેટલાક દિવસ પર્યન્ત રાજા જયસિંહ પોતાના સ્થાનમાં જ પૂર્ણ વ્યવસ્થા કરીને સ્વસ્થતાથી બેસી રહ્યો હતો. પરંતુ અલ્પ સમયમાં જ પુનઃ ઔરંગજેબ તરફથી તેને એક રુક્કો મળ્યો. તેમાં તેણે એમ જણાવ્યું હતું કે;-"મેં વળી પણ એકવાર તમને ક્ષમા આપી છે. જો આપની ઇચ્છા હોય, તો હું આપને ગુજરાતની સૂબેદારી આપવા માગું છું. માત્ર શર્ત એટલી જ કે, દિલ્હીના તખ્તોતાજમાટે અત્યારે જે ટંટા બખેડા ચાલી રહ્યા છે, તેમાં માત્ર તમારે કોઇવાર પણ વચ્ચે. ન પડવું." આ મોટી પદવીના લોભમાં પડીને યશવંતસિંહે તેની તે માગણીનો તત્કાળ સ્વીકાર કરી લીધો.

રાજા જયસિંહનો જ્યેષ્ઠ પુત્ર એ સમયે ઠીક મોટો થએલો હતો, એટલે તેને પોતાની સાથે લઇને તે ગુજરાતમાં ગયો. તે વેળાએ મરાઠાઓ સાથે મુગલોની જે લઢાઇઓ અને ઝપાઝપી થઈ હતી, તે સર્વમાં મુગલોના પક્ષ તરફથી લઢીને એ પિતાપુત્રે બહુ જ કીર્ત્તિ મેળવી. પરંતુ યશવંતસિંહના સર્વ પરાક્રમોના વર્ણનનો અહીં વિસ્તાર ન કરતાં તેના ચરિત્રના જે ભાગમાં રાણીનું અંગ વિશેષ દેખાઈ આવે છે તે જ ભાગનું કથન કરવું પ્રસ્તુત ચરિત્રમાં આવશ્યક હોવાથી ઔરંગજેબનો પક્ષ પૂર્ણ બળવાન્ થવાપછી તેની સત્તા નિષ્કંટક થઈ ત્યાં સુધીના સર્વ વૃત્તાંત નિરુપાયવશ આપણે છોડી દેવો જ જોઇએ.

અહીં જણાવવું જોઇએ કે, રાજા યશવંતસિંહના પોતાસાથેના વિરુદ્ધ વર્ત્તનને કપટવિદ્યાવિશારદ ઔરંગજેબ ભૂલી ગયો હતો, એમ કોઇએ ક્ષણ માત્રને માટે પણ ધારવું નહિ. તે તો જોધપુરના રાજવંશનું નિકંદન

કરી નાખવાના યોગ્ય પ્રસંગની જ કાગને ડોળે વાટ જોયા કરતો હતો ઇ સ ૧૬૧૭ મા અફગાનીસ્તાનમા બળવો થયો અને એ પ્રસંગને ઉત્તમ ધારીને બાદશાહ ઔરંગજેબે તે બળવાને બેસાડી દેવામાટે જે બાદશાહી ફોજ મોકલવાની હતી તે ફોજની સરદારી રાજા યશવતસિંહને આપી ત્યાના જગલી અને ક્રૂર લોકો યશવતસિંહ અને તેની સાથેના રાજપૂતોને પર ભાર્યા જ ઠાર કરી નાખશે અને ટાઢે પાણીએ ખસ જશે, એવી ભાવનાથી જ ઔરંગજેબે રાજા યશવતસિંહની આ કામમાટે નીમણુક કરી હતી

એ કાર્ય મહામાનાસ્પદ અને સાહસદર્શક હોવાથી યશવતસિંહે જરા પણ આનાકાની વિના એનો સ્વીકાર કરી લીધો, અને પરાક્રમ દર્શાવવાનો આ ઉત્તમ પ્રસગ છે એમ જાણીને રાણી પણ પોતાના પતિ સાથે ત્યા જવાને નીકળી પોતાના પતિના યશ અને સકટ ઉભયમા એકસરખો ભાગ લેવાના હેતુથી જ પતિ સાથે એટલા દૂરના પ્રદેશમાં જતા પણ તેને અતુલ આનદ થયો હતો, એ નવેસરથી કહેવાની અગત્ય નથી એ વેળાએ પોતાના જ્યેષ્ઠ પુત્રને વડિલોપાર્જિત રાજ્યના રક્ષણ માટે રાખીને બે ન્હાના પુત્રોને પોતાની સાથે લઈ જવાનો એ પતિ પત્નીએ વિચાર કર્યો સર્વત્ર યોગ્ય વ્યવસ્થા હોવાનો નિશ્ચય થઈ જવા પછી કોઈ કટાકટીના પ્રસગે પોતાના ઉપયોગમાં આવી શકે એટલા એટલા સૈન્યને લઇને તે બ ને અફગાનીસ્તાનના બદોબસ્તમાટે ચાલતાં થયાં

રાજા યશવતસિંહને અફગાનીસ્તાનમા ગયાને હજી તો થોડા જ દિવસ થયા હતા એટલામાં જોધપુરમાં રહેલા તેના જ્યેષ્ઠ પુત્ર અથવા યુવરાજને ઔરંગજેબે દિલ્હી આવવામાટેનું ફર્માન પાઠવ્યું યુવરાજ પૃથ્વીસિંહ દિલ્હીના બાદશાહી દરબારમાં આવતાં જ બાદશાહે તેનો અત્યત પ્રેમપૂર્વક આદરસત્કાર કરીને અને તેના પિતામાતાનું કુશળ ચિંતીને મહારાજા સત્વર વિજય મેળવી પાછા આવશે, એવી આશા પ્રકટ કરી.

જો કે યુવરાજ પૃથ્વીસિંહનો બાહારથી બાદશાહે આટલો બધો આદરસત્કાર કર્યો હતો, પરતુ મનમાં તો તેણે તેને લાગ આવતાં ઠાર કરવાનો જ નિશ્ચય કરી રાખ્યો હતો એક દિવસે તે તરુણ યુવરાજ બાદશાહની મુલાકાતે ગયો હતો, તે વેળાએ બાદશાહે તેની તરફ વધારે અનુકપા દર્શાવી અને તેના બન્ને હાથોને મજબૂતાઇથી પોતાના હાથમાં પકડીને કહ્યુ કે,–"કેમ રાઠોડ, તમારા બાપના બાહુમાં જેટલી શક્તિ છે તેટલી જ શક્તિ તમારા બાહુમાં પણ છે અને તમારો સ્વભાવ પણ તમારાં માતાપિતાના સ્વભાવ જેવો જ તેજસ્વી છે, એમ મારા સાંભળવામાં આવ્યુ છે, ત્યારે કહો કે, અત્યારે તમે શું કરી શકો એમ છો?'

"પરમાત્મા શાહનશાહને સુરક્ષિત રાખો. જો બાદશાહ સલામત પોતાના સંરક્ષક હસ્તને કોઈ ક્ષુલ્લક પ્રજાજનના મસ્તકપર મૂકે, તો તેની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે; અને આપે તો કૃપાળુ થઇને મારા બન્ને હાથોને પોતાના હાથમાં લીધા છે, એટલે એથી મને તો એમ જ લાગે છે કે, હું સમસ્ત જગતને જીતવા પણ સમર્થ થઈ શકીશ." પૃથ્વીસિંહે સમયસૂચકતાથી તત્કાળ ઉત્તર આપ્યું.

યુવરાજના આવા શૌર્યયુક્ત શબ્દો સાંભળીને બાદશાહે આનંદ દર્શાવી ધન્યવાદ આપતાં કહ્યું કે;–"ઓહો–ત્યારે તો તમો બીજા યશવંતસિંહ છો એમ જ કહેવું જોઇએ!" તત્કાળ બાદશાહે એક મૂલ્યવાન્ પોશાક મગાવીને પોતાના વરદ હસ્તે પૃથ્વીસિંહને આપ્યો. શિષ્ટસંપ્રદાય પ્રમાણે તે પોશાકને યુવરાજે ત્યાં ને ત્યાં જ પોતાના શરીરપર ધારણ કરી લીધો અને હવે આપણને સત્વર જ મોટી પદવી મળશે એવી આશા સહિત આનંદથી તે પોતાની છાવણીમાં આવ્યો ગયો. પરંતુ હાય! હાય! તે દિવસે જ તે બિચારા આશાથી ભરેલા યુવરાજનો અંત થઈ ગયો! તે હજી તો છાવણીમાં પહોંચવાનો હતો એટલામાં તો તેના સર્વાંગમાં દાહ થવા લાગ્યો અને તડફડિયાં ખાઇને એક પ્રહરથી પણ ઓછા સમયમાં તેનો પરલોકવાસ થયો. બાદશાહે આપેલો પોશાક વિષમય હોવાથી તેનો આવી રીતે અંત થયો હતો, એવી અદ્યાપિ ત્યાંના લોકોની માન્યતા છે.

ઔરંગજેબે પોતાની ક્રૂરતાની એક એથી પણ વિશેષ સીમા કરી બતાવી, અને તે એ કે પૃથ્વીસિંહના મૃત્યુના સમાચાર એક ખાસ જાસૂસ કાસિદ મોકલીને યશવંતસિંહને પહોંચાડ્યા અને સાથે એમ પણ જણાવ્યું કે;–"તમારા યુવરાજના મરણથી મને પણ ઘણો જ ખેદ થયો છે." પોતાના અત્યંત પ્રિય અને રણશૂર પુત્રના આવી રીતે થએલા મરણના સમાચાર સાંભળી તે માતાપિતાના શોકનો અવધિ જ થઈ ગયો. પરંતુ તે બિચારાંના દુર્ભાગ્યનો આટલેથી જ અંત ન આવ્યો. અફગાનીસ્તાનની હવા માફક ન આવવાથી એક ભયાનક રોગમાં સપડાઇને તેમના બીજા બે પુત્રો પણ સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા.

એવી રીતે એકાએક ત્રણત્રણ પુત્રોના પરલોકવાસ થયા પછી રાજા યશવંતસિંહે પણ આ અસાર સંસારમાં વધારે દિવસ કાઢ્યા નહિ; અર્થાત્ અફગાનીસ્તાનમાં જ તેના જીવનનો પણ અંત આવી ગયો. કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, પુત્રમરણનો શોક અસહ્ય થવાથી તે મરણને શરણ થઈ ગયો; પરંતુ ઘણા લોકોનો તો એવો જ નિશ્ચય છે કે, ઔરંગજેબના ફર્માનથી તેને ગુપ્ત રીતે વિષ આપવામાં આવ્યું અને તેથી

જ તે સ્વર્ગવાસી થયો. યશવંતસિંહ અફગાનીસ્તાનમાંથી જીવતો પાછો ન જ આવવો જોઇએ, એવી જે ઔરંગજેબની આંતરિક ઇચ્છા હતી તે કોઈ પણ રીતે પૂરી થઈ.

બાદશાહના કીનાખોર સ્વભાવ અને યશવંતસિંહ સાથેના તેના હાડવૈરનો વિચાર કરીએ, તો આ માન્યતા ખરી જ દેખાય છે. કારણ કે, જ્યાં સુધી યશવંતસિંહ જીવતો હતો, ત્યાં સુધી ઔરંગજેબના મનમાં નિરંતર ભીતિ અને અસ્વસ્થતા રહ્યા કરતી હતી, લોકોના એવા અભિપ્રાય હોવાનું જે એક તત્કાલીન ઇતિહાસકારે લખેલું છે તેમાં પુષ્કળ તથ્યાંશ રહેલો છે, એમાં તો સંશય નથી જ.

રાણીનાં દુઃખોની તો હવે સીમા જ ન રહી. તે અફગાનીસ્તાનના જંગલમાં એકલી અટુલી પડેલી હતી. પોતાના પ્રાણપતિ અને પુત્રોના સદાને માટે ચાલ્યા જવાથી તે પતિવ્રતાને જીવિત અસહ્ય થઈ પડતાં તેણે પતિના શબ સાથે ચિતાપ્રવેશ કરીને સતી થવાનો નિશ્ચય કર્યો. પરંતુ એ વેળાએ તે ગર્ભવતી હોવાથી અને પ્રસૂતિકાળ પણ સમીપ આવેલો હોવાથી તેના કેટલાક સ્વામિનિષ્ઠ અને હિતૈષી અનુચરોએ તેને તેમ કરતાં અટકાવી દીધી.

પોતાના શૂરવીર રાજાના મરણની ગાઢી ખબર સાંભળીને જોધપુરની રાજનિષ્ઠ પ્રજાના તો રામ જ રમી ગયા. પોતાના ધર્મરક્ષક રાજાના જવાથી તે પ્રજાજનોએ અત્યંત શોક પ્રદર્શિત કર્યો અને હવે પોતાનો કોઈ ત્રાતા ન રહેલો હોવાથી તેઓ સર્વથા નિરાશ થઈ ગયા. રાજાના મરણને થોડા દિવસ થતાં જ અફગાનીસ્તાનમાં રાણી પ્રસૂતા થઈ-તેણે એક પુત્રને જન્મ આપ્યો અને તે પુત્રનું નામ અજિતસિંહ રાખવામાં આવ્યું. રાણીના શરીરમાં પ્રવાસ કરવા જેટલી શક્તિ આવતાંની સાથે જ તે પોતાની સાથેના રાજપૂતોને લઇને ત્યાંથી જોધપુર આવવામાટે નીકળી. રાણી, તેની પુત્રીઓ અને અર્ભક અજિતસિંહ તથા રાજપૂત સૈનિકો એ સર્વ મંડળ પ્રથમ તો દિલ્લીમાં આવી પહોંચ્યું. અહીં પોતાપર આવી પડેલાં સંકટોનો સમસ્ત વૃત્તાંત બાદશાહને જણાવીને પછી રાણીએ જોધપુર જવામાટેની તૈયારી કરી. પરંતુ અહીં પણ બિચારી રાણીનું દુર્ભાગ્ય આડું આવીને ઊભું રહ્યું. ઔરંગજેબનો યશવંતસિંહના વંશનો સમૂલ ઉચ્છેદ કરવાનો નિશ્ચય હોવાથી તેણે રાણીને અજિતસિંહને પોતાના કબ્જામાં આપી દેવાનો આગ્રહ કર્યો; પણ રાણીએ તેના એ આગ્રહને માન્ય કર્યો નહિ. તેના શૂરવીર રાજપૂત સૈનિકોએ પણ પોતાની રાજમાતાના પક્ષને જ પકડી રાખ્યો.

બાદશાહે તે રાજપૂત સૈનિકોના મનને પોતા તરફ વાળવાનાં

ઘણુંય ફાંફાં માર્યાં. રાજપુત્રને મારા હાથમાં આપો, તો જોધપુરની બધી જમીન તમને વ્હેંચી આપીએ, ઇત્યાદિ આશાઓ બતાવી અને બીજા પણ અનેક પ્રકારો કર્યા, પરંતુ તેમણે પોતાના રાજપૂત ધર્મને ન લાગતાં રોકડો જવાબ સંભળાવી દીધો કે;–"અમે અમારા બાહુબળના આધારે જ અમારા દેશને જાળવી રાખ્યો છે અને તે જ બાહુબળથી અમે હવે પછી પણ અમારા દેશ અને યુવરાજનું રક્ષણ કરીશું!"

દિલ્હીથી જોધપુર જવામાટે નીકળતી વેળાએ તેમણે યુદ્ધની તૈયારી કરી રાખી. રાણી અને અર્ભક યુવરાજના સંરક્ષણની શી યોજના કરવી, એ વિશેનો વિચાર સર્વથી પ્રથમ તેમના મનમાં આવીને ઉભો રહ્યો. રાજપૂતો આ વિચારમાં નિમગ્ન હતા, એટલામાં રાણીએ પોતે જ એક યુક્તિ શોધી કાઢી. તે કહેવા લાગી કે,–"હવે ગમે તે થાય તેની જરા પણ ચિંતા કરશો નહિ. અહીંથી આપણા બધાનો છૂટકો થાય, એટલા માટે જે યુદ્ધ કરવું જ પડશે, તે યુદ્ધમાં સર્વની સાથે જે પ્રસંગ આવે તે ભોગવવાને હું પણ તૈયાર છું!"

રાણી એટલું જ કહીને બેસી ન રહી, કિંતુ રાજકુમારને બચાવવામાટેની જે યોજના કરવી જોઇએ, તેની પણ બધી જવાબદારી પોતાને સોંપી દેવાની તેણે પોતાના સૈનિકોને વિનતિ કરી. બીજે દિવસે યુવરાજને તેણે મીઠાઇના એક કરંડિયામાં સૂવાડ્યો અને તે કરંડિયો એક મુસલમાનને સોંપી દીધો. એ રાજવંશપર આવો કઠિન પ્રસંગ આવેલો જોઇને તે મુસલ્માનના મનમાં પણ દયા આવી ગઈ અને તેથી તેણે કહ્યું કે,–"હું રાજપુત્રને નગરમાંથી સહીસલામત લઈ જઇને જંગલમાં તમારા કોઈ માણસના આવવાની વાટ જોઈ બેસી રહીશ, અને તમારો માણસ આવે ત્યાં સુધી એના એક વાળને પણ આંચ આવવા દઇશ

પછી ઢાલ તલ્વારને સજ્જ કરી રોજ કરતા બમણા કસૂંબા પાણી લીધા એવી રીતે મસ્તકને હાથમા રાખીને લડાઇમાટે તૈયાર થએલા રાજપૂતો સહિત પોતાના ઉતારાવાળી હવેલીના બહારના દરવાજાને ઉઘાડીને રાણી એકદમ બહાર નીકળી પડી એ હવેલીની આસપાસ પ્રથમથી જ બાદશાહી ફોજનો ઘેરો તો પડેલો જ હતો, એટલે તે ક્ષણે જ યુદ્ધનો આરભ થઈ ગયો એ વેળાએ પ્રત્યેક રાજપૂતના મનમા નિરાશાના ઉત્કટ ધૈર્યનો સચાર થએલો હોવાથી એક એક રાજપૂત વીરે સહસ્રમાકુ યોદ્ધાના સ્વરૂપને ધારણ કર્યું હતુ દુષ્ટ શત્રુના જેટલા સૈનિકોને પોતા સાથે લઈ શકાય તેટલાને લઇને સ્વર્ગમા જવાનો સર્વનો દૃઢ નિશ્ચય જ થયો હતો, એટલે પછી પૂછવાનુ શુ હોય વારુ? રાજપૂતોએ પોતાના શૌર્યનો અપૂર્વ પરિચય કરાવ્યો અનેક રાજપૂતો રણભૂમાં પડ્યા, પરતુ પોતાના શત્રુના પોતાથી દશગણા વધારે યોદ્ધાઓને પાડ્યા પછીજ અને

રાજપુત્ર અજિતસિંહમાટેની આવા પ્રકારની વ્યવસ્થા કર્યા પછી જોધપુરની રાણી મેવાડમાંથી પોતાની રાજધાનીમાં આવીને વસવા લાગી. ત્યાં તે વીરવનિતાએ પોતાનો પુત્ર અજિતસિંહ વયમાં આવે ત્યાં સુધી ઘણાંક વર્ષપર્યન્ત ઔરંગઝેબનાં સર્વ કારસ્થાનો અને પોતાના કુળના અન્ય શત્રુઓના આઘાતથી મહાચાતુર્યવડે જોધપુર રાજ્યનું રક્ષણ કરીને પ્રજાનું પણ ઉત્તમ પ્રકારે પરિપાલન કર્યું. એ પછી અજિતસિંહ વયમાં આવતાં તેના પરાક્રમોને પોતાનાં નેત્રથી જોઈ શકે ત્યાં સુધી તે જીવી નહિ, તોપણ જોધપુર નગર અને જોધપુર રાજ્યની નષ્ટ થએલી ભવ્યતા પુન: પ્રાપ્ત થએલી તો તે જોઈ શકી અને તેથી મરણ

પછી ઢાલ તલવારને સજ્જ કરી રોજ કરતાં બમણાં કસૂબા પાણી લીધાં. એવી રીતે મસ્તકને હાથમાં રાખીને લડાઇમાટે તૈયાર થએલા રાજપૂતો સહિત પોતાના ઊતારાવાળી હવેલીના બહારના દરવાજાને ઉઘાડીને રાણી એકદમ બહાર નીકળી પડી. એ હવેલીની આસપાસ પ્રથમથી જ બાદશાહી ફૌજનો ઘેરો તો પડેલો જ હતો, એટલે તે ક્ષણે જ યુદ્ધનો આરંભ થઈ ગયો. એ વેળાએ પ્રત્યેક રાજપૂતના મનમાં નિરાશાના ઉત્કટ ધૈર્યનો સંચાર થએલો હોવાથી એક એક રાજપૂત વીરે સહસ્રબાહુ યોદ્ધાના સ્વરૂપને ધારણ કર્યું હતું. દુષ્ટ શત્રુના જેટલા સૈનિકોને પોતા સાથે લઈ શકાય તેટલાને લઇને સ્વર્ગમાં જવાનો સર્વનો દૃઢ નિશ્ચય જ થયો હતો, એટલે પછી પૂછવાનુ શુ હોય વારુ ? રાજપૂતોએ પોતાના શૌર્યનો અપૂર્વ પરિચય કરાવ્યો. અનેક રાજપૂતો રણભૂમાં પડ્યા, પરંતુ પોતાના શત્રુના પોતાથી દશગણા વધારે યોદ્ધાઓને પાડ્યા પછી જ. અતે ભયંકર સંહાર કરતી રાણી જ્યારે દિલ્લીના દરવાજામાથી નીકળી નગર બહાર આવી પહોંચી, તે વેળાએ તેની સાથે ઘણા જ થોડા સૈનિકો બાકી રહ્યા હતા. એ યુદ્ધ કેવળ હિન્દુસ્તાનના જ નહિ, પણ સમસ્ત જગતના ઇતિહાસમાં જે આશ્ચર્યકારક ઘટનાઓ વર્ણવેલી છે, તેમાના એક આશ્ચર્યરૂપ છે, એમા સંશયનું સ્થાન જ નથી. આવી સ્વામિભક્તિ, આટલું શૌર્ય અને આવો નિશ્ચય અન્યત્ર ક્વચિત્ જ જોવામાં આવી શકશે. અસ્તુ.

બાકી બચેલા પોતાના થોડાક શૂર યોદ્ધાઓ સહિત રાણી જ્યારે નગરમાંથી બહાર નીકળી, ત્યારે ઉપર વર્ણવેલા રાજકુમારને લઈ ગએલા મુસલ્માનનો તેણે પ્રથમ શોધ કરવા માંડ્યો. તે મુસલ્માને પણ પોતાની પ્રતિજ્ઞાનું પરિપૂર્ણ પાલન કર્યું હતું. અજિતસિંહને યત્કિંચિત્ પણ ઈજા ન થતાં તે સર્વથા સુખરૂપ હતો. અત્યંત આનંદથી રાણીએ તેને પોતાના હાથમાં લઇ લીધો અને મહાત્વરાથી ત્યાંથી તે પ્રયાણ કરી ગઈ. પોતાના સંબંધી મેવાડના મહારાણાના દેશની સીમામાં જઈ પહોંચતાં સુધી માર્ગમા વિશ્રાંતિમાટે તે ક્યાંય થોભી જ નહિ. ત્યાં પહોંચ્યા પછી તેણે અજિતસિંહને રાણાજીના ખોળામાં મૂકી દીધો અને તે વયમાં આવે ત્યાં સુધી તેનું રક્ષણ કરવાની તેને પ્રાર્થના કરી.

જોધપુરની રાણીની એ પ્રાર્થનાનો યોગ્ય સત્કાર થયો અને મેવાડના મહારાણાએ અજિતસિંહને સુરક્ષિત સ્થાનમાં રાખવાની યોગ્ય વ્યવસ્થા કરી દીધી. એટલે કે, એ અર્ભક રાજપુત્રના સંરક્ષણાર્થે વિશ્વાસપાત્ર મનુષ્યોની યોજના કરીને રાણાએ તેને આબૂના પહાડપર તત્કાળ રવાના કરી દીધો અને ત્યાંના એક મઠમાંના એક સાધુના હસ્તે તેના સગોપન આદિની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી.

રાજપુત્ર અજિતસિંહમાટેની આવા પ્રકારની વ્યવસ્થા કર્યા પછી જોધપુરની રાણી મેવાડમાંથી પોતાની રાજધાનીમાં આવીને વસવા લાગી. ત્યાં તે વીરવનિતાએ પોતાનો પુત્ર અજિતસિંહ વયમાં આવે ત્યાં સુધી ઘણાંક વર્ષપર્યન્ત ઔરંગઝેબનાં સર્વ કારસ્થાનો અને પોતાના કુળના અન્ય શત્રુઓના આઘાતથી મહાચાતુર્યવડે જોધપુર રાજ્યનું રક્ષણ કરીને પ્રજાનું પણ ઉત્તમ પ્રકારે પરિપાલન કર્યું. એ પછી અજિતસિંહ વયમાં આવતાં તેના પરાક્રમોને પોતાના નેત્રથી જોઈ શકે ત્યાં સુધી તે જીવી શકી નહિ, તોપણ જોધપુર નગર અને જોધપુર રાજ્યની નષ્ટ થએલી જાહોજલાલીને પુનઃ પ્રાપ્ત થએલી તો તે જોઈ શકી અને તેથી મરણ

તેમાં આ શૂરવીરે જે અદ્દભુત પરાક્રમ બતાવ્યું હતું તેની ઘટના નીચે મુજબ બની હતીઃ—

ઔરંગઝેબે શિવાજીનું એકેએક ગામ પાછું મેળવવાના શપથ લીધા હતા; આથી રાજારામ જ્યારે સુવર્ણદુર્ગના કિલ્લામાં હતો ત્યારે ઔરંગઝેબે ફિરોઝખાનને ઘણા સૈનિકો સાથે એ કિલ્લાને ઘેરો ઘાલવા મોકલ્યો. ફિરોઝખાને આજ્ઞાનુસાર ઘેરો નાંખ્યો અને ઘણી સખ્ત તથા ચાંપતી દેખરેખ રાખીને, [illegible]

અને વિગલિત બનીં જાય, પ્રેમ [illegible] જાય
તો આ કિલ્લો છોડીને તમે ભલે જતા રહો અથવા તો જેઓને અહીં રહેવું હોય તેઓ પણ ભલે રહે; પરંતુ મેં તો એજ નિશ્ચય કર્યો છે કે, મારે પોતે આ કિલ્લામાંથી જવું નહીં."

વીરરાવ—"મહારાજા! આપને હું શિખામણ દેવાને લાયક નથી, પરંતુ આ બાબતમાં આપણી હઠ નકામી થઈ પડશે, એ નિ સંશય છે. વખત વિચારીને ચાલવું, એ રાજાઓનો મુખ્ય ધર્મ છે. સામ, દામ, દામ કે ભેદથી શત્રુને હંફાવવો, એ તો ખરેખરી રાજનીતિ છે, માટે આપ બિલકુલ દિલગીર થાઓ નહીં. જેમ પાણી વિનાનાં સરોવરને મત્સ્ય તજી જાય છે; અને કેરીઓ વિનાના આંબાને કોકિલા તજી જાય છે તેમ

ભૂલાવીશું, એમ હું માનું છું. માટે પ્રભો! સજ્જ થાઓ. હું ખાન પાસે આ કિલ્લો તારે સ્વાધીન કરી દઈશું. આ ખબર અત્યારે જ આપવાનું કારણ એ કે, એ લોકો તેથી ઘણા ખુશ થઈ જશે. પરિણામે તેઓ જરૂર ભાળવાઈને સખ્તાઈ ઓછી કરશે. ઘણા સૈનિકો રંગરાગમાં ગુલતાન થઈ જશે અને એ વખતે આપણે ચૂપાચૂપ પસાર થઈ જઈશું. આ એક યુક્તિ હાલ તુરત તો અજમાવવા દો. જો તે નિષ્ફળ જશે તો બીજી અજમાવીશું."

રાજારામે અંતે કેટલીક આનાકાની પછી સમતિ આપ્યાથી વીરરાવે ખાનને કહાવ્યું કે: "અમે આખરે આ કિલ્લો તમને સોંપી દેવાકરીના નિશ્ચય ઉપર આવ્યા છીએ અને પ્રાત:કાલમાં પાંચવાગે તે જરૂર

જંગલમાંથી પસાર થતું હોય તેમ, રાજારામના મરાઠા સૈનિકો ચપળતાથી પરંતુ શાંતિથી મોગલ છાવણી પસાર કરતા હતા. તે વખત અચાનક એક મરાઠા સૈનિકનો પગ, રસ્તામાં સુતેલા એક મુગલ સૈનિકના શરીર ઉપર આવી ગયો. કર્મસંયોગે, આ મુગલ સૈનિક, અફીણના અમલમાંથી જાગ્રત થયો હતો, જેથી પોતાની ઉપર કોઇકનો પગ પડેલો જોઇને તે "કૌન હૈ" એમ બૂમ પાડતો ઉભો થઈ ગયો. મરાઠો કાચો ન હતો. પોતાની રક્તપિપાસુ અસિનો ચમકારો કરીને તેણે ઉત્તર વાળ્યો "ચૂપ રહો." મોગલ ચેતી ગયો કે આ કોઈ શત્રુ જ છે. તેણે "દગા, દગા" એવી બૂમો પાડવા માંડી. તેના પ્રતિસ્પર્ધીએ તેને "દગા" શબ્દ ત્રીજીવાર બોલવા ન દીધો અને એકદમ પોતાની તરવારથી તેના બે ટુકડા કરી, આગળ ચાલવા લાગેલા પોતાના બન્ધુગણને જઈ મળ્યો. આ બાજુ, ખાનને દગા શબ્દના પહેલા જ પોકારે સાવધ કર્યો હતો. એ શબ્દ જ્યારે બીજીવાર તેને કાને પડ્યો ત્યારે તે પોતાની પથારીમાંથી છલંગ મારીને બહાર કુદી પડ્યો અને ધાંટાધાંટ કરી મૂકીને, તેણે બધા સૈનિકોને જાગ્રત કર્યા. મશાલો બરોબર રીતે સળગાવવામાં આવી અને "મારો, મારો" "પકડો, પકડો" આદિ બૂમો પડી રહી, પરતુ એ બધી બૂમો નિશામાં ચકચૂર થયેલા સપ્સો તરફથી પડી હતી, જેથી તેની ગર્જના જોઇએ તેવી થઈ ન હતી. ખાનને શક ગયો કે, વખતે મરાઠાઓ કિલ્લામાંથી નાસી ગયા હશે; તેથી તેણે એક ટુકડીને કિલ્લા ઉપર ચઢીને તપાસ કરવાનો અને બીજીને, નાઠેલા શત્રુઓની પૂઠ પકડવાનો હુકમ આપી દીધો.

દુર્ગ ઉપર ચઢેલી ટોળીએ અંદર જતાં જોયુ કે કોઈ ન હતું. તપાસ કરતાં પશ્ચિમ તરફનો દરવાજો ખુલ્લો જણાયો અને તેની બહાર ચાર પાંચ મુગલ સૈનિકોનાં શબ પડેલાં હતાં. ફિરોઝખાનને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા. તે ક્રોધથી હાથ પગ પછાડવા લાગ્યો અને પોતાના સૈનિકોને બેદરકારી માટે ખૂબ વઢવા લાગ્યો. હવે તેણે જાતે શત્રુઓની પૂઠ પકડવાનો નિશ્ચય કર્યો. સુવર્ણદુર્ગ આગળ કોઇ મુસલમાન રહ્યો નહી. યુક્તિને અને મુગલોને બારમો ચદ્રમા હોવાથી તેમનું આખુ સૈન્ય સાંથી ખાન સાથે ઉપડ્યું, જેથી દુર્ગ હસ્તગત કરવાની વાત તો હાલંતુરત બારભે પડી.

મરાઠી સૈનિકો લગભગ ૧૫–૨૦ કોશ પહોંચ્યા, તે વખત એક સ્થળે બે રસ્તા ફંટાયલા જણાયા. તેઓએ વિચાર કર્યો કે, થોડીવારમાં મુગલો જરૂર આવી પહોંચશે, જેથી એવી યુક્તિ રચવામાં આવી કે રાજારામ તથા વીરરાવનો પુત્ર મુરારિરાવ, એ બે જણાએ દશ પંદર

સ્વારોને સાથે લઇને એક આડે માર્ગે જવું, અને બાકીનાઓમાંથી ૫૦ જણાએ જરાક પાછળ જઇને સંતાઈ રહેવું; અને એ પછી જેઓ રહ્યા, તેમણે મોટે માર્ગે આગળ જઇને, ગામડાંઓમાંથી મરાઠાઓ એકત્ર કરવા. આ યુક્તિ અમલમાં મૂકવામાં આવી. વીરરાવ, ધનાજી, સંતાજી વગેરે યોદ્ધાઓ મોટે માર્ગે આગળ ચાલ્યો અને રાજારામ તથા મુરારિરાવ નાને માર્ગે આગળ વધ્યા. હવે જે લશ્કર સંતાઈ રહ્યું હતું, તેને મુગલ સૈન્યરૂપ નદીના વેગને રોકવાનો હતો. તેમાંના સૈનિકોએ પોતાના પ્રાણ જાય તો તે જવા દેવાના હતા પરંતુ એક પણ મુગલ, તેમની હયાતિમાં આગળ વધે એવું ન જ થવા દેવું, એવી તેમને સખ્ત આજ્ઞા હતી.

આશરે ૧ કલાકના અરસામાં, જે સ્થળે મરાઠાઓ સંતાઈ રહ્યા હતા, ત્યાંથી મુગલસૈન્ય પસાર થવા લાગ્યું. જો કે મુગલોની સખ્યા મરાઠાઓની સરખામણીમાં ઘણી જ વધારે હતી, તોપણ તેઓને રોકવા તો ખરા જ, એવો મરાઠાઓએ દૃઢ નિશ્ચય કર્યો હતો. જેથી મુગલ-સૈન્યનો પોણો ભાગ પસાર થઈ જવા પછી, ઝાડીઓમાંથી જેમ જંગલી પ્રાણીઓ એકાએક ધસી આવે, તેમ મરાઠાઓ બહાર નીકળી આવ્યા અને મુગલો ઉપર તૂટી પડ્યા. બન્ને પક્ષ વચ્ચે મોટું યુદ્ધ ચાલ્યું. ઘણાં મુગલો હજી નિશાના અમલમાંથી પૂરા સાવધ થયેલા ન હોવાથી, નિષ્કાળજીથી લડતા હતા, જ્યારે મરાઠાઓ મરણીઆ થઇને લડતા હતા. એમ કરતાં કરતાં અર્ધો કલાક વીતી ગયો, જે દરમ્યાન મરાઠાઓના ઘણા વીર સૈનિકો કપાઈ મૂઆ; પરંતુ તેઓના મનમાં એ જ ટાઢક હતી કે, તેમના સ્વામીના પ્રાણનું રક્ષણ થયું છે. આખરે આ ઝપાઝપીમાં, મજકુર ટુકડીના બધા મરાઠા સૈનિકો માર્યા ગયા. એ પછી ખાને તપાસ કરાવી તો તેના જોવામાં રાજારામ આવ્યો નહીં. તેણે, તેથી, પોતાના સૈન્યને આગળ વધવાનો હુકમ આપ્યો.

થોડેક દૂર જતાં, માર્ગના બે ફાંટા આવ્યા. ખાને સૈન્યને ઉભું રખાવ્યું અને પગલાં તપાસાવ્યાં, જેને પરિણામે એમ જણાયું કે–દશ બાર ઘોડેસ્વારો નાને માર્ગે ગયા છે. આ સ્વારો રાજારામનાં માણસો જ હશે અને રાજારામ પોતાના પ્રાણ બચાવવા માટે જ એટલાં થોડાં માણસો લઇને ક્યાંક સંતાઈ જવા ગયો હશે, એમ ખાને અટકળ કરી. તે પોતાના ૫૦ માણસો સાથે, એ નાને રસ્તે ચાલ્યો અને બાકીના સૈન્યને વધુ હુકમ મેળતાં સુધી એ જ સ્થળે છાવણી નાંખીને–પડવાનું તથા કોઈ આવતા જતા મરાઠા દૂતને કે શકમંદ આસામીને પકડવાનું કામ સોંપવામાં આવ્યું.

રાજારામ કે જે ફિરોઝખાન કરતાં આગળ ગયો હતો, તેણે એવી ગોઠવણ કરી હતી કે ફક્ત તે પોતે મુરારિરાવ સાથે આગળ વધ્યો હતો અને બધા સિપાઇઓને આડા અવળા જઇને, મુગલ લશ્કરની હિલચાલ તપાસીને, તેને લગતા સમાચાર મોટી મરાઠા ટુકડીને જણાવવાનું ફરમાવ્યું હતું. જે અર્ધો કલાક, ખાન રસ્તામાં લડવામાં રોકાયો હતો, તે દરમ્યાન આ બે ઘોડેસ્વારો બહુ દૂર નીકળી ગયા હતા અને તેમણે માર્ગમાં તુળાજી પવાર નામના એક સરદારના કિલ્લામાં આશ્રય લીધો હતો.

તુળાજી પવાર પ્રથમ વિજાપુરના રાજ્યકર્તાઓના પક્ષમાં હતો અને તેની પાસે એક જાગીર પણ હતી. વિજાપુરની આદીલશાહી નષ્ટ કર્યા પછી, ઔરંગઝેબ તુળાજીને પોતાના પક્ષમાં લેવા માટે તેની જાગીર તેને રાખવા દીધી હતી. બાદશાહની ધારણા એવી હતી કે, તુળાજી મારા પક્ષમાં છે; પરંતુ સત્ય વાર્તા એ હતી કે, શંભાજીના વખત સુધી તે બાદશાહી પક્ષમાં હતો; પરંતુ જ્યારે શંભાજીરાજનો વધ, ઔરંગઝેબે અત્યંત ક્રૂરતાથી કરાવ્યો એવી વાત બહાર આવી, ત્યારથી તુળાજીએ મનમાં સજ્જડ ગાંઠ વાળી. ગમે એટલું પણ આખરે શંભાજી તેનો જાતિબાંધવ હતો, એટલે સ્વાભાવિક રીતે તુળાજીને ઔરંગઝેબ ઉપર ક્રોધ ચઢે, એમાં નવાઈ ન હતી. પરંતુ તેણે પોતાનો ક્રોધ જાણીજોઇને બહાર પ્રકટ કર્યો ન હતો. કારણ તેની આન્તરઇચ્છા ઉંડા પાણીમાં રમવાની હતી. તેણે શંભાજીના વધ પછી એવી ઉગ્ર પ્રતિજ્ઞા લીધી હતી કે, કોઇપણ મરાઠા વિરુદ્ધ મારે કદાપિ શસ્ત્ર ઉપાડવું નહીં અને તેથીજ રાજારામનો તેણે સહર્ષ સત્કાર કર્યો. ઔરંગઝેબ તુળાજીની પ્રતિજ્ઞા સંબંધી અન્ધારામાંજ હતો.

જ્યારે રાજારામ અને મુરારિરાવ મારતે ઘોડે તુળાજીના કિલ્લા આગળ આવી પહોંચ્યા ત્યારે તે તુરતજ બહાર આવ્યો અને રાજારામને ભેટીને ખાસ આગ્રહથી પોતાના કિલ્લામાં ઉતારો આપ્યો, એટલુંજ નહીં પણ પોતાના ભેદથી તેઓને વાકેફ કર્યા; છતાં પણ મહારાજા તથા મુરારિરાવના મનમાં શંકા રહી ગઈ કે, કદાચિત્ તુળાજીરાવ દગો દેશે તો? પરંતુ તેમણે હિમ્મત રાખી અને પાછળથી જે કાંઈ થશે, તે વખતે તેનો ઉપાય યોજીશું એમ નક્કી કર્યું.

ફિરોઝખાન પોતાનાં માણસો સાથે ચાલતાં ચાલતાં તુળાજીના કિલ્લા સમીપ આવી પહોંચ્યો. તેને શક ગયો કે, આ મરાઠો ભલે બાદશાહના પક્ષમાં હોવાનું જણાવે છે; પરંતુ તેની જાતવાળો રાજારામ તેને મળ્યો એટલે જરૂર તેણે તેને આશ્રય આપ્યો હશે. વળી જમીન ઉપર ઘોડાનાં જે પગલાં, મૂળ જગ્યાએથી ચાલ્યાં આવતાં હતાં, તે કિલ્લા આગળથી જ અટકી ગયાં હતાં. તેનો શક દૃઢ થયો અને તેણે એકદમ તુળાજીના

ગઢની આસપાસ ઘોડેસ્વારોની ચોકી મૂકી દીધી. તેણે તુળાજીને કહેવ-રાવ્યું કે "તમારા કિલ્લામાં રાજારામ છે, એની મને ભરંસેદાર બાતમી મળી છે માટે તેને મારે સ્વાધીન કરો; નહીં તો કિલ્લાના ખૂણેખૂણાની ઝડતી લેવામાં આવશે અને જો તે વખત રાજારામ પકડાશે તો તમને સખ્ત દંડ દેવામાં આવશે." ખાને તુળાજીને ડરાવવાને ખાતર જ આવા સખ્ત શબ્દો કહેવરાવ્યા હતા. બાકી તેને કોઈ દિશાએથી કોઈ પણ પ્રકારની બાતમી, વાસ્તવિક રીતે, મળી નહોતી. તુળાજીને જ્યારે ખાનના શબ્દો કહેવામાં આવ્યા ત્યારે તેણે ઉત્તર વાળ્યો કે; "રાજારામ અહિંઆ છે નહીં અને છે એવો શક તમારે લઈ જવો, એ મને અપમાન કરવા સમાન છે." પરંતુ ખાને તેની દરકાર કરી નહીં અને પોતાનાં માણસોને ઝડતી લેવાનું ફરમાવ્યું. તુળાજી પ્રથમ તો ગુચાયો, કેમકે તેણે ગઢની રક્ષા માટે મરાઠાઓની સખ્યા ઓછી રાખી હતી અને મુસલમાનોની વિશેષ રાખી હતી. તેણે કિલ્લાની બહાર આવીને રાજારામને આવકાર આપ્યો હતો, એ બિના અનેક સિપાઇઓએ જોઈ હતી; તેથી જો પોતે વધુ ગરબડ કરશે તો મુસલમાનો ફૂટી જશે, એમ તેને લાગ્યું. આમ ઘણી જ ગુંચવણ ઉભી થતાં, એક બાજુ તેનું હૃદય તેને રાજારામને બિલકુલ ઉઘાડો ન પાડવો એમ કહેવા લાગ્યું જ્યારે બીજી બાજુ ભયને લીધે તેનું મન બ્હીકણ બની ગયું, જેથી રાજારામને સોંપી દેવો એ તેને ઠીક લાગવા માંડ્યું. પરંતુ આખરે, સ્વદેશપ્રેમના જુસ્સાએ તેને રાજા-રામને શત્રુના હાથમાં સોંપતાં અટકાવ્યો. ઝડતી લેવા માટે મુગલોને હુકમ મળ્યો છે એમ ખબર મળતાં, તુળાજીએ એકદમ કિલ્લાના બારણાં બંધ કરાવ્યાં અને ખાનને કહેવરાવ્યું કે; "હું બાદશાહનો માણસ છું, છતાં તમને મારા કહેવા ઉપર વિશ્વાસ આવતો નથી તો ભલે. તમે કિલ્લા ઉપર ચઢીને આવો અને ઝડતી લ્યો, પરંતુ હું બારણાં ઉઘાડીશ નહીં." આમ કૃત્રિમ ક્રોધનાં થોડાંક વચનથી તેણે કિલ્લાનાં બારણાં બંધ કરવાના પોતાના કામને દેખીતી પુષ્ટિ આપી, જ્યારે તેનો આંતર્ હેતુ એ હતો કે કિલ્લા ઉપર ચઢતાં મુગલોને વાર લાગશે, તે દરમ્યાન રાજારામને ગુપ્ત ભોંયરામાં સંતાડી દેવાશે. તેણે પોતાની એ યુક્તિઅનુસાર તુરત જ રાજા-રામને તથા મુરારિરાવને પોતાના શયનગૃહમાં લઈ જઇને પોતાના સુવાના પલંગ નીચેના ભોંયરામાં સંતાડી દીધા. આ ભોંયરાના અસ્તિત્વની ખબર તુળાજી તથા તેના એક વિશ્વાસુ મંત્રી શિવાય અન્ય કોઇને ન હતી. રાજા-રામને ભોંયરામાં બરોબર રીતે રાખ્યા પછી, તે બીજા ઓરડામાં જઈ બેઠો અને સ્વસ્થ ચિત્તે જાણે પોતે કેવળ નિર્દોષ હોય, એમ બીજું કાંઈ કામ કરવા લાગ્યો.

ફિરોઝખાન પોતાનાં માણુસો સાથે જ્યારે કિલ્લા ઉપર ચઢીને અંદર આવ્યો, ત્યારે તુળાજીએ પોતાનો કૃત્રિમ ક્રોધ ચાલુજ રાખ્યો હતો. તે પોતાની જગ્યાએ જ બેસી રહ્યો અને ખાનને કહેવા લાગ્યોઃ "તમારે ફાવે ત્યાં શોધખોળ કરો. હું હજી પણ કહું છું કે, તમારું ધારવું ખોટું છે. રાજારામને અને મારે શી નિસ્બત છે? જો રાજારામ, મારા જોવામાં આવે તો હું તો ઉલટો તુર્ત જ તેને બાદશાહને સ્વાધીન કરું." ખાને ફરીથી તેની દરકાર ન કરી અને બધો કિલ્લો તે તપાસી વળ્યો, પણ ક્યાંયે તેને રાજારામનો પત્તો મળ્યો નહીં. છતાં પણ તેના મનમાં શંકા રહી ગઈ; કારણ કે બે ઘોડેસ્વારોનાં પગલાં ગઢ સુધી લંબાતાં હતાં, એ તેને ખરેખરી સાબિતી મળી હતી; આથી ગઢ તપાસ્યા પછી પણ તેણે તુળાજીને કહ્યું કે–"મને હજી શંકા રહે છે કે તમે તેને કાંઈક ખાનગી સ્થળે સંતાડ્યો હશે. તમે તેના જાતિભાઈ છો તેથી તથા બે ઘોડેસ્વારોનાં પગલાં તમારા ગઢ સુધી પડેલાં છે તેથી હજી પણ મને એવી શંકા લઈ જવી પડે છે. હું ગઢ આગળ સખ્ત પહેરો રાખું છું અને જોઉં છું કે, હવે તમે શુ કરો છો?" તુળાજીએ કહ્યુઃ "હું નિર્દોષ છું; અને બાદશાહને વફાદાર છું, તેથી મને કાંઈ પરવા નથી."

## તૃતીય પરિચ્છેદ

ફિરોઝખાને, તુળાજી સરદારના ગઢની આસપાસ પોતાનો ઘેરો ચાલુ રાખ્યો. તુળાજીએ ખાન પાસેથી માગી લીધું કે, તમે ઘેરો ભલે ચાલુ રાખો; પરંતુ મારાં પોતાનાં માણુસોને તો આવ જા કરવા દેવી પડશે. ખાને જણાવ્યું કે–"બે કરતાં વધુ માણુસોને સાથે લાગાં બહાર નહીં જવા દઉં. તેમજ તે બે જણાઓની સંપૂર્ણ ઝડતી અને ઓળખ લીધા પછી જ તેમને જવા દઇશ. કિલ્લામાં આવનારાઓ માટે પણ એટલી જ ચોકસાઈ કરીશ." તુળાજીએ આ બાબતમાં કાંઈ વાંધો લીધો નહીં; પરંતુ તેણે ખાનની એ છૂટનો પૂરેપૂરો ઉપયોગ કરવા માંડ્યો. પોતાના બબ્બે સૈનિકોને તે ઘણુંખરું કંઇને કંઈ બહાને બહાર મોકલતો હતો; અને એ દરમ્યાન એજ સૈનિકોદ્વારા તેણે ધનાજી, સંતાજી, વીરરાવ આદિ યોધાઓની હિલચાલ સંબંધી સર્વ હકીકત જાણી લીધી. બધો વ્યવહાર માત્ર મોઢેથી ચાલતો અને બિલકુલ ચિઠ્ઠીપત્રી લખાતી નહીં. એ રીતે બે ચાર દિન વીત્યા બાદ, દૂતોદ્વારા મેળવેલા સમાચાર ઉપરથી તુળાજી એવો સાર કાઢી શક્યો કેઃ–મજકુર વીરનરોએ ગઢથી લગભગ ૨૫ કોશ દૂર જંગલમાં છાવણી નાખી છે અને તેઓ ગામડાંના લોકોની મદદ મેળવી શક્યા છે. આખું મુગલ સૈન્ય ક્યાં હતું, એ પણ તુળાજી જાણી શક્યો હતો.

રાજારામને ભોંયરામાં સતાઈ રહ્યાને છએક દિન થયા પછી, તે આકુળવ્યાકુળ થવા લાગ્યો. કાંઈક પણ યુક્તિ શોધીને હવે ગઢમાંથી બહાર નિસરવાની તેની ઇચ્છા હતી, તેથી તેણે એક દિન તુળાજીને પોતાની પાસે બોલાવીને આ સમયમાં તેની સાથે લગભગ એકાદ કલાક સુધી મસલત ચલાવી તુળાજીએ ધનાજી સબંધી જે બાતમી મેળવી હતી, તે પણ મહારાજાને વિદિત કરી. રાજારામને આ સમાચારથી હિમ્મત આવી. તુળાજીએ તેને હજી બે ચાર દિવસ સ્વસ્થ રહેવા કહ્યું કેમકે તે દરમ્યાન ધનાજી આદિ યોદ્ધાઓ પોતાની તૈયારીઓ સંપૂર્ણ કરી રહેશે, એમ તેને ખાત્રી હતી.

રાજારામ અને તુળાજીની મસલત પૂરી થયા પછી ખાન તરફથી તુળાજીને તેડું આવ્યું તુળાજી તેની પાસે ગયો, એટલે ખાને કહ્યું કે "મારી શંકા દિવસે દિવસે દૃઢ થતી જાય છે. તમે ના કહો છો, પરંતુ રાજારામ અહીંજ છે માટે હું આ કિલ્લો તોડી પાડવા માગું છું તેની જમીન ખોદાવી નાંખીશ કે જેથી તમે જો રાજારામને કદાચ કોઈ ભોંયરામાં પૂર્યો હશે તો તે જણાઈ આવશે. માટે તમે વિચાર કરી જુઓ. ૨૪ કલાક પછી મારાં માણસોને હું કિલ્લો જમીનદોસ્ત કરવાની આજ્ઞા આપીશ." તુળાજી, તે વખતે બહુ સારું એમ કહીને પાછો ફર્યો. તેણે મુરારિરાવને ભોંયરામાંથી બહાર બોલાવ્યો અને બન્ને જણાએ કેટલાક વખત સુધી મસલત ચલાવી. તે પછી આ યુવક, મહારાજા પાસે જઇને બોલ્યો "કૃપાલુ, આપને મારે એક મોટી વિનતિ કરવાની છે. મુસલમાનોના હાથમાંથી છૂટવાનો એક પ્રસંગ આજરોજ આપને આપવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે. આપને માટે મેં એક સાદો પોષાક આણ્યો છે, તે આપ પહેરી લ્યો અને આપનો પોષાક મને આપો. એ પછી તુળાજી રાત આપને જે વખત જણાવે, તે વખત આપ તેમની સાથે સાદે વેષે બહાર નીકળી પડજો અને ધનાજીની છાવણીમાં ખુશીથી પહોંચી જજો–"

મહારાજા–રાવ, તું શું કહેવા માગે છે તે સ્પષ્ટતાથી કહે

મુરારિરાવ–અન્નદાતા,' ખાને તુળાજીરાવને કહેવરાવ્યું છે કે, આ કિલ્લો હું ૨૪ કલાક પછી જમીનદોસ્ત કરીશ. જ્યારે તેનું દૃઢપણે માનવું છે કે આપ અહીં જ છો ત્યારે મેં અને તુળાજીરાવે એમ ઠરાવ્યું છે કે આપને બદલે મારે આપનો પોષાક પહેરીને, શત્રુઓને શંકા પડે એવી રીતે બહાર નિકળવું, જેથી એ લોકો એમ સમજશે કે રાજારામ નાસી જાય છે. હું ઘોડેસ્વાર થઇને આપના પોષાકમાં પૂરજોસથી ઘોડાને દોડાવી જઇશ. એટલે એ લોકો બધા મારી પાછળ પડશે. એ પ્રસંગનો લાભ લઇને આપ ગઢમાંથી ઘણી સ્વસ્થતાથી બહાર જઈ શકશો. સુવર્ણ-

દુર્ગમાં જ જો આ યુક્તિ અમલમાં મુકાઈ હોત તો ઠીક પડત; પણ તેમ ન થયું તો કાંઈ નહીં. હવે તેમ કરીશું. બનેલી બીનાનો શોક કરવા કરતાં વર્તમાનનો સદુપયોગ કરવો, એજ પ્રૌઢ પુરુષોનો ધર્મ છે. આપ ગઢમાંથી બહાર જઈને ધનાજી આદિને મળજો અને પછી દુર્ગ જિતી, મરાઠાઓની અને આપની કીર્તિનો ડંકો ચારે દિશામાં વગાડજો.

મહારાજા—અને મુરારિરાવ તું—?

મુરારિ—નરેશ, મારું જે થવાનું હશે તે થશે. બનશે તો હું તેમને બનાવીને નાસી આવીશ અને કદાચ એ સેંકડો જણાની અંદર મારે પ્રાણ આપવો પડશે તો તે પણ આપીશ. પણ મારા મુદ્દો! એથી આપની રક્ષાનો માર્ગ કેટલો બધો સુતર થઈ જશે? દુર્ગને પુનઃ હસ્તગત કરી લેવાને કેટલી બધી સુગમતા આપને મળશે? બસ. એજ વિચારે હું આ સાહસમાં પ્રવૃત્ત થાઉં છું. મારું મન સાક્ષી પૂરે છે કે, આ વખત આપનો અવશ્ય વિજય થશે. આપ પ્રભુના હું છેવટનાં જ દર્શન કરું છું, એમ માનીને હું આ કાર્ય માથે લઉં છું.

એ વખત મહારાજાની આંખમાં અશ્રુ આવી ગયાં. તેમણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું: ઓ રાજનિષ્ઠ વીરયુવક! ધન્ય છે તને! તારા જેવા એક રત્નને ગુમાવવો, એ મને વાજબી લાગતું નથી. તું તારા પિતાના જેવો જ વીર-નર છે એથી હું ઘણો આનંદ પામું છું તારી મારા પ્રત્યેની દૃઢ ભક્તિથી મને ઘણું લાગી આવે છે પણ બધું! તું એ વિચાર જવા દે. આપણે બીજી કોઈ યુક્તિ કરીશું, પરંતુ તારે જાણી જોઈને બળતામાં ઝંપલાવવાની જરૂર નથી.

મુરારિ—પ્રભુ! આપ આ ધર્મકાર્યમાં આડે ના આવો. મારો આ દેહ જ્યારે મારા સ્વામીને બચાવવાને કામમાં નહીં આવે ત્યારે પછી બીજા કિયા કામમાં આવશે? મારા પિતા, આ કામથી ઘણા પ્રસન્ન થશે; એટલું જ નહીં પણ મારા દેહાર્પણથી સુવર્ણદુર્ગ પાછો મળશે તો તેમાં મારો ભોગ હું કાંઈપણ લેખામાં ગણતો નથી; માટે કૃપાલુ, મને આશીર્વાદ આપો. હવે વાર કરવામાં સાર નથી. કોઈપણ પ્રકારની શંકા કર્યા વિના આપ આ કપડાં પહેરી લ્યો—

મુરારિરાવ આ બોલતો હતો, તે વખત મુસલમાનોને નિમાઝ પઢવા-માટેનો ઘંટ વાગવા માંડ્યો, જે સાંભળી યુવકે કહ્યું સાંભળો કૃપાનિધાન, આ ઘંટ સાક્ષી પૂરે છે કે, આપનો વિજય થશે. માટે તૈયાર થઈ જાવ.

આ યુવકની આટલી બધી તીવ્રેચ્છાએ, અંતે રાજારામના મન ઉપર વિજય મેળવ્યો. મહારાજાએ ઉઠીને તેને ગાઢ આલિંગન કર્યું અને તે પછી

મુરારિરાવે આણેલાં કપડાં તેમણે ઘણી નાખુશી સાથે પહેર્યાં. એ બાદ મુરારિરાવે રાજારામની આશિષ લીધી અને બન્ને જણા ભોંયરામાંથી બહાર નીકળી, તુળાજીના શયનગૃહમાં આવી, તુળાજીની નિશાનીની વાટ જોવા લાગ્યા.

## ચતુર્થ પરિચ્છેદ

રાત્રિના બાર વાગે જ્યારે સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી અને ફિરોઝખાનની છાવણીના સન્ત્રીઓ શિવાયના સર્વ સૈનિકો નિદ્રાદેવીને સ્વાધીન થયલા હતા, તે વખતે સર્વાંગે કાળો ઝભ્ભો ઓઢીને એક વ્યક્તિ કિલ્લામાંથી બહાર પડી. તેની પાછળ એક માણસ ઘોડો લાવ્યો અને આ વ્યક્તિ તે ઘોડા ઉપર સ્વાર થઈ. આ ઘટના એક સન્ત્રીના જોવામાં આવી. તેણે એકદમ સીપટી વગાડી અને તેનો ઉત્તર બીજી કેટલીક સીસોટીઓમાં મળ્યો. થોડીવારમાં કેટલાક સૈનિકો ત્યાં આગળ આવી પહોંચ્યા. પરંતુ કાળા ઝભ્ભાવાળી વ્યક્તિ તો એકદમ પસાર થઈ ગઈ. ઘોડો લઈ આવનારો માણસ કિલ્લામાં પાછો પ્રવેશવા જતો હતો, તે વખત તેને પકડવામાં આવ્યો. એક સૈનિકે તેને પૂછ્યું કે–એ કોણ હતું? તેણે ઉત્તર દીધો "રાજારામ." તુર્ત જ ખાનના સૈનિકો ઘોડેસ્વાર થઇને તેની પાછળ પડ્યા. આગળ નાઠેલા ઘોડેસ્વારે, મુગલ લોકો આવી પહોંચે તે માટે પ્રથમ તો જાણી જોઇને પોતાનો ઘોડો ધીમો ધીમો દોડાવ્યો, પરંતુ જેવો મુગલોએ તેને દીઠો અને તેણે જોયું કે તેઓ હવે મારી પાછળ પડ્યા છે, તેવો જ તેણે પોતાનો કાળો ઝભ્ભો કાઢી નાંખ્યો જેથી તેનો બધો રાજવંશી પોષાક દેખાવા માંડ્યો. મુગલો રાડ પાડી ઉઠ્યા કે "એ વો જ હય, વો જ હય, ચલો દમસેં ચલો." હવે મુગલો અને રાજવંશી યુવક વચ્ચે શરત ચાલી. ઘોડેસ્વારે પોતાના ઘોડાને એડી મારી જોશબંધ દોડાવી મૂક્યો અને મુગલો તેની પાછળ પૂરપાટ જવા લાગ્યા. આશરે ૦ાા કલાકમાં ઘોડેસ્વારે આ લોકોને ઘણા જ પાછળ પાડી મૂક્યા. ખાનના સૈનિકો નિરાશ થવા લાગ્યા કે જરૂર આ શત્રુ હાથ આવનાર નથી. એ વખતે રાજવંશી ઘોડેસ્વારે પોતાનો ભાલો નીચે નાંખી દીધો અને પોતાના ઘોડા ઉપરથી ઉતરીને તે લેવાનો ડોળ તે કરવા લાગ્યો. હતાશ થયેલા શત્રુઓમાં ઉત્સાહ પૂરાયો. "ચલો, ચલો, ઉન્કા ભાલા ગીર્‌ગિયા હય, ચલો ઉન્કો પકડ લેવ" એમ બોલતા બોલતા તેઓએ વળી પોતાના ઘોડા મારી મૂક્યા. ઘોડેસ્વાર ચપળતાથી પાછો ચઢી ગયો અને પોતાની પહેલાંની ગતિ ચાલુ રાખી; પણ થોડીજવારમાં મુગલ સ્વારોએ તેને પકડી પાડ્યો. એક સિપાઇએ આગળ ધસી આવીને પોતાના અચૂક ઘાથી, મરાઠા સ્વારના ઘોડાના પાછલા પગને વીંધી નાંખ્યો. બીજા એક સ્વાર

તરવાર ઉગામીને મરાઠાને લગાવવા જતો હતો, તે વખત તે મરાઠો [illegible] મુગલની તરવારનો ઘા તેને ન વાગતાં, તેનાં ઘોડાને વાગ્યો. એટલામાં બધા સૈનિકો ત્યાં આગળ આવી લાગ્યા. મરાઠા સ્વારે તેમને જોઇને પોતાનાં ઢાલ તરવાર કાઢ્યાં અને બિલકુલ ડર્યા વિના, જેમ બકરાનાં ટોળામાં એક સિંહ પ્રવેશીને બકરાંનો સંહાર કરવા માંડે તેમ, મુગલોનાં ટપોટપ ડોકાં ઉરાડવા માંડ્યાં. ફિરોઝખાન આ સૈનિકોના યૂથમાં પાછળથી જોડાયો હતો અને તેણે આ યુવકની ચપળતા જોઇને વિચાર્યું કે, જેમ એક શરુઆતના રોગને મૂળથી જ દાબવામાં આવે છે, તેમ સૈનિકોનો સત્વર સંહાર કરતા આ યુવકને જો તુરત જ પકડી લેવામાં નહીં આવે તો તે બધાને મારી નાંખીને પાછો નાસી જશે. માટે પોતે જ ઉઘાડી તરવાર સાથે તેની સામે ધસ્યો. યુવક અસાવધ નહોતો. ખાનની તરવારનો વાર તેણે ચૂકવ્યો અને ઘણા જ જોરથી ખાનને મારવા તેણે પોતાની તરવાર ઉગામી; પણ તેવામાં પાછળથી એક મુગલ સ્વારે આવીને તેના ખભામાં એક મોટો ઘા લગાવ્યોઃ યુવક આથી, પોતાનો ઘા ચૂકી ગયો; પણ તેમ છતાં તે પાછો ફર્યો અને પોતાને લગાવનાર સૈનિકનું જમણું કાંડું છેદી નાંખ્યું. મુસલમાનો ઘણા જ ચીડાઈ ગયા અને અધુરામાં પૂરું તેને લાગેલો ઘા સખ્ત હતો, જેથી એકદમ બધાએ તેને ઘેરી લઇને જ્યારે તેની ઉપર તરવારના ઉપરાઉપરી ઘા લગાવવા માંડ્યા ત્યારે તે બેહોશ જ થઈ ગયો. તેને તુરત જ પૂરો કરી નાંખવામાં આવત, પરંતુ ખાને તેને જીવતો પકડવાનો હુકમ કર્યાથી સર્વે જણા ત્યાં જ સ્થંભિત થઈ ગયા. ફિરોઝખાન ઘણો ખુશી થઈ ગયો કે રાજારામ આખરે બેશુદ્ધ અવસ્થામાં જીવતો મળી આવ્યો છે એ ઠીક થયું છે. તુળાજીરાવે તેની સાથે દગો કર્યો, તે બદલ તેને શિક્ષા કરવા સારુ પોતાની સાથેનાં માણસોમાંથી થોડાંકને તેણે કિલ્લા તરફ મોકલ્યાં અને તેને પણ કેદ કરીને જીવતો પકડી લાવવાનો હુકમ આપીને, પોતાના મોટા સૈન્યની છાવણીમાં જવાને તે ઉપડ્યો.

## પંચમ પરિચ્છેદ

વાચકવર્ગની કલ્પનાની બહાર એ વાત તો નહીં જ હોય કે જે યુવક, ગત પરિચ્છેદમાં ફિરોઝખાનને સ્વાધીન થયો હતો તે ખુદ રાજારામ નહોતો પરંતુ મુરારિરાવ હતો અને તેણે રાજારામનો પોષાક મુગલોને છેતરવાને જ ધારણ કર્યો હતો. જે વખત મુરારિરાવ અને ફિરોઝખાનના સૈનિકો વચ્ચે યુદ્ધ ચાલતું હતું, તે વખત તુળાજીરાવે રાજારામ અને પોતાના કેટલાક વિશ્વાસુ મરાઠા સિપાઇઓ સાથે ગઢમાંથી પલાયન કીધું હતું. જે રસ્તે ફિરોઝખાનનું મોટું લશ્કર પડ્યું હતું, તે રસ્તે તેઓ

ગયા જ નહોતા પરતુ બીજે રસ્તે ગયા હતા અને ધનાજી આદિને મળ્યા ગયા; અને મહારાજા સાથે મુરારિરાવ કેમ નહોતો, તેને લગતી બિના પણ તેઓએ જાણી. એ પછી સર્વ મરાઠાઓએ એકત્ર થઇને સુવર્ણ દુર્ગની રક્ષાર્થે જે મુગલ સૈન્ય, રસ્તાની એક શાખા આગળ પડ્યું હતુ તેની સાથે મહાયુદ્ધ કરી, નિસીમ આનંદના ઉદ્‌ઘોષ સાથે સુવર્ણદુર્ગ ઉપર, મરાઠી ભગવો ઝુંડો સ્થાપિત કર્યો.

મરાઠાઓના ત્રાસથી મુગલ સૈનિકો નાસી ગયા અને સુવર્ણદુર્ગ માં મરાઠાઓ દાખલ થયા. તે પછી ફિરોઝખાન આશરે વિશેક સૈનિકો અને મુરારિરાવ સાથે મોટા રસ્તા ઉપર આવી પહોંચ્યો. આશ્ચ સાથે તેણે ઘણા મુગલોના શબ ત્યાં પડેલાં દીઠાં. પરંતુ શી હકિકત બની હતી તેના સમાચાર કહેવાને ત્યાં કોઈ હાજર નહોતું. થોડીવા તુળાજીના ગઢ તરફ ગયેલા ૨૦ સ્વારો ભગ્નાશ થયેલા પાછા આવ્યા તેઓએ જણાવ્યું કે ગઢમાંના મુસલમીન સૈનિકો ન જાણે, તેની રીતે તુળાજી પોતાના મરાઠા સૈનિકો લઇને નાસી ગયો છે. ફિરોઝખાન આથી ખિન્ન થયો. તુળાજી શા માટે નાસી ગયો અને રાજારામ એકલે કેમ પકડાયો, તેની તેને સમજ પડી નહીં. તોપણ પોતાનું મગજ ઝાઝ કસવાને બદલે તેની પોતાની પાસે જ ચાળીસેક સ્વારો હતા તેઓ સા તથા પોતાના કેદી સાથે તે પરબાર્યો બાદશાહની છાવણી તરફ જ ચાલ્યો

નિષ્ઠુર ઔરંગઝેબ પાસે જ્યારે મુરારિરાવને લઈ જવામાં આવ્યો ત્યારે તેને મૂર્ચ્છામાંથી કાંઇક શુદ્ધિ આવી હતી; પણ તેણે જ્યારે જોયું કે, પોતે બાદશાહ સમક્ષ ઉભો છે ત્યારે તેની સ્વામીભક્તિએ તેના હૃદ યમાં ઉછાળો માર્યો અને તે પૂર્ણ શુદ્ધ જણાયો. તેને અનેક ઘા પડ્યા હતા, તેથી તેનું શરીર જાણે એક ચાલણી ન હોય તેમ, તેમાંથી લોહીની ધારાઓ બહાર ફૂટી નીકળતી હતી. તે છતાં તેનાં નયનોનો ચમકારો ઔર પ્રકારનો હતો. પોતે શુદ્ધિમાં આવ્યા પછી બોલ્યો: આ અક્કલ વિનાના પાદશાહ, મારી પાછળ પોતાના સ્વારો સાથે આવવામાં તારા સેનાપતિએ મોટી અને ગંભીર ભૂલ કરી છે એટલું જ નહીં પણ તેમ કરીને તેને મારે જે પ્રપંચ રચવામાં આવ્યો હતો તેમાં તે ઝોકાયો છે તારા સેનાપતિએ મને પકડવામાં-સજ્જડ ઠોકર ખાધી છે. કોઈ જાણીતા આસામીને પૂછ કે, હું કોણ છું? હું ખરો રાજારામ નથી–

ઔરંગઝેબે કહ્યું: હેં? ત્યારે તું કોણ–?

યુવક: હું રાજારામના વીરમંત્રી વીરરાવનો પુત્ર મુરારિરાવ છું. મારા અન્નદાતાનું રક્ષણ કરવા માટે મેં તેનો ખોટો વેશ ધારણ કર્યો હતો અને

ખાનના સેનાનીઓને શક પડે, તેવી જ રીતે હુ બહાર નીકળી પડ્યો હતો: સેનાનીઓ વગર વિચારે મારી પાછળ પડ્યા અને તેમાં આ તારો કમબખ્ત ફિરોઝખાન પણ હતો. એ મોટી મુછો વધારનારા સેનાપતિને વિદિત થાય કે, જે વખત તું મારી સાથે યુદ્ધ કરતો હતો, તેજ વખત તારો શિકાર ગઢમાંથી ઘણી જ સરળતાથી છટકી ગયો હતો અને બીજા ચોંકાવનારા ખબર જાણવા હોય તો જાણજે કે, અનેક વીરયોધાઓની મદદથી તે સુવર્ણદુર્ગ તરફ ગયો છે અને થોડીક વારમાં તને ખબર મળશે કે, મરાઠાઓએ એકવાર ફરીથી સુવર્ણદુર્ગ એવી રીતે કબજે કર્યો છે કે, તેની આસપાસ તું હવે ફરીથી ઘેરો ઘાલવા જવાનો યત્ન કરે તો તને અવસ્ય પરાજય મળે-રે, તું ત્યાંથી જીવતો પાછો ફરે કે કેમ, એ પણ શકાની વાત થઈ પડે.

સુનકની છટાબંધ વાક્ચાતુરીથી અને તે સાથે ચોંકાવનારી ખબરોથી ફિરોઝખાન તો બબુચક જેવો જ બની ગયો, મુરારિરાવે પોતાનુ બોલવુ પૂરુ કર્યું, એટલે તેણે બાદશાહને હાથ જોડીને વિનતિ કરી કે. "ગરીબ પરવર, મેરી અર્ઝ હય કી યે નાપાક જવાનકા શિર ફોડનેકા હુકુમ મુઝકો દો. ઉન્કી કત્લ મેં મેરે હાથોસેંજ કરુંગા." ઔરંગઝેબે તેને શાંતિ ધારણ કરવા જણાવ્યું અને તે પછી એ યુવકને ઉદ્દેશીને તે બોલ્યો "ઓ ગાંડા છોકરા, આ બધી ખટપટમાં તને શું મળ્યુ? ઉલ્ટો તારો પ્રાણ ગુમાવવાની તૈયારીમાં તુ છે, તેનો તને કાંઈ ખ્યાલ છે?"

મુરારિ: હા જી, હું પહેલેથી જ જાણતો હતો કે, મારે રણસંગ્રામમાં મરવાનું છે. બાદશાહ! તારી સમક્ષ આવીને તારી સાથે સંભાષણ કરવા જેટલો વધુ વખત હુ જીવતો રહ્યો, તે માટે હું પરમાત્માનો આભાર માનું છું. પણ તું મને પૂછે છે કે, તને મળ્યુ શુ? તેનો ઉત્તર એ છે કે-મને પોતાને તો સ્વર્ગ જ મળનાર છે. બાકી મારા આ કાર્યથી મારા જાતિબાંધવોનો ટેક જળવાયો છે; મારી માતાની કુખને મેં શોભાવી છે, એ જાણી મારા પિતા વીરરાવ ખુશી થયા છે તથા મારા મુકુટમણિ મહારાજ રાજારામને સુવર્ણદુર્ગ પાછો મળ્યો છે; એટલુ જ નહીં પણ તે હવેથી વ્યવસ્થિત રીતે તને પોતાને હંફાવી શકે એટલો ઉત્સાહ અને એટલુ બળ પુન: પ્રાપ્ત કરી શકયા છે. બસ, મને મારી અભિલાષા પ્રમાણે ફળ મળ્યું છે અને હવે જે થવાનું હો તે થાવ, તેની મને લેશમાત્ર દરકાર નથી. બાદશાહે કહ્યુ "શાબાશ છે, યુવક! તારા જેવા થોડાક જ યુવકો જો મારા સૈન્યમાં હોય તો જરૂર મને જય મળે, એમાં શક નહીં. જો સાભળ, ખાસ મારા હકીમની સારવાર નીચે રાખીને હું તને ત્રણ દિવસમા સાજો કરાવું અને તે પછી તું જો મારી નોકરીમાં રહેવાને કબૂલ કરે તો તને

દખ્ખણનો સુબેદાર બનાવું. બોલ તારી શી ઇચ્છા છે?" મુરારિરાવ: "છટ્ છટ્. શું હું મુસલમાનની નોકરી કરું ? અરે, આ જન્મમાં તો કદી નહીં. તારે ફાવે તો ભલે અત્યારે મને કત્લ કરાવ; પણ કદાપિ હું તારી સેવા કરવાનું કબૂલ કરનાર નથી. જેને હું મારા હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાંથી ધિક્કારું છું; જેણે સંભાજીરાજ મહારાજ સાથે અત્યંત ક્રૂર વર્તન કર્યું હતું અને જેને દરેક વીર મહારાષ્ટ્રવાસી, કટ્ટામાં કટ્ટો દુશ્મન લેખે છે, તેની જો અર્ધી પાદશાહી પણ મને આપવાની માગણી થાય તો તેની બિલકુલ દરકાર ન કરતાં હું ઠોકરે મારું; તો પછી તેની નોકરીમાં એક અર્ધી ક્ષણ પણ રહેવાનું હું કદી કબૂલ કરું ખરો કે?"–તે આ શબ્દો બોલતાં બોલતાં ઘણા જ આવેશમાં આવી ગયો. મૂળ તો તે નબળો હતો, તેમાં લગભગ ળ કલાક સુધી ઉભે ઉભે આવેશમાં જ તેણે વાતચિત કર્યાથી તે લથડી ગયો. છેલ્લું વાકય પૂરું કરતાંમાં તે ભૂમિપર પડી ગયો અને પ્રભુના દરબારમાં યશમાલા ધારણ કરવાને તેનો પરાક્રમી પ્રાણ ચાલ્યો ગયો!

મુરારિરાવના કહેવા પ્રમાણે તુર્ત જ ઔરંગઝેબને ખબર મળ્યા કે, સુવર્ણદુર્ગ રાજારામે પુનઃ મેળવ્યો છે. ફિરોઝખાન "શુભાન અલ્લાહ, યે કયા હુવા" એમ બોલતો તાજુબીમાં જ ગરકાવ થઈ ગયો. એક દૂતે રાજારામ તથા વીરરાવને આ સમાચાર કહ્યા. બન્નેને તેથી દુઃખ થયું પરંતુ બન્ને જણા એકે અવાજે બોલી ઉઠ્યા કે–"ધન્ય છે, સ્વામીભક્ત મુરારિ, ધન્ય છે!"



## સ્નેહશૂરી તરલા અથવા પ્રણયબલિદાન.

(લેખક-ઠક્કુર નારાયણ વિસનજી.)

### પ્રથમ પરિચ્છેદ.

### પ્રેમશંકા.

ગુર્જર દેશની પ્રાચીન પુણ્યભૂમિ શ્રી ભૃગુપુરની દક્ષિણ દિશામાં પૂર્વે અનેક પ્રકારનાં નૈસર્ગિક વૃક્ષોથી શોભતું એક સુંદર વન નર્મદા નદીના તીરપ્રાંતમાં આવેલું હતું. ત્યાંનો વાયુ અતિશય શુદ્ધ અને આહ્લાદકારક હતો. તેમ જ સૃષ્ટિસૌન્દર્યના અનેક ચમત્કારિક તથા મનોરંજક આદર્શો ત્યાં પ્રત્યેક સ્થળે જોવામાં આવતા હતા. પરંતુ તેમાં પણ માનવ પ્રાણીની અલ્પ મતિને ક્ષણેક વિચારમાં તલ્લીન કરી નાખે એવો પ્રધાન અને પ્રભાવવાન્ આદર્શ તો કલકલ શબ્દ સહિત સવેગ વહેતા નર્મદાના બળવાન્ પ્રવાહનો હતો. અગાધ જળપ્રવાહને પોતાના નિયમિત માર્ગમાં નિરંતર અવ્યાહત વહેતો જોઇને સૃષ્ટિકર્તાની અકલ્પનીય કર્તૃત્વશક્તિનો

કાંઈક વિચાર આવતાં મનુષ્યનું મન આશ્ચર્યચકિત થાય, એ સ્વાભાવિક જ હતું. અનેક પ્રકારની વસ્તુઓને જળના પ્રવાહમાં તણાતી જોઈને જોનારના મનમાં 'આપણે પણ કાળના આવા અનંત પ્રવાહમાં એક દિવસ તણાઈ જવાના' એવી ભાવના સ્વાભાવિક ઉત્પન્ન થતી હતી. એ નર્મદાના સ્વચ્છ અને નિર્મળ જળમાં જ્યારે સૂર્યનાં તેજસ્વી કિરણોનું પતન થતું હતું અને મંદ મંદ વાયુના આઘાતનો તેને સ્પર્શ થતો હતો, તે વેળાએ જાણે નદીના ગર્ભમાં રૂપાનો ચળકાટ થતો હોયની! એવો જ ભાસ થતો હતો. એ વનમાં નર્મદા નદીના પ્રવાહથી થોડા અંતરપર એક ટેકરી આવેલી હતી અને તેપરની ઝીણી ઝીણી હરિયાળી દૂરથી જાણે કોઈ ભૂપાળના ઉચ્ચ ભાગસ્થ સિંહાસન ઉપર લીલા રંગનો ગાલીચો પાથર્યો હોય, એવો ભાસ કરાવતી હતી. ખરેખર સંસારના અસાર વ્યવહારથી સર્વથા કંટાળી ગયેલા, એકાંતપ્રિય, ભજનમગ્ન અને પરિપૂર્ણ નિવૃત્તિપરાયણ યોગિજનોમાટે એ સ્વર્ગીય સ્થાન હતું—રાગી કરતા વિરાગીને મોહ ઉપજાવવાની શક્તિ એ સ્થાનમાં અધિક હતી, એમ કહીશું તો તે અયોગ્ય નહિ ગણાય. ત્યારે શું અહીં યોગીઓનો નિવાસ હતો? આપણે તે થોડીવારમાં જાણી શકીશું.

એકાએક કોઈના કોમળ મૃદુ કંઠમાંથી તાન સહિત ગવાતા ગાનનો ધ્વનિ સંભળાવવા લાગ્યો. તે ગાન શું હતું? ઈશ્વરનું ભજન કે ગુરનું યજન? ના, તેમાંનું કશું નહોતું. તે એક પ્રેમગાન હતું અને નીચે પ્રમાણે તેની રચના હતીઃ—

એ ભેદ આગળ જતાં જણાશે. હાલ તો આપણે એ સુંદરીના સ્વરૂપ અને એના મનોવિકાર કિંવા મનોવિચારોનું જ અવલોકન કરીશું.

કાળા નાગ સમાન કેશકલાપ, હરિણ સમાન ચંચળ નેત્રો, હં સમાન ગતિ અને દુગ્ધ સમાન શરીરકાંતિ ઇત્યાદિની સાથે નૈસર્ગિ મનોહર આકૃતિ હોવાથી સૌન્દર્યમાં તેને આપણે મૃત્યુ લોકની "ઉર્વશી" નામથી ઓળખીશું તો તેમાં કાંઈ પણ અતિશયોક્તિ કરી કહેવાશે નહિ એ યુવતીનાં નેત્રોની ચપળ ગતિને નિહાળતાં એ કોઇના પ્રેમપાશમ બદ્ધ થયેલી હોવી જોઇએ, એવી કલ્પના થઈ શકતી હતી. ક્ષણે ક્ષણે આમ તેમ દૃષ્ટિ ફેરવતી હોવાથી તે કોઇના આવવાની વાટ જુએ છે શું? એવી શંકા થાય, એ સ્વાભાવિક છે. અંતે પોતાની ઝૂપડીમાંથ બહાર આવી ટેકરીપરથી નીચે ઉતરી (ઝૂપડી ટેકરીપર આવેલી હતી નદીના તીરપર પડેલી એક વિશાળ પાષાણ શિલાપર તે બેઠી પાછ ઉઠી અને અહીં તહીં ફરવા લાગી; તોપણ શાન્તિ ન થવાથી પોતાની પર્ણકુટીમાંથી એક સુંદર વીણા લઈ આવી અને તાર મેળવી ગાનમાં પ્રવૃત્ત થઈ. એ જ ગાન આપણે સાંભળ્યું. ગાન પૂર્ણ થયું, તોપણ જેની વાટ જોતી હતી તે મૂર્તિ તેના જોવામાં ન આવી. તેના મનમાં શો વ્યાપી ગયો. સંધ્યાનો સમય હતો, તેથી અસ્ત થતા સૂર્યનાં મંદ કિરણે સાથે તેની મુખમુદ્રામાં ગ્લાનિનો ભાસ પણ પ્રત્યક્ષ થવા લાગ્યે ચિત્તમાં ભયંકર ચિન્તાનો વાસ થતો પણ સમક્ષ ભાસવા લાગ્યો. પુન તેણે તે જ ગાયનનો પ્રારંભ કર્યો. તે જાણે પ્રવાહના વહનશબ્દરૂ વીણાના સ્વરની સાથે પ્રત્યક્ષ વનદેવી જ વનવિભાગમાં ગાન ગાત હોયની, તેવી ભાવના થવા માંડી. મંજુલ વીણારવની સાથે મંજુ વનિતારવની એકતાનતા થઈ ગઈ.

ગાન સમાપ્ત થવાની અણીપર હતું, એવામાં કોઈ પુરુષની છા તેની દૃષ્ટિએ પડી કોમલાંગીનાં કોમળ ગાત્રો તત્કાળ શિથિલ થઈ ગ અને કંપ થવાથી શરીરમાં કિંચિત્ સ્વેદનો ઉદ્દભવ પણ થયો. પર એ સર્વ ચિહ્નોનો એક પળમાં જ લોપ થયો અને તેની મુખમુ પુનઃ પ્રફુલ્લિત થવા લાગી. તેણે પોતાની વીણા જમીનપર મૂકી દી અને આનંદયુક્ત સ્વરથી હાથ પહોળા કરી "ચન્દ્ર, પ્રિયકર ચન્દ્ર આટલા મોડા પણ તમને આવેલા જોઈ મારા હૃદયમાં અવર્ણની આનંદ થાય છે." એવું પ્રેમમાં ઉન્મત્ત બની પ્રેમભાષણ કર્યું. પ પાછી તે એકાએક બોલતી અટકી પડી, નિરાશ થઈ ગઈ અને એ દમ પાછી આનંદના સ્થાનમાં શોકની છાયા છવાઈ રહી. એનું કારણ કારણ એ જ કે, જેને તે પોતાનો પ્રિયતમ ચન્દ્ર જાણી બોલાવતી હતી

તે ચંદ્ર તે ન હોતો; તે કોઈ અન્ય તરુણ ગૃહસ્થ હતો. થોડીક વાર સુધી એ તરુણ ગૃહસ્થ અને એ યુવતી પરસ્પર એક બીજા તરફ સ્થિર દૃષ્ટિ કરી જોતાં ઉભાં રહ્યાં. ક્ષણેક ત્યાં શાંતિનું સામ્રાજ્ય વિસ્તરી રહ્યું. પણ અંતે શાંતિનો ભંગ કરી તે તરુણ સુમનસિંહ એ કાંતિયુક્ત કાન્તાને સંબોધી શાંતિથી કરુણ સ્વરે કહેવા લાગ્યો કેઃ-

"તરલે! તું કોની વાટ જોતી અહીં બેઠી છે, તે હું સારી રીતે જાણું છું. અહીં વાર્તાલાપમાં વિશેષ વેળા વીતાડીને તને વ્યર્થ દુઃખી કરવાની મારી ઇચ્છા નથી. તોપણ એક કાળે આપણ બન્ને અહીં વિહાર કરતાં હતાં અને તે સમયે આપણા પરસ્પર વિવાહસંબંધનો નિશ્ચય પણ કરાયો હતો. તેથી જ આપણ વિવાહ થતાં સુધી એક બીજાથી દૂર રહેવાનું ઠરાવ્યું. તે દિવસોના સ્મરણે જ આજે મને અહીં આવવાની ફરજ પાડી છે અને તારા હિતમાટે મારે યોગ્ય ઉપદેશ આપવો, એ હું મારો ધર્મ માનું છું."

યુવતી તરલા શાંતિથી એ વચન સાંભળ્યા કરતી હતી. સુમનસિંહે પોતાનુ બોલવું ચાલુ રાખતાં કહ્યું; "તારા હૃદયમાંથી મારા વિશેના પ્રેમનો કદાચિત્ લોપ થયો હશે, પણ આ પળ સુધી મારા હૃદયમાં તારા વિશેનો પ્રેમ તો જેવોને તેવો કાયમ જ છે; કિંબહુના તેથી પણ વિશેષ થયેલો છે. તે આપણા એક દિવસના સુખકર પ્રેમનું સ્મરણ થવાથી જ હું તને કહું છું કે, તારે ચન્દ્ર સાથે બહુ જ સંભાળીને સંબંધ જોડવાનો છે. એ દુષ્ટ અને વિશ્વાસઘાતક છે. તારા પ્રેમને પાત્ર નથી. સુમનસિંહ નિષ્પક્ષપાતી છે. તારે એમ ન સમજવું કે, તેણે તારા મનને પોતા તરફ આકર્ષ્યું છે, માટે દ્વેષથી હું આમ બોલું છું; પણ ના, જે સત્ય છે તે જ બોલું છું. તારું જીવન હું અમૂલ્ય માનું છુ અને તેથી જ તને સાવધાન કરવાનુ યોગ્ય ધારું છું."

"સુમનસિંહ! આપ સત્યપ્રિય અને સત્યભાષી છો, એ હું પણ જાણું છું; પણ આ એવો પ્રસંગ છે કે, આપનું એ કહેવું સત્ય છતાં પણ મારાથી પ્રમાણ વિના સત્ય માની શકાય તેમ નથી. મારી શંકા અયોગ્ય હોય તો ક્ષમા કરશો." તરલાએ નમ્રતા અને લજ્જાના મિશ્ર ભાવથી કહ્યું.

"કબૂલ! પ્રમાણ? પ્રમાણ તો શું પણ હું તને પ્રત્યક્ષ એવો દેખાવ દેખાડીશ કે, જેથી તારા તન મનમાં નિરાશાનો અગ્નિ પ્રજળવા માંડશે અને મનની આશાઓ મનમાં જ રાડશે. પરંતુ એ આદર્શને અવલોકતી વેળાએ હિંમતની ઘણી જ જરૂર છે. કોમળતાને તારે સજી દેવી પડશે. અફસોસ! જે ઓષ્ઠોએ તારા ચુંબનનો સ્વાદ લઈ પોતાની અમૃતતૃષા મટાડી હતી, તે જ ઓષ્ઠો આજે કોઈ બીજી બાળાના કર્ણોમાં પ્રેમ-શબ્દોનો ઉચ્ચાર કરી રહ્યા છે અને તારું પાણિગ્રહણ કરવાના

તે હસ્તો થોડા વખતમાં અન્ય અબળાનો ધર્મશાસ્ત્રના વિધિથી સ્વીકાર કરવાના છે. આ દશ્યનું હું તને પ્રત્યક્ષ દર્શન કરાવીશ. પણ તું મારી સાથે આવીશ ?" સુમને પોતાની વાતનો નિશ્ચય કરાવીને પ્રશ્ન કર્યો.

"હા, આવીશ; અને આપની વાત સત્ય હશે, તોપણ ક્ષણવાર શોકાગ્નિને શમાવીશ; દુઃખને દબાવીશ. પણ સુમનસિંહ ! મારો હજી પણ આપના બોલવામાં વિશ્વાસ બંધાતો નથી." તરલાએ મનની અસ્થિરતાથી કહ્યું.

"દૃષ્ટિ વિશ્વાસ બંધાવશે, શંકાને હટાવશે. વારુ હાલ તો હું જાઉં છું. યોગ્ય સમયે પાછો આવીશ અને મારા કથનને સત્ય કરી બતાવીશ. તને દુઃખના સમુદ્રમાં ડુબતી બચાવીશ અને ત્યાર પછી વિદેશ વસાવીશ ! !" એટલું કહીને સુમનસિંહ એકદમ ત્યાંથી ચાલ્યો ગયો.

તરલા પોતાની તરલ દૃષ્ટિથી તેના તરફ જોતી રહી અને જ્યારે તે દૃષ્ટિથી દૂર થયો ત્યારે અનેક પ્રકારના વિચારવમળમાં ગોથાં ખાવા લાગી. રાત્રિનો શીત વાયુ વા'વા માંડ્યો હતો. ઘણુંજ મોડું થયેલું જાણી, તે પોતાની પર્ણકુટીમાં જવા ટેકરી ઉપર ચઢી અને નિજ સ્થાનમાં આવી પહોંચી. આવતા જ તેનાં વૃદ્ધ માતાપિતાએ વિલંબનું કારણ પૂછતાં "સ્નાનમાટે રોકાયલી હતી" એવું ઉત્તર આપી બિછાનાપર પડી; પણ તત્કાળ તેને નિદ્રા ન આવી. શંકાએ તેના મનમાં જ્વાળા--અશાંતિ પ્રકટાવી.

ક્વચિત્ ભય, ક્વચિત્ શંકા, ક્વચિત્ નિઃશ્વાસ અને ક્વચિત્ નિરાશાના તરલાના હૃદયરૂપ સમુદ્રમાં નાના પ્રકારના તરંગો ઉદ્ભવવા લાગ્યા. એક વેળા તો શોકની વિશેષતા થતાં તે એક અજ્ઞાન બાલિકા પ્રમાણે રોવા લાગી; પણ પાછો કાંઈક વિચાર આવતાં તે મૌન્ય ધારી રહી. તે મનસ્વી જ બોલી, "ચિંતા નહિ; હું ચન્દ્રના પ્રેમની પરીક્ષા કરીશ ! જો એ નિષ્કલંક જણાશે, તો મારો સંસાર સુખમય થાશે–નહિ તો સ્ત્રીત્વ શું છે, તે અને પણ દેખાશે." થોડીવારે નિદ્રા દેવીએ તેનાપર પોતાની છાયા પ્રસારી–તે હાલ તો શાન્ત નિદ્રામાં પડી.

---

## દ્વિતીય પરિચ્છેદ
### વાણીવિલાસ-આઘાત

ગીતિ–વાણીવિલાસમાંહી, પ્રેમભાવના ખરેખરી ભાસે;
તે જો હૃદયે હોયે, નર નહિ, તો બંધાય નરકપાશે !

"ગ્રીષ્મ ઋતુના પ્રચંડ સૂર્યતાપથી તપેલા મનુષ્યને શીતલ જળના અવગાહનથી જેવી રીતે આનંદની પ્રાપ્તિ થાય છે, તેવી રીતે પ્રેમથી તપ્ત થયેલા પ્રેમીને તારાથી શાંતિ મળે છે. સૂર્યપ્રભે ! તું ખરેખર સૂર્યની પ્રભારૂપ જ છે. સૂર્યની પ્રભા વિના જેમ વિશ્વમાં સર્વત્ર અંધકારની છાયા છવાય છે, તેમ જ તારા વિના મારું હૃદય અશાંતિ

અને ભ્રાંતિથી ઘેરાઈ જાય છે. અહા! પ્રભુ તે દિવસ ક્યારે દેખાડે કે, આપણા વિવાહથી પતિપત્નીના ધર્મસંબંધ જોડાય અને આનંદ-સરિતામાં અવગાહનનો અવસર શીઘ્ર પ્રાપ્ત થાય!" એમ બોલીને તે પ્રેમઘેલો ચન્દ્ર સૂર્યપ્રભાના મુખપ્રતિ નિહાળી રહ્યો.

"આપનું મન જેવી રીતે મારા પ્રેમામૃતના પાનમાટે આતુર થઈ રહ્યું છે, તેવી જ રીતે મારું હૃદય પણ આપના સુખવિનાસમાટે અધીરું થઈ રહ્યું છે. છતાં પણ ધૈર્ય ધારવું, એ જ મનુષ્યત્ન છે, અને ધર્મબંધનથી બંધાયા પહેલાં ધર્મભ્રષ્ટ ન થવું, એ જ ધર્મનું સત્તત્વ છે. આપનું નામ ચન્દ્ર છે; ચન્દ્રમાં અમૃત વસે છે અને શીતલતા એ અમૃતનો ગુણ છે, તો નામ પ્રમાણે ગુણને ધારો અને ધૈર્યને સ્વીકારો. મારા પિતાનું અનુમોદન મળી ચૂક્યું છે, માટે વિવાહ થાય ત્યાં સુધી આતુરતાને અટકાવો." વિનીત સૂર્યપ્રભાએ લજ્જા અને પ્રેમના મિશ્ર ભાવથી કહ્યું

ભ્રગુપુરની પશ્ચિમ દિશામાં નગરથી લગભગ એક ગાઉ દૂર આવેલા એક મનોહર ઉદ્યાનમાં શોભી રહેલા એક વિશાલ ભવનમાં આ યુવતી-યુવકનો પ્રેમવાર્તાલાપ થતો હતો. સૂર્યપ્રભા તે ભ્રગુપુરના એક ધનાઢ્ય ક્ષત્રિય વીર અનંગપાળની એકની એક વીર પુત્રી હતી હાલ ગ્રીષ્મ ઋતુનો સમય હોવાથી તે નગર બહારના પોતાના મહાલયમાં આવી રહી હતી. ઘણા દિવસથી તેનો સ્વરૂપવાન્ ક્ષત્રિય યુવક ચન્દ્રસિંહ સાથે પ્રેમ બધાયો હતો, અને તેથી વારંવાર તે તેને પોતાની પાસે મળવાને બોલાવતી હતી છતાં પણ પોતે સદ્વિદ્યા સંપન્ન અને સુશીલ હોવાથી કોઈ જાતના દુષ્ટ વિકારને વશ થઈ નહોતી પોતાના પિતા પાસેથી ચન્દ્ર સાથે લગ્ન કરવાની તેણે રજા મેળવી હતી અને થોડા દિવસમાં જ લગ્ન થવાનાં હતાં. એ સમયમાં જ આપણે એ પ્રેમિયુગ્મનો વાર્તાલાપ સાંભળવાને ભાગ્યશાળી થયા છીએ

ગ્રીષ્મકાળ અને સંધ્યાહ્નનો સમય, શીતળ મંદ પવનલહરી; ગુલાબ, કેતકી, ચંપો અને ડોલર આદિ સૌગંધિક પુષ્પોનો સુવાસ ઇત્યાદિ સાધનો એ અવસરમાં કામને પ્રદીપ્ત કરનારાં છે નવયૌવના વનિતા અને નવયૌવન પુરુષ એવા પ્રસંગે એકાંતમાં મળ્યાં હોય, તો કામને રોકવો એ પરમ દુર્લભ અને અશક્ય વાર્તા થઈ પડે છે. સૂર્યપ્રભાનાં આવાં વિનીત અને નીતિભરિત વાક્યોનું શ્રવણ કરતો ચન્દ્ર કામવાસ્છનાને રોકી ન શક્યો. તેણે સૂર્યપ્રભાની ઇચ્છા ન છતાં પણ તેને આલિંગવાનો યત્ન કર્યો. એકાએક દાદરપરથી કોઇના ઉતરવાનો અવાજ સંભળાયો. ચન્દ્ર ચમક્યો અને જોયું તો કોઈ પણ દીઠામાં આવ્યું નહિ. "એ તો વ્યર્થ શંકા હશે," એમ ધારીને પુનઃ તે ઓરડામાં આવી સૂર્યપ્રભાના સ્કંધ-

ભાગપર હાથ રાખીને પ્રેમવચનો વદવા લાગ્યો. સૂર્યપ્રભાએ તેની અયોગ્ય વિનતિ સ્વીકારવાની સાફ ના પાડી.

ધન્ય છે ભારતની સતી બાળાઓને! પ્રેમજ્વાળાથી બળતી છતાં પણ અયોગ્ય માર્ગે નથી વિચરતી, તેથી જ આર્યબાળાઓનું ગૌરવ આજે દિગન્તમાં ગર્જી રહ્યું છે અને તેમનુ યશોગાન ગવાઈ રહ્યું છે. અસ્તુ; સૂર્યપ્રભા અને ચન્દ્રને આપણે એ જ સ્થિતિમાં છોડી દાદરપર થયેલો અવાજ સત્ય હતો કે ભ્રમરૂપ, તેનો શોધ કરીએ.

ઉદ્યાનના મધ્ય ભાગમાં જલયંત્ર પાસે એક શ્વેતવસ્ત્રધારી પુરુષ મૌન્ય ધારી ઉભો હતો. તેની શાંત મુખમુદ્રાનુ અવલોકન કરતાં તે ઉદારચિત્ત મહાનુભાવ પુરુષ હોવો જોઇએ, એવી સહજમાં જ કલ્પના કરી શકાતી હતી. તેનાં ચપળ નેત્રાની આતુર ગતિથી અને વારંવાર અહીં તહીંના નિરીક્ષણથી તેના હૃદયમાં કાંઇક ભયનો નિવાસ હોય, એમ જણાતું હતું. એટલામાં શ્વેત સાડીથી આચ્છાદિત થયેલું છે સમસ્ત શરીર જેનું અને ગળામાં રુદ્રાક્ષની માળા તથા હસ્તમાં રુદ્રાક્ષનાં કંકણો ધારેલાં છે જેણે એવી વિશાળ ભાલથી દિવ્ય સ્વરૂપા ભારતની જટાધારિણી યોગિની તે પુરુષ સમક્ષ આવી સ્તબ્ધ ભાવથી ઉભી રહી. તેનું મન શોકથી ઉદ્વિગ્ન થયેલું હોય, એવું તેની મ્લાન મુખાકૃતિથી અનુમાન થઈ શકતું હતું ક્ષણેક ઉભય મૌન્ય ધારી રહ્યાં. અંતે તે પુરુષે શાંતિનો ભંગ કરી આતુરતાથી પૂછ્યું; "કેમ યોગેશ્વરી! મારા વચનની સત્યતાનો કાંઈ અનુભવ થયો? જે હોય તે સત્ય કહો!"

"થયો, થયો; પૂર્ણ અનુભવ થયો! આશાના આકાશમાં સુખન સૂર્યનો ભાસ થતો હતો, તે નષ્ટ થયો. ખીલેલા કુસુમની સ્થિતિને પામવ પૂર્વે નૂતનતાથી ઊગેલા મુકુલનું મર્દન થઈ ગયું. પરમેશ્વરના મસ્તકે સ્થાન પામવાને બદલે તેનું મનુષ્યના પગ તળે કચરાતી ધૂળમાં સ્થાન થયું; હરી જેવાં પ્રારબ્ધ તેવું ફળ મળે છે, કર્મ કંઈ ટાળ્યાં ટળે છે? ચન્દ્રમાંથી અગ્નિ વૃષ્ટિ થાય, ત્યારે પામર મનુષ્ય શીતળતા શોધવાને ક્યાં જાય?" એ શબ્દો ઉચ્ચારતાં યોગિનીનાં નેત્રામાંથી અખંડ અશ્રુધારા વહ્યા કરતી હતી

તે શ્વેતવસ્ત્રધારી પુરુષે તેને આશ્વાસન આપતાં કહ્યું, 'તું ચિંત ન કર. જે દેખાવ તેં જોયો છે, તેની મને સંપૂર્ણ ખાત્રી હતી અને તેથી આ પત્ર મેં લખી રાખ્યું છે, તે જઇને સૂર્યપ્રભાને આપી આવ. પાછળથી શું કરવું, તે હું તને સૂચવીશ. મેં ચન્દ્રને આવતી કાલે સંધ્યા સમયે સ્થાનેશ્વરના મંદિર પાસે બોલાવેલો છે, ત્યાં તેને મળજે અને પછી શું પરિણામ આવે છે, તે જોજે." એમ કહીને તેણે એક લિખિત પત્ર તે યોગિનીના હસ્તમાં મૂક્યું.

યોગિની તે પત્ર લઇને પુન. તે શૃંગારભવન પ્રતિ વિચરી અને અચાનક દ્વાર ઉઘાડી ઓરડામાં પ્રવિષ્ટ થઈ. ચન્દ્ર અને સૂર્યપ્રભા આશ્ચર્યચકિત થઈ ગયાં. યોગિની તે પત્ર સૂર્યપ્રભાના હાથમાં આપી મૌન ધારી કાંઈ પણ શબ્દોચ્ચાર કર્યા વિના ત્યાંથી ચાલી ગઈ.

સૂર્યપ્રભાએ તે પત્ર વાંચવા માંડ્યું –

"પ્રિય ભગિની સૂર્યપ્રભા !

"આવતી કાલે સંધ્યાકાળે સૂર્યાસ્ત સમયે સ્થાનેશ્વરમાં પધારવા કૃપા કરશો, તો આભાર થશે. હું આપને ત્યાં મળીશ. કાંઈક અગત્યની વાતચીત કરવાની છે, તેથી આવવાનું ભૂલશો નહિ. આપને અચાનક આવનારી આપત્તિમાંથી ઉદ્ધારવાં, એ જ આમંત્રણનું કારણ છે. સારાસારનો વિચાર કર્તવ્ય છે."

"આપની શુભચિંતક અજ્ઞાન યોગિની."

ચન્દ્રે એ પત્ર વાંચવાની અભિલાષા દર્શાવી, પણ સૂર્યપ્રભાએ તે માન્ય ન રાખી. સંધ્યાકાળ થયેલો હોવાથી ચન્દ્ર ચાલ્યો ગયો અને સૂર્યપ્રભા વિચારમાં નિમગ્ન થઈ ગઈ. એ શ્વેતવસ્ત્રધારી પુરુષ અને યોગિની કોણ હશે? એ જાણવાની વાચકોના મનમાં જિજ્ઞાસા થાય, એ સ્વાભાવિક છે. તો તે જિજ્ઞાસા થોડી વાર અટકાવો; કારણ કે, પોતાની મેળે જ જણાશે કે, કોણ હતાં એ મહાનુભાવો?



## તૃતીય પરિચ્છેદ

### પશ્ચાત્તાપ-સ્ત્રીનો સ્વભાવ

દોહદરોન્પદા સ્નેહિની જાણવી, નથી પુરુષનો સ્નેહ,
કોપાગ્નિ પ્રજાળાવનો, તેનો સમસ્ત દેહ

પ્રભાત થયો હતો; આકાશમાં અરુણની રક્તવર્ણતા વ્યાપી ગઈ હતી. તરલાના હૃદયમાં દુઃખરૂપ પ્રભાત થવાથી નેત્રોમાં કોપની રક્તવર્ણતા વ્યાપી રહી હતી. પ્રકાશના પ્રદર્શનથી પક્ષીઓ આનંદ કલ્લોલ કરતાં હતાં. દુઃખના દર્શનથી તરલાના હૃદયભાવો વાતાવરણમાં શોકને ભરતા હતા. દિવસ હોવાથી સર્વજનો ઉદ્યોગમાં લીન થતા હતા. ત્યારે શોકવશ થવાથી તરુણી તરલા વિકલતામાં લીન થતી હતી. નર્મદાનો શુભ્ર નીરપ્રવાહ સદૈવ તરલાના હૃદયને આનંદથી ભરતો હતો, તે જ આજે તેની શાંતિને હરતો હતો. શિલાપર બેઠી બેઠી, તે "ધરા મને પોતાના ગર્ભમાં શમાવી દે તો કેવું સારું!" એવી ભાવના તેના મનમાં થયા કરતી હતી. પરંતુ એકાએક તેના મનમાં કાંઈક વિચાર આવ્યો અને તે મનસ્વી જ વૈર અને ક્ષમાના ભાવથી બબડવા લાગી કેઃ—

"એનો ઘાત કરવો હોય, તો તે એક સહજ કાર્ય છે. પણ ના, નીચ જ્યારે નીચતા નથી તજતો ત્યારે સજ્જને સજ્જનતાનો ત્યાગ કરવો, એ યોગ્ય નથી. અમરસિંહ અભિધાન ધરાવે છે, છતાં મનુષ્ય મરણને માન આપે છે અને સમુદ્રના જલતલમાં પણ વડવાનલનો નિવાસ હોય છે, એ સિદ્ધાંતિની સત્યતાનો મને આજે જ અનુભવ થયો. માટે ચન્દ્ર! તારું નામ તો ચન્દ્ર છે, પરંતુ ચન્દ્ર સમાન સુધાવૃષ્ટિની શક્તિ તારામાં નથી. અમૃતને સ્થાને અગ્નિ વર્ષાવવાની શક્તિ તારામાં અધિક દષ્ટિગોચર થાય છે. તેં એક નિર્દોષ નારીનો ઘાત કરી તેનો જન્મ બગાડ્યો છે, તેથી તારું અસ્તિત્વ નષ્ટ કરવું એ યોગ્ય છે; પણ ના, હું તારા પ્રાણની હારિણી નહિ થાઉં-તેમ જ એક મારા જેવી નિર્દોષ બાળાનો ભવ પણ નહિ બગડવા દઉં. સુમનસિંહ! તારા સ્વર્ગીય સ્વભાવનું મૂલ્ય આ રૂપમુગ્ધ નિર્ભાગી રમણી આંકી ન શકી-તેણે વચનનો ભંગ કર્યો, તે જ પાપનું ફળ તે અત્યારે ભોગવે છે. સૂર્યપ્રભા તું સતી છે, નિર્દોષ છે. એ વિષમય વિધુનો સ્પર્શ તને થયો નથી. પણ હાય! જ્યારે તું ચન્દ્રની પાપકથા સાંભળીશ ત્યારે તારી કેવી દયામય દશા થશે! એ વિચાર મારા શરીરને કંપાવી નાખે છે. પણ થોડા સમયનું દુઃખ તે તારા આજન્મ સુખનું કારણ થઈ પડશે. તેથી તને ઉપદેશ આપીશ અને તારા શોકને કાપીશ. ઓ નીચ અધમ ઘાતકી ચન્દ્ર! તારી નીચ અભિલાષાને પૂર્ણ થવા નહિ દઉં-તારી નીચ કામવાંચ્છનાની તૃપ્તિ થશે ત્યાર પહેલાં તો તે સૂર્યપ્રભા તારી નીચ મોહજાળમાંથી મુક્તિ પામશે. બસ એ જ વિચાર, એ જ નિર્ધારઃ-" એમ કહીને તે ઉભી થઈ-પુનઃ કાંઇ વિચાર આવવાથી રુદન કરવા લાગી, અને બોલીઃ—

"હાય! હાય! હું દુર્ભાગી બાળા જન્મી જ ન હોત, તો આજે મારાં નિવૃત્તિપરાયણ માતાપિતાને શોકનો સમય પ્રાપ્ત ન થાત. પોતાના જાગીરનો સર્વ કાર્યભાર મારા બન્ધુને સિરે નાખી માત્ર નિવૃત્તિની આશાથે જેણે નિર્જન વનમાં વાસ કર્યો, તે વૃદ્ધ વીર જગત્સિંહની પોતાની જ પુત્રીનાં પાપકર્મથી શોકમાં પ્રવૃત્તિ થાય? હર! હર! એ કેવી અઘટ ઘટના કહેવાય?" તે મૃતવત્ સ્તબ્ધ થઈ ગઈ. પાછી બોલી, "પણ હવે અનુશોચના વ્યર્થ છે. થયું ન થયું નથી થતું. ઓ હીનભાગિ જનની જનક અને બન્ધુ! આ તમારી પાપિની પુત્રી અને ભગિનીને તેના અપરાધોની ક્ષમા આપજો. કદાચિત્ પુનઃ મળવું ન થાય તો ઈશ્વરને પ્રાર્થના કરી તેના આત્માને શાંતિથી ભરજો."

એ વિચારમાં ને વિચારમાં તે પર્ણકુટીમાં આવી. કાંઇક શરીરની વ્યથાનું કારણ બતાવી તેણે સમગ્ર દિવસ અન્ન અને જળનું ગ્રહણ ન

કર્યું. સંધ્યાસમય થવા આવ્યો. તે પાછી નદીના તીરપર આવી બેઠી. નિયમિત ક્ષણે સુમનસિંહ પણ આવી પહોંચ્યો અને બંને જણ સાથી ધીમે પગલે ચાલતાં થયાં.

---

## ચતુર્થ પરિચ્છેદ

### સ્થાનેશ્વર-સેદભંજન

દોહરો—પાપી પુરુષ ન પૃથ્વિમાં, થાય કદાપિ પવિત્ર,
પૂર્વ પાપ પ્રચ્છાદવા, નવ અઘ કરે વિચિત્ર

કાળની વિચિત્ર ગતિ છે અને અનંત પ્રવાહ છે. કાળ સકળ પદાર્થોને જીર્ણ બનાવે છે, પણ તેને જીર્ણ બનાવવાની કોઇનામાં પણ શક્તિ નથી. સ્થાનેશ્વર મહાદેવનું મંદિર એક સમયમાં શિવભક્તોના નિત્ય આગમનથી સિંહસમાન ગર્જનામય ભાસતું હતું અને ત્યાં ધર્મને નિમિત્તે લક્ષાવધ મુદ્રિકાનો વ્યય થતો હોવાથી અનેક દીન, અંધ, પંગુ તથા અશક્ત જનોનું તેમ જ બ્રાહ્મણોનું યોગ્યતાથી પાલન થયા કરતું હતું આજે પણ તે જ સ્થાનેશ્વર છે; પરંતુ કાળ બદલાઈ ગયો છે. આજે ભક્તજનોને સ્થાને ત્યાં રાત્રે શૃગાલો વિહાર કરે છે અને ભિક્ષુકોને સ્થાને મૂષકો સંચાર કરે છે. કવચિત્ કોઈ ભાવિકજનો દર્શનાર્થે અને વિલાસિજનો ફરવાના હેતુથી અહીં આવે છે. તેટલા માટે સાંજે ૭ વાગ્યા સુધી એક બ્રાહ્મણ ત્યાં રહે છે. પણ દિનાન્ત થતાં જ તે નગરમાં ચાલ્યો જતો હોવાથી રાત્રે ત્યાં સર્વથા શૂન્યતાનું જ સામ્રાજ્ય પ્રવર્તે છે. દીર્ઘ વિચાર કરીને જ આવા એકાંત સ્થળમાં યોગિનીએ સૂર્યપ્રભાને બોલાવી હતી

તેજોનિધિ સૂર્ય નિસ્તેજ થયો—અસ્તાચલમાં ગયો લોકોએ પરસ્પર વાર્તાલાપમાં કહ્યું કે, "સંધ્યાનો સમય થયો" નિયત ક્ષણમાં હવે વિશેષ વિલંબ નહોતો. પરંતુ તે સમય પહેલા જ તૃતીય પરિચ્છેદમા વર્ણવેલી ભવ્ય યોગેશ્વરી ત્યાં આવી પહોંચી યોગાભ્યાસી જનોની

"સૂર્ય! તું જાણે છે કે, મેં તને અહીં શામાટે બોલાવી છે તે?"

"બિલકુલ નહિ. હું તે જાણવાને બહુ જ ઉત્સુક છું. આપના જેવાં એક પવિત્ર અને પુણ્યાત્મા યોગિનીએ કરેલા આવાહનમાં કાંઇક પણ રહસ્ય તો હોવું જ જોઇએ. તે રહસ્ય શું છે, તે કૃપા કરીને જણાવશો?" નિર્દોષ સૂર્યપ્રભાએ આર્જવનાથી કહ્યું.

"નિષ્કપટ સુંદરી! હું પવિત્ર નથી અને પુણ્યાત્મા પણ નથી. હું પાપિની છું; હું પાપાત્મા છું!! પરંતુ હા! તારી તો હું દેવતા છું–પરમાત્મા છું!!" સામેથી આવતા કોઈ અશ્વારૂઢ પુરૂષપ્રતિ દૃષ્ટિ જતાં તે એકાએક અટકી પડી.

સૂર્યપ્રભા એ માર્મિક વચનોથી આશ્ચર્યચકિત થઈ ગઈ. તેને એ વાક્યોની ગૂઢતાનું જ્ઞાન થઈ ન શક્યું. "આપના બોલવાનો શો ભાવાર્થ છે, તે સમજાવશો?" તેણે યોગિનીને પ્રશ્ન કર્યો.

અશ્વના આગમનનો ધ્વનિ પ્રતિક્ષણે અધિક અને અધિક સ્પષ્ટ થતો ગયો. યોગિની એ આવનાર કોણ હશે, તેની કલ્પના કરી શકી તેણે સૂર્યપ્રભાના પ્રશ્નના પ્રત્યુત્તરમાં કહ્યું, "મારા આ વાક્યોએ એક ભેદ ભરિત નાટકની સૂચનાનું કાર્ય કર્યું છે. પડદો હમણાં જ ઉઘડશે અને નાટકનો આરંભ થશે; અને ત્યાર પછી શું કારણ છે, તે તારા ધ્યાનમાં આવી જશે. સાધારણતઃ સર્વોત્તમ છતાં પણ તારા માટે તો આ એક અવશ્ય શિક્ષણ લેવા યોગ્ય નાટક છે." હવે તે અશ્વારૂઢ પુરૂષનું સ્પષ્ટ દર્શન થવા લાગ્યું. યોગિનીનું ધ્યાન ત્યાં જ હતું. "તું આ શિવમંદિરના અંત ભાગમાં છૂપાઇને ઉભી રહે. અંદરથી દ્વાર બંધ કરીને આ પાસેની બારી માંથી સહજ દૃષ્ટિપાત કરતી રહેજે. અલ્પ સમયમાં મેં અહીં તને શા માટે બોલાવી છે, તે તું જાણી શકીશ. પરંતુ, નિરાશાને આધીન થઇશ નહિ; બળ રાખજે; હિંમત રાખજે." યોગિનીએ સૂર્યપ્રભાને છૂપાઇ રહેવાની સલાહ આપી.

"પણ આપ કોણ છો?" સૂર્યપ્રભાએ શંકાથી પ્રશ્ન કર્યો.

"ભયનું કશું પણ કારણ નથી. ગભરા નહિ. હું કોણ છું, તે પોતાની મેળે જ જણાઈ રહેશે. ચાલ વહેલી થા. અંદર ભરાઈ જા."

સૂર્યપ્રભા શશિશેખર કૈલાશવાસી શ્રી શંકરના દેવાલયમાં છૂપાઇ રહી. તે યોગિનીની આજ્ઞાને વશ થઈ. ક્ષણ અને બીજી ક્ષણ પછી તે અશ્વારૂઢ પુરુષ પોતાના અશ્વને દોડાવતો ત્યાં આવી પહોંચ્યો. પુરુષને સ્થાને એક અતુલ સૌંદર્યવતી સાધુ સન્નારીને અવલોકી તે આશ્ચર્યમાં પડી ગયો. યોગિનીએ તેના સામું જોયું–ચતુરક્ષિ થતાં જ પરસ્પરનું જ્ઞાન થયું. અશ્વારૂઢ પુરુષ ક્ષણેક દિગ્મૂઢ બની ઘોડાને અટેરી ઉભો રહ્યો.

"ચન્દ્ર! કેમ ગભરાય છે? શું પાપીનું હૃદય પાપથી દંશાય છે? અફસોસ! વાતાવરણમાં પણ તારાં પાપોના પ્રત્યાઘાત થાય છે! ચન્દ્ર! તું નરહિંસક છે—તું ઘાતકી છે!!"

"તરલે! શું આજે તું ઉન્માદિની થઈ છે? તારે અહીં શા માટે આવવું પડ્યું?" ચન્દ્રસિંહે કાંઇક વિસ્મયતા અને કાંઇક ભયના ભાવથી કહ્યું.

સારે વાચક! શું એ યોગિની તે તરલા જ હતી? હા, તેમ જ હતું. પવિત્ર યોગિની તે પવિત્ર તરલા. સૂર્યપ્રભા તેને એક ક્ષત્રિય બાળા તરીકે ઓળખી ન શકે, તેટલા માટે જ યોગિનીવેશ ધરવાની તેને આવશ્યકતા જણાઈ હતી. હવે સંલાપણમાં આપણે પણ તેને "તરલા"ના સત્ય નામથી જ ઓળખીશું.

"હું ઉન્માદિની નહિ; કિન્તુ બુદ્ધિમતી વિદુષી છું! ખરેખર હું ઉન્માદિની અથવા સ્વર્ગવાસિની થઈ હોત, તો વધારે સારું થાત!!!" તરલાએ માર્મિક અને નિરાશામય ઉદ્‌ગાર કાઢ્યા.

તરલાના આ હૃદયદ્રાવક શબ્દોના શ્રવણથી ચન્દ્રને અત્યંત ખેદ થયો. તેણે ત્વરિત તેને પોતા તરફ ખેંચવાનો યત્ન કર્યો. તરલાનું તે વેળાનું સૌંદર્ય તેને ઘણું જ મોહક ભાસ્યું. પ્રેમનો તેના હૃદયમાં એટલો બધો તો પ્રભાવ પડ્યો હતો કે, એ ક્ષણે જ તેણે સૂર્યપ્રભાને છોડી તરલાનો સ્વીકાર કર્યો હોત, પરંતુ પ્રેમના પ્રભાવ કરતાં પણ મહત્વાકાંક્ષા અને ગર્વ એ બે વિકારમય મનોવૃત્તિઓનો પ્રભાવ વિશેષ પ્રબળ થયેલો હોવાથી તેનાથી ઇચ્છા છતાં પણ તેમ કરી ન શકાયું.

તરલા અને ચન્દ્ર કિંચિત્સમય સ્તબ્ધતામાં ઉભાં રહ્યાં. રાત્રિનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. અંધકાર પોતાના અધિકારને વિસ્તારવાની તૈયારીમાં હતો; પણ શુક્લપક્ષ પ્રવર્તમાન હોવાથી સુધાકરના શીતળ મંદ પ્રકાશે તેનો પ્રતિકાર કર્યો. કૌમુદીની કળા સર્વત્ર પ્રસરી રહી. શાંત શર્વરી અને શાંત શશિશોભાથી સૃષ્ટિમાં શાંતિનો ભાસ થતો હતો. પણ તરલાના હૃદયમાં માત્ર શાંતિને સ્થાને શિખી (અગ્નિ)નું સામર્થ્ય જ પ્રસરેલું હતું. ચન્દ્રના હૃદયની સ્થિતિ પણ શાંતિમય તો નહોતી જ.

આકાશસ્થ ચન્દ્ર અને અવનીસ્થ ચન્દ્ર ઉભયને અવલોકતી અને *તેમના પરસ્પર વિરોધક ગુણોની મનમાં તુલના કરતી તરલાની મુખ*મુદ્રા સરોષ થવા લાગી. ગંભીર સ્વરથી ચન્દ્રપર ધિક્કાર વર્ષાવતી તે કરુણોત્પાદક સ્વરથી કહેવા લાગી:—

"ચન્દ્ર! જરાક નેત્રો ઉઘાડીને નિહાળ! મારો પ્રસૂતિકાળ નિકટ આવેલો છે! અને તે જન્મનારું બાળક તારું છે, એ તો તું જાણે છે જ! તને કાંઈપણ વિચાર ન થયો? તું એક બીજી બાળાના સ્નેહ-

સદનમાં ગયો? આ અનાથ અબળાની અને અનપરાધી ભાવી અર્ભકની પણ તને કાંઈ દયા ન આવી—મારી લજ્જાની આશા તેં ઉડાવી! હું અને મારું આશ્રયહીન બાળક નિરંતર અપ્રતિષ્ઠા અને અસહ્ય ધિક્કારને પાત્ર થઈ અપકીર્તિની નરકનદીમાં વહી જઇએ, એમાં જ તેં આનંદભાવના વસાવી! આપણો ગાંધર્વ વિવાહ થયો ત્યારે ઈશ્વર વિના બીજું કોઈ ત્યાં સાક્ષી નહોતું અને તેમ ખાસ તારી ઇચ્છાથી જ કરવામાં આવ્યું હતું; કારણ કે, તારા પિતાની તને ભીતિ હતી—લગ્ન ગુપ્ત રાખવાનો એ જ હેતુ હતો. હું પણ એક ક્ષત્રિયની પુત્રી છું અને તેથી સમય ઓળખીને એ વિવાહની વાર્તા તારા પિતાને વિદિત કરવાનો જ તારો ધર્મ હતો. પણ તે ધર્મને તું ભૂલી ગયો—પાપમાં ડૂબી ગયો! કદાચિત્ જનસમાજ સમક્ષ પોતાના ગર્વને જાળવવાને તું એ વિવાહને નાકબૂલ કરીશ; પણ આ વેળાએ એકાંતમાં સર્વેશ્વર સમક્ષ હું તારી ધર્મપત્ની નથી, એમ તું સિદ્ધ કરી શકે તેમ છે? કદાપિ નહિ. કેવળ તારા લાભ માટે જ—માત્ર તારા જ ઘાતકી મોહમાં લોલુપ બની આજે આઠ આઠ માસ થયા મારા લગ્નની વાર્તા હું મારા પિતા અને બન્ધુથી ગુપ્ત રાખી બેઠી, છતાં અંતે તેં મારી કીર્ત્તિને અખંડ કલંકિની કરવાનું જ સાહસ કર્યું ને? હવે મારાથી એ પાપ કેટલા દિવસ ગુપ્ત રાખી શકાશે? હજી પણ અપકીર્તિના કલંકમાંથી મને મુક્ત કરવી, એ તારું પરમ કર્તવ્ય છે. મારી લજ્જાની અને મારા સદ્‌ગુણોની પરીક્ષાની આ જ વેળા છે! મારા પ્રસૂતિસમયે તારી સાક્ષી વિના મારી પ્રતિષ્ઠા બચી શકે તેમ નથી. આ સમયે વીતતી એક એક ક્ષણ મને યુગસમાન ભાસે છે. મને શંકામાં ના રાખ. સ્પષ્ટ કહી દે કે, તું મારી સાથેનો પ્રેમ નિભાવવા માગે છે કે નહિ? પત્ની તરીકે મારો સ્વીકાર કરવા માગે છે કે નહિ? કદાચિત્ મારો અંગીકાર તું નહિ કરે તો એવી પણ શી ખાત્રી કે, સૂર્યપ્રભાથી પણ તું પવિત્ર પ્રેમ અંતપર્યંત નિભાવીશ?" એમ કહીને તરલાએ એક દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો અને તે દિગ્મૂઢ બની ઉભી રહી.

પ્રથમ તો ચન્દ્ર કાંઈ પણ ઉત્તર આપી ન શક્યો, પણ અંતે અચકાતાં અચકાતાં પણ તેણે પોતાના મનોભાવને વ્યક્ત કરવાનો યત્ન કર્યો.

એકાએક કોઇના દીર્ઘ નિઃશ્વાસનો મંદ ધ્વનિ ચન્દ્રને સંભળાયો. તેણે અહીં તહીં દૃષ્ટિ ફેરવી, પણ કોઈ જોવામાં આવ્યું નહિ. એ નિઃશ્વાસ સૂર્યપ્રભાનો હતો. તેના હૃદયમાં નિરાશાનો પૂર્ણ આઘાત થઈ ચૂકયો હતો.

"તરલે! તારા અંતઃકરણમાં તે વ્યતીત ઘટનામાટે આટલી અધી વ્યથા થશે, એમ હું નહોતો ધારતો. મારી કલ્પના એવી હતી કે, સ્ત્રી-

જાતિ ચંચળ અને વિલાસિની હોય છે અને તેના મનોરથ પૂર્ણ કરવામાટે જ પુરુષ તેને સ્વાધીન થાય છે; અર્થાત્ સ્ત્રીને અનર્થથી થનારા ઉત્પાતની કાંઈ પણ ભાવના હોતી નથી; તે સાહસી હોય છે. તુ વ્યર્થ ચિન્તામગ્ન ન થા. ઉન્માદને મૂકી આનંદના પ્રસાદને સ્વીકાર! હું નહિ તો બીજો! સુમનસિંહ તો ક્યાંય નથી ગયો ને? તારા હૃદયમાં મારા વાસ પૂર્વે સુમનની તારાપ્રતિ અવર્ણનીય ભક્તિ હતી. તેથી આવા વિકટ પ્રસંગે તે તારો ત્યાગ કરશે, એ અસંભવનીય છે. તેની પ્રીતિ તો તારાપ્રતિ દ્વિગુણિત થયેલી છે, એમ કહીશું તો તે અતિશયોક્તિ નહિ થાય. માટે જેવો અને જેટલો પ્રેમ તુ મારામાં રાખે છે, તેવો અને તેટલો જ પ્રેમ જો સુમનસિંહમાં રાખીશ, તો તેથી સર્વથા તારુ કલ્યાણુજ થશે! હવે તો સર્વથા મારા વિસ્મરણુમાં અને સુમનના સ્મરણુમાંજ તારો લાભ સમાયલો છે" નીચ પોતાની નીચતાનુ દર્શન કરાવી મૌન્ય ધારી રહ્યો.

આવાં નિર્લજ્જ વચનો શ્રવણ કરતાંજ તરલાના તરુણ સુકોમળ અંગમાં કંપનો આવિર્ભાવ થયો. તેના રોમરોમમાં ક્રોધ વ્યાપી ગયો અને તેનાં મૃદુ નેત્રોએ રક્ત વર્ણની છટાનો સ્વીકાર કર્યો. તે ધ્રૂજતી ધ્રૂજતી કહેવા લાગી;—"ધિક્કાર! ધિક્કાર! ઓ નીચ રાક્ષસના અવતાર! ધિક્કાર! આવા વચનો ઉચ્ચારવા પહેલાં તારી જિહ્વા ખંડિત કેમ થઈ ન ગઈ? સુમનસિંહમાં તો સદ્‌ગુણરૂપ સુગંધી આપવાની અને શોકને કાપવાની સંપૂર્ણ શક્તિ છે; પણ તારામાં ચન્દ્ર નામ પ્રમાણે ગુણ નથી! ઓ નીચ! કૃતઘ્ન! ક્ષત્રિયબાળા પ્રાણ કરતાં પણ સતીત્વનું મૂલ્ય વધારે માને છે! એકને જે અર્પણ કર્યું, એટલે બીજાને તે આપી નથી શકાતુ. ખરેખર તારા જેવા એક નીચના મોહપાશમાં હું ન સપડાઈ હોત—મારી સતીત્વસંપત્તિ ન લુટાઈ હોત, તો સુમનના સંયોગથી સર્વશઃ મારું કલ્યાણુજ થયું હોત! પણ હવે તેમ થવું અશક્ય છે. હવે તો તુ સ્વીકારે, તોજ કલ્યાણુ થાય! અથવા તો અંતકાળથી આનંદ પામી શકાય! પણ નહિ તું પાપી છે! તારાથી પવિત્ર માર્ગમાં વિચરી શકાશે નહિ! હું મરીશ—પ્રાણુને ત્યાગીશ—પણ અધમ નરપિશાચ તને તો સુખી થવા નહિ દઉં—હું મરવા પહેલાં સૂર્યપ્રભાને મળીશ—મારાં સંકટોનુ વર્ણન કરીશ—તારી નીચતા તેનાં નેત્રો સમક્ષ પ્રતિમા સમાન ઉભી કરીશ; અને તેને કલંકના ખાડામાં પડતી બચાવીશ. બસ! જા હું હવે વધારે કાંઈ પણ બોલવા નથી માગતી." એમ કહીને દાંત કચકચાવતી તરલા કાલીકરાલી મહાકાલી સમાન કોપનું ઉગ્ર સ્વરૂપ ધારી ઉભી રહી.

ચન્દ્ર પોતાના પાપનું પ્રકટીકરણ થશે તો બધી બાજી બગડી જશે, એવા વિચારથી તેને શાંતિથી વિનવતો કહેવા લાગ્યો કે, "તરલે! સમજ

કે, તારું તો બગડશું; પણ મારું બગાડવાથી તને શો લાભ થશે? એ પગલું ન ભરીશ; મારી વિનતિ સ્વીકાર."

"મારી વિનતિ પ્રતિ તારો ધિક્કાર અને તારી વિનતિનો કરું અંગીકાર? જા-જા-પાપી જા. મને શો લાભ થવાનો? એક નિર્દોષ નારીના પાતિવ્રત્યનું રક્ષણ થશે અને તે પાપપંકમાં પડતી બચશે, એ શું થોડું પુણ્ય? એ શું થોડો પરમાર્થ?" તરલા બોલી.

ચન્દ્ર સ્તબ્ધ થઈ ગયો. ક્ષણેક પછી કાંઇક વિચાર આવતાં તે એકાએક સિંહસમાન ગર્જના કરી બોલ્યો, "નારી નિષ્ઠુર હોય છે. એટલે તેની નિષ્ઠુરતાની તેને શિક્ષા થવી જ જોઇએ. ઓ નીચ રંડા! તું મારા પાપનો ઘડો ફોડીશ ત્યાર પહેલાં આ ખંજરથી હું તારા જીવનની દોરીને તોડીશ અને મરણરૂપ મહાન્ રાક્ષસ સાથે તારો સબંધ જોડીશ!"

એમ કહી તત્કાળ તેણે તરલાને ગળચીમાંથી પકડી અને ધડાક દેતી કે પૃથ્વીપર નાખી દીધી અને તેનું ગળું દબાવી તેની છાતીપર ખંજર લઇને ચઢી બેઠો. "સુમન-સૂર્ય-મને બચાવો; આ પાપીના પંજામાંથી મને છોડાવો!" એવો અચાનક તરલાના મુખમાંથી પોકાર નીકળી ગયો. સુમન અને સૂર્યપ્રભાનું નામ સાંભળી પાપી જરાક અચકાયો-પણ પુનઃ તે દૃઢ થયો અને ખંજર ઉગામ્યું-હા! પવિત્ર તરલા તારું મરણ આવી રીતે જ સર્જાયલું હશે!

એક પલકમાં જ ખંજર વક્ષઃસ્થળને ભેદી નાખત, પણ એટલામાં તમંચાનો એક ધડાકો થયો. અને પવિત્ર તરલાના પ્રાણહારક પાપી ચન્દ્રના વક્ષઃસ્થળમાં તેમાંથી છૂટેલી ગોળી પસાર થઈ ગઈ. તે ગુલાંટ ખાઇને થોડેક દૂર જઈ પડ્યો. સૂર્યપ્રભાએ મંદિરનું દ્વાર ઉઘાડી બહાર જોવા માંડ્યું; પાપી ચન્દ્રના પ્રાણ પ્રયાણ કરી ગયા હતા! હૃદયાઘાત અને ભયથી તરલા અચેતન થઈ પડી હતી. સુમનસિંહ અને સૂર્યપ્રભા પરસ્પર દૃષ્ટિની એકતાનતાથી એક બીજાને નિહાળી રહ્યાં!!!

---

## પંચમ પરિચ્છેદ
### પ્રણય બલિદાન

દોહરા-નહિ વિચાર લવલેશ પણ, થાય માન અપમાન,
સહે પ્રેમમાં યુવતિ, અસહ્ય દુઃખ નિદાન
અને અર્પે પ્રાણ પણ, પૂર્ણમહત્વ મહાન,
અબળાનું અભિધાન છે, તેથી પ્રણય બલિદાન.

તરુણી તરલાને આવી ભયંકર સ્થિતિમાં પડેલી જોઇને સુમનસિંહ તથા સૂર્યપ્રભાને ઘણી જ ચિંતા થઈ પડી અને તે સાથે મૃત ચન્દ્રના

શબની પણ વ્યવસ્થા કરવાની તેમના માથે વિડંબના આવી પડી. રાત્રિનો અંધકાર વધારે અને વધારે પ્રસરતો જતો હતો અને તે જાણે ચન્દ્રનાં પાપોને આચ્છાદવાનો જ પ્રયત્ન કરતો હોયની! એવો જ સર્વત્ર આભાસ થતો હતો, વિચારમાં ને વિચારમાં એક પ્રહર રાત્રિ વ્યતીત થવા આવી. ચન્દ્ર જે અશ્વપર આરૂઢ થઈને આવેલો હતો, તે અશ્વપર સૂર્યપ્રભા આરૂઢ થઈ તરલાને દુઃખ ન થાય તેવી રીતે ખોળામા રાખી સાંથી ચાલતી થઈ અને આસપાસના થોડાક ખેડૂતોને એકઠા કરી સુમનસિંહે પાપી ચન્દ્રના શબને અગ્નિદાહ આપ્યો. થોડા જ વખતમાં ચન્દ્ર આ અસાર સંસારમાંથી હતો ન હતો થઈ ગયો. પણ તેનાં પાપમય કૃત્યોનો છાપ તેના સંબધિજનોના હૃદયમાં કંપા ઉત્પન્ન કરતો કાયમ રહી ગયો. આ સંસારમાં ક્ષણિક સુખને માટે મનુષ્યો જે અગાધ પાપ કર્યા કરે છે, તેમને આ ઉદાહરણ ધ્યાનમાં રાખવા જેવું છે. અંધ પામરજનો! કાંઇક ચેતો અને સત્ કર્માચરણમાં પ્રવૃત્ત થાઓ!!

તરલાને તેના પિતાની પર્ણકુટીમાં લઈ જવામાં આવી અને સાં સર્વ તેની શુશ્રુષામાં તનમનધનથી રોકાયાં. સુમનસિંહ પણ ત્યાં આવી પહોંચ્યો. બે દિવસ તો તરલા ઘણી જ ભયંકર સ્થિતિમાં રહી...ત્રીજે દિવસે તે સહજ ચેતનાવસ્થામાં આવી અને "ચન્દ્ર...મારુ...સૌભાગ્ય... ગયુ"! એવા અસ્પષ્ટ અને ખેદોત્પાદક શબ્દો ઉચ્ચારવા લાગી. તરલા અને ચન્દ્રનો પરસ્પર પ્રેમ જે આટલા દિવસ સુધી તરલાના પિતાથી છૂપો હતો, તે તેના જાણવામાં આવ્યો અને તે પણ પોતાની પુત્રીની અતઃકરણપૂર્વક દયા ખાવા લાગ્યો. વૃદ્ધાવસ્થામાં આવો આ અચાનક આઘાત તેને અસહ્ય થઈ પડ્યો. રુગ્ણદશામાં પડેલી તરલાનું પ્રફુલ્લ મુખ કુમળાયલા કુસુમ સમાન નિસ્તેજ થઈ ગયુ અને નિરાશાનાં સ્પષ્ટ ચિન્હો તેના મુખમંડળમાં વ્યક્ત થયેલાં દેખાયાં. શ્વાસોચ્છ્વાસનો વેગ પણ સાધારણ નિયમ કરતાં વધતો જતો હતો અને જે વેળા જાય છે તેમા અનિષ્ટ થવાનો જ સભવ દેખાય છે, એવો સઘળાના મનનો દૃઢ નિશ્ચય થઈ ગયો. સૂર્યપ્રભા અને સુમનસિંહ રાત્રિ દિવસ તરલાની શુશ્રુષા કરવા-માટે પર્ણકુટીમાં જ રોકાયલાં હતાં.

જે દિવસે તરલાના મુખમાં વાચા આવી, તે જ દિવસે સધ્યાકાળે એકાએક આકાશમાં વાદળાં ચઢી આવ્યાં અને મેઘની એવી તો ભયંકર ગર્જના થવા લાગી કે, તેથી થોડા જ વખતમાં પ્રલયનું દર્શન થશે કે શું, એવી લોકોના મનમાં ભીતિ થવા લાગી. વાયુનો વેગ પણ વિકરાળ થવા લાગ્યો—ચતુર્દિશા ધૂલિથી વ્યાપ્ત થઈ ગઈ. એક તો હતાશા, બીજી સગર્ભાવસ્થા, ત્રીજું પ્રેમીનો સદાને માટે વિયોગ, લજ્જાની હાનિ

અને તેમાં આવા અનર્થકારક ગંભીર નિસર્ગના ઉત્પાતથી તરલાના હૃદયમાં ઘણું જ માઠું પરિણામ થયું. તે એકાએક બોલતી બંધ થઇ ગઈ અને સૂર્યપ્રભા, સુમનસિંહ અને અન્ય બન્ધુ વર્ગની ઘણી જ સાંત્વન છતાં પણ તેના દુઃખી હૃદયમાં સુખનો કે સંતોષનો આવિર્ભાવ ન થયો. જલવૃષ્ટિનો વેગ એટલો બધો ધીરે ધીરે વધી ગયો કે, તે પર્ણકુટીમાં વધારેવાર બેસવું પણ અશક્ય જણાવા લાગ્યુ. નદીમાં પણ પૂરના લક્ષણો જોવામાં આવ્યાં. મધ્ય રાત્રિનો સમય થયો. જલવૃષ્ટિ થોડા વખત તને માટે બંધ થયેલી દેખાઈ. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસરી ગયુ. એ વખતે અસુખી અબળા તરલા પણ નેત્રો મીચીને નિદ્રામાં પડી અને તેને ઉંઘેલી જાણીને બીજાં માણસો પણ સૂતાં. લગભગ એક વાગ્યાના શુમારે એકાએક તરલાએ "પાણી ... પાણી!" એવા પોકાર કર્યા સુમનસિંહ જાગી ઉઠ્યો-તરલાને તેણે પાણી પાયુ. ઘટનાને ગંભીર થતી જાણી, તરલાની શુશ્રુષામાટે ત્યાં જ રાખેલા વૈદ્યરાજને જગાડી દીન સ્વરથી સુમનસિંહ તેને કહેવા લાગ્યો કેઃ-

"વૈદ્યરાજ! ઉતાવળ કરો-ઉતાવળ કરો! તરલા ઘણી જ આકુળ વ્યાકુળ થયેલી છે અને તે મરવાની અણીપર હોય, તેવી જણાય છે. તેને બિલકુલ આરામ નથી!"

વૈદ્યરાજ પાસેની ઝુપડીમાંથી ત્યાં આવ્યા. તરલા આ વેળાએ પોતાના પિતા સાથે ઘણી જ હુશિયારીથી અને ઉતાવળથી વાતો કરતી બેઠી હતી. વૈદ્યરાજને આવતા જોતાં જ તેણે પોતાનો હાથ તેના તરફ લંબાવીને ઘણી જ નમ્રતાથી તેને કહ્યુ કે, "વૈદ્યરાજ! મને આ વેદનામાંથી હવે સત્વર મુક્ત કરો."

તરલા જેવી નિર્દોષ નારીનાં આવાં દીનતાયુક્ત વચનો સાભળતાં વૈદ્યનું હૃદય ભરાઈ આવ્યુ. તેણે તરલાને આશ્વાસન આપતાં કહ્યું કે, "બાળે, ધૈર્ય ધર, ભય ન કર! મારાથી થશે તેટલા પ્રયત્નો તને બચાવવામાટે હું કરીશ. સુમનસિંહે તારા રોગનુ કારણ મને જણાવ્યું નથી, પણ તારા આવા ભયંકર રોગથી હું અનુમાન કરી શકું છું કે, તને કોઈ ભયંકર વિષધારી સર્પનો દંશ થયેલો હોવો જોઇએ."

"સર્પદંશ" એ વચનો સાંભળતાં જ તરલાનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા માંડી. તે ગભીર પણ મંજુલ સ્વરથી કહેવા લાગી; "હા, વૈદ્યરાજ! મારા શરીરને એક ભયંકર સર્પનો દંશ થયેલો છે અને તેણે મને ઘણી જ વ્યાકુળ બનાવી દીધી છે. પણ અફસોસ! તે સર્પ મારા પહેલાં જ સ્વર્ગમાં સિધાવી ગયો છે, તેથી મારા શરીરમાંના વિષને પાછું ચૂસીને મને બચાવનાર કોઈ નથી!" આટલું બોલતાં જ તરલાનાં નેત્રો એકાએક ફરવા

લાગ્યા વૈદ્યે ભયથી તેના પિતાને ત્યાં બોલાવ્યો-તરલાએ દુ ખાતિશયની એક બૂમ પાડી સુમનસિંહ તથા સૂર્યપ્રભા પણ ત્યા આવી પહોચ્યાં અને તેની આગતા સ્વાગતા કરવા લાગ્યા

તરલાની મુખમુદ્રા એકાએક ગભીર તથા ખિન્ન થતી જોવામાં આવી-મુખ અને શરીરના તમામ ભાગમાં પાડુતાનુ પ્રત્યક્ષ દર્શન થતુ જોવામા આવ્યુ તે ધીમા સ્વરે પશ્ચાત્તાપ સમાન બોલવા લાગી, "મારી સર્વ આશાનો ભગ થયો છે, મારા સુખનો કાળ વીતી ગયો છે, મારા સિરપર વજ્રપાત થયો છે! મને એમ થાય છે કે, પૃથ્વીએ ફાટીને મને પોતાના પેટમાં કા ન સમાવી દીધી? પિતાજી! હવે મારુ જીવન મને દુ ખરૂપ દેખાય છે, મરણ હવે મારી જલ્દી જ ભાળ લેશે. હવે મારા જીવવાની તમારે જરા પણ આશા ન રાખવી!"

તરલાનુ આ સભાષણ પૂર્ણ થતાજ તેના મસ્તકમાં ભ્રમણનો ભાસ થયો અને તેણે આંખો ફેરવી. ઉપ કાનો ઘંટાનાદ થયો અને તે સાથેજ તરલાનો પુણ્યાત્મા આ પાપી સસારમાથી તત્કાલ પ્રયાણ કરી ગયો તરલે! તને તો વિધિએ ન કરાવ્યુ પ્રેમીના પ્રેમપીયૂષનું પાન, પણ પાપીના પ્રેમમાટે પણ તુ તો થઈ ખરેખર પ્રણય બલિદાન!!!

---

## ષષ્ઠ પરિચ્છેદ
### શોક અને આનંદ

ગતિ-સ્થિતિ મનની બદલાતી, સદા સમયના પરિવર્તન સગે,
શોક હૃદયમા આજે, કાલ હશે આનદરગ અંગે!

એક યુવતી-નિર્દોષ નારી-નો આવો અકાળ અતકાળ કોઈ પણ સહૃદય મનુષ્યના હૃદયમા શોક ઉપજાવે, એ સ્વાભાવિક છે, ત્યારે તે તેના સબધિવર્ગમાં અગાધ શોકની છાયા પ્રસરાવે, તેમા શકા જ શી હોય? તરલારૂપ નૂતન મુકુલનુ આવી રીતે મર્દન થવાથી તેના વૃદ્ધ પિતા અને સુમનસિંહ તથા સૂર્યપ્રભાના હૃદયમાં જે શોકનો આઘાત થયો, તેનુ સપૂર્ણ રીતે વર્ણન કરવાને કવિના શબ્દકોશમાં યોગ્ય શબ્દો નથી, અને તે પણ કદાચિત્ મળી આવે, તો તેને લખવાની લેખિનીમાં શક્તિ નથી. માટે વાચકે તેની કલ્પના કરી લેવીજ વધારે સારી છે

સતી સાધ્વી તરલાના મરણને આજે ત્રણ દિવસ થઈ ગયા છે તે જ સધ્યાકાળનો સમય છે. ગાયો ચરીને નગર ભણી વળેલી છે, પક્ષીઓ પોતાના માળામાં ઘૂપાતાં જાય છે અને નદીનો જલપ્રવાહ-નર્મદાનો વેગવાન્ વારિપ્રવાહ-પણ ઘૂ ઘૂ ધ્વનિ સહિત પોતાનું વહનકાર્ય કરી

રહ્યો છે. વાર્તાના આરંભમાં જે પાષાણુશિલાપર આપણે તરલાને વીણા સહિત જોઈ હતી, તે જ શિલાપર આજે સૂર્યપ્રભા બેઠેલી છે. સમયના સામ્ય અને શિલાસ્થિત સુંદરીના સામ્યથી સુમનના મનમાં તે દિવસનું સ્મરણ થઈ આવ્યું. અચાનક તેના મુખમાંથી નિમ્નલિખિત કાવ્યરૂપ ઉદ્ગારો નીકળી ગયાઃ—

દોહરા.

"તે જ નદી વન તે જ છે, પર્ણકુટી પણ તે જ;
તે જ શિલા સ્થલ તે જ છે, મનહરતરગણ તે જ.
ઝીણા ઝીણા રવ સહિત, પક્ષિ ગાન પણ તે જ;
ગાનારી તરલા નથી, સર્વ હાય! નિસ્તેજ.
શીત નદી જલમાં દિસે, ઉષ્ણ અગ્નિનો દાહ;
વનના શીત પવન મહીં, દિસે નિકળતી આહ!
વ્યર્થ વ્યર્થ આ વિશ્વને, વ્યર્થ સર્વ આનંદ,
સુમન ઉપવને વ્યર્થ જો, પોષક નહિ મૃદુચંદ!

એ વાક્યો બોલી મહા ગંભીરતા અને મૌન્ય ધારી શબવત્ જડ બનીને સુમનસિંહ સ્તબ્ધતામાં લીન થઈ ગયો. સૂર્યપ્રભા તેની આવી સ્થિતિને એકી નજરે જોઈ રહી.

તરલાના મરણથી સૂર્યપ્રભાને પણ તેટલો જ શોક થતો હતો, પણ તેને ઉદ્ગારદ્વારા બહાર કાઢવાની તેનામાં શક્તિ નહોતી. છતાં પણ તેનાં નેત્રોમાંથી અશ્રુધારાનું વહન થયા કરતું હતું. અંતે શોકને દબાવવાના હેતુથી જ હૃદયને દૃઢ કરીને સુમનસિંહે સૂર્યપ્રભાને શાંત કરી અને પોતાના અંગરખાના છેડાથી પ્રેમપૂર્વક તેનાં આંસુ લુછી નાખ્યાં. તેના હાથોનો સ્પર્શ થતાં જ સૂર્યપ્રભાના મનમાં એક પ્રકારનો અલૌકિક ભાવ પસાર થઈ ગયો. તે છાની રહી અને ધીમે સ્વરે પોતાના વિચારો વ્યક્ત કરવા લાગી.

"સંસારની કેવી વિચિત્ર સ્વાર્થપરાયણતા? જ્યારે બિચારી સત્યશીલ પ્રેમી તરલાએ ચન્દ્રને પોતાનો પ્રેમપાત્ર બનાવ્યો હતો ત્યારે લોભશીલ ચન્દ્ર પ્રેમ નહિ, પણ માત્ર સ્વાર્થના હેતુથી જ મને પોતાની અર્ધાંગના બનાવવા ઇચ્છતો હતો. પરંતુ હજારો હજાર ઉપકાર તે જગદાધાર અને તરલા તથા આપના જેવા મહાપુરુષના, કે તે પાપીના પંજામાં મને સપડાતી બચાવી છે! આપે મારું રક્ષણ કર્યું છે અને આજના એક શોકકારક પ્રસંગે આપનો મારા શરીરને હસ્તસ્પર્શ થયો છે, માટે હવે આપ જ મારા જીવનના રક્ષણકર્તા થાઓ, એવી મારી પરમ ઇચ્છા છે. આ સમયે મારાથી મર્યાદાનું પાલન થઈ નથી શકતું, તે માટે હું ક્ષમાની આશા રાખું છું." સૂર્યપ્રભાએ નમ્રતાથી કહ્યું.

સુમનસિંહની પણ એ જ ભાવના હતી–તરલા–તેની પ્રિય પ્રેમપાત્રા–પણ સ્વર્ગવાસિની થયેલી હતી અને આવી સુશીલ, સત્યનિષ્ઠ, કુલીન તથા સ્નેહસૌન્દર્યવતી સુંદરીની અચાનક પ્રાપ્તિ થતી હોય, તો તેને ગ્રહણ ન કરે, એવો કયો મૂઢ હશે? સુમનસિંહે તરત એ વિનતિ સ્વીકારી અને સૂર્યપ્રભાના પિતાની સંમતિ લેવા પછી લગ્નનો નિશ્ચય કરવામાં આવ્યો. કેવો કાળનો પ્રભાવ અને કેવી ભવિષ્યની સત્તા! સુમનસિંહ જેવા એક મહાનુભાવ મનુષ્યનો આગ્રહ છતાં ચન્દ્રની પ્રાપ્તિના પ્રયત્નમાં જ અંતે નિરાશાથી તરલા સ્વર્ગવાસિની થઈ અને તરલાની આશાવાળા સુમનસિંહને અલૌકિક સંયોગથી–વિચિત્ર દૈવયોગથી–સૂર્યપ્રભા જેવું રત્ન મળી ગયું! આમાં પ્રયત્ન નહિ, કિન્તુ પ્રારબ્ધની પ્રબળતાનું જ આપણને પ્રત્યક્ષ દર્શન થાય છે.

જેવી રીતે તરલાના અકાળ મરણથી આપણને શોકનો આભાસ થયો હતો, તેવી જ રીતે સૂર્યપ્રભાના અને સુમનસિંહના અનુકરણીય જીવનના પરસ્પર સંબંધથી આનંદનો આભાસ થાય, એ નૈસર્ગિક છે અને તે હેતુથી જ આ પરિચ્છેદના "શોક અને આનંદ" એ નામની સાર્થકતા થાય છે.

---

## સપ્તમ પરિચ્છેદ

### સંયોગ અને સમાધિસ્તંભ

Yonng Celadon.–
And his Amelia were a matchless pair,
With equal virtue formed and equal grace,
The same, distinguish'd by their sex alone,
Hers the mild lustre of the blooming morn,
And his the radiance of risen day."

THOMSON.

પોતાનાં માતાપિતાની સંમતિથી તરલાના મરણ પછી એક માસે સૂર્યપ્રભા અને સુમનસિંહના લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

લગ્નસમારંભ ખાસ એજ માંગલિક પ્રસંગમાટે ઉભા કરેલા તરલાની પર્ણકુટી પાસેના નદીતીરસ્થ વિશાળ મંડપમાં જ કરવામાં આવવાનો હતો. આજે તે દિવસ આવી પહોંચ્યો. તરલાના પિતાએ પણ આ શુભ કાર્યમાં પ્રેમથી ભાગ લીધો અને સૂર્યપ્રભાને પોતાની મૃત પુત્રીના જેટલા જ સ્નેહથી પુત્રી કહીને બોલાવી.

વર્ષાકાળનો પ્રારંભ થયેલો હોવા છતાં પણ આજે વર્ષાનું દર્શન થયું નહોતું. આકાશ સ્વચ્છ હતુ અને સૂર્ય પણ પોતાના પ્રકાશથી

નભોમંડળમાં પ્રકાશ આપતો વિરાજી રહ્યો હતો. તેમ જ સ્વાભાવિક જ ત્યાં તે દિવસે વિસ્તરેલી આનંદની છટા જાણે આવા આનંદના સમયમાં આનંદને પોતાનું અનુમોદન જ આપતી હોયની! તેવી સહજમાં જ કલ્પના થઈ શકતી હતી.

યોગ્યનો યોગ્ય સાથે સંબંધ થયો-શોકનો વિસ્તાર હતો ત્યાં લોકના આનંદનો પ્રસાર થયો. તરલાના મરણના અને આ વિવાહના સ્મરણ-માટે સુમનસિંહ અને સૂર્યપ્રભાએ નર્મદા નદીના તીરપર જે શિલાપર બેસીને તરલા સંધ્યાકાળના આનંદનો આસ્વાદ લેતી, તે સ્થાને સ્ફટિક પાષાણનો સમાધિસ્તંભ ચણાવ્યો અને તેનાપર આ પ્રમાણેનો એક મુદ્રાલેખ કોતરાવ્યો:-

માલિની

"ગુણવતિ સતિ નારી, સાધવી સત્યશીલા;
હતિ જગમહિં જેની, શુદ્ધ અત્યંત લીલા;
મરણશરણ થૈ તે, ક્રૂરના પ્રેમકાજે;
સ્મરણ સ્થિર રહેશે, સર્વદા તે સમાજે;
યુવતિ રતિમહિં નારે, સાહસે પાદ ધારો,
પ્રથમ ગુણ નિહાળી, શીલ વિદ્યા વિચારો,
કર પછિ ધરજો રે, પ્રેમ ભાગી બનાવી;
સ્થિતિ સુખકર થાશે, અન્યથા હાય! આવી."

* * * * * *

આ વાર્તાને ઘણાં વર્ષો વીતી ગયા છે. સુમનસિંહ અને સૂર્યપ્રભા કોઈ કોઇવાર અહીં આવે છે અને તરલાના સ્મરણથી ત્યાં અશ્રુની વૃષ્ટિ વર્ષાવે છે. તરલાનો વૃદ્ધ પિતા તો પુત્રીના શોકમાં વ્યાપ્ત થયેલો તે જ પર્ણકુટીમાં વસે છે અને નિદાઘ કાળનો પ્રખર સૂર્યતાપ હોય, કે શીત-કાળના ઉગ્ર શરદ્ વાયુનો પ્રપાત હોય, તેમ જ વર્ષાકાળમાં અગાધ જળ-વૃષ્ટિનો સંપાત હોય, તોપણ માત્ર ફલાહાર કરવા કે નિત્ય નૈમિત્તિક કર્મ આચરવાના સમયથી ઉપરાંતનો બીજો બધો સમય તે તરલાના સમાધિસ્તં-ભના ઓટલાપર જ બેસવામાં વીતાડે છે. તેનું મન કાંઈક ઉન્માદવશ થઈ ગયેલું છે. તે પોતાની પ્રાણપ્રિય પુત્રીને વારંવાર વાત્સલ્યભાવદર્શક સંબોધનથી બોલાવ્યા કરે છે. પણ મૃત તરલા ક્યાંથી આવી શકે વારુ! સૂર્ય અને સુમન વારંવાર આવી તેને ઘણુંએ આશ્વાસન આપે છે, પણ વ્યર્થ. ઘવાયલું હૃદય સુધરતું નથી. ઘણીકવાર પ્રવાસીઓના મુખેથી એવી માહિતી મળ્યા કરે છે કે:-"તરલાનો વૃદ્ધ પિતા તરલાની પ્રાણપ્રિય વીણાના સ્વરો મેળવી અર્ધ રાત્રે પણ શોકનાં ગાન ગાયા કરે છે." સંસા-રમાંને સ્નેહસબંધ આવો છે.

ધન્ય છે! વૃદ્ધ પિતા! તારા વાત્સલ્ય પ્રેમને!!! "પ્રેમ અંધ છે." એવું જે કેટલાક શિષ્ટોનું કહેવુ છે, તે અક્ષરે અક્ષર સત્ય છે. મૃત–સ્વર્ગસ્થ સુતામાં પણ આટલો બધો સ્વર્ગીય સ્નેહ! સ્નેહની પરિસીમા–પ્રેમનો અવાધ!! તરલાના વયોવૃદ્ધ જનક! આ સંસારના અલ્પકાળના પ્રવાસિન્! હવે તારી વૃત્તિને તરલાના શોકગાનમાંથી પરમેશ્વરના અશોક જ્ઞાનમા લગાવ અને પારમાર્થિક પંથને સરળ બનાવ! જા, જા, તે અનંત પરમાત્માની અનંત આનંદદાયિની સૃષ્ટિમાં એકાત્મ થા! જા! હે પરમાત્મન્! આ સંસારનાં સંકટોથી સંહત વૃદ્ધ મહાનુભાવ તારે શરણે આવે છે, તેને તારા સંતસમાજમાં કૃપા કરીને સ્થાન આપ!

---

## ઔરંગઝેબની પ્રેમાંધતા!!

(લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી)

सदनत्राणहतोऽस्मि हतः पुन. ॥

ઔરંગઝેબનું ચરિત્ર વાંચનારાઓએ, તેને કોઈ દિન પ્રેમમુગ્ધ કે મોહાસક્ત થયલો સાંભળ્યો નહીં હોય. તેની કિંચિન્માત્ર દયાનાં દૃષ્ટાંતો મળી આવે છે, પણ પ્રેમની કોમળ લાગણીથી તે કદાપિ ધવાયો હોય એમ ઘણે ભાગે દૃષ્ટાંત નથી મળતાં. તેણે સુંદર મસ્જીદો કે રોજાઓ કિંવા સુંદર ઇમારતો બંધાવી હોય, એવું પણ સંભળાયું નથી. ગાયન વાદનાદિ વિદ્વાને તેણે પોતાના દરબારમાંથી હદ્પાર કર્યાં હતાં. પોતાના સગા ભાઇઓ અને પોતાના વ્હાલા પિતાને પણ તેણે નિષ્ઠુરતાથી મારી નખાવ્યા હતા. હિંદુઓ ઉપર દયાહીનતાથી જુલમ ગુજારવામાં તેણે બાકી મૂકી નહોતી. આવા કઠોરતાની મૂર્તિરૂપ ગણાયલા ઔરંગઝેબને પ્રેમમુગ્ધ કહેવામાં આવે, તેથી પ્રથમ દૃષ્ટિએ આશ્ચર્ય ઉપજે પરંતુ તેના જીવનમાં બે ત્રણ પ્રસંગો ખરેખર એવા બનેલા કહેવાય છે કે, જે વખત તે દ્રવીભૂત થઈ ગયો હતો. આ વાર્તામાં એવો એક પ્રસંગ દર્શાવેલો છે. એ પ્રસંગથી વાચકોને અવશ્ય આશ્ચર્ય ઉત્પન્ન થયા વિના રહેશે. નહીં. આ વાર્તા ઉપરથી આપણને એટલો સિદ્ધાંત તો બાંધવો જ પડશે કે–સામાન્ય રીતે માનવહૃદયમાં પ્રેમ જેવી કોમળ લાગણી ઉપજે, એ કેવળ સ્વાભાવિક છે, પરંતુ કઠોર હૃદય ઉપર પણ એ લાગણી, કાંઈ નહીં તો, થોડીક ક્ષણ પણ, અસર કર્યા વિના રહેતી નથી.

ઔરંગઝેબની માતા મુમતાઝ મહાલની મોટી બહેન એક મોટા સરદાર સાથે પરણેલી હતી. તે સરદાર બહાણપુરનો હતો. ઔરંગઝેબ એકવાર પોતાની માસીને મળવા માટે બહાણપૂર ગયો. તે વખત

તે જનાનામાં જતો હતો ત્યારે તેના સ્વાગતમાટે અને તેના મનના રંજનાર્થે એક તરુણ દાસીને મધુર ગાયન ગાવાનું કામ સોંપવામાં આવ્યું હતું. ઔરંગઝેબ, જેવો આ દાસી આગળથી પસાર થયો, તેવો જ જાણે તેને કટારી વાગી હોય તેમ એક આંચકો ખાઈને તે મૂર્ચ્છિત થઈ ગયો. તેની એવી સ્થિતિ જોઈને તેની માસી તેમ જ તેના ઘરનાં સર્વ માણુસો હાફળાંફાફળાં થઈ ગયાં. એક હોશિયાર હકીમને તુર્ત જ બોલાવવામાં આવ્યો અને તેણે ઓષધાદિ આપ્યાં, પરંતુ લગભગ ૧૮ કલાક સુધી તેની મૂર્ચ્છતા કાયમ રહી!! મળવા આવેલો શાહ્જાદો ભાણેજ આવી રીતે એકાએક મૂર્ચ્છા પામે અને કૈં કૈં ઉપચારો કરવા છતાં શુદ્ધિમાં ના આવે, એવી વિલક્ષણ સ્થિતિમાં મૂકાવા માટે ઔરંગઝેબની માસી રડવા અને/કકળવા લાગી. આખરે બીજા બેચાર હકીમોના અનેક પ્રકારના શીતલ ઉપચારોથી એકાદ વધુ કલાક પછી તેની મૂર્ચ્છા ઉતરી ગઈ. ઔરંગઝેબ શુદ્ધિમાં આવ્યા પછી તેની માસીએ તેને પૂછ્યું; "બેટા, કોઈ દિવસ નહીં ને આજ તું બેશુદ્ધ કેમ થઈ ગયો?" ઔરંગઝેબ નિ:શ્વાસ નાંખીને બોલ્યો:–"માસી, મારી સ્થિતિ આવી કેમ થઈ, તે કહેવામાં શો સાર છે? ફરીથી આવી સ્થિતિ ન થાય, તે માટે પ્રયત્નો કરવા એ તમારા હાથમાં છે. તેમ કરશો ત્યારે મારા જીવને કળ વળશે." માસીએ ગભરાઈને કહ્યું: "તારા જેવા એક મોટા બાદશાહના પ્રાણ કરતાં મને કશું અધિક નથી. જો તારે માટે મારો પોતાનો પણ જીવ આપવો પડશે તો તે આપીશ. તું મને તારી માતા બરોબર જ ગણજે." માસીનાં આશ્વાસનયુક્ત વચનો સાંભળીને કંઈક શાન્ત થયેલો ઔરંગઝેબ બોલ્યો: "કાલે હું તમારા મહેલમાં આવ્યો ત્યારે મારા મનરંજનાર્થ જે તરુણ દાસીને તમે ગાયન ગાવા બેસાડી હતી, તેના જેવું સ્વરૂપ મેં કદાપિ કયાંએ જોયું નથી. હું મૂર્ચ્છાંગત થયો તેનું કારણ તે મનોહારિણી છે. માસી, હું તમને વિનતિ કરું છું કે એ દાસી તમે મને આપો. એથી મને પુનઃ કદી મૂર્ચ્છા નહીં આવે." ઔરંગઝેબનું આ બોલવું સાંભળીને તેની માસી આશ્ચર્યચકિત થઈ. કેમકે તે મોહાવસ્થામાં બેશુદ્ધ થયો હશે, એવું તેણે સ્વપ્ને પણ ધાર્યું ન હોતું. ઔરંગઝેબ મોહાંધ થતો નથી, એમ તે જાણતી હતી. કેટલોક વખત સુધી તે વિચારમાં ને વિચારમાં ઉભી રહી, જેથી ઔરંગઝેબે કહ્યું: "માસી, કેમ બોલતાં નથી? મારા પ્રાણ કરતાં શું તે તમને અધિક પ્રિય છે? એવી તો કેટલીયે દાસીઓ તમારા જનાનામાં હશે." માસીએ ઉત્તર આપ્યો: પુત્ર, મેં તો તને કહ્યું જ છે કે, તારા કરતાં મને કાંઈ પણ વધારે વહાલું નથી. વાત એમ છે કે, તારા માસાનો પ્રેમ એ દાસી ઉપર એટલો બધો છે કે, જો તે તને આપવાની વાત હું કાઢું તો

અને મારી નાખ્યા વિના તેઓ રહે નહીં. તેનું મધુરં સંગીત તથા તેનું સૌંદર્ય તેમને પણ ઘણુંજ પ્રિય છે"

ઔરંગઝેબ આ સાંભળીને નિરાશ થયો. એ તેને ખરું લાગ્યુ કે, આવી સ્વરૂપ સુન્દરી જેની પાસે હોય, તે અન્યને રાજીખુશીથી કદાપિ આપે નહીં. માસીએ તથા ઔરંગઝેબે કેટલાક વખત સુધી વિચાર કર્યા પછી એમ ઠરાવ્યું કે, એકવાર બહાદુરપુરના સરદારને કહી જોવુ તો ખરું. તદનુસાર તેની માસીએ, એક વખત જ્યારે સરદાર ખુશ મીઝાજમાં હતો ત્યારે ઔરંગઝેબની માગણીની વાત કાઢી તથા તે લગભગ ૧૮–૧૯ કલાક મૂર્છિત થવાનું ખાસ કારણ, એ દાસીને જોયાનુંજ હતું એમ જણાવ્યું. સરદારે વિચાર કરીને કહ્યુ કે, "ઔરંગઝેબની કરુણાવસ્થા જોઇનેજ હું એ દાસી આપવા કબૂલ થાઉં છું. પરંતુ તેના બદલામાં તેણે મને પોતાના જનાનામાંથી અન્ય કોઈ તરુણ અને રૂપવતી દાસી આપવી જોઇએ." માસીએ ઔરંગઝેબને આ સમાચાર કહેતાં સમેતજ તે હર્ષાવેશમાં આવી ગયો. તેણે કહ્યું· "એક શું, પણ હું અનેક તરુણીઓ આપવા તૈયાર છું." એ પછી ઉપર્યુક્ત દાસી ઔરંગઝેબને અધીન કરવામાં આવી, અને

કબર ચણવામાં આવેલી કહેવાય છે. જો આ સ્ત્રી વધુ સમયપર્યંત જીવી હોત તો ઔરંગઝેબ કે જે કઠોર અને ક્રૂર કહેવાયો છે, તેની કારકીર્દી કાંઈ ઔર પ્રકારની નિવડી હોત, એમાં કાંઈપણ શક નથી!

## ભારતસુન્દરી કૃષ્ણાકુમારી

(લેખક ઠકુર નારાયણ વિસનજી)

સુન્દર અને સુવાસિક સુમનો ઉપવનને સુશોભિત કરે છે તથા માળીની રુચિ તથા કુશળતાની પ્રત્યક્ષ સાક્ષી આપે છે. વિધાતા પણ પોતાની સૃષ્ટિને સુશોભિત કરવામાટે સૌન્દર્ય તથા સૌજન્યથી વિભૂષિત મનુષ્યોને નિર્માણ કર્યા કરે છે. ઇતર સૃષ્ટિમા પણ એજ પ્રકાર દૃષ્ટિગોચર થાય છે સૃષ્ટિનુ એ રમણીય સ્વરૂપ જેમ સાત્વિક ગુણનુ આદિ કારણ છે, તેમ જ લોભ, મોહ અને તામસી વૃત્તિ આદિને પણ એના યોગે જ વિશેષ ઉત્તેજન મળે છે ક્ષીરાબ્ધિમાંના મહાતેજસ્વી રત્નો બહાર નીકળતાંની સાથે જ દેવ અને દાનવો વચ્ચેના સપનો સહાર થયો અને સમરનો સમારભ આરભાયો રત્નોના સરક્ષણમાટે દેવો દોડ્યા એટલે તેમનો ઉપભોગ લેવાના ઉદ્દેશથી દૈત્યોએ શસ્ત્રો ઉપાર્યાં. સૃષ્ટિમા જે કાંઈ પણ ઉત્તમ હોય છે, તેની આસપાસ નિરતર સમર વ્યાપાર ચાલતો જ હોય છે તેમા પણ વળી સ્ત્રીમોહને તો આપણે નિત્ય માનવજાતિના કલહમાં વિશેષ કારણીભૂત થયેલો જોઇયે છીએ સ્ત્રીના મોહથી તામસી વૃત્તિ ઉત્પન્ન થાય છે તેમ જ સ્ત્રીનો પ્રેમ અને સ્ત્રીનુ મહત્ત્વ, શૌર્ય તથા વીર્ય આદિ ગુણોનો પરિપોષ પણ કરે છે સ્ત્રીઓની મહત્તા જાળવવી, તેમના વિશે આદર બુદ્ધિ રાખવી અને તેમના હિત માટે પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો, એ ગૃહસ્થ વીરના મુખ્ય લક્ષણો છે. રાજપૂતોના સ્વભાવમા આ લક્ષણો વિશેષ પ્રમાણમા દેખાઈ આવે છે. સ્ત્રીઓની પ્રતિષ્ઠાને રક્ષવાના કાર્યમાં રાજપૂતોનાં શૌર્ય અને અભિમાને પ્રકટ કરેલા પોતાના જાજ્વલ્ય સ્વરૂપને રાજસ્થાનના ઇતિહાસમા આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. તેમાં પણ પ્રસ્તુત ચરિત્રનાયિકા કૃષ્ણાકુમારીની અત્યત શોકજનક નિધનઘટનાને જોતાં એ સમયમા રાજપૂતોના તિ સર્ગજાત સ્વભાવમા ઘણેક અશે નિસ્તેજસ્વિતા થયેલી દેખાઈ આવે છે.

પ્રાચીન અણહિલવાડના રાજકુળમા અને આમ્બેર વશમાં કૃષ્ણાની માતાનો જન્મ થયો હતો. સમસ્ત રાજસ્થાનમાં જેની પદવી સર્વોત્કૃષ્ટ છે, એવા મેવાડના મહારાણાની કૃષ્ણા રાજકુમારી હતી અર્થાત્ એથી

કૃષ્ણાકુમારીનું કુળ ભારતવર્ષમાં સર્વથી ઉત્તમમા ઉત્તમ હતું. એ કોઇ પણ સહજમાં જાણી શકે એમ છે. જન્મ, જાતિ, કુળ, રૂપ અને સ્વભાવ એ સર્વ વિષયોમાં ઉત્કૃષ્ટતાના શિખરે વિરાજતી ભારતસુંદરી કૃષ્ણા કુમારી શરચ્ચંદ્રિકા પ્રમાણે સર્વજનોના નેત્રોને આનદ આપતી લીલાવડે યૌવનના આનદવનમાં ધીમે ધીમે પ્રવેશ કરવા લાગી

• ઇ. સ. ૧૮૦૪ માં સિંધિયા અને હોલકરપર મોટા મોટા વિજય મેળવ્યા અંગ્રેજોએ, પણ તેમનુ પ્રાયશ્ચિત્ત ભોગવવુ પડયુ રાજપૂતોનો મરાઠાઓના લાગલાગટ પરાજય થતા જવાથી તેઓ સર્વથા તેજોહીન થઈ ગયા અને તે પરાજયના પ્રતિકારનુ સામર્થ્ય ન રહેવાથી એ પરાજયોથી તેમની પૂરેપૂરી ફજેતી થઇ ગઈ. પોતાના ખાલી થયેલા ખજાનાને પાછો ભરીને અંગ્રેજો સાથે પુન યુદ્ધ કરવાના ઉદ્દેશથી હોલકરે રાજપૂતાનામાં પ્રવેશ કર્યો. મેવાડના મહારાણા અને બીજા રાજપૂત રાજાઓને સૈન્યસહિત તેણે પોતાની કુમકે લાવવાનો ઘાટ ઘડ્યો.

મેવાડના મહારાણા પાસેથી તેણે ચાળીસ લાખ રૂપિયાની માગણી કરી અને તેમાનો એક તૃતીયાંશ ભાગ તત્કાળ આપી દેવાનો આગ્રહ કર્યો. રાણાએ પોતાની પાસે જે કાંઈ પણ ધન હતુ, તે સર્વ એકત્ર કરીને તેમ જ નગરના લોકો પાસેથી કાઢી શકાયુ તેટલુ કાઢીને મોટી મુસીબતે બાર લાખ રૂપિયાની રકમ ઉભી કરી. એ બાર લાખ રૂપિયા અને બાકીની રકમની જામીનગીરી તરીકે નિરુપાય થઇને તેણે પોતાના કેટલાક ખાસ પુરુષોને હોલકરની છાવણીમા મોકલી આપ્યા પરતુ એટલાથી હોલકરની ક્ષુધા શાત થઈ નહિ તે મેવાડમા સર્વત્ર આઠ મહિના સૂધી લુટફાટ ચલાવતો રહ્યો અને મેવાડના સમસ્ત પ્રદેશને લગભગ ઉજ્જડ કરી નાખ્યો.

હવે એના કરતાં વિશેષ વિકટ અને વિશેષ માનહાનિનો પ્રસગ આવવો શકય છે, એવી કોઇને સ્વપ્નમા પણ કલ્પના નહોતી, પરતુ દુઃખ કિંવા સુખની સીમાને નિશ્ચિત કરવાનુ કાર્ય બહુ જ કઠિન હોય છે. જ્યારે ભાગ્યનુ ચક્ર ઉલ્ટુ ફરતુ હોય, તે વેળાએ દુ ખસમાપ્તિની આશા ભાગ્યે જ રાખી શકાય છે મરાઠારૂપી એ ઝઝાવાત મેવાડમા જે કાંઈ હતુ, તેને વાળીઝાડી સાફ કરીને લઈ ગયો, પરતુ બીજો એક એના કરતાં પણ વિશેષ દુ ખદ અને હૃદયદ્રાવક પ્રસગ મહારાણાપર આવવાનો હતો પોતાના અપ્રતિમ સૌન્દર્ય અને નિ સીમ પ્રેમના યોગે મેવાડની રાજકન્યા કૃષ્ણા પોતાના પિતાની આનદભૂમિ બની રહી હતી. એ અત્યંત સુશીલ અને નિર્દોષ બાળા હોવા છતાં પણ દુષ્ટ દૈવે એને નિમિત્તરૂપ બનાવી અને તેના પૂજ્ય પિતાના શિરપર આઘાત કરવામાટે દારુણ

પ્રસંગને પોતાના નિવાસસ્થાન દુઃખનગરમાંથી વાજતે ગાજતે વિદાય કરી દીધી.

કૃષ્ણાકુમારીનું સૌન્દર્ય જ તેના પિતાના શિરપર અનિષ્ટ પ્રસંગને લાનનાર કારણ થઈ પડ્યું. એ લાવણ્યકુસુમ પ્રતિ અનેકોની દૃષ્ટિ દોડી ગઈ. આસપાસના રાજા રજવાડાઓમાંના ઘણાકોએ એ કૃષ્ણાને પ્રાપ્ત કરી લેવાની ઇચ્છા કરી હતી. તે સર્વમાં જયપુરનો શૂરવીર રાજા જગતસિંહ મેવાડના મહારાણાને પસંદ હતો અને તેથી તેના હાથમાં જ કૃષ્ણાનો હાથ આપવાનો તેનો વિચાર હતો. એ રાજપુત્રે મોટા નજરાણા સહિત ત્રણ હજાર સૈનિકોને કૃષ્ણાના પિતાને ત્યાં મોકલ્યા અને સરોણી નાખી.

પરંતુ એ વેળાએ એક ન ધારેલું વિઘ્ન વચ્ચે આવીને ઊભું રહ્યું. મારવાડના રાજા માનસિંહના મનમાં પણ એ કન્યા વિશેની અભિલાષા ઉત્પન્ન થઈ હતી. પોતાથી પહેલાના મારવાડના સિંહાસનારૂઢ રાજકુમારને કૃષ્ણા આપવા વિશેનું વિધિપૂર્વક વાગ્દાન થયું હતું, એટલે તેની પછી હું ગાદીપર આવેલો હોવાથી તેનો લગ્નસંબંધ મારી જોડે જ થવો જોઇએ, એવો માનસિંહે વાંધો ઉઠાવ્યો. તેમ જ એવી ભીતિ પણ તેણે બતાવી કે, 'જો મારા હક્કને મારી નાખીને મેવાડનો રાણો બીજા કોઇને પોતાની કન્યા આપશે, તો હું તેને તેમ કરતાં તરત અટકાવીશ.'

આ ટંટાની ખબર મરાઠાઓના સરદાર સિંધિયાના જાણવામાં આવતાં તે માનસિંહના પક્ષમાટે પોતાના પ્રભાવનો વ્યય કરવા લાગ્યો. એનું કારણ એ જ કે, તેની પૈસા સંબંધી માગણીને જયપુરના રાજાએ ધુત્કારી કાઢી હતી. જયપુરનું સૈન્ય મેવાડની રાજધાનીમાં જઈ પહોંચવાના સમાચાર સિંધિયાના જાણવામાં આવ્યાથી તેણે મેવાડના રાણાને એવા આશયનો સંદેશો કહાવ્યો કે;—"તમારે જયપુરના રાજાને પોતાની કન્યા કદાપિ આપવી નહિ." સિંધિયાના એ વર્ચસ્વદર્શક સંદેશાને સાંભળીને મેવાડના રાણાના મનમાં ઘણો જ સંતાપ થયો અને તેટલા માટે બની શકે તેટલી ઉતાવળ કરીને તેણે વિવાહવિધિ આટોપી નાખવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો.

સિંધિયા કેવળ સંદેશો કહાવીને જ બેસી ન રહ્યો; કિન્તુ સંદેશાની પાછળ જ તેણે આઠ હજાર સૈનિકોને પણ ત્યાં રવાના કરી દીધા અને એ સૈન્ય મેવાડની રાજધાનીની પાસે જ છાવણી નાખીને પડ્યું. સિંધિયાના આવા અત્યાચારથી જયપુરના સૈન્યને પાછું વાળીને તેના કહેવા પ્રમાણે વર્ત્તવાવિના બિચારા મહારાણાનો છૂટકો જ નહોતો.

પરતુ આટલા મોટા અપમાનને સહન કરી બેસી રહેવા જેટલી મદના અદ્યાપિ જયપુરના રાજાના રાજપૂતતેજમા આવી નહોતી અર્થાત્ તે આ બનાવથી ઘણોજ ચીડાયો પોતાને પહોંચાડવામા આવેના અપમાનનો બદલો લેવામાટે તેણે પ્રચડ સેના તૈયાર કરી યુદ્ધની આવી તૈયારી રાજપૂતોના ઇતિહાસના કાળમા કોઇએ પણ જોઈ નહોતી બીજ તરફ માનસિંહે પણ એવી જ તૈયારી કરવા માંડી એ બન્ને પક્ષનું તુમુલ યુદ્ધ થતાં ઉભય પક્ષના હજારો સૈનિકો રણભૂમિમા પડ્યા અને ઘવાયા કોઇનો પણ પરાજય થતો નહોતો અને બનેમાથી એક પણ પોતાના હારને લાગતો નહોતો કેટલાક માસ પર્યંત ઉભય સૈન્યોનો યુદ્ધવ્યવ સાય ચાલૂ જ હતો

એ ઉભય રાજાઓનો એવી રીતે પરસ્પર રણસગ્રામ ચાલતો હતો, એવામાં અમીરખાન નામના એક પઠાણે કૃષ્ણાકુમારીના પિતાને એક અતિશય નીચતા ભરેલી સૂચના કરી એ કાળસર્પની સૂચનાને રાણાએ માન્ય કરવાથી જે પરિણામ થયુ, તેના યોગે જ એ ભાગ્યહીન ભારતસુદરીનું ચરિત્ર અત્યત શોકજનક થયુ છે કૃષ્ણાના જીવનચરિત્ર જેવી હૃદયદ્રાવક ઘટના માનવજાતિના ઇતિહાસમાં ક્વચિત્ જ બનેની હશે એ અમીરખાન જેવો દુરાત્મા સમસ્ત દેશમાં તે વેળાએ બીજો કોઈ પણ નહોતો, એમ જો કહીએ તો તેમાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સભવ નથી "એ નિરપરાધિની અને નિર્દોષ કુમારિકાને આ જગતમાંથી સદાને માટે દૂર કરીને વિગ્રહના મૂળનો જ નાશ કરી નાખો,' એવો કર્ણમત્ર તે ઘોરકર્મીએ રાજાના કાનમા ફૂકી દીધો

એ દુષ્ટ ખાન પોતાના જેવા જ બીજા એક દુષ્ટ અને નીચ સાથીને લઇને મેવાડની રાજધાની ઉદયપુરમાં આવ્યો અને મહારાણાની મુલાકાત લઇને પોતાનો નીચ મનોભાવ રાણાસમક્ષ વ્યક્ત કરી બતાવ્યો સળગેલા કલહ અગ્નિમાં પોતાની પ્રાણાધિક પુત્રીના પ્રાણની આહુતિ આપીને તે અગ્નિને શમાવવાના આ ઉપદેશને સાભળીને રાણો અત્યત ક્રોધાયમાન થઈ ગયો પરતુ પુન ખાને 'જો તમારા રાજ્યમાં વિશેષ શાંતિ અને સુરક્ષિતતાને વિસ્તારવાનો જ તમારો ઉદ્દેશ હોય, તો તે માટે આના વિના બીજો કોઈ માર્ગ જ નથી' એમ ભારપૂર્વક કહેવાથી રાણો પ્રથમ તો વિચારવમળમાં પડીને અટવાવા લાગ્યો અને તેણે મહાકષ્ટપૂર્વક તેના એ ઉપદેશનો સ્વીકાર કર્યો આવા કૃત્યમાટે પોતાની પુત્રીનો ઘાત કરવાને તૈયાર થવુ, તે અમાનુષતા અને કાયરતા પણની સીમા થયેલી જ કહી શકાય! ધારો કે, એ ગૌણ સકટ આવ્યુ હતુ તોપણ તેના નિવારણમાટે કૃષ્ણાકુમારી જેવી સદ્ગુણસપન્ન સુ?

અને સુકુમાર કન્યાનો ઘાત કરવા સુધીની નીચતા કરીને રાણાએ પોતાના ક્ષાત્રધર્મ તથા રાજપૂત સ્વભાવને સદાને માટે કલંકિત કરી નાખ્યા.

કૃષ્ણાકુમારીના એક પાસેના સબંધી દૌલતસિંહને રાણાએ પોતાના આ અમાનુષ વિચારને અમલમાં લાવવાનું કામ સોંપ્યું. એ આજ્ઞા સાંભળતાં જ તે બિચારાના શરીરપર રોમાંચ ખડાં થઈ ગયા અને તે "બળી જાઓ આ આજ્ઞા કરનારી તમારી કાળજિહ્વા! જો આવાં કૃત્યો-વડે જ સ્વામિભક્તિ બતાવી શકાતી હોય તો તે સ્વામિભક્તિને મારા નવગજના નમસ્કાર છે!" એમ કહીને ત્યાંથી ચાલતો જ થઈ ગયો. એ પછી જવાનસિંહ નામક રાણાનો એક દાસીપુત્ર હતો, તેને રાણાએ પોતાપર આવેલા સંકટનો વૃત્તાંત કહી સંભળાવ્યો "જો આ કામ પાર પડે તો જ આ સંકટમાંથી છૂટકો થાય, તેમજ વળી આ કામ જેવા તેવા હલકા માણસના હાથે બની શકે તેવું નથી!" ઇત્યાદિ અનેક પ્રકારે સમજાવીને તેને એ કામમાટે તૈયાર કર્યો. તેણે મહાકષ્ટપૂર્વક એ વાત કબૂલ કરી. પરંતુ યૌવનચંદ્રિકાથી સુપ્રકાશિત તે લાવણ્યલતિકાને જોતાંની સાથે જ તેના હાથમાં કંપનો આવિર્ભાવ થયો અને કટાર હાથમાંથી નીચે પડી ગઈ. હૃષ્ટપુષ્ટ શત્રુની પાષાણ સમાન છાતીમાં મહાવેગથી પ્રવેશ કરનારી તેની કટાર જાણે તે કોમલાંગીના કોમલતર હૃદયને જોઇને દયાના યોગે પીગળી ગઈ હોયની! એવો જ સાક્ષાત્કાર થવા લાગ્યો. પોતાના હાથે થનારા ઘોર પાતકનું ઉગ્ર સ્વરૂપ હવે જવાનસિંહનાં નેત્રોસમક્ષ આવીને ઊભું રહ્યું. તે ગભરાયો અને તે ક્ષણે જ ત્યાંથી પલાયન કરી ગયો.

એટલામાં રાણાના આ નીચ અને નિર્દયતાયુક્ત નિશ્ચયની વાર્તાનો રાજમહાલયમાં વિસ્તાર થતાં સર્વત્ર હાહાકાર પ્રસરી ગયો. કૃષ્ણાકુમારીની માતાના વિલાપોથી રાજમહાલય ગાજી ઉઠયું. પોતાની પુત્રીને બચાવવામાટે તે બિચારી માતા સર્વની કરુણાની ભિક્ષા માગવા લાગી. એ નિર્દય કૃત્યમાં પ્રવૃત્ત થયેલા લોકોને તે અનેક પ્રકારના શાપ આપવા લાગી. સમસ્ત રાજમહાલયમાં જો કોઈ પોતાની વૃત્તિને સમુદ્ર સમાન ગંભીર અને યોગી સમાન શાંત રાખનાર હોય, તો તે કેવળ કૃષ્ણાકુમારી પોતે જ હતી. કર્માનુસાર જે કાંઈ સંકટ આવે, તે શાંતિથી ભોગવવાને તે તૈયાર હતી.

તેના સર્વાંગસુંદર અને કોમળ શરીરમાં આનંદથી નિવાસ કરનારા પ્રાણોને કટારના વારથી બહાર કાઢવાની કોઇની પણ હિમ્મત થઈ શકતી નહોતી. અંતે એ કાર્યને વિષપ્રયોગદ્વારા પાર પાડવાનો નિશ્ચય કરવામાં આવ્યો. રાજકન્યાની કોઈ પણ મમતાવાળી સ્ત્રીના

હાથે તેને વિષ આપવું, એવો ઠરાવ થયો. પરંતુ એમ થવું સર્વથા અશક્ય અને અસંભવનીય હતું. બહુ ઊહાપોહ અને વાદ વિવાદ ચાલ્યા પછી એક મનુષ્યના હસ્તમાં વિષપાત્ર આપીને રાણાજીના નામથી કૃષ્ણાકુમારી પાસે મોકલવામાં આવ્યો.

એ વિષપાત્રનો રાજકુમારીએ પોતાના પિતાને માનસિક નમન કરીને પૂજ્ય બુદ્ધિથી સ્વીકાર કર્યો અને તે વિષનું પાન કરવા પહેલાં પોતાના જન્મદાતા પિતાનું કલ્યાણ કરવામાટે કરુણેશ પરમાત્માની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી. તેની માતા તો દુઃખ અને શોકથી ભ્રમિષ્ટ જ બની ગઈ હતી. તેણે પોતાના પતિને શાપ આપ્યા; પરંતુ કૃષ્ણાનાં નેત્રોમાંથી નામ માત્રનો પણ અશ્રુનો પાત થયો નહિ. સ્હામી તે પોતાની માતાને આશ્વાસન આપતી કહેવા લાગી કે;-"માતા, તું વિનાકારણ શોક શામાટે કરે છે વારુ? આ વયમાં જ અત્યારે મારો અંત થઈ જશે, તો આ દુઃખમય સંસારમાં ભોગવવાનાં બધાં દુઃખો પણ ટળી જશે; એનો તુ વિચાર કેમ નથી કરતી? મને તો મરણ જરા પણ ભયંકર દેખાતું નથી. શું હું તારી પુત્રી નથી કે? તારી તનયા હોવા છતાં હું મરણથી ડરી જાઉં, એમ કેમ બની શકે વારુ? ગમે તેવી પણ આપણે રાજપૂત અબળાઓ હોવાથી આપણે જ્યારથી જન્મીએ છીએ ત્યારથી જ મરણના પોટલાને માથાપર લેતાં જ આવીએ છીએ! આપણો જન્મ કાંઈ જગતમાં જીવીને સુખો ભોગવવામાટે હોતો નથી. આજ સુધી હું જીવતી રહી, એ જ મારાં મોટાં ભાગ્ય! ખરેખર એમાટે મારા પિતાની હું અત્યંત ઋણી છું." એમ બોલીને અનેક પ્રકારે તે વીરપુત્રીએ પોતાની માતાના હૃદયમાં શાંતિને સ્થાપવાનો પ્રયત્ન કર્યો, અને આનંદથી વિષપાન કરી લીધું.

થોડીવારમાં જ તેને ઉલટી થઈ અને બધુ વિષ બહાર નીકળી પડ્યું. તેના શુદ્ધ રક્તમાં તે વિષથી પ્રવેશ કરી ન શકાયો. પુનઃ બીજું વિષપાત્ર તૈયાર કરવામાં આવ્યું; પરંતુ કૃષ્ણાએ તે પીધા પછી તેની પણ તેવી જ અવસ્થા થઈ. જાણે તેના ધૈર્યની પ્રભુ કસોટી જ કરતો હોયની-તદ્વત્ તૃતીય વિષપાત્ર લાવીને તેના હાથમાં આપવામાં આવ્યું. પરંતુ એ ત્રીજીવાર અપાયલું વિષ પણ તેના ઉદરમાં ટકી શક્યું નહિ! મેવાડના રાજકુળના પ્રથમ સંસ્થાપક મૂળ પુરુષના અંગમાં જે એક દૈવી ગુણ હતો, તે ગુણનો એ કુમારીના અંગમાં પૂર્ણ નિવાસ હોવાથી કે શું-તેના વિમળ શરીરને મૃત્યુ સ્પર્શ કરશે, એમ કોઇને પણ ભાસ્યું નહિ. ત્રણ ત્રણ વાર આપવામાં આવેલું વિષ તેના ઉદરમાં ટક્યું નહિ, એટલે હવે ચોથી વાર પણ એવી જ તૈયારી નિર્દયતાથી કરવામાં આવશે,

એવી કોઇની પણ ધારણા નહોતી પરતુ ખાન અને અજિતના પાષાણ હૃદયમાં એવું કાંઈ પણ પરિણામ થયું નહિ–તેમનાં અંત:કરણમાં દયાનો લેશમાત્ર પણ ઉદ્ભવ ન થયો પ્રત્યેક વ્યર્થ થયેલા પ્રયત્નના યોગે તેમનાં હૃદયો વધારે અને વધારે નિર્દય બનતાં ગયાં અને તેથી તેમનો નિશ્ચય વધારે અને વધારે બળવાન્ થતો ગયો "કૃષ્ણાના પ્રાણ ક્યારે પ્રયાણ કરી જાય અને આપણો નિશ્ચય ક્યારે સફળ થાય!" એની જ તેઓ વાટ જોયા કરતા હતા. તેમણે પુનઃ એક પ્રાણહારક વિષનું પાત્ર ભર્યું અને તેનું પાન કરતી કૃષ્ણાકુમારી મનોગત પ્રભુની પ્રાર્થના કરતી કહેવા લાગી કે,–"હે પરમાત્મન્, હવે તો અવશ્ય એમના આ શુભ પ્રયત્નને સફળ થવા દે!" એ સતી સાધ્વીની પ્રાર્થના પરમાત્માએ બરાબર સાંભળી. કારણ કે, એ ચોથીવારનું વિષપાન કરીને તે જે નિદ્રામાં પડી, તે નિદ્રામાંથી પાછી જાગૃત ન જ થઈ! આ પાતકી, પ્રપંચી અને નિર્દય જગતમાં હવે આ શુદ્ધ કુમારિકાને રાખવી જ ન જોઇએ, એવી જ ધારણાથી વિધાતાએ તેના નિવાસમાટે સ્વર્ગમાં ઉત્તમ પ્રકારની યોજનાઓ કરી રાખી એવી રીતે તે બાળાના ઘાતમાટે ઉદ્યુક્ત થયેલા નરપશુઓનો હેતુ અંતે પૂર્ણ અને સફળ થયો.

કૃષ્ણાકુમારીની માતાના હૃદયમા એ ઘટનાથી શોકનો જે અનિવાર્ય આઘાત થયો, તેનું વર્ણન કરી શકાય તેમ નથી. તેણે પોતાની પ્રિય કન્યાનું આવી રીતે મરણ થતાંની સાથે જ જે શય્યાનો આશ્રય લીધો, તે મરણ પર્યન્ત શય્યામાં જ રહી અલ્પ સમયમાં જ તે પણ પોતાની પુત્રીના લાલનપાલનમાટે સ્વર્ગમાં પ્રયાણ કરી ગઈ.

જ્યારે મેવાડની રાજકુમારીના આવા પ્રકારના મરણના દુ:ખદ સમાચારનો રાજસ્થાનમાં પ્રસાર થયો, તે વેળાએ સર્વ લોકોનાં મનો અતિશય શોકવિહ્વલ થઈ ગયાં. સર્વજનો એ નીચ કૃત્ય કરનારા નરપિશાચોપર અંતઃકરણપૂર્વક ધિક્કાર અને તિરસ્કાર વર્ષાવવા લાગ્યા. કૃષ્ણાકુમારીનો ઘાત કરીને રાજસ્થાનની લક્ષ્મીનું હરણ કરનાર રાક્ષસને સર્વજનો અભિશાપ આપવા લાગ્યા કૃષ્ણાના સૌન્દર્ય, સૌજન્ય અને પિતૃભક્તિ આદિનું લોકો પ્રભુના નામ પ્રમાણે સ્મરણ કરવા લાગ્યા કૃષ્ણાના મરણને આજે એક સો કરતાં પણ વધારે વર્ષ વીતી ગયાં છે, છતાં પણ જ્યારે જ્યારે રાજપૂત રમણીઓ અને પુરુષોને તેના હૃદયદ્રાવક અંતસમયનું સ્મરણ થઈ આવે છે, ત્યારે તેમના કંઠ રુંધાઈ જાય છે અને નેત્રોમાંથી અશ્રુધારાનું વહન થવા માંડે છે. ભાટચારણો કૃષ્ણાકુમારીના ધૈર્ય અને વીરત્વની કવિતાઓ ગાઇને અદ્યાપિ લોકોના હૃદયમાં કરુણાને ઉત્પન્ન કરી તેમનાં નેત્રોને જળપૂર્ણ બનાવી દે છે!.

અસારે આવી પિતૃભક્ત કન્યાઓ ભારતવર્ષમાં કેટલીક નીકળશે વારુ! બહુ જ અલ્પ–સ્વલ્પ!!

---

## રણુદૈવત રામસિંહ

ચંબળા નદીના તીરપ્રાંતમાં નરહરગઢનામક એક મોટું દુર્ગબદ્ધ નગર હતું. તે નદીએ તે સ્થળે વાંક લઇને નગરના લગભગ અર્ધ પરિઘને ઘેરી લીધો હતો. ત્યાંના રાજાનું રાજભવન પણ દુર્ગવેષ્ટિત હોવાથી તે સુરક્ષિત હતું. એ રાજભવન મહાભવ્ય અને ઉચ્ચ હોઇને ઉપર્યુક્ત નદીના વાંકના મધ્ય ભાગમાં બાંધેલું હતું. નગરના અંદરના ભાગમાંથી તેનાપર હલ્લો ન કરી શકાય, એટલા માટે તે બાજૂએ મોટી મોટી મજબૂત દીવાલો બાંધી લેવામાં આવી હતી અને બહારની બાજૂએ જે દીવાલ હતી, તે નગરદુર્ગની દીવાલ હતી અને તે સર્વથી વધારે મજબૂત હતી. બહારની દીવાલની પાસેનો જ રાજભવનનો જે ભાગ હતો, તેમાં રાજાનું અંતઃપુર હતુ અને પશ્ચિમ તરફના જરાક દૂરના પર્વતના યોગે જે ક્ષિતિજ બનેલુ હતું, ત્યાંથી તે નદી પર્યન્તના દૃષ્ટિની મર્યાદામાં આવતા વિશાળ પ્રદેશનો દેખાવ તે અંત પુરમાંની સુંદર રમણીઓના જોવામાં આવી શકતો હોવાથી તેમને મનોરજનમાટેનું એ એક અત્યુત્તમ સાધન જ મળી ગયુ હતું.

લગભગ ચાર સો વર્ષ પૂર્વે જ્યેષ્ઠ માસની એક અંધકારાવૃત રાત્રિના સમયમાં–ઉષઃકાળમાં નરહરગઢના રાજાની રૂપવતી રાજકુમારી પોતાના ઓરડાની બારીમાં બહુધા સૂકાયલી નદીના પાત્રનું અવલોકન કરતી બેઠી હતી, એવામાં અચાનક કિલ્લાની નીચેના ભાગમાં એક પ્રકારનો મંદ મંદ પ્રકાશ આમથી તેમ અને તેમથી આમ ફરતો અચાનક તેના જોવામા આવ્યો. આથી તેના મનમાં આશ્ચર્ય થવા લાગ્યુ. છતાં એ વિશે કાંઈ વિશેષ વિચાર કે તપાસ ન કરતાં તે તેમની તેમ જ પાછી જઇને પોતાની શય્યામાં પડી. એ પ્રકાશના કારણુરૂપ તે પોતે જ હતી અને તે વિશેની ખબર પોતાના પિતાને આપવાથી તેનાપર, પોતાપર અને રાજભવનપર આવનાર સંકટનો પ્રતિકાર થઈ જશે, એ તે રાજ-

કૃચ કરતો એ નદીના પાત્રમાં આવી પહોંચ્યો હતો. તેમાંના પ્રમુખ જનો હુક્કો પીતા હતા અને તે હુક્કાને એકના હાથમાંથી બીજો લેતો અને બીજાના હાથમાંથી ત્રીજો લેતો, એટલે તે હુક્કાની ચિલમમાંના અંગારાનો મદ પ્રકાશ આમ તેમ ફરતો દેખાતો હતો. એ જ પ્રકાશ રાજકુમારીના જોવામાં આવ્યો હતો. એ આવી લાગેલા મુસલ્માનો બહુ જ સાદસી હતા. આ આક્રમણના ઉદ્યોગમાં તેમના અનેક ઉદ્દેશો સમાયલા હતા. રણભૂમિમાં પરાક્રમ કરીને 'ગાઝી' પદવી મેળવવી, લૂટ ચલાવીને પૈસા પેદા કરવા અને દેવમૂર્તિઓને ભાંગી તોડીને પોતાની ધર્મનિષ્ઠાને પ્રકટ કરવાનું શ્રેય પ્રાપ્ત કરવું, એ અને એવા બીજા તેમના અનેક હેતુ હતા. એ સર્વ હેતુઓને પૂર્ણ કરવામાટેના સાધનોની ત્યાં લેશ માત્ર પણ ન્યૂનતા નહોતી. કારણ કે, રાજભવનમાં કૃષ્ણ તથા રુકિમણી આદિનાં સુંદર દેવાલયો હોઇને તેમાની પ્રતિમાઓ તેમના અંગપરના બહુ મૂલ્ય સુવર્ણ અને હીરામોતીના અલંકારોવડે પ્રસિદ્ધ હતી. એ આવેલા મુસલ્માનોના સરદારનું નામ ફતેજંગ હતું. તે તરુણ હોઇને રાજાની કન્યા કમળાવતીને પ્રાપ્ત કરવાની તેના મનમાં પ્રબળ ઇચ્છા હતી. એ રાજકુમારીના સૌન્દર્યનો સમસ્ત રાજસ્થાનમાં એક-સરખો ડંકો વાગતો હતો અને તેથી જો એક માત્ર રાજકુમારી પોતાને મળી જાય, તો રાજભવન અને ત્યાંના દેવાલય આદિની લૂટમાં જેટલાં નાણાં અને આભૂષણો આદિ મળે, તે સર્વ તે પોતાના અન્ય અનુયાયિજનોને આપી દેવાને તૈયાર હતો.

પ્રવાસના અનેક પરિશ્રમોને વેઠીને એ મુસલ્માનો ટેક નદીના પાત્રમાં આવીને ઉભા રહ્યા, ત્યાં સુધી તેમના આવવાની કોઇને કશી પણ ખબર પડી નહિ માત્ર એક બે રાજપૂત ખેડુતોએ તેમને માર્ગમાં આવતા જોયા હતા, પરંતુ તેઓ કદાચિત્ આ બાબતને જાહેર કરી દેશે, એવા વિચારથી મુસલ્માનોએ તેમને ત્યાના ત્યાં જ ઠાર કરી નાખ્યા હતા. અસ્તુ, એ જોખમના કામના છેવટના અને અત્યંત કઠિન ભાગને સમાપ્ત કરી શકાય, એટલી શક્તિને શરીરમાં લાવવામાટે તેઓ નાસ્તો પાણી કરી હુક્કો પીને વિસામો લેતા પડ્યા હતા. આ તેમની ખુલ્લા મેદાનમાં પડેલી છાવણી એક પ્રકારનો મયાસુરનો બજાર હોઇને તેની શોભા મહા વિલક્ષણ હતી. માણસ માણસને ભાગ્યે જ જોઈ શકે એવા તે મદ પ્રકાશમાં સફેદ પોશાકવાળા એ દાઢીવાળા લોકોના યુથોના યુથો તે નદીના પાત્રમાંના પાષાણોપર પોતપોતાની ઇચ્છા અને સગવડ પ્રમાણે હાથપગ પહોળા કરીને પડ્યા હતા. એક બાજૂએ બહાર ડોકિયાં કરતો કિલ્લો અને કિલ્લાપરનો ઊંચો બુર્જ આદિ તેમની ગર્જંતી

કરાવવાને તૈયાર થયેલા દેખાતા હતા અને બીજી બાજૂએ નદીના સ્હામો કાંઠો બરાબર કાળા મડદા જેવો ભાસતો હતો. અને ઉપરની બાજૂએ, પાર્વતીય અને સપાટ પ્રદેશમાં જેવી રીતે તારાઓનો ચકમક થતો પ્રકાશ પડતો હોય છે, તેવી રીતે વચ્ચે વચ્ચે ચમકતા સુંદર તારાઓનો પ્રકાશ અને નદીમાં ચમકતા પાષાણોનો પ્રકાશ, એ ઉભયના મિશ્રણથી બનેલો આકાશનો દેખાવ હતો. સર્વત્ર શૌન્યનું જ સામ્રાજ્ય હોઇને માત્ર હુક્કાનો અવાજ અને પર્જન્યકાળમાં જેને મહાનદનુ સ્વરૂપ પ્રાપ્ત થાય છે તેવા તે નદીના પાત્રમાં સર્પાકારે ચાલતા જળપ્રવાહનો મંદ કલકલનાદ એ વિના અન્ય કોઈ પણ પ્રકારનો ધ્વનિ સંભળાતો નહોતો.

એ લોકોને વિશ્રાંતિમાટે પંદર કે વીશ પળ કરતાં અધિક સમય મળવાનો હવે સંભવ નહોતો; કારણ કે, ઉષઃકાળ લગભગ થવા આવેલો હોવાથી જો વધારે વખત જાય તો તેમની રચેલી બાજી પૂરેપૂરી બગડી જવાનો સંભવ હતો. તત્કાળ ગુપચુપ ફતેજંગ ઉઠ્યો અને તેણે પોતાના લોકોને કાર્યને આરંભી દેવામાટેની સૂચના આપી. આજ્ઞા થતાં જ મુસલ્માન સિપાહીઓ કિલ્લાપર સીડીઓ લગાવીને ચઢવા મંડી ગયા. તેમણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

અદ્યાપિ અંધકારનો જ અધિકાર હોવાથી ફતેજંગ કિલ્લામાંના લોકોને પોતાના આગમનની જરા પણ જાણ ન થવા દેતાં કિલ્લાની દીવાલના શિરોભાગપર જઈ પહોંચ્યો. ત્યાંથી તે કિલ્લાના અંદરના ભાગમાં કૂદી પડ્યો અને ત્યાં જે થોડાક પ્રહરીઓ હતા, તેમનાપર હલ્લો કરી દીધો. એટલામાં બીજા મુસલ્માન સિપાહીઓ પણ આવી લાગવાથી તેણે તે રાજપૂત પ્રહરીઓને ક્ષણ માત્રમાં જ ચીત કરી નાખ્યા. આટલું થાય છે, એટલામાં તો તેની સાથેના બે હજાર સિપાહીઓ એકદમ ત્યાં આવી લાગ્યા અને તેમણે એકત્રતાથી રાજભવનના મધ્ય ભાગમાંના પટાંગણમા પ્રવેશ કરીને ધૂમશ્રકી મચાવી દીધી.

બીજી તરફ કિલ્લામાંના લોકોએ 'દગો-દગો' કરીને ખુમરાણ મચાવી મૂકવાથી રણશિંગાં વાગવા લાગ્યાં અને એકેએક સ્ત્રી તથા પુરુષ જાગૃત થઈ ગયાં. રાજભવનના સર્વ ભાગોમાંથી રાજપૂતો તે પટાંગણમાં દોડી આવ્યા: જેઓ તરુણ અને સાહસી હતા, તેઓ ફક્ત ઢાલ અને તલ્વાર જ લાવ્યા હતા, પરન્તુ જેઓ પ્રૌઢ અને વિચારશીલ હતા તેઓ પોતાનાં બખ્તર આદિ ધારણ કરીને પૂરી તૈયારીથી આવ્યા હતા. અર્થાત્ એ પટાંગણમાં ઉભય પક્ષના યુદ્ધનો આરંભ થઈ ગયો. મુસલ્માનોની સંખ્યા રાજપૂતો કરતાં ઓછી હતી, પણ તેઓ લડાઇમાટે બરાબર ગોઠવાઇને બંદોબસ્તથી ઉભા રહ્યા હતા અને રાજપૂતો વિશેષ હોવા છતાં

આવી દુર્દશાની વેળા આવી લાગતાં ફતેજંગે રણશીંગું ફૂકીને પોતાના સૈનિકોને પટાંગણના મધ્ય ભાગમાં બોલાવ્યા. તેમણે પૂર્વે નિશ્ચય કરી રાખ્યા પ્રમાણે અત્યાર સુધીમાં લૂટનો જે માલ મેળવ્યો હતો, તે માલ લઇને નિઃસરણીપરથી નીચે ઉતરી તે સ્થાનમાંથી નીકળી જવાનુ હતુ. તેમણે અત્યાર સુધી જે કાર્યભાર ચલાવ્યો, તેમાં કેવળ અંતઃપુર વિના અન્ય સર્વ સ્થળે તેમનો વિજય જ થયો હતો. હિંદુના જે દેવો સાથે તેમનું હાડવૈર હતું, તેમનાં દેવાલયોને તેમણે તોડી ફોડી નાખ્યાં હતાં અને મોટી કીંમતની તથા સહજમાં લઇ જઇ શકાય એવી સારી લૂટ પણ મેળવી હતી. પરતુ જે રાજપૂત કન્યાની પ્રાપ્તિમાટે ફતેજંગ અતિશય આતુર થયો હતો, તે રાજકુમારી માત્ર અદ્યાપિ અંતઃપુરમાં સુરક્ષિત હોઇને તેના સંરક્ષણમાટે ત્યાં વીસ તલ્વારબહાદુર રાજપૂતો પ્રાણપર ઉદાર થઇને ઊભા હતા.

હવે પછી શું કરવું અને શું નહિ, એનો ફતેજંગને મોટો વિચાર થઇ પડ્યો. એક તો જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી લડીને અને શક્ય હોય ત્યાં સુધીમાં તેમ કરીને પોતાના સિપાહીઓના જીવ ઉગારવા, અથવા તો જે પરકીય પ્રમદાને અદ્યાપિ પોતાની દૃષ્ટિથી ન જોવા છતાં પણ જેનામાટે તે દીવાનો બની ગયો હતો, તે પ્રમદાની પ્રાપ્તિમાટેના ઉદ્યોગને ખંતથી આગળ ચલાવવો, એ બેમાથી એક કોઇ પણ માર્ગ સ્વીકારવાને તે સમર્થ હતો. તે વિચારશીલ અને કાંઇક ઉદાર વૃત્તિનો પુરુષ હોવાથી વધારે વિચાર ન કરતાં પોતાના લોકોના જીવમાટે પોતાના ખાસ હિતપર પાણી ફેરવવાને તૈયાર થયો અને જે સીડીઓ લગાવીને મુસલમાનો કિલ્લાની દીવાલપર ચઢી આવ્યા હતા, તે તરફ મોર્ચો ફેરવવામાટેનો તેણે તેમને હુકમ આપી દીધો.

પરંતુ ત્યાં બનાવ એવો જોવામાં આવ્યો કે, દંગાની શરૂઆતમાં જે રાજપૂતો સતાઇ ગયા હતા, તેમાંના કેટલાકોએ એ સ્થળે આવીને સીડીઓના બંદોબસ્તમાટે રાખવામાં આવેલા મુસલમાનોનો પરાજય કરીને સીડીઓને નીચે નદીમાં નાખી દીધી હતી. આવી રીતે પોતાના નીકળી જવાનો માર્ગ બંધ થવાથી તેમનામાટે પાછા ફરવા વિના બીજો કોઇ ઉપાય રહ્યો નહિ. રાજમહાલયનો ભાગ હાલમાં તેમના તાબામાં જ હતો, એટલે એના આશ્રયમાં રહેવું અને જો અણીનો વખત આવી લાગે, તો પોતાથી કરી શકાય તેટલો વિશેષ શત્રુઓનો સંહાર કરીને પછી જ પોતાના પ્રાણ રણદેવતાને અર્પવા, એવો તેમણે દૃઢતમ નિશ્ચય કરી લીધો. ફતેજંગ પોતાના માણસોને તટપર ઊભા રાખીને આસપાસની પરિસ્થિતિને જોવા લાગ્યો.

એથી પણ વિશેષ ભયનું દર્શન કરાવતો તે થોડીવાર પછી બોલ્યો કે;–
"મારી સાથેના સિપાહીઓ તો માત્ર અમારા સૈન્યની આગળની ટોળીમાંના છે, એટલે જો અમારા પાછા ફરવામાં વિલંબ લાગશે, તો અમારા સૈન્યના સત્વર જ આવી પહોંચવાનો પૂરેપૂરો સંભવ છે. જો એમ થશે, તો અત્યારે તો માત્ર તમારા રાજમહાલયનો કિલ્લોજ અમારા હાથમાં છે, પણ તે વેળાએ તમારી આખી રાજધાનીને અમે અમારા અધિકારમાં લઈ લઇશું." અંતમાં તેણે એવી પણ એક સૂચના આપી દીધી કે, "જો રાજાની દ્વંદ્વયુદ્ધ કરીને આ ઝઘડાનો અંત લાવવાની ઇચ્છા હોય, તો તેમ કરવાને પણ હું ખુશ છુ. આ કાર્યમાટે તેમને ગમે તે પોતાની ઇચ્છા પ્રમાણેના વીરની યોજના કરવાની પૂર્ણ સ્વતંત્રતા છે. જો એ દ્વંદ્વયુદ્ધમાં મારો પરાજય કિંવા પ્રાણાંત થાય, તો હું કમલાવતીપરના મારા હકને સમાપ્ત થયેલો ધારીશ."

ફતેજંગનો આ જવાબ લઇને કાસિદ પાછો ગયો. દ્વંદ્વયુદ્ધના રંગને આવતો ધારીને શૂર રાજપૂતોના મનમાં અતિશય આનંદ થવા લાગ્યો. તેમનામાંના અનેક પ્રખ્યાત વીરના હૃદયમાં, નરહરગઢ નગરની વતીએ બહુ માનદ કાર્યમાટે પોતાની ચૂંટણી થાય તો સારું, એવા પ્રકારની ઇચ્છાનો ઉદ્‌ભવ થયો; પરંતુ કમળાવતીને મુસલમાનને આપવાની તેમણે ચોખ્ખી ના પાડી દીધી. દ્વંદ્વયુદ્ધનું જે કાંઈ પણ પરિણામ થવાનું હશે તે વિશેની બાકીની બધી વાતોનો આપણે સ્વીકાર કરીશું, પરંતુ રાણીવાસમાંની બાકીની સ્ત્રીઓની આબરૂને બચાવવામાટે તેમના શિરોરત્નરૂપ સુંદર રાજકુમારી કમળાવતીને અપકીર્ત્તિ અને હીનતાની ભાગિની બનાવીને તેના જન્મની ધૂળધાણી આપણે કદાપિ કરવાના નથી, એવો રાજપૂતો દઢ હઠ ધરી બેઠા. તેમને આવી રીતે પોતાના હઠમાં અત્યંત દઢ જોઇને અંતે ફતેજંગનેજ પોતાનો હઠ કેટલેક અંશે છોડી દેવો પડ્યો. કેટલોક વાદવિવાદ ચાલ્યા પછી દ્વંદ્વયુદ્ધનો નિશ્ચય થયો અને તે માટેની શર્તો નક્કી કરવામાં આવી. તે આવી રીતે તે કે, જો ફતેજંગનો દ્વંદ્વયુદ્ધમાં વિજય થાય, તો તેને તેના સૈનિકો સહિત પોતાનાં શસ્ત્રાસ્ત્રો અને દેવાયલો આદિનો વિધ્વંસ કરીને મેળવેલા સુવર્ણ તથા હીરામાણેક આદિ લૂટના માલ સહિત નરહરગઢની સીમામાંથી કાંઈ

તેને પોતાના પરાજિત થએલા પ્રતિસ્પર્ધીના બખ્તરને વિજયના ચિહ્ન તરીકે રાખવાનો અધિકાર રહેશે

મુસલમાનોએ કુરાનના કસમ અને રાજપૂતોએ ગંગાજળના શપથ લઇને દ્વંદ્વયુદ્ધની એ શર્તોને માન્ય કરી લીધી એ પછી ફતેજંગ સાથે દ્વંદ્વયુદ્ધ કરવામાટે પોતાતરફથી કયા વીરપુરુષની યોજના કરવી, એના નિશ્ચયમાટે, રાજાએ પોતાના મુખ્ય મુખ્ય સરદારોનો દરબાર ભર્યો જે તરુણ રાજપૂતો હતા તે સર્વને એમજ લાગ્યુ કે, આ કાર્યમાટે આપણી યોજના થવી જ યોગ્ય છે, પરંતુ જો તેમ ન થાય, તો જેણે અત્યારસૂધી આ નગરનું રક્ષણ બહાદુરીથી કર્યું છે, તે રામસિંહ જ આ કાર્યમાટે સર્વ પ્રકારે યોગ્ય છે, એવો સર્વ જનોએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. અને જ્યારે આ પ્રશ્ન રાજા સમક્ષ મૂકવામાં આવ્યો. ત્યારે

સ્ત્રીઓ બેઠેલી હતી તે ઓરડીના ઝરૂખામાંથી 'સૂં' કરતો એક બાણ આવ્યો અને ફતેજંગના બખ્તરમાં લાગીને ચોંટી ગયો. આ બનાવને જોઇને 'હિન્દુઓએ અમને દગોથી મારવાનો ઘાટ ઘડ્યો છે,' એવા મુસલ્માનોએ મોટો પોકાર કરી મૂક્યો, અને પોતાની તલ્વારોને મ્યાનમાંથી બહાર કાઢી લીધી. તેમની આવી ચેષ્ટાને જોઇને બીજી બાજૂએ જે રાજપૂતો ઊભા હતા તેઓ પણ આવેશમાં આવી જવાથી ઉભય પક્ષના તુમુલ યુદ્ધનો રંગ સ્પષ્ટ દેખાવા લાગ્યો. પણ ફતેજંગે પોતાના સૈનિકોના કોપને શાંત કરવાથી એ બીના એટલેથી જ અટકી ગઈ. ત્યાર પછી તે ત્યાં એકત્ર થયેલા સર્વ જનોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—

"આ બાણમાં જે એક ચિઠ્ઠી બાંધેલી છે, તેથી જણાય છે કે, આ બાણ કમળાવતીએ જ છોડેલો હોવો જોઇએ; કારણ કે, મારો એવો દૃઢ નિશ્ચય છે કે, એકવાર પ્રતિજ્ઞા કર્યા પછી કોઈ પણ રાજપૂત વીર પોતાની તે પ્રતિજ્ઞાનો જીવ જતાં પણ ભંગ કરે જ નહિ. અર્થાત્ જેના સૌન્દર્યની સ્તુતિ સાંભળીને આ સાહસ કરવાનો વિચાર મારા મનમાં આવ્યો, તે સુંદરીએ જ મ્હારે આ બાણ છોડ્યો છે, તો તે બાણને હું મારા મદનબાણથી વીંધાયાના ચિહ્ન તરીકે જ માનું છું. આ માટે વિના કારણ વિગ્રહ કરવો અયોગ્ય છે!"

એ વચ્ચે આવી પડેલું વિઘ્ન ટળી જતાં તે બન્ને વીરો દ્વંદ્વયુદ્ધ-માટે પટાંગણના મધ્ય ભાગમાં આવીને ઊભા રહ્યા. એ બન્ને વીરો પોતપોતાની જાતિના અગ્રણી વીરનર હોવાથી બન્ને સારી રીતે જાણતા હતા કે, કોઈ કોઇથી ગાંજ્યો જાય તેમ નથી. રામસિંહ ફતેજંગ કરતાં કદમાં ઊંચો અને દેખાવમાં ભવ્ય હતો. તેનું શરીર અને હાથપગ ઉત્તમ કારીગરે બનાવેલા શૃંખલામય કવચના યોગે અત્યારે સુરક્ષિત હતું. તેની તલ્વારની મૂઠ ધાતુની સુંદર કારીગરીના એક નમૂનારૂપ જ હતી. તે બનાવનાર કારીગરે તેમાં પોતાના મહાચાતુર્યથી એવી તો કેટલીક આકૃતિઓ કોતરી હતી કે તેના યોગે તેને વાપરનાર વીરના હાથમાં તે સારી રીતે પકડાયલી રહેતી હતી. એ તલ્વારના વાંકવાળા પાનાપર પણ પશુ આદિનાં સુવર્ણરંગી ચિત્રો આલેખીને તેને વધારે સુંદર બનાવવામાં આવ્યું હતું. તેની પીતળની કાસ્મીરી ઢાલપરનું અનુપમ જડાઉ કામ તો વળી મનુષ્યને આશ્ચર્યમાં જ નાખી દેનારું હતું. તેના મધ્યભાગમાં એક મોટો અને અણીદાર ખીલો જડેલો હોવાથી તે કેવળ સંરક્ષણના સાધનરૂપ હતી, એટલું જ નહિ, પણ પ્રસંગ વિશેષે શત્રુના સારી રીતે સમાચાર લેવાના એક ઉપયોગી શસ્ત્રરૂપ પણ હતી. તેના કલગીદાર શિરસ્ત્રાણ (ટોપ)ની નીચે તેનો મુખ ભાગ જેટલા પ્રમાણમાં દૃષ્ટિગોચર થતો હતો,

તેને જોતાં તેના સ્વરૂપની એવી કલ્પના કરી શકાતી હતી કે, તેવા પ્રકારનું માનવ્ય સ્વરૂપ મળવું દુર્લભ હોઇને તેને ગ્રીસ દેશમાંની ઉત્તમ ઢાળેલી મૂર્ત્તિની ઉપમા જ છાજતી હતી. રાજપૂતાનામાંના પશ્ચિમ પ્રદેશની રૂઢિ પ્રમાણે તેની દાઢી, હડપચીપરના કેશ કાઢી નાખીને વચ્ચે રેશા કરેલી હોવાથી એક સરખા બે ભાગમાં વિભક્ત થયેલી હતી. સારાંશ કે, અતિશય રૂપવાન્ રાજપૂત યોધાનો તે એક ઉત્તમ નમૂનો જ હોવાથી કમળાવતીના હાથની જે કેટલાકોએ અત્યાર સુધીમાં માગણી કરી હતી, તે સર્વમાં કમળાવતીએ માત્ર એ વીર રામસિંહને જ વધારે પસંદ કર્યો હતો.

ફતેજંગ પણ પોતાના પ્રતિસ્પર્ધી પ્રમાણેજ બળવાન્ અને શૂરવીર હતો; પણ તેની મુખમુદ્રા, શરીરબંધન અને આકાર આદિ તેના કરતાં ભિન્ન પ્રકારનાં હતાં. તેની મુખમુદ્રા જો કે બહુ ભવ્ય નહોતી, તો પણ તેથી તેના અંગમાંની ધમક અને સાહસિકતા સ્પષ્ટ દેખાઈ આવતી હતી. તેનાં ઢાલ, તલ્વાર અને બખ્તર આદિ જો કે શોભાયમાન નહોતાં, પરંતુ તે ઉત્તમ ધાતુનાં બનાવેલાં હોવાથી તેમનો ચળકાટ ઘણોજ સારો અને વિલક્ષણ હતો. તેની યોગ્યતાની સારાં સારાં પ્રમુખ રણકંદનોમાં કસોટી થયેલી હોવાથી તે યુધ્ધોમાં વીરતાના ચિહ્નરૂપ પડેલા તેના શરીરપરના જખમો અદ્યાપિ સ્પષ્ટ દેખાતા હતા. ફતેજંગ કદમાં રામસિંહ કરતાં કાંઇક નીચો હતો; પણ તેની છાતી પહોળી અને હાથ લાંબા તથા ખડતલ હોવાથી તેને વિશેષ લાભ મળવાનો સંભવ હતો. રામસિંહે પહેરેલા બખ્તરથી તેના અંગનો જે આકાર દેખાતો હતો તેથી ઉતાર વયમાં તેનું શરીર સ્થૂલ થશે, એવું અનુમાન કરી શકાતું હતું. પણ ફતેજંગના શરીરમાં તેવો પ્રકાર દેખાતો નહોતો—તેનું શરીર બહુજ કસેલું અને મજબૂત હતું.

એ વિઘાતક દ્વંદ્વયુદ્ધમાં પ્રવૃત્ત થનારા તે બન્ને વીરો આવા પ્રકારના હતા. બન્નેની યુદ્ધમાટેની બધી તૈયારીઓ થઈ રહેતાં "પ્રથમ પ્રહાર તમારેજ કરવાનો છે;" એમ રામસિંહે ફતેજંગને ઉદ્દેશીને કહ્યું. આવી રીતે આવાહન કરવામાં કદાચિત્ પોતાના ઔદાર્ય કિંવા વર્ચસ્વને બતાવવાનો રામસિંહનો હેતુ હશે, એવા આક્ષેપનો અહીં સંભવ છે ખરો; પણ તેનો ગમે તે હેતુ હોવા છતાં તેના વચનને માન્ય કરવાનો નિશ્ચય કરીને ફતેજંગે તેની આજ્ઞા પ્રમાણે કર્યું; અને તે વ્યવહારજ્ઞ યોધો હોવાથી શત્રુ સાથેની પોતાની ઝપાઝપીનો એકવાર આરંભ થઈ ગયા પછી જે યથાન્યાય ઉપાયો હોય તે સર્વે ઉપાયોની યોજના કરીને શત્રુને ચીત કરવો જોઇએ, એવોજ તેનો અભિપ્રાય હતો. અસ્તુ, તેણે રામસિંહના શરીરપર જે પ્રથમ પ્રહાર કર્યો, તેને રામસિંહે

જો કે અડધાપડધા ટાળી દીધા, તોપણ તે પ્રહારથી તેના શિરત્રાણુપરની સુંદર કલગી જમીનપર પડી ગઈ, અને એ પછી ભયાનક ઝપાઝપીનો આરંભ થઈ ગયો. ફતેજંગે પોતાના શત્રુપર એવા તો બળથી પ્રહારો કર્યા કે, તે પ્રહારોનો પ્રતિકાર કરતાં કરતાં રામસિંહનો દમ નાકમાં આવી ગયો. તથાપિ હજી બન્ને જણુ બરાબરીમાંજ હતા, કોઈનું વર્ચસ્વ થયેલું દેખાતું નહોતું. કારણુ કે, રામસિંહ પ્રથમ પંક્તિનો તલ્વાર-બહાદુર હોવા સાથે પોતાના પ્રતિપક્ષી કરતાં કદમાં ઉંચો હોવાથી પોતાના પક્ષને તેણે સારી રીતે સંભાળી રાખ્યો હતો. જો કે શત્રુવડે તે ત્રસ્ત થવા સમાન થઈ ગયો હતો, તોપણુ આવા કટાકટીના પ્રસંગે પણ પ્રથમ પ્રમાણેજ તેની મહત્તા અને ઉદારતા અવિચલજ હતી. એક પાષાણુ સાથે અથડાયાથી ફતેજંગનો પગ જરાક સરકી જતાં તે પાછો બરાબર સીધી રીતે ઉભો ન થાય ત્યાં સૂધી રામસિંહે પોતાની તલ્વારને ચલાવવાનું બંધ રાખી દીધું. આ જો કે તેણે એક ઉદારતામય કૃત્ય કર્યું, તોપણુ ત્યાં એકત્ર થયેલા લોકોએ પોતાના મનમાં આવે તેવા તેની એ કૃતિના જૂદા જૂદા અર્થો કરવા માંડ્યા. જે જનો ઉદાર મનના હતા તેમણે તેના આ ઉદારતામય કૃત્યમાટે તેને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપ્યા; પણુ બાકીના બધાએ તો એવાજ ઉદ્‌ગાર કાઢ્યા કે;–"આવા ભયાનક શત્રુ સાથે પાનો પડેલો હોવા છતાં દૈવયોગે શત્રુપર વિજય મેળવવાના અચાનક આવેલા પ્રસંગને એણે વ્યર્થ જવા દીધો, એ એની કેવી અક્ષમ્ય મૂર્ખતા !" લોકોના એ ઉદ્‌ગારો યથાર્થ હતા, એમ પછીથી રામસિંહના જાણુવામાં પણુ આવેલું હોવુંજ જોઇએ; કારણુ કે, ત્યાર પછી અલ્પ સમયમાંજ ફતેજંગે રામસિંહના શરીરપર પ્રહારો કરવાનો એવો તો એકસરખો સપાટો ચલાવ્યો, કે તેના યોગે તેને એક પળ માત્રનો પણુ અવકાશ ન મળતાં તેના સર્વાંગમાં પ્રસ્વેદ વ્યાપી ગયો અને તેની હવે પછીની વિજય–આશાનો લોપ થતો ચાલ્યો ! એવી રીતે ઘણીકવાર સૂધી ઝગડો ચાલ્યા પછી 'કેવળ શક્તિપાતના યોગેજ મારા પરાભવનો સંભવ છે, એમ જાણીને જેના યોગે બહુધા એ યુદ્ધનો તત્કાળ નિર્ણય થઈ જાય એવો એક પ્રચંડ પ્રયત્ન કરી જોવો,' એ પ્રમાણેનો પોતાના મનમાં રામસિંહે નિશ્ચય કર્યો. એ નિશ્ચય પછી ફતેજંગના પ્રહારને ટાળીને પ્રહારથીજ તેનું પ્રત્યુત્તર ન આપતાં તેણે પોતાનું સમસ્ત શરીર ઢાલની આડમાં છુપાવી રાખ્યું અને કેવળ પોતાના શરીરના ભારપરજ આધાર રાખીને આગળ પાછળ ન જોતાં તે પોતાના શત્રુના શરીરપર સીધો ને સીધો ધસી ગયો. રામસિંહે આ આક્રમણુ એટલી તો ઝડપથી કરી દીધું કે, પોતાની શક્તિ અને યુદ્ધકળાની

નિપુણતાનું અતિશય અભિમાન ધરાવનાર ફતેજંગને પોતાના શત્રુના શરીરપર તલ્વારનો પ્રહાર કરવાનો નિમેષમાત્રનો પણ અવકાશ મળી ન શક્યો. રામસિંહની ઢાલના મધ્યભાગમાંના ખીલાનો ફતેજંગના ગળામાં પ્રવેશ થવાથી ત્યાં તેને જબરો જખમ થયો, અને તેનું શરીર હલકું હોવાથી રામસિંહના ધમારાથી તે એક બે હાથ જેટલો પાછળ હટી ગયો. તે જો કે મહાપરિશ્રમ અને કષ્ટથી પોતાની સમતોલતાને જાળવી શકયો હતો, તોપણ અંતે તેણે એક પેચ ખાઇને રામસિંહના શિરસ્ત્રાણુપર એવો તો બળવાન્ પ્રહાર કર્યો કે તેના યોગે તત્કાળ તે મૂર્છિત થઇને પૃથ્વીપર પડી ગયો એવી રીતે અંતે ફતેજંગનો શત્રુ રામસિંહ ચીત થવાથી મુસલમાનોએ પોતાના સરદારનો જ વિજય માની લીધો પણ ફતેજંગના ગળામાં રામસિંહની ઢાલમાંના ખીલાથી થયેલા જખમમાંથી તેના બખ્તરપર જે રક્તબિન્દુઓ ટપકતા હતા, તેમણે બતાવી આપ્યું કે, વિજય બન્નેનો એક સરખો જ થયો હતો અર્થાત્ એ ખીલો જો બરાબર ગળામાં પેસી ગયો હોત, તો ફતેજંગ ક્યારનોય સુપુર્દે ખાકના રસ્તામાં પધારી ગયો હોત. ફતેજંગ બચી ગયો, એ તેના મોટા ભાગ્ય જ સમજવા જોઇએ

એ પછી દ્વંદ્વયુદ્ધમાટેની જે શર્તો કરવામાં આવી હતી, તેમનું ઉભયપક્ષવાળાઓએ યથાર્થ પાલન કર્યું, એ ઘણીજ આનંદકારક ઘટના થઇ જો કે ફતેજંગનો પૂરો વિજય થયો નહોતો, તોપણ તેણે પ્રથમ રાજભવનમાં પ્રવેશ કરીને લૂટમાં જે માલ મેળવ્યો હતો અને મુસલ્માનો પાસે જે કાંઈ પણ શસ્ત્રાસ્ત્રો હતાં તે સાથે લઇને રાજપૂતોએ તેમને જવા દીધા રામસિંહ તે મોગલની તલ્વારના આઘાતથી કેવળ મૂર્છામાં જ પડ્યો હતો અર્થાત્ તેના શરીરને બીજી કશી પણ હાનિ થયેલી ન હોવાથી સત્વર જ તે સાવધ થયો અને તેથી રાજપૂતોના અંતઃકરણમાં આનંદનો વિસ્તાર થયો

અચાનક રાજકુમારી કમળાવતી ત્યાં આવી લાગી અને પોતાના હાથમાંની પુષ્પમાળા તત્કાળ રામસિંહના ગળામાં પહેરાવી કહેવા લાગી કે,–"જે વીરપુરુષે અંતઃપુરના દ્વારપર ઉભા રહીને રાજપૂત કુલાંગના ઓની પ્રતિષ્ઠાનું સંરક્ષણ કર્યું છે, તેજ વીર પુરુષના ગળામાં વરમાળા આરોપી મારા પતિની પદવીથી વિભૂષિત કરી મરણપર્યન્ત મારી પ્રતિષ્ઠા અને લજ્જાના સંરક્ષણનું કાર્ય હું તેનેજ સોંપું છું"

"મારા જેવો ભાગ્યશાળી આ અવનીતલમાં આજે બીજો કોઈ પણ નથી રાજકુમારી, તમારી એ આશા પ્રભુની કૃપાથી સફળ થશે" રામસિંહે હર્ષદર્શક મુદ્રાથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

બે ચાર દિવસમાંજ વિધિપૂર્વક રામસિંહ સાથે કમળાવતીના લગ્ન-સંબંધ ધામધૂમથી કરી આપીને નરહરગઢનો રાજા પિતા તરીકેના કન્યાના ઋણમાંથી મુક્ત થયો. રામસિંહે પોતાના જીવનકાળમાં એ પછી પણ અનેક પરાક્રમો કરી બતાવ્યાં હતાં કે જે રાજપૂતાનામાં આજે પણ પ્રખ્યાત છે.

## કારાયલ સમો અને કપૂરી સંધાર*

### (એક ઐતિહાસિક કચ્છી જનકથા)

(સયોજક—રા. રા. કવિ રાજશ્રી જીવરામ અજરામર રાજગુરુ.)

સિંધના નગર સામઈ શહેરથી થોડે દૂર આવેલા લાખા ધારાના બે પુત્રો (મોડ અને મનાઇ) એ કચ્છનો કેટલોક ભાગ સ્વાધીન કર્યો; તે સમય ઇ. સ.ની નવમી સદી આશરેના હતો. તેમાંના મોડના વંશનો ઇતિહાસ લખવામાં આવ્યો છે; તેમના આવ્યા પહેલાં કચ્છમાં વાઘેલા, ચાવડા અને કાઠી રાજાઓના અમલ હતો. તેમાં પણ કચ્છનો ઘણો ખરો મધ્ય ભાગ કાઠી રાજાઓના કબજામાં હતો અને જે કાઠીઓને પાછળથી સમા રાજવંશીઓએ રક્તે રક્તે કચ્છમાંથી નસાડ્યા, તેઓ સૌરાષ્ટ્રના વિવિધ ભાગોમાં જઈ રાજ્યો સ્થાપી વસ્યા, ને તે પરથી તે દ્વીપકલ્પનું નામ "કાઠિયાવાડ" પડ્યું. તે કાઠી લોકોનાં કચ્છમાં ક્યાં ક્યાં? કેટલાં? અને કયે કયે સ્થળે રાજ્યો હતાં? તેમાં કયા જાણીતા મોટા રાજાઓ થઈ ગયા? તે વિષે કચ્છના ઇતિહાસ લખનારા કાંઈ પણ પ્રકાશ પાડી શકતા નથી. એટલે સમા રાજવંશીઓના કચ્છમાં આવ્યા પહેલાં જાણે કચ્છમાં કોઈ રાજાઓ જ નહોતા, એમ તે સમયનો ઇતિહાસ જ લખાયો નથી. તે બાબતની શોધ થવાનાં પુષ્કળ સાધનો કચ્છમાં મોજૂદ છે. સ્થળે સ્થળે કાઠીઓના સમયનાં શહેરો, ગામો અને તળાવો વગેરેનાં ખંડેર જોવામાં આવે છે. લોકોને તે વિષે પૂછતાં "તે કાઠીઓનાં વારાનાં છે." એટલો જ જવાબ મળે છે, પણ તે વિષે કાંઈ પણ જાણવાજોગ હકીકત મળતી નથી. સમા રાજવંશીઓના ભય–ત્રાસથી નાઠેલા કાઠીઓ પોતાની પુષ્કળ દાૈલત કચ્છની જમીનમાં દાટી ગયા હતા, તે બાબતની નોંધ તેમણે પોતાના ચોપડાઓમાં ચોક્કસ રીતે કરેલી, તેને આધારે તેઓ પોતાની સઘળી દાૈલત ધીરે ધીરે સમય પામીને ઉપાડી ગયા. સંયોગ વશાત્ કોઇની તેવી દાૈલત કચ્છના ભૂગર્ભમાં રહી પણ ગઈ હશે. આ કાઠી લોકોના કચ્છના અમલનો ઇતિહાસ મેળવવા માટે તે લોકોના ચોપડા અને તેમના ભાટોના ચોપડા ઉપયોગી થઈ શકે તેમ છે. પાછલા

* ઈ. સ. ૧૯૧૨ ના દીવાળીના ખાસ અંકમાંથી.

કાળમાં જે કાઠીઓ પોતાની કચ્છમા સતાડેલી દૌલત કાઢવા આવતા, તે એક ચોરની પેઠે સપૂર્ણ સાવચેતીથી આવી ચોપડામા લખેના ચોક્કસ નિશાનો પરથી તે સ્થળ શોધીને તે દૌલત ચુપચુપ સાઢીઓ ઉપર ઉપાડી જતા જ્યાંથી તે દૌલત કાઢતા, ત્યાં તેઓ લક્ષ્મીપૂજન કરતા, અને તે સ્થળપર એક નાની ખોભા (પતગ)ના રગની ચૂનડી અને પાચ રૂપાના સિક્કા મૂકી જતા, આવી નિશાનીઓ ઘણા લોકોના જોવામા આવેલી છે કચ્છમાં સમાઓએ તેમને નસાડ્યા, તે પહેલા કેટલા સૈકાથી આ કાઠી લોકોનો અમલ હતો? તે પણ કોઈ જાણતુ નથી અર્થાત્ કચ્છમાં કાઠીઓના રાજનો ઇતિહાસ આ સુધારા અને શોધખોળના જમાનામા પણ કેવળ અધારામા છે તે વિષે તપાસ થવાની જરૂર છે

સિંધમાથી આવેલા બે સમા રાજકુમારો મોડ અને મનાઇએ કચ્છમા રાજ સ્થાપ્યા તેમા મોડ અને તેના વશવાળાઓએ અનુક્રમે પાગ્ગઢ, ગૂતરી, કથ કોટ, બોલાડી, અણુગોર, કેરા અને પદ્દરગઢમા રાજગાદીઓ સ્થાપી ત્યાં રાજ કર્યાં તે વશના છેલા રાજા પૂઅરાને કચ્છમા 'જખ'ને નામે પ્રસિદ્ધિ પામેલા ૭૨ રૂમી (ઇટાલિયન કે તુર્કી) લોકોએ મારી નાંખ્યો, તેથી સમાઓની એ શાખાની સમાપ્તિ થઈ વચ્ચે કેટલોક સમય ખાની જવા બાદ નગર સમઇથી આવી જામ ઉન્નડથી આઠમા પુરુષ જામ લાખા જાડાણીએ કચ્છમા લાખીઆર વીરામા રાજ સ્થાપ્યુ આ રાજાના વખતથી આ સમા રાજાવશીઓ 'જાડેજા' કહેવાયા મનાઇના વશજો "કેર" રજપૂતો કહેવાયા, તથાપિ તે બને વશવાળાઓએ 'જામ'ની પદવી કાયમ રાખી પરતુ જ્યારે મોડનો પૌત્ર ફુલ બોનાડી અને અણુગોરના કિલ્લાઓમા રાજ કરતો, ત્યારે કચ્છના ઉત્તર ભાગમાં પચ્છમ નામે રણ–દ્વીપ (બેટ)માં સમા રાજવશીઓની એક શાખાનું બળવાન રાજ્ય હતું આ લોકોનો કનો પૂર્વજ કયા સમયમાં સિંધથી ત્યા આવ્યો? અને તેણે કોની પાસેથી તે બેટ જિતી લીધો? અર્થાત્ તે પૂર્વે ત્યાં કોનું રાજ્ય હતુ? એ વિષયમા પણ કચ્છના ઇતિહાસમા કશોએ ઉલ્લેખ નથી. આ સમાઓની રાજધાની પચ્છમના કુનરીઆ નામે ગામમાં હતી હાલ તેને 'જામ કુનરીઆ* કહે છે આ સમા લોકો ધર્મકર્મે હિંદુ હતા. તેમને આજથી ત્રણસેંક વર્ષ પહેલાં કોઈ બાદીન† નામના ઓલિયા–પીરે

* કચ્છના રુદ્રાણી માતાના સ્થાન નજીક બીજું એક 'કુનરીઆ નામે ગામ છે, તેને ઉપલા જામ કુનરીઆથી જુદુ પાડવા 'કચ્છ કુનરીઓ' કહેવામા આવે છે જામ કુનરીઆમાં પણ પૂર્વના જાહોજલાલી નહોતા, હાલ તે એક ગામડું જ છે

† આ પ્રખ્યાત પીરનું સ્થાન કચ્છના સૌથી વધારે ઉચાઈવાળા પર્વત 'કાળા' ઉપર છે તેથી પર્વતને પણ લોકો 'કારોબાદીન' કહે છે આ ઓલિયા પુરુષનુ પૂરુ

મુસલમાન કર્યા, તથાપિ હજૂ તે લોકો પોતાનાં નામો તથા બીજી કેટલીક રીતભાત હિંદુઓના જેવી જ રાખે છે. તેમનો મુખ્ય જામોતર 'જામ' કહેવાય છે. તે લોકો લડાયક શૌર્ય ધરાવનારા અને કચ્છની ઉત્તર સરહદના બચાવ માટે કિલ્લા જેવા હતા. આ સમાઓની એક શાખા ઉગમણી કાંઠી (મુદ્રા તાલુકા)ના ગોએર (ગોહેર) સમા નામે ગામમાં છે. તેઓ પોતાને હિંદુ કહેવડાવે છે, પરંતુ આચારાદિકમાં તેઓ અર્દ્ધ મુસલમાન જેવા છે. તે ઉપરાંત પશ્ચિમથી આવેલા એક સમાને ભુજની વાયવ્યે ત્રણેક ગાઉપર બાઉખો નામે ગામ આપી ભુજના આગલા કોઈ ગાદીપતિએ વસાવેલ છે. તેના વંશવાળાઓ હજૂ ત્યાં વસે છે. તેઓ ધર્મે મુસલમાન છતાં તેનાં નામો વગેરેમાં હિંદુપણું દેખાય છે. આ પ્રમાણે સમામાંથી થયેલા જાડેજા ઉપરાંત ત્રણ સ્થળે બીજા સમાઓ કચ્છમાં વસે છે. તેમના ઇતિહાસ સંબંધી બધી હકીકત અંધારામા છે. તે સમા લોકોના ભાટોના ચોપડામાંથી મળી શકે તેમ છે. તે વિષે અમારી કોશીશ જારી છે, પરંતુ સમય અને દ્રવ્યનો વિશેષ ભોગ આપ્યા શિવાય આવી હકીકતો મળવી દુર્લભ છે.

જ્યારે જામ ફુલ, અણગોર અને બોલાડીના કિલાઓમાં રહી આસપાસના પ્રદેશપર અમલ કરતો હતો, ત્યારે પશ્ચિમના કુનરીઆમા જામ અભેરાજ નામે સમો રાજા ગાદીપર હતો. તેની ઉમર ૫૦ વર્ષ ઉપરાંત હતી. તેને બે પુત્રો હતા. તેમાં મોટાનું નામ ભોજરાજ અને નાનાને કારીયલના હુલામણાના નામથીજ બોલાવતા હતા. મોટો ભોજરાજ શાંત સ્વભાવનો અને એક રજપૂતને શોભે તેવા ગુણોથી વિભૂષિત હતો; નાનો કારાયલ કે જેની ઉમર ૨૦ વર્ષથી વધારે નહોતી, તે ઘણો કમાવર, જોરાવર, કસરતબાજ, અને અસાધારણ શૂરવીર હતો; ઇશ્વરે જેમ તેનામા અસાધારણ વીરત્વ અને બળ મૂકેલાં હતા, તેમ તે એક નવજવાનને શોભે તેવી ખુબસુરતીથી ભરપૂર હતો. અમારા મતે વીરત્વ અને ઉદારતાને નિકટ સંબંધ છે. બહુધા જે લોકો બહાદુર છે, તે ઉદાર પણ છેજ; અને જેઓ હિચકારા છે, તે કંજૂસ પણ છે જ. વધારે સ્પષ્ટતાથી કહેવામા આવે તો બહાદુરી ને દિલાવરી એક જ વસ્તુ છે. જે લોકો શરીર જેવી અલભ્ય વસ્તુને (આપી દેવા કે ખોઈ દેવાને માટે) માટે ઉદાર છે, તેઓ દ્રવ્ય જેવી સુલભ વસ્તુને માટે કેમ અનુદાર થાય? સાચે "દૂધ ત્યાં સાકર ને છાસ ત્યા મીઠું!" એ કહેવત અનુસાર ભીરુ-

નામ અમને જડ્યું નથી, પરતુ 'બદીન' ની તેઓ 'બદીના' ના રહીશ હોવાથી તેમની ઓળખ હશે, એમ માની શકાય છે સમા લોકોમા આ પીરની બારે માન્યતા છે.

તામાં કંજુસાઈ અને વીરતામા ઉદારતા, એ સામાન્ય રીતે જો આવતા, છે, એ દરેક મનુષ્ય પોતાની આસપાસ દષ્ટિ કરશે તો તે ચોકસ જણાયા વિના નહિ રહે. ઉપર

એ નિયમાનુસાર જામ અભેરાજનો નાનો કુંવર કારાયલ જે અસાધારણ પહેલવાન અને શૂરવીર હતો, તેમ ઉદારતાના ગુણો પ તેનામાં અવધિ હતો. તે ઉદારતા સંબંધે એવા જ છેલ્લા સિદ્ધાંત ઉપર હતો કે

"દિલકે શોખકી ખાતર, ચખ માર ડાલ ધનકું,
ગર મર્દ હય આશક, તો કોઈ ન રખ્ખૂ કફનકું!"*

કારાયલને તેના પિતા તરફથી જે દ્રવ્યાદિ મળતાં, તેના ભોક્ત માગણ અને મહોતા જ લોકો થતા. સારામાં સારી વસ્તુ પછી તે ગ તેવી કિમતની હોય, પરંતુ કોઈ યાચક મનુષ્યે તેની પાસે યાચના કર તો તેને મળી જ ચૂકી, એમ સમજવું. કારાયલને કવિતા સાંભળવા પણ ભારે શોખ હતો, તેથી ભાટ, ચારણ, મીર, માગણ વગેરે યાચ લોકોની તેની પાસે ઠઠ જામતી. કારાયલે પોતાની અસામાન્ય ઉદારતા પોતાનુ એક મજબૂત મિત્રમંડળ બનાવ્યું હતું. જ્યારે તેના બાપ ત ફથી મળતી સંપત્તિ યાચકોને દાનમાં આપવાને માટે બસ થઈ નહ ત્યારે કારાયલે પોતાના સોબતીઓ સહિત આસપાસના પ્રદેશમા ધા પાડવા માંડ્યા; અને તેમાં મળતા દ્રવ્યવડે તે યાચકો અને દીન જને સંતોષવા લાગ્યો. જો કે લૂંટનું કામ નીતિના કાનૂનથી વિરુદ્ધ છે, બાત કારાયલ જેવો સુજ્ઞ રાજકુમાર જાણતો નહોતો, એમ નહો પરંતુ તેને ધનવાન્ કંજૂસો તરફ તિરસ્કાર હતો. જેને પરમેશ્વરે ધ આપ્યું છે, તેણે તેણે સદુપયોગ કરવો જ જોઈએ; તેમ ન કરતાં જે માત્ર સંચય કરનારા છે, તેમને તે લૂંટતો; અને તે દૌલત ગરીબો અ હાજતમદોને વહેંચી આપતો! આ સુધરેલા જમાનામાં પણ અભિપ્રાય ધરાવનારા અને તે પ્રમાણે અમલ કરનારા લોકોનો અમ વર્ગ યૂરોપમાં છે, એમ સાંભળ્યું છે. ધીમે ધીમે કારાયલના આ નીતિ વિરુદ્ધ વર્તનની વાત જામ અભેરાજના કાન સુધી પહોંચી, ત્યારે તે પોતાના પુત્રને વારંવાર પાસે બોલાવી સમજણ આપી, પરંતુ કારાય *પોતાના તે કામથી પાછો હઠ્યો નહિ ત્યારે છેવટ તેને ઘણી દિલગીરી* તેના પિતાએ પોતાનો મુલક છોડી જવાની આજ્ઞા આપી; તે આજ્ઞા કારાયલે સરતાજ કરી. સૌ વડીલો અને સ્નેહી સંબંધીઓને મળી ભે જ્યારે તે શહેર બહાર નીકળ્યો, ત્યારે તેની સાથે ઘોડેસવાર સર રજપૂત જવાનોનું એક નાનું સરખું લશ્કર હતુ. આ સર્વ કારાયલ-

* પ્રખ્યાત મુસલમાન ફિલાસોફર નઝીરની કવિતાના આ ચરણ છે

મુસલમાન મત્ર બંધુઓ હતા. તેઓ કારાયલની સાથે દેશવટે જવાને રીતભાત જ્યા હતા.

છે. તે કારાયલ કુનરીઆથી નીકળી પોતાના મિત્રો સહિત મજલ દર મજલ કરતો 'માકપટ્ટ' અથવા હાલ જેને 'નખત્રાણા તાલુકો' કહે છે ત્યાં આવ્યો. આ ભાગમાં કાઠીઓનાં રાજ્ય હતાં. મુલક પહાડી છતાં ધ્રાગાઓની * જમીન ખેતીના ઉપયોગમાં આવતી હતી, તેમ છતાં લોકોનો મુખ્ય ઉદ્યોગ પશુપાલનનો હતો અને સંપત્તિ પણ પશુઓની જ મુખ્યત્વે હતી. આજ જેમ અમુક માણસની મોટાઈ તેના દ્રવ્યની સંખ્યા–લાખ, કરોડ વગેરેથી થાય છે, તેમ તે કાળે મોટાઈની આંકણી પશુઓની સંખ્યાથી થતી, તથાપિ વ્યાપારી લોકો પાસે હાલનું સોના રૂપાના આકારનું દ્રવ્ય અને અનાજનો સંગ્રહ પણ રહેતો હતો. કારાયલે 'બાયાણું'† નામે ડુંગરમાં પોતાનું રહેઠાણ કર્યું અને આસપાસના પ્રદેશમાંથી તે પોતે અને તેના સાથીઓ લૂંટ કરીને દ્રવ્યાદિ લાવતા. તેવડે કારાયલ પોતાના પ્રિય માગણો અને રંક લોકોને દાન કરતો. આવો વર્તાવ કરતાં કેટલોક સમય વીતી ગયો. કારાયલ સમાના અસીમ બળ તથા સાહસ અને ઉદારતાનાં ગીતો રાવણહથો વગાડનારા ભિક્ષુકો, ભાટચારણો, ઢાઢીઓ, અને તેમની સ્ત્રીઓ ગાવા લાગી. વખતે વખતે આ નવીન બહારવટીઆને પકડવાને માટે આસપાસના રાજાઓ અને સરદારો યત્ન કરતા, પરંતુ કારાયલ પોતાના બળ, શૌર્ય અને ચતુરાઈથી દરેક વખતે છટકી જતો. તેમ તે પ્રદેશમાં પણ તેના આભારી માગણાદિ મિત્રોની ફોજ એટલી બધી વિશાળ હતી, કે રાજાઓના રાજમહેલોની બાતમીઓ તે પોતાની ગિરિ–કંદરામાં મેળવી શકતો. તેમ

---

* બે પર્વતની ધારો વચ્ચે જે જમીનનો સપાટ અને રેતાળ ખેતીને લાયકનો ભાગ હોય છે, તેને કચ્છમાં ધ્રાગો કહે છે. આવી જમીનમાં ઘણું કરીને ખેતીના ઉપયોગ માટે કૂવા ખોદતાં પાણી પુષ્કળ જથ્થામાં નીકળે છે. માકપટ્ટ એવી જમીનમાં છે.

† આ "બાયાણું" નો ડુંગર નખત્રાણાથી ઉત્તરે છે. તે પર્વતની પશ્ચિમ બાજુએ સાગ પથ્થરમાં કોરેલું કારાયલ સમાનું ભોંયરું હાલ પણ બતાવવામાં આવે છે. ૨૦૦ માણસો બેસી શકે એટલું તે મોટું છે. તેની લંબાઈ કરતાં આડી પહોળાઈ વધારે છે ને બાજુના ભાગમા અંધકાર રહે છે. આ ડુંગર સામાન્ય ઉંચાઈનો છે. એ ઉપરાંત ગરડા (લખપત તાલુકા) ના ગામ અટડો, સુંધાન અને શિયોતની વચ્ચે એક નાની ટેકરીમાં ગુફા છે. તેને કેટલાક કારાયલ સમાની ગુફા કહે છે અને કેટલાક તેને ખાપરા–કોઢીઆ નામે પ્રસિદ્ધ ચોરોની ગુફા પણ કહે છે. અમે નખત્રાણા પાસેના બાયાણું ડુંગરની ગુફાને જ કારાયલની ગુફા માનવાને યોગ્ય ગણીએ છીએ.

તે ગરીબોનો દાનવીર હોઇને માત્ર શ્રીમંત કંજૂસોનો જ દુશ્મન હતો, તેથી ત્યાં નિર્ભયતાથી વસતો હતો.

કારાયલ સમો જ્યારે આ પ્રદેશમાં બહારવટુ અને લૂંટ કરતો હતો, ત્યારે ત્યાં બીરુ* નામે ગામમાં સારો સંધાર નામે એક મોટો માલધારી–પશુપાળક રહેતો હતો. તેની પાસે સેંકડો ગાયો, ભેંસો, સાંઢો, બકરાં અને ગાડરો હતી. સધાર લોકોનો તે જમીતર એટલે સરદાર મનાતો અને તે પ્રદેશમાં તેની મોટી ઇજ્જત હતી. સારા સધારને પુત્ર સંતતિ નહોતી, પણ મોટી વયે તેને કોઈ દેવના પ્રસાદથી એક પુત્રી પ્રાપ્ત થઈ હતી. આ પુત્રીની ખૂબસૂરતી વગેરે જોઇને તેનું નામ 'કપૂરી'† પાડવામાં આવ્યુ.હતું. સમયના પ્રભાવે કપૂરી કાંઈક મોટી ઉમ્મરની થઈ, ત્યારે ઠામઠામથી તેના સગપણનાં માગાં આવવા લાગ્યા, પરંતુ "મારી પુત્રી હજૂ નાની વયની છે, લાયક ઉમ્મરની થશે, ત્યારે હુ તેનુ સગપણ કરીશ," એવા ઉત્તરથી સારો સંધાર સૌને પાછા વાળતો.

સ્ત્રીઓની ખૂબસૂરતીનો એક જ પ્રકારનો પાઠ ભણવાનો કવિઓ તથા ગ્રંથકારોનો એક રિવાજ થઈ ગયો છે, એવાં અતિશયોક્તિભરે વર્ણનો વાંચવાથી વર્તમાન કાળમાં ચિત્ત આનંદિત થતું નથી. ર જમાનાને જે જોઇએ છીએ, તે સત્તાની સાંકળથી સંકળાયલું સ્વાભ વિકપણું છે. "દાડમ કળી જેવા દાંત અને તલના ફૂલ જેવી નાસિકા ઇત્યાદિ વર્ણનોનો જમાનો હવે.વહી ગયો છે. ખૂબસૂરતી એ ઇશ્વ બક્ષિસ છે. જેનાપર પરમેશ્વરની કૃપા છે, તે જ માણસ સૌંદર્ય સહિ જન્મે છે. સામાન્ય શહેરી લોકો ખૂબસૂરતી તો માત્ર રાજાઓ અ શ્રીમંતોના મોટા ભભકાદાર મહેલોમાં જ હોય છે, એમ માને પરંતુ ઘણી વાર જંગલનાં ઝુંપડાઓમાં જે સુંદરતા દેખાય છે, રાજમહાલયોમાં હોતી નથી! અલબત્ત સૌંદર્ય અને શ્રીમંતાઇને કાંઇ સંબંધ છે ખરો; પરંતુ સુંદરતાનો સત્ય સંબંધ તો વંશપરંપરાના ઉત્ત ખોરાક સાથે જ છે. અચાનક–સંયોગોવશાત–શ્રીમંત બનેલા ગરીબ જેમનામાં ખૂબસૂરતીનો અંશ પણ હોતો નથી, તેમનાં સંતાનો

* હાલ નખત્રાણા કસબાથી ગાઉ દોઢેકપર દક્ષિણે બીરુ ને વ્યાર નામે જો જોડ બે નાનાં ગામો છે, તેમાં રબારી અને સંધાર લોકોની વસ્તી છે. સંધારો હિં રજપૂત હતા, અને સમા રાજવંશાઓ સાથે તેમનો સગપણ સંબંધ હતો. લા ફુલાણીના ભત્રીજા જામ પૂઅરાની રાણી રાજાંઈ સંધારોની કુવરી હતી.

† કપૂરી સંધાર થળની હતી તથા તેના પિતાનું નામ હરઘોળ હતુ, એ કેટલાકનું કહેવુ છે. પણ તે વાતોને બીજે કોઈ તરફથી સમર્થન ટેકો ન હોવા અમે માનતા નથી.

ત્રીજી પેઢીએ ખૂબસૂરતી આવે છે,' એમ મુખઇના લોકોના મોઢાથી
ાંભળ્યું છે; અને તે સત્ય જણાય છે. કેમકે શ્રીમંત થવાથી મનુ-
ય ઉત્તમ ખાનપાનાદિકનો ભોક્તા થાય છે અને તેની અસર વીર્ય-
ારા ઉત્પન્ન થતી સંતતિમાં આવે છે. એમ ક્રમે ક્રમે નવા થયેલા
ીમંતોમાં ખૂબસૂરતી આવે, એ વાસ્તવિક છે. ત્યારે કયા ખોરાકોમાં
ૌન્દર્ય આણવાનો વિશેષ ગુણ છે? તે વિષે વિવેચન કરતાં લંબાણ થાય
મને તેથી વિષયાંતરનો દોષ આવે, માટે ટુંકામાં હું એટલું જ કહીશ કે
ીમંતોને પ્રાપ્ત થતા વિવિધ પ્રકારના મેવા, મિઠાઈ અને પકવાન્નોમાં
ાણ સૌન્દર્ય આણવાનો ગુણ છે, પરંતુ તે સર્વ કરતાં દૂધમાં તે ગુણ
વેશેષરૂપે છે. દૂધનો ચાલુ ખોરાક સૌન્દર્ય અને બળ બંને વસ્તુઓને
આપનાર છે. જંગલમાં રહેતા પશુપાલકો મુખ્ય ખોરાક દૂધ અને તેમાથી
ાનારા (ગોરસ) પદાર્થો જ છે. ચોખા વગેરે અનાજનો તેઓ જૂજ
ઉપયોગ કરે છે. આ દૂધનો ખોરાક તેમનામાં બલિષ્ઠ ખૂબસૂરતીને વસાવે
ે, ત્યારે આપણા રાજાઓ અને શ્રીમંતોના મહેલોમાં જે ખૂબસૂરતી
ખાય છે, તે બળ રહિત–કેવળ અશક્તિથી ભરપૂર નાજુક ખૂબસૂરતી
ાય છે. એવી અશક્તિવાળી ખૂબસૂરતીવાળા મનુષ્યને કચ્છીમાં 'કાંગલ'
હે છે. જેને હાથ લગાડતાં રંગ બદલીને કરમાઈ જાય, તેને ખોટા
ંગના ગુલાબના ફુલની ઉપમા આપી શકાય.

આપણી વાર્તાની નાયિકા કપૂરી સંધારની ઉમ્મર હવે ૧૬ વર્ષ ઉપરાંત
ઈ છે. તેનું કદ સીધું, ડોક ઉંચી અને મુખાકૃતિ વગેરેના અવયવો
ાધાએ તેવા પ્રમાણમાં સુપષ્ટ હતા. તેની આંખો કાળી અને તેજસ્વી હતી.
ની દૃષ્ટિ સૌમ્ય અને નિર્મળ હતી. તે શરીરે નહિ જાડી કે નહિ પાતળી,
વી ભરેલા ધાટની હતી, તેમ છતાં તેની ઉંચાઈ ખાસા સૂતારી ત્રણ
જની હોવાથી પ્રહેલી નજરે જોનારને તે પાતળી જણાતી હતી. તેની
ામડીનો રંગ શુદ્ધ ગૌર નહિ, પણ કાંઇક રતાશ પડતો હતો. આવા
ૂબસૂરત અવયવોવાળી આ સોળ વર્ષની સુદરી જેનું કવિ લોકોએ
ામાન્યતઃ "અમળા" એવુ નામ આપ્યું છે, તે એક શૂરવીર પહેલવા-
ના જેટલું બળ ધરાવતી હતી. તે કપૂરી સંધારનું બળ નિરર્થક નહોતું,
ણ તેનો તે સદુપયોગ કરતી હતી–કપૂરીનો પિતા સેંકડો પશુઓ ધરા-
તો હતો. કચ્છના મધ્ય અને ઉત્તર ભાગના સૂકા અને નિર્જળ મુલ-
માં વર્ષના પાછલા ભાગમાં નદીઓ અને તળાવોનું પાણી ખૂટી પડે
, ત્યારે પશુપાલકો માટીના મોટા હવાડા બાંધી, ચકરીવતી કૂવામાથી
ાણી કાઢીને પોતાનાં ઢોરોને પાય છે, આ ઢોરોને પાણી સિંચીને પાવાનું
ામ કપૂરીએ પોતાના બાપ પાસેથી માગી લીધું હતું. તેના માટે તેણે

એક પાડાની આખી છાગરનો* મોટો ચડો બનાવ્યો હતો અને તેમાં ૧૦ બેડાં પાણી આવતું હતું એવો ચડો ૧૬ વર્ષની વયની કપૂરી બાળ-ખેલની પેઠે કૂવામાંથી કાઢતી કહે છે કે તે ભરેલો ચડો કૂવામાથી કાઢવાને તે પ્રદેશનો કોઈ પુરુષ પણ તાકાદ ધરાવતો નહિ આ કપૂરી સધારના અદ્ભુત બળની ખ્યાતિ આસપાસના પ્રદેશમા સુવિદિત થઈ.

કપૂરી સધારનાં અદ્ભુત બળ અને ખૂબસૂરતીને લીધે, હવે તેના સંબધ માટે સામાન્ય પુરુષોને બદલે સારા સારા રાજકુમારો અને સ[illegible] દારોના માગા આવવા લાગ્યા. કપૂરી હવે ઉમ્મર લાયક થએલી હોવાથી તેનો પિતા આવતાં માગાઓ વિષે તેને તેની માતા મારફત પૂછતો. પરતુ કપૂરીએ પોતાને લાયક એવા બળવાન્-પુરુષની અર્ધાંગના થવાનો નિશ્ચય કરેલો હતો અને તે વિષે તેણે પોતાની માતાને જણાવેલુ હતું કે–"મારે પરણવા યોગ્ય પુરુષ મને જોવામાં આવશે ત્યારે હુ તમોને કહીશ."

કપૂરી સધારે પોતાને લાયકના પુરુષની પરીક્ષા માટે એવો નિશ્ચય કર્યો હતો કે–"જે ખાનદાન અને લાયકીવાળો ખૂબસૂરત પુરુષ આ મારો આખો ભરેલો ચડો કોઇની મદદ વગર કૂવામાંથી કાઢશે, તે હુ પરણીશ!" આ પ્રતિજ્ઞાની પ્રસિદ્ધિ પણ આસપાસના પ્રદેશમાં થ[illegible] હતી. પરંતુ કપૂરીનો ચડો કાઢવા જેટલી શક્તિ ધરાવનાર કોઈ [illegible] અત્યાર સુધીમાં હાજર થયો નહોતો. ઘણા બળવાન્ જવાનો તે કાર્ય માટે ઇચ્છા કરતા, પણ જાહેરમાં અપમાન થવાની બીકે કોઈ બહ[illegible] આવતો નહિ. તેમ પોતાના બળ માટે ગર્વ ધરાવનાર કોઈ નિ શંક પાં[illegible] લનાન કપૂરીને ૧૮ વર્ષ પૂરાં થઈ ઓગણીશમુ બેઠું, ત્યાં સુધી આવ[illegible] નહિ. તેથી તેના વિવાહ માટે તેના માતપિતા ચિંતાયુક્ત થયાં; પણ કપૂ[illegible] પોતાની પ્રતિજ્ઞા માટે અડગ હતી કદાચ એવો બળિષ્ઠ પુરુષ ન મ[illegible] ને તેની પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય, તો આજન્મપર્યંત કુમારિકા રહેવા[illegible] તેણે નિશ્ચય કર્યો હતો, પરંતુ કોઈ નિર્બળ પુરુષ સાથે લગ્ન કરી જિંદ[illegible] વ્યર્થ ગુમાવવાનો તેનો વિચાર નહોતો.

કારાયલ સમાનો એક સૌબની† એક વખત આ બીરુ અને ત્યા

---

* મૂએલા ઢોરના આખા ચામડાને છાગર કહે છે

† કેટલાકનુ કહેવુ છે કે–કારાયલ સમાનો કોઈ માસિઆઈ ભાઈ 'ઓઝર્યલ' નામે રજપૂત ગાવાવાડથી તેની બહારવટિઆ તરીકેની બહાદુરી સાભળી, તેની ટોળીમ[illegible] બળવાને આવતો હતો, તેનુ કપૂરી સધારે અપમાન કર્યું હતુ અર્થાત્ ઢોરોના હવ[illegible] ડામાથી પાણી પીવાને તેને કહ્યુ હતુ તે અપમાનનો બદલો લેવા તેણે પોતા[illegible] ભાઈ કારાયલને ઉશ્કેર્યો હતો

વચ્ચેના નેશ-જળાશય-ઉપર આવી ચઢ્યો. તે વખત કપૂરી પોતાના ચડાવડે પાણી કાઢી હવાડો ભરતી હતી. તેની પાસે તેણે પાણી પીવાની માગણી કરી. પરંતુ આવા ઢાલ તલવાર બાંધેલા અકડેબાં પુરુષને ચાનક લગાડવા માટે કપૂરીએ કહ્યુ કે-"પાણી પીવું હોય તો આ ભરેલો ચરો કૂવામાથી કાઢીને પીઓ. અગર તેવી તાકાદ ન ધરાવતા હો, તો આ પશુઓને પાણી પીવાના હવાડામાથી તમારી તરસ મટાડો!" આ મેણું સાંભળી પેલો રજપૂત ઝંખવાણો પડ્યો. તેણે ચડા તરફ દૃષ્ટિ કરી તો તે કામ તેને મુશ્કેલ જણાયુ, તેથી ચુપચુપ ત્યાંથી ઊઠીને તે ચાલતો થયો અને બીજે સ્થળે જઇને પાણી પીધુ.

કારાયલના સોબતી રજપૂત જવાનને કપૂરી સંઘારે કરેલો અપમાનનો કારી ઝખમ રુઝાયો નહિ. તેથી તે જ્યારે પોતાના સરદાર પાસે પહોંચ્યો, ત્યારે તેણે કપૂરીની ખૂબસૂરતીનું તથા પોતાના (તથા તે સાથે કારાયલ સમાના) અપમાનનું અતિશયોક્તિથી વર્ણન કર્યું કારાયલની ઉમર પચ્ચીશેક વર્ષની થઈ હતી, તેમ છતાં રાજ અને પિતાથી તજાયો તે એક લૂટારો હોવાથી તેનાં લગ્ન થઈ શક્યાં નહોતાં. તેથી આ વાતમાં તેને કાંઇક રસ પડ્યો. તેથી ચોક્કસ દિને કેટલાક માણસો સહિત બીરુ અને બ્યારના નેશપર જવાનો તેણે નિશ્ચય કર્યો અને નીમેલે દિવસે એક પહોર દિવસ ચડ્યે તેઓ બીરના નેશપર આવી પહોંચ્યા. તે વખતે કપૂરી પોતાના નિત્યના પાણી કાઢવાના ઉદ્યોગમાં લાગેલી હતી. આ નવીન આવનારા ઘોડેસવારોના ટોળા પ્રત્યે સ્વાભાવિક રીતે તેણે નજર કરી તો થોડા દિવસપર આવેલો પેલો ઢાલ તલવાર બાંધેલો અક્કડ રજપૂત પણ તેમાં હતો; પરંતુ તેનું વધારે ધ્યાન ખેંચનાર તો તે ટોળીના સરદાર જેવો જણાતો કદાવર અને મરોડદાર શરીરવાળો બળવાન્ અને ખૂબસૂરત કારાયલ સમો હતો. અત્યાર સૂધી આવેલા તમામ પુરુષોમાંથી કોઇએ કપૂરીનું આવું આકર્ષણ કર્યું નહોતું. અત્યાર સૂધી જોયેલા પુરુષોમાંના કોઇના પ્રત્યે તેણે આવી લગ્ન કરવાની દૃષ્ટિથી જોયુ નહોતું તેની હમેશની વૃત્તિમાં આજ તેને ફેરફાર જણાયો. તે પોતાના મનમા પોતાના ઇષ્ટ દેવને સંભારીને "આ પુરુષ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરે" એમ ઇચ્છવા લાગી

કારાયલને તેના સોબતીઓએ ઘોડાનો સામાન ઉતારી બિછાત કરી આપી, ત્યાં એક બાવળના ઝાડ નીચે તેની છાયામાં તે બેઠો, અને તેનાં માણસોમાંના ચાર જણ પ્રથમથી કરેલી ગોઠવણ મુજબ કપૂરી સવાર પાસે ગયા. તેમના સભ્યતા ભરેલા સવાલના જવાબમાં તેણે પોતાની પ્રતિજ્ઞા વિદિત કરી. ત્યારે તેઓએ એ વાતની ખાત્રી માગી.

તે તેણે પોતાના ધણુરીબડે* આપી, તો પણ કારાયલના માણસો કપૂરીના પિતાને પૂછવા માટે ગયા. તેણે કપૂરીની શરતમાં સંમતિ બતાવીને પ્રખ્યાત કારાયલ સમાને જોવા તથા મળવા તે નેશપર આવ્યો દૂરથી આવતા વૃદ્ધ રજપૂત–સારા સંધારને ભેટવા માટે કારાયલ ઉભે થયો ને કેટલાંક ડગલા સામે ગયો. તેણે પણ તેને પચ્છમના જામન કુમાર તરીકે યોગ્ય માન આપ્યું. રજપૂતની રીતિ પ્રમાણે બને જણ મળ્યા. બાદ કારાયલે તેની પુત્રીની દુષ્કર પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની ઇચ્છા જણાવી. ત્યારે આ વૃદ્ધ રજપૂત ઘણો ખુશી થયો. અને "જગદીશ તમારો સહાયક થાય!" એમ આશીષ આપી. ત્યાર બાદ સર્વ જણ નેશપર ગયા. કપૂરી તેના ચડાનું રાઢવુ મૂકીને થોડે દૂર ઉભી રહી કારાયલે પોતાનો કટિબંધ મજબૂત કરી, અંગરખાની બાંહો ચડાવી, ઈશ્વરનું નામ લઇને ચડો કૂવામાં નાંખ્યો. સૌ જોનારા આ સમા રાજવીને સહાય થવા ઈશ્વરની પ્રાર્થના કરતા હતા. તેમાં ખુદ કપૂરી પણ મુખ્ય હતી. કપૂરી સામાન્ય રીતે અદબની ખાતર થોડે દૂર ઉભી રહી, બીજી દિશામાં જોવાનો જો કે તે દેખાવ કરતી હતી, તો પણ તેનું બધું ધ્યાન પેલા ચડાના કાઢનાર રજપૂત જવાનમાં જ પરોવાયલું હતું. કપૂરીને તે ચડો કાઢતા પ્રથમ કારાયલે જોઈ હતી, તેથી તે ચતુર મર્દે ચડો કાઢવામા અસીમ બળ ઉપરાંત જે થોડી કળની જરૂર હતી, તે પણ ધ્યાનમાં રાખી લીધી હતી. તે મુજબ તેણે નવાણુના થાળાની કોરણમ કૂવા તરફ એક પગ ટેકવી ગરગડીપરથી રાંઢવું ખેંચ્યું. ગરગડીના અવાજ સાથે ચડો અને કપૂરીની ઉમેદ ઉંચે ચડવા લાગ્યાં! આ હકીકત લખતા જેટલો વખત લાગે છે, તેથી પણ ઓછા સમયમાં કારાયલે કપૂરીનો આખો ભરેલો ચડો, એકલે હાથે કૂવામાંથી ખેંચીને થાળામ નાંખ્યો! છેલ્લી વધારે ખેંચથી ચડો વધારે ઉંચો જઇને થાળામાં પછડાયાથી, તેમાંથી પુષ્કળ પાણી ઉછળ્યુ, તેથી કારાયલનો પાયજામો અને બીજાં લુગડાં પલળ્યાં, તો પણ એકદર જોતાં ટેવ ન છતા અદ્ભુત બળથી તેણે તે અદ્ભુત ચડો કાઢ્યો, તે માટે સર્વ જોનારાઓએ મોટે હર્ષનાદ કર્યો. સારા સંધારે કારાયલને જમાઈ તરીકેનો સવિવેક સત્કાર કરી, ઘેર ચાલવા માટે આમંત્રણ કર્યું, ત્યારે કપૂરી સહર્ષ લાજ કાઢીને ચુપચુપ પોતાના ઘર તરફ રવાને થઈ ગઈ

કારાયલને તેના સોબતીઓ સહિત સારો સંધાર પોતાની ડેલીએ લાવ્યો. તેમને ઇલાયદો ઉતારો આપી, તેમના ખાનપાનાદિકને માટે સારે

* પશુઓને જંગલમા ચલાવનાર અને તેની સભાળ રાખનારા માણસો

બંદોબસ્ત કર્યો. ત્યાર બાદ જ્યોતિષી બ્રાહ્મણોને તેડાવી લગ્નનો શુભ દિવસ મુકરર કર્યો, એટલે કપૂરીના વિવાહના ગીત ગવાવા લાગ્યાં. સારા સંધારે પોતાની એકની એક પુત્રીના વિવાહમાં પોતાના દૂર દૂરના સ્નેહી સંબંધીઓને આમંત્રણ કરી તેડાવ્યા ને મોટા ખર્ચ અને ધામધૂમથી આર્યરીતિ મુજબ કારાયલ સમા અને કપૂરી સંધારના લગ્ન કરી આપ્યા. લગ્નની પહેરામણીમાં સારા સંધારે પોતાના પુત્રીજમાઇને ઘણું ધનમાલ આપ્યાં, તેમાં ઉપયોગી પશુઓનો સમુદાય પણ ઘણો મોટો હતો. તે ઉપરાંત કારાયલના સોબતીઓને તથા પોતાના સગા સંબંધીઓને પણ તેમની લાયકાતથી વધારે પહેરામણીઓ આપી વિદાય કર્યાં. આ સમારંભમાં કારાયલે માગણ લોકોને મોટું દાન આપ્યું ને તેમાં લગભગ પોતાનો ખજાનો ખાલી કરી નાંખ્યો. કારાયલ સમાએ પોતાના મિત્રોને કહ્યું કે, "હાલ થોડા દિવસ મને મારો સસરો બહાર જવાની રજા નહિ આપે, માટે તમે સર્વ જણ આપણા સ્વદેશ પચ્છમની એક સફર કરી આવો. મારા પિતા, બન્ધુ અને બીજા સબંધીઓને મારા પ્રણામ કહેશો—અને મારા લગ્નની ખુશ ખબર તેમને જણાવશો." આમાંના કેટલાક જણ જવાને નારાજ હતા, તેમ છતા તેમને સમજાવીને કારાયલે દેશ મોકલ્યા. તેમની મિત્રતા તથા વફાદારી માટે ઉપકાર માન્યો, ત્યારે માંડ માંડ તેને છોડીને તેઓ સ્વદેશ ગયા. ત્યાર બાદ કારાયલ બીરુમાં પોતાની મનોવાંછિત પત્ની સાથે ગૃહસ્થાશ્રમનું સુખ અનુભવવા લાગ્યો.

કારાયલને બીરુમાં રહેતા કેટલોક સમય વીત્યો, તે દરમ્યાન તેના પચ્છમના મિત્ર બન્ધુઓમાના કેટલાક તેને પાછા આવી મળ્યા. તેમની મદદવડે કારાયલ શ્રીમત કંજૂસોને લૂંટી, ગરીબ અને માગણિયાર લોકોને દાન કરતો. અત્રે તેના બારેક માસના નિવાસ બાદ તેના ગૃહસ્થાશ્રમના પરિણામરૂપ એક સુંદર પુત્રરત્નની પ્રાપ્તિ થઈ. જ્યોતિષ શાસ્ત્રીઓએ તેની જન્મકુંડળીમા તેને માટે રાજયોગ બતાવીને તેનું નામ વિંઝાર પાડ્યું. આવા અસીમ બળવાન* સ્ત્રીપુરુષથી ઉત્પન્ન

* મનુષ્યની ઉત્તમતા સબંધે પિતૃપક્ષની જેમ શ્રેષ્ઠતા માની છે, તેમ માતૃ પક્ષની શ્રેષ્ઠતા પણ ઘણી જ ઉપયોગી છે તે બાબતમાં પ્રખ્યાત 'ઉઢાકેર અને હોથલપિગમણી'ના પુત્ર જામજખરા વિષે કાઠિયાવાડી ભાષા એક મિશ્ર ભાષાનો દુહો ઓપે છે, તે ઉપયોગી જાણી અત્ર આપીએ છીએ –

"ધરા વિણુ ધાન ન નીપજે, કુળ વિણુ માહુ ન હોય,
ઉઢે ઘર જખરા જ, હોથલ પદમણી હોય"

[કુળ વિણુ માહુ–માણસ થતો નથી, તોપણ ઉત્તમ ધરતીવિના શ્રેષ્ઠ અનાજ પાકતું નથી, એ વાત પણ સિદ્ધ છે ઉઢાને ઘેર જખરા જેવો દાનેશ્વરી તથા બળવાન્ વીર પુત્ર જન્મ્યો, તે તેની અર્ધાંગના હોથલ પદ્મિની હતી, ત્યારે જ તે સિવાય-માતૃપક્ષની શ્રેષ્ઠતા વિના એવા પુત્રોની ઉત્પત્તિ થતી નથી ]

પોતે જેના નોકર હતો, તેના ધરમા ખાતર પડાવવું! એ તેને યોગ્ય જણાયું નહિ. પરંતુ યાચક જનોને દુષ્કાળના વર્ષમાં પાળવાને માટે તે બંને જણાએ નિશ્ચય કર્યો હતો, તેથી છેવટ તેઓ બંને રાજાના ખજાના ફોડવામાં સમત થયા. વાર્તાકારો કહે છે કે –

"પેને પુતર પાણુંયે, બિઈ કર્યો પરિયાણુ,
માણુક સુજે મોનમેં, (સે) પિરી અચોં પાણુ,
પો રાતોયડી રૈઆણુ, મર જાચક જકોરુ કરી!"

[બાપ દીકરાએ બેસીને પોતામાં મનસૂબો કર્યો કે, (રાજાના) મહેલમાં માણેક–ઝવેરાત–સૂજે છે, તે આપણે ઉપાડી લાવીએ, તો આપણી રાત દિવસની નિરંતર રિયાણુ–મેળાવો થાય, પછી યાચક લોકો ભલે ઝકોર–આનંદથી કલ્લોલ કર્યા કરે! અર્થાત્ પોતાની કવિતાની કળાનો વિસ્તાર કરીને ભલે ગાયા કરે.]

આ નિશ્ચય કર્યા છતાં પણ વિઝાર જેવા ગભરુ જવાનને રાજમહેલમાં એકલા મૂકવાની કારાયલની હિંમત ચાલી નહિ. તેથી શુભ શુકન જોઇને બંને બાપ દીકરો ગયા, ને કાઠી રાજાના ખાનગી ખજાનામાંથી પુષ્કળ દોલત ઉપાડી લાવ્યા. તે ચોરીની વાત જાહેર થતાં ભારે ચકચાર થઈ, રાજા ક્રોધે ભરાયો, અને ચોરને પકડવા માટે ચાપતા ઉપાય લેવરાવ્યા, પણ તે સઘળુ વ્યર્થ હતુ. કેટલાક દિવસ પછી એ વાતની ચકચાર નરમ પડી અને વિઝારે પણ પોતા પાસેની દોલત વાપરી લીધી, એટલે ફરી તેણે રાજાના મહેલની દિશા લીધી. એ રાત્રે તેણે ખુદ રાજાના સુવાના ઓરડામાંથી પુષ્કળ દોલત હાથ કીધી, વિશેષ રાજાનો સૂવાનો રત્નજડિત પલગ હતો, જેનાપર તે સૂતો હતો, તેની પાટી તદબીરથી એક એક પત્ર છોડીને કાપી, એથી તે રાજા જમીનપર જેમનો તેમ પલગની પથારીને પાટી સહિત અટકી રહ્યો. તે પલગ ઉપાડી, તેમાંથી સોનું અને રત્નો હથિયારની મદદથી કાઢી કિલ્લાપરથી ચંદનઘો પ્રાણીઓની સીડીના સાધનોવડે શહેર બહાર નીકળ્યો. વિઝારનુ આ પરાક્રમ અદ્ભુત હતું હવે રાજા તથા તેના વણિક મત્રી આધવ શાહને કારાયલ સભે અને તેના માણસોપર શક આવ્યો. તેમણે ખાનગી ઘણી તજવીજ કરાવી, પણ કશી સાબિતી કે મુદ્દામાલ મળી શકયો નહિ. દરવાજાપર રાત દિવસ ખડી ચોકી રહેતી હતી. તેમ છતા વધારાના માણસો રાખી પક્કો બંદોબસ્ત કર્યો વિશેષમાં મત્રી આધવશાએ ચોર કયાથી આવે જાય છે, તે સ્થળ ખાનગી રીતે શોધી કાઢ્યુ. કિલ્લાની બહાર તે સ્થળથી ખાઈમાં પુષ્કળ વૃક્ષઘટા હતી, તેમાંથી જવા આવવાનો એક જ સુગમ માર્ગ હતો ખાઈ પણ ઠીક ઉંડી પહોળી હતી

તે સ્થળેથી ચોર આવજા કરે છે, એ નક્કી કરીને તેણે ખાઇના તેટલા ભાગમા કીલ* ભરાવ્યો તે સ્થળ એવુ ગુપ્ત હતું કે ત્યા કોઈ મનુષ્ય જતુ આવતું નહોતુ

વળી વિંઝારનુ દ્રવ્ય ખતમ થતા તેણે રાજમહેલ તરફ દૃષ્ટિ દોડાવી આગલા બનાવની ચકચારથી કારાયને વિંઝારને હવે સાહસ ન કરવા કહ્યુ તેની માતા કપૂરી સધારે "મને અપશુકન થાય છે એમ કહી તેને ચોરી કરવા જવાની ના પાડી પણ વિંઝારે યાચકોને શુ આપવુ? એ કથનથી પોતાનો નિશ્ચય કાયમ રાખ્યો છેવટ જ્યારે વિંઝારે જવુજ, એ વાત નક્કી થઈ, ત્યારે કપૂરી સધારે કારાયલને સાથે જવાને સૂચવ્યુ કેમ કે વિંઝાર ચડતા લોહીનો જવાનીઓ છે તે પોતાના ઉછાંછળા પણાથી ક્યાય ફસાઈ જાય. એ બનવાજોગ છે તેથી તે બાપદીકરો

ફેંકયા અને વિંઝાર પોતાના સપૂર્ણ બળથી કૂદકો મારી ખાઇની આ પાર કૂદી આવ્યો કારાયલ સમાની ઉમર ૫૦ વર્ષની લગભગ હતી, તેમ તેનુ શરીર પણ વધારે વજનદાર હતું, તેથી તે સહેલાઇથી ખાઈ કૂદી શકે તેમ નહોતું પરતુ તે વિના બીજો ઇલાજ ન હોવાથી છેવટે તે પણ કૂદ્યો, પણ ખાઇમા પગો પડવા સાથે નીકળવા માટે જોર કરતા તેનું તોલદાર શરીર કીચ્ચમાં નીચે ઉતરતુ ગયુ, તેણે નીકળવાની આશા છોડી–

"કામલ કીન પથર્યો, તેમેં રયો કારાયલ અડી
વિમ વિંઝાર! તુ વરી, અસા અચણ ઇતરો!

[કોઈ–કામિલ–ઉસ્તાદે કીલ પાથર્યો, તેમા કારાયલ અડી રહ્યો, (ત્યારે તેણે પોતાના પુત્રને કહ્યુ કે) 'હવે વિંઝાર! તુ ઘર વળી જા અમારુ આવવુ આટલુંજ હતુ']

વિશેષમા કારાયને વિંઝારને કહ્યુ કે–' આપણે ઘણા સમયથી જાગ વેલી આબરુ આજ જવાનો સમય આવી લાગ્યો છે બુદ્ધિમાન્, શૂર-વીર અને પ્રતિષ્ઠિત પુરુષો શરીર કરતાં આબરુને વધારે કિંમતી ગણે છે મેં સસારમા ગર્વ વૈભવ ભોગવ્યા છે, માટે તુ મારુ માથુ કાપી લે, અને આપણને ફસાવનાર દુશ્મન ઓધવ શાહનુ વેર લેજે તથા મારા મરણની વાત હાલ ગુપ્ત રાખવા તારી જનેતાને સમજૂત આપજે અને જન્મપર્યંત મારી તથા તારા શૂરવીર સમા વશની આબરુને જાળવજે અર્થાત્ હીચકારો કે ન્મૂસ ન થઇશ"

આ કારાયલની છેલ્લી વસિયત હતી. વિંઝારે પિતાનુ માથુ કાપવાની આનાકાની કરી તેને કારાયને સખ્ત આજ્ઞા કરી કે–" તું શૂરવીર ક્ષત્રિય પુત્ર છે, અને પિતાની આજ્ઞા પાળવી, એ પુત્રનો ધર્મ છે પછી તે આજ્ઞા ગમે તેવી દુ સહ હોય!" કારાયલના આ છેલ્લા શબ્દો હતા. વિંઝારે પોતાની પાણીદાર તલવારથી પિતાનું માથુ કાપી પોતાના રુમાલમાં નાખ્યું અને દ્રવ્યના બંને થેલા વાંસાપર લઈ ગુપ્તસ્થાને મૂકયા તેની સાથે તે માથુ પણ તત્કાળ ત્યાજ સતાડી રાખ્યુ અને ફરી તેજ રસ્તે શહેરમાં દાખલ થઈ ઓધામત્રીના ઘરમાં બારી વાટે દાખલ થયો. બિચારો પ્રપચકુશળ વાણીઓ મીઠી નિદ્રામાં સૂતેલો હતો તેનું માથુ વિંઝારે પોતાના બાપના લોહીથી તાજી ખરડાયની તલવારથી તે જાગીને બૂમ પાડે, તે પહેલા એક ઝટકાથી ધડથી જૂદુ કરી નાંખ્યુ. તરત તે બારી વાટે પાછો ઉતરી કિલ્લો ઓળગી ખાઇને આ પાર આવ્યો ત્યાં પિતાના ધડપર તે માથુ મૂકી તેનો સાથી કીલથી ઢાંકી દીધો! આ સર્વ કાર્ય આટોપતાં પો ફાટવાની વેળા થવા આવી વિંઝારે દ્રવ્યને તેજ ગુપ્તસ્થાનમા રહેવા દઈ, માત્ર પિતાનું માથુ લઈ ઘેર ગયો ભવિષ્યના થનારા

અનિષ્ટને લીધે આખી રાત કપૂરી સંધારને નિદ્રા આવી ન હોતી. વાર-વાર તે અમંગળ સ્વપ્નાઓથી જબકી ઉઠતી અને આજ નક્કી કાંઈ માઠું થશે, એમ તે ધારતી હતી, અને તેમ ન થાય, તે માટે દેવદેવીઓની માનતા માનતી હતી. વિંઝારે પોતાની ડેલીમાં પગ મૂકયો, તે વખતે દરબાર ગઢમાં ચોઘડીઆંની નોબતનો ડંકો વાગ્યો. કોઈ આવ્યું એમ ધારી કપૂરી સામે ગઈ. ચોકમાં તેણે કારાયલને ન જોતાં એકલા વિંઝારને જોયો. ત્યારે જ તેના મનમાં ધ્રાસ્કો પડ્યો. તેણે રૂંધાયલા સ્વરથી પૂછ્યું–"વિંઝાર! તારા બાવા ક્યાં?" તેને તત્કાળ તો વિંઝારે એટ-લોજ ઉત્તર આપ્યો કે–"અમાં! તે પાછળ છે, હમણાં તેને તમે આવેલા જોશો.' એમ બોલતો તે ઘરની અંદરના ભાગમાં ગયો ને માતાને પણ ત્યાં એકાંતમાં બોલાવી, દીવાના પ્રકાશથી પિતાનું માથું બતાવી તેણે કહ્યું કે–"ખબરદાર! જો કશો પણ ઘોંઘાટ કે કલ્પાંત કરશો, તો આ તલવારથી હમણાંજ મારા પિતા તથા તેના મરાવનાર દુશ્મનનું માથું કાપી આવ્યો છુ, તેજ તલવારથી તમારું માથું કાપતાં પણ મને તેટલોજ વખત લાગશે. હવે હું જે હકીકત કહું છુ, તે એક ધ્યા-નથી સાંભળો."

કપૂરી આ જાદૂઈ ખેલ જેવો અદ્‌ભુત બનાવ જોઇને હેબત ખાઈ ગઈ; તેણે પુત્રને કહ્યુ કે–"તુ મારો પુત્ર છતાં તેં મારું સાભાગ્ય નષ્ટ કેમ કર્યું? તું એક રજપૂત પુત્ર થઇને પિતાને મારી જીવતો કેમ ઘેર આવ્યો?" વળી તેણે વિંઝારને કહ્યુ કે–

"ખાતર ડીંધે ખુડકે, તોજ ખભા ખેય ભર્યા,
શિર વઢીંધે પેયજે, તોજ હથડા કીંય વર્યા?"

[ખુડ (એક જાતનાં નળિયાં વગરનાં અગાસી જેવાં માટીનાં ઘર) ને ખાતર દેતાં તારા ખભા ધૂળથી ભરેલા છે; પણ તારા બાપનુ માથું વાઢતાં તારા હાથ કેમ વળ્યા? હથડા એ હથ–હાથનું તિરસ્કાર દર્શ-કરૂપ છે.]

આના ઉત્તરમાં વિંઝારે પિતાની આજ્ઞા અને વસિયત સમજાવીને માતાને કહ્યું કે–

"પોભ મરધે આંઉ મરા, મુ મરેંધે વંશ જાય,
શિર હી સમે જામજે, (હે) કપૂરી પિંગે પાય?"

[મારા બાપના મરવા સાથે હું મરું, તો મારા મરવાથી તેનો વંશ નષ્ટ થાય; (અને તેનું વેર ન લેવાય, માટે તેની આજ્ઞાથી જ હું જીવતો રહ્યો છું, કિંતુ જીવવાના લોભથી નહિ.) માટે હે કપૂરી! તું આ સમા-

જામ-સરદારનું માથું ઘોડીઆમાં નાંખ-( તે હીંચોળ ને રોવાને બદલે હાલરડાં ગા. ]

કપૂરી રજપૂતની પુત્રી હતી. તે સર્વ હકીકત સમજી ગઈ અને તત્કાળ આંખમાંના આંસુ લુછી નાંખી પુત્રને સામો દિલાસો આપ્યો, અને તરત સ્નાન શૌચ આદિ કરી રાજકચેરીમા જવા માટે તેને સોંઘ કરી આપી અને પતિના મસ્તકને ધોઈ સાફ કરી તેમાં સુગંધી દ્રવ્યો ભરી, રેશમી વસ્ત્રથી ઢાંકી પાલણામાં સુવાડયું. જ્યારે તેને રોવાની ઇચ્છા થતી, ત્યારે તે હાલરડાંના રાગમાં પોતાના શોકનો ઉભરો ખાલી કરતી.

બીજી બાજૂએ અરુણદેવનો પ્રકાશ થતાં રાજમહેલમાં અને મંત્રી ઓધવના ઘરમા કોલાહલ અને કલ્પાંત થવા લાગ્યાં. ખજાનામાં ખાતર પડવાની અને મંત્રીનુ મસ્તક કપાયાની ખબર મળતા રાજા હરસર કારી શોકગ્રસ્ત થયો. તરત તેણે શહેરનું રક્ષણ કરનાર સૈનિકોને બોલાવ્યા, તેમાં વિઝાર પણ હાજર થયો. તેને રાજાએ "કારાયલ સમો કયાં છે?" એમ પૂછતાં વિઝારે જવાબ આપ્યો કે-" મારા દાદા જામ અબેરાજ-જીનુ ખાસ તેડુ આવતાં મારા સગપણના કામ માટે મારા પિતા પરમ દિવસ રાતે કુનરીએ સિધાવ્યા છે, અને આપને એ હકીકત જાહેર કરવા તેમણે મને આજ્ઞા કરેલી છે." આ જવાબ સાભળી રાજા ચૂપ રહ્યો તેનો મનોભાવ તેણે વ્યક્ત કર્યો નહિ. પછી તરત તેને કાંઈ યાદ આવ્યું હોય, તેમ તેણે પોતાના હજુરીઓને ફરમાવ્યુ કે-" શહેર ગઢની ખાઈમાં મંત્રી ઓધવે કીલ ભરાવ્યું છે, તેમાં કોઈ ચોર સપડાયો છે કે નહિ? તેની તપાસ કરો." આજ્ઞા મળતાંની સાથે જ કેટલાક પદાતિઓ દોડ્યા, અને તરત ખબર લાવ્યા કે "ખાઇના કીલમાં મંત્રી ઓધવ પોતે જ સપડાયલો છે!" રાજાએ તે સ્થળે જાતે જોવા જવાની ઇચ્છા બતાવી અને પોતા સાથે કેટલાક અનુભવી અને ખબરદાર પગીઓને બોલાવ્યા. તેમનાથી ખજાનાના ઉજપર અને મંત્રીના મહેલપર પગની તપાસ કરાવી, પણ કારાયલ અને વિઝાર એવી જાતનો લેપ પગે લગાડીને ચોરી કરવા નીકળતા કે તેમના પગનો પત્તો જ ન લાગે. એટલે તે તપાસ નિરર્થક થઈ. રાજાએ ખાઈપર આવી જોયું તો મંત્રી ઓધવનું માથું દેખાયુ તેને ખેંચાવતાં એકલુ માથું હાથમાં આવ્યુ ને ધડ કીલમાં જ રહ્યું, તેને મહા મહેનતે બહાર કઢાવી, તપાસ કરાવી; પણ આ કોનુ ધડ છે? તે વાત નિશ્ચિત ન થઈ. ત્યારે રાજાએ તે ધડને રાજમહેલના દરવાજા નજીક મૂકવા આજ્ઞા કરી ને તે સાથે એમ જાહેર કર્યું કે-'આ બહાદુર ચોરનો વંશવારસ યા ગોબતી જો ખરો મર્દ બચ્ચો

હશે, તો તેને અગ્નિસંસ્કાર કરી જશે' આ યુક્તિથી ખરો ચોર પકડાઈ જશે, એમ સૌએ માન્યું. આ સર્વ હકીકત સાંભળી વિંઝાર પોતાને ઘેર આવ્યો ને તેણે પોતાના પિતાને અગ્નિસરકાર કરવાની સર્વ ગુપ્ત તૈયારી કરી રાખી.

કપૂરી સંઘાર પતિના અવસાનથી મહાન્ કષ્ટ ભોગવવા લાગી. તેને પતિ વિનાની જિંદગી અકારથ ભાસવા લાગી. એક વાર તેણે પતિનું માથુ ખોળામાં લઈ સતી થવાનો વિચાર કર્યો, પણ જ્યાં પતિની પાછળ એક આંસુ પાડવાની કે રોવાનો એક શબ્દ બોલવાની આજ્ઞા નથી; ત્યાં બીજી વાત જ કેમ થાય? આ તો ચુપચાપ રહી સૌભાગ્યનાં ચિહ્ન કાયમ રાખી વૈધવ્યનુ કષ્ટ ભોગવવાનુ હતું! એકવાર તેને મોતની ક્રૂરતાનો ખ્યાલ આવતા તે બોલી કે–

"જોરાણા જડધાર? તું નિંઠ વડાયુ ન ન્યારિયેં,
હિકડા મોસર ફુટા મારિયેં, બ્યા પિંગે હુડેં બાર,
છડે ને સુઇ ડાર, ઉ ક્યા ફૂવર કપિયેં!"

[હે ઝાલમ મોત! તું નાનપણુ કે મોટાઇને જોતો નથી, એક મોસર ફૂટતા નવજવાનોને મારે છે, બીજા પાલણામા ઝૂલતા બાળકોને સપાટામા લે છે. (એ તારો અતિ જુલમ છે.) કે તુ (વૃક્ષના) થડ અને ડાળીને મૂકીને કાચા કુપળોને કાપે છે.]

(કારાયલનો વૃદ્ધ પિતા જામ અભેરાજ હજૂ હયાત હતો, તે સંબધમાં આ કપૂરીનુ કથન ભાસે છે.)

એક વખત ઘરમા બેઠાં મન મુઝાવાથી કપૂરી પોતાના ઘરની ઝીણા છિદ્રોવાળી પત્થરની જાળીમાંથી રસ્તાપરથી જતાં મનુષ્યોને જોતી હતી; ત્યારે તેને એમ તર્ક આવ્યો કે, આમાંથી મારો કારાયલ ચાલ્યો આવે તો કેવું સારુ? પણ તેને તો ક્યાથી જ જુએ? છેવટ નિરાશ થઈ તેણે કહ્યુ કે–

"ગુરાં મે ઘર નાય, અણુગુરધા લોક ઘણા,
શહેર ભર્યો માડૂએં, તે કે કુરો કરિયાં?"

[જે પુરુષ હુ માગુ છું, તે ઘેર આવતો નથી, વગર ખપનાં–જેને હું માગતી નથી, તેવા ઘણાય લોકો રખડે છે. આ શહેર આખુ મનુષ્યોથી ભરેલુ છે, તેને હુ શુ કરુ?]

"હડે દૂર મવિઝણા, મરી મ ફેડાઈ,
સજ્જણ હિકડે રાજમે, રૂઠાય મર રેયા આઈ"

[પ્રીતમ ચાલીને દૂર ન જાય, તેમ મરીને જૂદાઈ પણ કરે, ભલે તમારાથી રુઠેલા–રિસાયલા હોય, તોપણુ એક રાજ–શહેર કે ગામમાં રહ્યા હોય (કે જેથી તેમનાં દર્શનનો લાભ થાય.)]

"સુઞ્જું તય સાણે, વર્ઇયેં ક્ના વિતરો,
જછિન્ધો તાણે, ત ચિણુકેં પ્યા ચિતમેં."

[ પ્રીતમ વગરનું સૂનું વતન દિલથી વિતરો—અપ્રિય લાગે છે, તે-દિલ-માંથી પ્રીતમની યાદ તાણીને તોડી નાંખુ છુ (બહાર દેખાઈ જવાની બીકે શોક ન કરવાનું ઇચ્છું છું, તો તે પણ પ્રીતમ ચિત્તમાં ચિણુકયાં કરે છે. અર્થાત્ તેના વિરહનો અગ્નિ ચિત્તમાં ચડાચડાટ કરે છે. ભડકા બાળે છે.]

"સર સુકો ને ખડા થિઈ, ઉડામણુ લગા ખે,
હી*માણુા સરજે હજડ, સે લડે છડેઓ ડે"

[ તળાવ સૂકાયું અને કોરી માટી થઈ, તેમાંથી રજ ઉડવા લાગી; તેથી આ માણુસરના હસોએ પોતાનુ વતન ઉપાડીને દેશને છોડ્યો. (કપૂરીના પ્રીતમ કારાયલના પ્રેમનું તળાવ સૂકાયુ, પતિના પાણીને સ્થાને હવે વિયોગની રજ ઉડવા લાગી.) તેથી જ માણુસરના હંસોએ પોતાના વતનરૂપ મને છોડીને દેશરૂપ દુનિયાનો ત્યાગ કર્યો. એવો ભાવ છે.]

કારાયલ સમાના ફોલથી ખરડાયલા શબને દરબારગઢના દરવાજા બહારના ચોગાનમાં મૂકેલુ હતું. તેનાપર ચાર સિપાઇઓ ચોકીબાન તરીકે ધૂણી સળગાવી બેઠા હતા. સમય સવા પહોર રાત્રિ વીતી જવાનો હતો. રાત્રિ અંધકારમય હતી, તો પણુ સિપાઇઓની ધૂણીના પ્રકાશવડે થોડે દૂરની વસ્તુઓ જોઈ શકાતી હતી. સિપાઇઓ ચોરની બાતમી સબંધી તથા બીજી ગામગપાટાની વાતો કરતા હતા. એટલામાં એક અજાણ્યો વાણિયો આવ્યો ને રસ્તાની માહિતી પૂછવા લાગ્યો. તેનો દેખાવ બહાર ગામથી આવતો હોય, તેવો હતો. તેની બોલવા ચાલવાની રીતભાત અર્ધાં ગાંડા જેવી હતી. તેણે સિપાઇથી ઓળખાણુ પાડવા માંડી; છેવટ પર-સ્પરનો વિશ્વાસ પડતાં વાણીઆએ પોતાના ખડિયામાંથી કાંઇ ટીમણુ–નાસ્તો કાઢીને તે લોકોને આપ્યો. બુભુક્ષિત સિપાઇઓ ઘણા આનંદથી તે ખાવા લાગ્યા. વાણીએ તેમને તે ખાધા બાદ સોપારીના ભૂકો કરી આપ્યો; એટલામા તે ચોકમાં એક લાકડાના ગાડાવાળો આવ્યો ને પોતે બહાર ગામનો છે, તથા લાકડાનો ભર ન વેચાવાથી પોતાને ગામ ન જઈ શકયો તેથી *હેરાન થઈ ગયો, ઇત્યાદિ કાકલૂદી કરવા લાગ્યો. પેલા વાણીઆએ લાક-*

* પાવરમા અકાડિનાની વાઢની ઉત્તરે બાણુાસર અને માણુસર બે જુના કાડીઓના વખતનાં વિશાળ સરોવરો છે તે તૂટેલાં હોવાથી તેમાં હાલ પાણી રહેતું નથી લોકવાયકા છે કે—સમા રાજાઓના ભયથી નાઠેલા કાડીઓએ જતી વખત એવાં તળાવો અને નદીઓના બંધ તોડી નાખેલા છે કે જેથી તેમના દુશ્મન સમા રજપૂતોને તે ખેતી વગેરેના કામમા ઉપયોગી ન થાય.

ડાના ભરની કિંમત પૂછી, તેની રકઝક થતાં છેવટ ગાડાવાળો ગાડાપરના લાકડાં ગુસ્સામાં ત્યાં ને ત્યાં જ નાંખીને પોતાના બળદ ગાડું લઈ વાણીઆને ગાળો દેતો દેતો ચાલ્યો ગયો. આ વખતે ચોકીઆત સિપાઇઓની આંખો વાણીઆએ ખવરાવેલા નાસ્તાના કેફથી વિંચાવાની તૈયારીમાં હતી. લાકડાંનું ગાડું બરાબર કારાયલના ધડ ઉપર જ સાવચેતીથી નંખાયલું હતું. વાણીઆએ સિપાઇઓની ધૂણીમાંથી પુષ્કળ દેવતા લઈ, તે લાકડાના ઢગલામાં નાંખ્યો. સિપાઇઓ આંખો મીંચીને બકવાદ કરતા હતા. જ્યારે અગ્નિ બરાબર પ્રદીપ્ત થયો, ત્યારે વાણીએ ત્યાંથી વટાણા વાળ્યા. જ્યારે કારાયલ સમાની ચેહ બળતી હતી, ત્યારે સર્વત્ર શાંતિ પથરાયલી હતી. સિપાઇઓ ત્યારે જાગ્યા કે જ્યારે પરોઢિયે ચોકી માટે ફરનાર બીજા સિપાઇઓએ તેમને ઠુંડુકા માર્યા! અરુણના પ્રકાશથી તેમણે જોયું તો કારાયલની લાસ અને લાકડાના ગાડાને બદલે અગ્નિ તથા રાખનો ઢગલો ત્યાં પડેલો હતો! આ વાતની ખબર પડતાં રાજા બહુ ગુસ્સે થયો ને ગાફેલ સિપાઇઓને બરતરફ કર્યા. હવે ચોરને બાળનાર તેની રાખ ઠારવા આવશે જ, માટે નવા હુશિયાર ચોકીદાનો બેસાડ્યા. વાંચનારને કહેવાની જરૂર નથી, કે વણિકવેષે આવી સિપાઇઓને મિષ્ટાન્ન આપનાર તથા લાકડાના ગાડાવાળા સાથે સંકેત કરનાર કારાયલનો પુત્ર વિંઝાર હતો, કે જેણે પ્રથમથી કરેલી ગોઠવણ મુજબ પિતાને અગ્નિસંસ્કાર કર્યો હતો.

પાછો સવા પહોર રાત્રિનો સમય થયો ને જગત્ નિદ્રાધીન થયું, ત્યારે કારાયલ સમાની રાખની ચોકી-કરનાર સિપાઇઓ ઘણી સાવચેતીમાં બેઠા હતા, તે વખતે દૂધ દહીંની મટુકી માથે મૂકેલી એક નવજવાન ભરવાડણ "કોઈ દૂધ લ્યો રે!" એવા ટહુકા કરતી તેમની પાસેથી નીકળી. રાત્રિનો સમય; એકલી નવ યૌવના સ્ત્રી અને તે પણ ચાલી ચલાવીને સમીપમાં આવેલી, તેના પ્રત્યે વિવેકહીન નરપશુ જેવા સિપાઇઓનું કુદષ્ટિયુક્ત ધ્યાન ન ખેંચાય, એ અસંભવિત છે. તરત જ એક તેને બોલાવી. બીજે રાત્રે આવે સમયે નીકળવાનું કારણ પૂછ્યું. ત્રીજાએ નેત્રકટાક્ષ માર્યાં અને ચોથાએ તેની મશ્કરી કરી. ભરવાડણે પરસ્પર તેમની ઇચ્છાને અનુકૂળ કાંઇક નરમ વાક્યો કહ્યાં કે, એક સિપાઇએ જરા આગળ વધીને તેનો હાથ પકડી બેસાડવાનો ઇરાદો કર્યો; તેવો જ છણકો કરતે તે સ્ત્રીએ મોટી ચિચિયારી પાડી પોતાના માથાપરની દૂધ દહીંની બન્ને મટુકીઓ જમીનપર પટકીને ફોડી નાંખી. પછી તે બૂમો પાડતી, લોકોની સહાયતા માગતી, સિપાઇઓને ગાળો દેતી, ચાલતી થઈ! આ પ્રમાણે એકદમ મામલો બદલી જવાથી ઝંખવાણા

પહેલા સિપાઇઓ તો આભા જ બની ગયા. તેમને એ બીક હતી કે, રાજમહેલ સમીપમાં હોવાથી ત્યાં આ ગડનો પુકાર પહોંચશે, અથવા ચોકી કરનાર અમલદાર નજીકમા હશે ને આ ઓરતની બૂમ સાંભળી દોડી આવશે, તો અમારી પૂરી ફજેતી થતા અમને શિક્ષા થશે આવી બીકથી તેમણે તે સ્ત્રીને અટકાવી નહિ કેટલીક વાર પછી જ્યારે તેમના મનનો ભય દૂર થયો, ત્યારે તેમની શુદ્ધિ ઠેકાણે આવતાં, તેમણે જોયુ તો દૂધની મટુકીઓ બરાબર ચોરની રાખના ઢગલાપર ફૂટેલી હતી ને રાખ તેથી તરબોળ થયેલી હતી. ત્યારે જ તેમને ભાન આવ્યુ કે, ચોરનો વારસ ભરવાડણના વેષથી આવી પોતાના મોબતીની રાખ પાણીને બદલે દૂધદહીંથી ઠારી ગયો!

આ હકીકત જ્યારે રાજાએ સાભળી ત્યારે તે ચોરની ચતુરાઈ અને કળાથી હેરત પામ્યો અને સચિંત થયો. તેણે કહ્યુ કે-"જે માણસ પોતાના સોબતી યા વડીલને અગ્નિસરકાર કરી ગયો, ને તેની રાખ ઠારી ગયો, તે તેની રાખ ઉપાડી પવિત્ર જળમા નાખી આવશે જ, કેમકે આર્ય ધર્મને અનુસરનારો જણાય છે. માટે વધારે પાકો બદોબસ્ત કરો." તે પ્રમાણે ચાલાક અને બળવાન્ સિપાઇઓને વધારે સખ્યામાં રાખ્યા તે રાત્રે તે સ્થાને સિપાઇઓની એક મોટી મડળી જામી હતી એ સમયે એક જવાન અને સુંદર ગણિકાએ પોતાના તાયફાથી આવી નાચ મુજરો કરવાની ઘણી સભ્યતાથી માગણી કરી. રજવાડી, વગર કેળવાયલા સિપાઇઓ ખુશ થયા. મોડી રાત સૂધી તે સિપાઇઓની ફોજ ગાનતાન અને નેનકટાક્ષમા તે વેશ્યાએ લુબ્ધ કર્યાં. સર્વ સિપાઇઓ વર્તાવમાં એટલા બધા તલ્લીન થયા કે, આખી રાત વીતી ગઈ, તે ભાન પણ તેમને ન રહ્યું. પરોઢિયે સૌ પોતપોતાના શસ્ત્રાસ્ત્ર સંભાળવા લાગ્યા. ગણિકાએ રાત્રિની પોતાની મહેનત માટે તે સિપાઇઓનાં ગજવ ખાલી કરવાની વાક્ચાતુરી ચલાવી. નિર્ધન સિપાઇઓ આપી શકવાને શરમથી આઘાપાછા થઈ મોઢા સતાડવા મડ્યા; તબલચી અને સારગી વાળા પોતાનાં સાજ સમેટવા માડ્યા, તેમાંના એક જણાએ આ ગડબડનો લાભ લઈ, પેલી પલળેલી રાખનો પોટલો બાંધી પલાયન કર્યું ગણિકા પણ જાણે નિરાશ થઈ હોય, તેમ પેલા સિપાઇઓનો તિરસ્કાર કરતી પોતાના માણસો સહિત ચાલી ગઈ! તરત પ્રભાતનો પ્રકાશ થવા માડ્યો એકાદ સાવચેત સિપાઇએ ચોરની રાખના ઢગલા તરફ નજર કરી તો 'સફા ચટ્ટ મેદાન'! કાંઈ જ ન મળે! તેણે બીજા સિપાઇઓને સબોધીને કહ્યુ કે-"જુઓ, યારો! પેલી ઠગારી નાયિકા તમારુ નાક કાપી ગઈ!" સૌ એક બીજાના મોં તરફ જોવા લાગ્યા. એટલામા ખુ

રાજા પોતાના હજુરીઓ અને અંગરક્ષકો સહિત ત્યાં આવી પહોંચ્યો. તેણે રાત્રિની હકીકત સાંભળી, પેલા બેવકૂફ સિપાઈઓને કેદ કરવાનો હુકમ આપ્યો. તરત રાજમહેલમાં જઈ રાજાના તમામ અમલદાર અને નોકરોને બોલાવી કચેરી ભરી. તેમાં આ પરાક્રમી ચોરને જીવતો પકડી લાવનાર અથવા પૂરી સાબિતી સહિત તેનું માથું લાવનારને માટે મોટી રકમનું ઇનામ જાહેર કર્યું. પરંતુ કોઈ રાજાના અમલદારે તે વાતનું બીડું ઝડપ્યું નહિ; છેવટ એક ગણિકાએ તે સાહસ માથે ઉઠાવ્યું અને ત્રણ દિવસની મહેતલ લીધી. ત્રીજે દિવસે સવારે તે ગણિકાએ એક માણસનો કાપેલો હાથ લઈને રાજાની હજૂરમાં આવીને તે હાથ ચોરનો છે, એમ જાહેર કર્યું. હજુ ગણિકા પોતાની વીનક વાત કહેતી જ હતી, ત્યાં સિપાઈઓએ એક કાપેલા હાથવાળા કંદોઈને રજુ કર્યો. હકીકત એમ સમજાઈ કે, ચોર કંદોઈને ત્યાંથી મિઠાઈ લેવાને બહાને તેનો હાથ કાપી લઈ ગયો ને વેશ્યાને ત્યાં જઈ તેને છેતરી હાથમાં દોરી બંધાવી ચોકમાં હાજતે જવાનું બહાનું કરી નાસી ગયો! આ બનાવથી રાજાએ તે રાંડને "જશને બદલ જુતિયાં" નો શિરપાવ આપી રવાની કરી. હવે રાજા ચોરના સાહસથી હાર્યો. તેણે પોતાના કોઈ અમલદાર કે નોકરમાં ચોરને પકડવાની શક્તિ કે હિંમત ન જોઈ, ત્યારે આજ રાત્રે પોતે ચોરને પકડવા જવાનું જાહેર કર્યું અને તે માટેની તૈયારી કરવા માંડી. કારાયલનો પુત્ર વિઝાર દરેક વખતે રાજકચેરીમાં પોતાના બાપની વતી હાજર રહી, સર્વ બાતમી મેળવતો અને સમય આવે, તેનો ઉપયોગ પણ કરતો.

હવે આપણે પતિવિયોગથી મહાકષ્ટમાં પડેલી કપૂરી સંઘાર તરફ નજર કરીએ. તે પોતાના મૃતપતિનું માથું પાલણામાં નાંખી, હાલરડાંના સ્વરમાં વિલાપ કરતી હતી અને પૂર્વના પતિસમાગમના સુખોને સંભારી સંભારીને ગુપ્તપણે વિલાપ કરતાં દિવસ કાઢતી હતી. કપૂરી હાલરડાં ગાય છેઃ–

"હાલો કરિયાં હીંચો કરિયાં, ટપોરિયાં તય રોય,
શિર હી સમે જામજો, તેંકે માડ ન કરાય કોય!"

[ હું હાલરડાં ગાઉં, હીંચોળું, અને હાથથી થાપડું, તેમ છતાં પણ ગેયાં જ કરે છે; આ સમા સરદારના મસ્તકને કોઈ છાનું રાખતું નથી. (અર્થાત્ આ મારી નિત્યની કૃત્રિમ કારવાઈ બંધ પડતી નથી; અને જાહેરમાં સૌભાગ્ય ચિહ્નોને તિલાંજલિ આપી હવે પતિનો શોક જણાવવાની મને તક મળતી નથી, એ અસહ્ય છે.]

વળી કપૂરીને પોતાની પૂર્વ સુખોની સ્થિતિ યાદ આવતાં બોલીઃ–

"કદેંક બેરીમે બૂર, કદેંક પન હિકડો,
કદેં પિરિનજો પુર, અજ સિકા હનીજે સદેક !"

[ (જેમ ક્યારેક બોરડીઓમાં બોર-ફળ આવવા માટે નવીન ફૂલ આવે છે, કે ક્યારેક તેમાં એકાદ પાંદડું જ હોય છે, તેમ ક્યારેક મારા પ્રીતમ–કારાયલનાં પૂર હતાં, આજ હું તેના સાદ–અવાજને પણ તલસું છું ! (એ સમયના ફેરફાર છે.) ]

આ વખતે સાંજ પડી હતી. આગલી રાતે વિંઝાર પોતાના પિતાના ધડ-શબને અગ્નિદાહ કરી આવ્યો હતો. રજપૂતોના રિવાજ પ્રમાણે આજ ત્રીજે દિવસે તેની ટાઢી (રાખ) ઠારવાની હતી. તે વાતનું સ્મરણ આવતાં કપૂરી સ્વગત કહેવા લાગી —

"સિજ ઉલથો ને સાંઝી પિઈ, વેડ વિહા કાગ,
પો સુણી સાંઝીય–બાગ, પિરીય થ્યા પધમે"

[ સૂર્ય આથમ્યો, સાંજ પડીને વડના ઝાડ પર કાગડાઓ (રાત્રિની વિશ્રાંતિ લેવા માટે આવી બેઠા પછી સાંજ વખતની (મસજિદમાંની* મુલ્લાંની) બાંગ સાંભળીને મારા પ્રીતમ પથે પળ્યા. ]

વળી અસ્ત પામેલા સૂર્યને ઉદ્દેશીને કપૂરીએ કહ્યું–

'સિજ સુંવારે રમજે, તું ઉલઈ મકર અવેર,
તેસી તાઈ તગજ, જેસીં પિરીં પધમે"

[ હે ! ઈશ્વરના ઉત્પન્ન કરેલા સૂર્ય ! તું આથમીને અવેર–અધારું–મોડું મકર, તું ત્યાં સુધી તારા પ્રકાશને ટકાવી રાખજે કે જ્યાં સુધી મારા પ્રીતમ પથમાં હોય (કે જેથી રસ્તામાં તેને અધારામાં અથડાવું ન પડે )]

કારાયલ સમાનો પુત્ર વિંઝાર તેના બાપની પ્રતિકૃતિ–આબેહુબ તસ્બીર હતો. ઉમરના તફાવત સિવાય તેમનાં અવયવોના ઘાટની ભિન્નતા કળી શકાય તેમ નહોતું. તેમ સ્વર પણ બન્નેનો તેવો જ હતો એક રાત્રે કપૂરી અર્ધનિદ્રિત સ્થિતિમાં કારાયલને સ્વપ્નમાં જોતી હતી, તે મોડી રાતના સમયે વિંઝાર બહારથી આવ્યો તેણે નોકરને સાદ કર્યો. તે સાદ કપૂરીને કારાયલનો ભાસ્યો. તેણે ધાર્યું કે 'કારાયલ આવ્યો'–તેથી બેબાકળી ઉઠી બારણામાં સામી આવી અને જોયું તો વિંઝાર ઉભો હતો, ત્યારે તે બોલી કે —

"કારાયન જો સદ સુણી, આઉં ઉથરકી ઉઠયાસ
વ્યો કારાયન નિકરી, આઉં ધૂડસેં ગડૈયાસ,
પોઆર ઉનીંજે પિઇઆસ, જૈંજા તડનમેં તડીઆ !

* આ સમયમાં મુસલમાનોની પણ કાંઈ વસ્તી હતી, એમ આપરથી જણાય છે.

[હું કારાયલનો સ્વર સાંભળીને (એકદમ નિદ્રામાંથી) ઉધરકીને ઉઠી, પરંતુ કારાયલ તો (વહેલો જ) નીકળી રવાને થઈ ગયો હતો, પણ હું (જેને પ્રેમના પંથની કશી માહિતી જ નથી એવા) ઉત્સુને મળી. (અહીં પિતૃઘાતી વિચાર પ્રત્યેનો કપૂરીનો ખુલ્લો તિરસ્કાર છે). પછી હું એવા માણસોને પાનારે પડી કે જેમનાં વિશ્રામસ્થળ પર્વતોની ટકરીઓમાં છે.]

વળી કપૂરીને પોતાના પુત્ર પ્રત્યે તિરસ્કાર આવતાં બોલી કે–

"અછો પાણી હુડયો, કારો કયો કગંન;
વિડા ઉડ઼ મરંન, સર મહુંયે જડા!"

[આ (જિંદગીની મઝાહ રૂપી) શ્વેત જળ ડોળાયું, (મારા હિત-શત્રુ) કાગડાઓએ તેને કાળું કરી નાંખ્યું; તેથી આ (માણુરૂપી) હંસો (શરીરરૂપ) સરોવર ઉપર બેઠા બેઠા તરસે મરે છે.]

આમ તર્કવિતર્ક કરતી કપૂરી કેટલીક વાર ત્યાં ઉભી હતી. પછી ઘરમાં આવી ત્યારે સ્વાભાવિક રીતે તેની દૃષ્ટિ પાલણામાં પડેલા કારાયલના શુષ્ક માથા તરફ ગઈ. અરુણનો પ્રકાશ હવે ચોતરફ ફેલાતો હતો. કપૂરીએ તે માથાપર ઢાંકેલું રેશમી વસ્ત્ર ખસેડી જોયું, તો તેની ચામડીનો ગ કાંઈક કાળો પડી ગયો હતો અને લોહી ને માંસ સૂકાઈ જવાથી ડકાં દેખાતાં હતાં. તે જોઈને તે બોલી કે:—

"કારુંજર! કારો થેં, તો જે હડેં છડ્યો મા!
સોન વયણા સિપિરીં, તોજે સોસે ગિડાઉ સા."

[હે! કારુંજર*–કારાયલ! તું (હવે રંગે) કાળો થયો, તારાં હાડકાં-ોએ માંસ મૂકી દીધું, મારા સોનાના વણ જેવા પ્રીતમ! (દુશ્મનોએ) રો શ્વાસ સોષી (ચુસી–ખેંચી) લીધો.]

સંસારનાં સુખોની અનિત્યતા વિષે ખ્યાલ આવતાં પતિવિયોગિની કપૂરીએ કહ્યું કે–

---

* કારુંજર એ કારાયલ સમાનું વહાલનું ઉપનામ છે, તેમ કારુંજર શબ્દનો અર્થ "કાળો" એમ પણ થાય છે. નીચેના બે બેતોને કેટલાક વાર્તા કહેનારા કારા-યલના કહે છે. પરંતુ પહેલો ઉઠાની વાર્તાનો હોવા બીજા લોકો કહે છે. અને બીજો "સોણ સટ્ટકે ઘાટ" એ શબ્દોથી હકીકત વિરુદ્ધ છે, તો પણ વાચકોની જાણ માટે તે અમે નોટમાં આપીએ છીએ–

"સાંયર જિય સેલા સિપિરીં, નયજિયલંભી પાર;
શુજ ગિરાઇયાં ડ્નીસે, ભૂંયજી ઘર્તી ભાર."
"બાગીડે જેડા બોલકા, સેણુ સટ્ટક ઘાટ;
કુછે કાયલ કેંડ નિય, ભુજુકેં ભિનિય રાત,
(તેઓ) કેડી પુછાં જાત ?(જાુકો)સીંમાણા હિન શરીરકે."

"ઓય ખોભિને રંગ, (જાકા) ચાંઈ ડિયેંજો ચટકા;
તેંજો કેડો ડિજે સંગ? (જાકા) ધૂનેંતાં ઘેરો થિયે"

[ તે ખોભા (પતંગ)ના રંગને ધિક્કાર છે કે જેનો (માત્ર) ચાર દિવસનો જ ચટકો છે, જે ધોવાથી (પોતાનો અસલ રંગ મૂકી દઈને) ઝીણું થાય છે, તેનો સંગ શો કરવો? (જે રંગ કાયમ નથી, તેનો સંગ કરવો યોગ્ય નથી.]

વળી કાગયલની આંખો અને તેની તસ્વીર વગેરે યાદ આવતાં કપૂરી બોલી.–

"કારુંજર નેણાન, જી કો સાયું રત્તિયું,
અસાં વેણુસેણાન,સુંઝમેં સભર* ભાઈયા"

[(હે! પ્રીતમ!) તારી કાળી આંખો અને તેમાં કોઈ કોઈ રાતી રેખાઓ હતી, અમારા (પ્રેમ-કલહનાં) વચનોને સહન કરનાર! હું તારા વડે નિર્જન-જંગલમાં પણ ધૈર્ય ધરીને રહી શકતી હતી.]

એ પ્રમાણે કપૂરીનો સમય હમેશાં કારાયલના દુઃસહ વિયોગ અને તેના વિલાપમાં જતો હતો. વિઝાર પિતાના દુઃખદાયક મૃત્યુ પછી માતાના સમાગમ-તેના તિરસ્કારના ભયથી-ઓછો જ આવતો. અત્યારે વિઝાર ઘરમાં આવ્યો છે, એ વાત કપૂરી જાણતી હતી; તેથી તેણે દાસીને કહ્યું કે-"ભાઈને કહો બહાર જવા પહેલાં મને મળતા જાય." દાસી વિઝારના ઓરડા તરફ ગઈને "ભાઈ આવે છે." એમ કહેતી તરત પાછી આવી ને તરત જ તેની પૂંઠમાં વિઝાર માતા પાસે આવી અદબથી ઉભો. કપૂરી તેના મુખ પ્રત્યે જોતી હતી, તેને વિઝારે નમ્ર ભાવથી પૂછ્યું, "માજી! શી આજ્ઞા છે?"

"વિઝાર! સમાવંશની ભવિષ્યની શુભ આશાઓનાં સ્થાન થવાના ઉમેદવાર વિઝાર!" કપૂરી દૃઢતાપૂર્વક પણ ધીમા અને સ્પષ્ટ શબ્દોમાં બોલી-"મને તારે આ વિષમ દુઃખમાં કયાં સુધી રાખવી છે? હું મારા પ્રિય પતિની પાછળ લૌકિક (લોક રીતિ) ન કરી શકું? એ કેટલો જુલ્મ? શું એક પતિમૃતા-વિધવા એક ક્ષણ પણ સૌભાગ્ય ચિન્હો રાખી શકે? જો તું કાંઈ રાજાથી બીતો હો તો તું મને રાતોરાત તારા દાદાના રાજમાં પચ્છમ મોકલી દે! કે જ્યાં જઈને હું મારા મનનો ભાર હલકો કરું. મને આ સ્થિતિમાં એક ઘડી પણ ચેન પડતું નથી."

"મારાં પૂજ્ય માતુશ્રી!" વિઝારે અતિ નમ્ર ભાવે પણ નિઃશંકપણે ઉત્તર આપ્યો-"આપના દુઃખની નિવૃત્તિના ઉદ્યોગમાં જ હું રાત

* કોઈ લોકો 'સભર'ને બદલે 'સમર' પાઠ બોલે છે. સમરનો અર્થ મુસાફરીનું ભાતુ થાય છે તે મુસલમાની (અરબી) શબ્દ છે.

દિવસ મચેલો છુ, અને ઈશ્વરકૃપાથી આપણે થોડા જ સમયમા મારા પિતાની આબરૂ મુજબ તેની ઉત્તર ક્રિયા અને લૌકિક કરી ઉજળા થઇશું તે સાથે આપે એ પણ ધ્યાનમાં લેવાનું છે કે, જ્યાં સૂધી મારા બાવાનું માથું કાયમ પડેલુ છે, ત્યાં સૂધી આપને માટે વૈધવ્યદશા હોય જ નહિ. વળી દાસીના કહેવા પ્રમાણે આપ માત્ર પાણીપરજ જીવો છો, કશો આહાર લેતા નથી, તેમ થવુ પણ બરાબર નથી. કેમકે શરીરને ટકાવી રાખવાને થોડા ખોરાકની પણ જરૂર છે"

"ઠીક છે તુ ઝટ નિવેડો લાવ. હવે મને આ શહેરમા એક ઘડી પણ ચેન પડતુ નથી મારે પચ્છમ જવુ છે. વિશેષ મારા આહારાદિ વિષે તારે ચિંતા ન રાખવી. હું મરીને તારી ચિંતા અને મુશ્કેલીમાં વધારો કરવાનું યોગ્ય ધારતી નથી"

વિંઝાર માતાને નમન કરી સીધો રાજકચેરીમાં આવ્યો આજ રાત્રે રાજા ચોરને પકડવા માટે જાતે જવાનો છે, એ વાતનો નિશ્ચય થયેલો હતો રાજા વિંઝારને શકની દૃષ્ટિથી જોતો હતો. કારાયલ સમાના અચાનક ગુમ થવાથી તેના શકમાં વધારો થયો હતો તેણે વિંઝારને પૂછ્યુ, "કેમ કુમાર વિંઝાર! તમારા પિતાના શા સમાચાર છે? તેઓ કયારે આવશે?" વિંઝારે અદબ બજાવી ઉત્તર આપ્યો, "જી, હજુર! મારા પિતાના કશા સમાચાર નથી, પરતુ તેઓ આજકાલમા આવશે, એમ હું ધારુ છુ."

એ પ્રમાણે વાતચિત કરી રાજા અને વિંઝાર બન્ને પોતાનું રાત્રિનું કર્તવ્ય બજાવવા માટે જૂદા પડ્યા આજના બનાવનુ પરિણામ જાણવા માટે રાજદરબારના સર્વ માણસો ઉત્સુક હતા રાજાએ દરેક દરવાજા-પર સખ્ત ચોકીઓ રાખી દરવાજા ખુલ્લા મૂકાવ્યા હતા. રાત્રિનો અંધકાર વ્યાપતા રાજા પોતાના પાણીદાર ઘોડાપર સવાર થઈ શહેરના અગ્નિ ખૂણા તરફ આવેલા મુખ્ય દરવાજાથી બહાર નીકળ્યો ત્યાં એક ધોબીને પોઠીઆપર કપડાં ભરીને જતો જોયો તેને સવાલ પૂછતાં તેણે કહ્યુ કે-"હું જનાનખાનાનાં કપડાં ધોનાર ધોબી* છુ ઉન્હાળાના સખ્ત તડકામાં રેશમી અને ઝરીનાં વસ્ત્રો બગડી જાય, માટે રાત્રે ધોવા નીકળ્યો

* આવી જ વાત "વિક્રમ ચરિત્ર"ની વાર્તામા આવેલી પ્રસિદ્ધ છે તજ પ્રમાણે વિંઝારની ચતુરાઈ બતાવવાને વાર્તા કહેનાર વંશપરંપરાથી કહેતા આવે છે, તો પછી તેમા પહેલુ કથન કોનુ છે? તે અમે કહી શકતા નથી કવિ સામળભટ્ટે સંસ્કૃત "સિંહાસન બત્રીશી"ને આધારે "વિક્રમ ચરિત્ર"ની વાર્તા વિસ્તારેલી છે, તે મૂળ ગ્રંથમા આ વાત છે કે નહિ? એ અમારી જાણથી બહાર છે માટે આ બાબતમા સુજ્ઞ વાચકોએ નિવેડો કરી લેવો.

છું." રાજાએ કહ્યું કે–"શહેરમાં ચોરનો આટલો બધો ભય છતાં તું કિંમતી વસ્ત્રો લઇને રાત્રે કેમ નીકળ્યો છે?" ધોબીએ કહ્યું–"આજ હજુરશ્રી જાતે ચોકીપર જનાર છે, એમ સાંભળીને હું ખાસ કરીને નીકળ્યો છું." આ જવાબથી રાજા સંતોષ પામ્યો. તે આગળ ચક્કર મારવા ગયો અને ધોબી પોતાનાં કપડાં ધોવા મચ્યો. ફરી રાજાના ઘોડાનો ડાબો સંભળાતાં ધોબીએ "ચોર! ચોર!!"ની બુમ પાડી. રાજા ત્યાં દોડી આવ્યો અને "ચોર ક્યાં છે?" એમ પૂછતાં ધોબીએ કહ્યું–"ખાવિંદ! આપના આવવાનો અવાજ સાંભળી હમણાં જ તે તળાવના પાણીમાં કુદી પડ્યો, અને તે આ તરતો જાય છે." રાજાએ દૃષ્ટિ કરી તો તેણે થોડે દૂર તળાવમાં કાંઈ તરતું જોયું અને તે મનુષ્યના માથાના જેવી આકૃતિ હતી. તરત તેણે પોતાનાં કપડાં તથા ઘોડો ધોબીને સોંપી કટિબદ્ધ થઈ મોઢામાં તલવાર પકડી તળાવમાં ઝંપલાવ્યું અને પેલા આકારતરફ ઝપાટાબંધ ચાલ્યો. તળાવને અર્ધે પંથે તે પેલી આકૃતિની નજીક જઈ પહોંચતાં એક હાથથી તેનાપર તલવારનો પ્રહાર કર્યો. તેથી માટીનો ઘડો ફૂટવા જેવો મોટો અવાજ થતાં રાજા અજાયબ થયો. તેણે જોયું તો ધોળી માટીથી ખરડેલો તે ઠીકરાનો ઘડો હતો. રાજાને ધોબી ઉપર શક પડતાં તરત પાછો વળ્યો. તળાવને કાંઠે આવી જોતાં કાંઈ જ ન મળે! એકલો ભીના પોતીઆથી હાથમાં તલવાર સમેત દરવાજે આવ્યો તો તેનાં કમાડ બંધ. બુમ પાડી દરવાજા ખોલવા હુકમ આપતાં, જવાબ મળ્યો કે–"રાજા તો હમણાં જ ઘોડેસ્વાર થઇને શહેરમાં ગયા, ને ચોર બહાર સપડાયો છે, તેથી દરવાજો બંધ કરવાની આજ્ઞા આપી છે, માટે તે નહિ ખુલે." રાજાએ પોતાની ઓળખાણ આપી, દરવાનને સમજાવ્યું, પણ વ્યર્થ ગયું. છેવટ રાતે શહેરબહાર એક કુંભારના નીંભાડાના આશ્રયે આવી રાત ગાળી, પરોડે દરવાજા ખુલતાં ચુપાચુપ રાજમહેલમાં દાખલ થઈ ગયો.

સવારે કાઠી રાજા હસ્સુરે દરબાર ભરી જાહેર કર્યું કે–"અમે આ હિંમતવાન્ અને ચતુર ચોરની બહાદુરી અને ચતુરાઈથી ખુશ થયા છીએ. તેથી અમે અમારા કુળધર્મની પ્રતિજ્ઞાથી જાહેર કરીએ છીએ કે, અમે તે ચોરના સર્વ ગુન્હા માફ કર્યા છે. તેથી જો તે પોતાના અદ્ભુત કાર્યોની હકીકત અમારી રુબરૂ આવી ખરેખરી નિવેદન કરશે તો અમે તેને ભારે માન અને ઇનામ આપશું; તેમ જ જો તેની ઇચ્છા હશે તો અમે તેને અમારા મંત્રી અને પ્રધાન નીમશું. માટે આજ સાંજની કચેરીમાં તેણે પોતાના કાર્યોની પ્રત્યક્ષ સાબિતીઓ સાથે હાજર થવું."

રાજાની આ પ્રતિજ્ઞા સાચા ભાવની યાને કપટરહિત છે, એમ

વિંઝારને ખાત્રી થતાં, તે સીધો ઘેર આવ્યો ને પોતાની માતાને સઘળી વાત નિવેદન કરી. સાંજે બરાબર કચેરીને વખતે વિંઝાર પોતાના પિતાનું મસ્તક અને રાજાના ખજાનામાંથી આણેલા કેટલાંક કિંમતી ઝવાહિરો લઇને દરબારમાં ગયો. આ ચીજો પોતાના એક સાથી પાસે ખાનગી ઉપડાવી હતી કે ઇશારો થતાં, તે હાજર કરે.

કચેરીમાં સૌ અમીરો, અમલદારો અને બીજા માનદ સભ્યો આવી બેઠા પછી રાજાએ ચતુર ચોરને આપવા માટેનો કિંમતી પોશાક મગાવી પોતાના આસનપર મૂકયો. સર્વે ચુપચાપ હતા. હવે કોણ ચોર છે? અને તે શી રીતે પ્રસિદ્ધિમાં આવે છે? તે જાણવાને સૌ તલપી રહ્યા હતા. થોડીવાર સુધી કેવળ શાંતિ હતી. હવે કોણ અને શું બોલશે? તે જાણવાને સૌ એક બીજાના મોઢા તરફ જોતા હતા. તેટલામાં વિંઝારે ઉઠીને તે શાંતિનો ભંગ કર્યો.

રાજાના સિંહાસન નજીક જઈ બાઅદબથી કુરનસ બજાવી, એક શૂરવીર રાજવંશીને છાજે તેવી છટાથી વિંઝારે રાજાને ઉદ્દેશીને કહ્યું—

"કાઠીવંશના મુકુટમણિરૂપ મહાન્ નરપતિ! આપની અને સામાન્ય પ્રજાની નજરમાં ગુન્હેગાર ઠરેલા, અને આપને તથા આપના અમલદારોને ચિંતામાં નાંખી જહેમત આપનાર અમે પિતાપુત્ર જ આપના અપરાધી થયા છીએ. પરંતુ તે સાથે મારે ખુલાસો કરવાની ખાસ જરૂર છે કે—અમે આપના ખજાનામાંથી તેમ જ શહેરના શ્રીમંતોના ઘરમાંથી જે દ્રવ્ય લીધું છે, તે અમારા પંડના કે પરિવારના પોષણ માટે નહિ; પણ આપના દીન પ્રજાજનોના તથા કળાધારી યાચકોના પોષણ અર્થે લીધું છે. તેમ છતાં આપના ગુન્હામાં આવ્યા છીએ; તે માટે અમને ક્ષમા કરશો." તરત જ પોતાના સાથીને ઇશારો કરતાં તેણે રેશમી વસ્ત્રથી વીંટાયલું કારાયલ સમાનું માથું અને રાજાના ખજાનામાંથી હરાયલા મોટી કિંમતના અલભ્ય હીરા અને બીજા ઝવાહિરો રજુ કર્યાં. વસ્ત્ર ખોલી સર્વેની અજાયબી વચ્ચે કારાયલનું માથું રાજાને બતાવતાં વિંઝાર ફરી બોલ્યો કે "આ પચ્છમના જામ અમેરાજ રાજાના શૂરવીર પુત્ર અને મારા તીર્થરૂપ પિતા કારાયલ સમાનું મેં મારા હાથે કાપેલું મસ્તક છે. આપના કંજુસોના સરદાર મંત્રી ઓઘવનું માથું કારાયલના ધડ ઉપર ગોઠવનાર પણ હું જ હતો; કેમકે તે કંજુસ મંત્રી આપની પ્રજાનો શત્રુ હોઇને દુનિયાને દુઃખરૂપ હતો. પ્રજાનું દ્રવ્ય હરણ કરવાની તથા તે પ્રજાહિતમાં ન ખરચવાની આપને હંમેશાં તે બદસલાહ આપતો હતો. આપ રાજા હોવાથી નિર્દોષ છો. આવા ભયંકર દુષ્કાળમાં આપે પ્રજાને કાંઈ જાણવા જોગ આશ્રય ન આપ્યો, તેના કારણરૂપ આ મંત્રી હતો. આપ તથા

આપના અમીરો કદાચ મને મંત્રી ઓધવના ખૂની તરીકે તિરસ્કારની દૃષ્ટિથી જોશે. આપને વંશપરંપરાથી રાજના વારસામાં પ્રાપ્ત થયેલા કિંમતી ઝવાહિરો જે રાજની દોલત અને શોભા છે, તે બીજા દ્રવ્યની સાથે અમારે હાથ આવી જતાં તે મેં સાચવીને રાખ્યા હતા, તે પુન આપના ચરણોમાં રજુ કરું છુ." એમ કહી વિઝારે ઝવાહિરોનું વસ્ત્ર ખોલ્યુ, તો સર્વની અજાયબી વચ્ચે લાખોની કિંમતના મોટા કદના હીરા, માણેક, નિલમ, પોખરાજ અને બીજા કિંમતી પત્થરોનો ઝળહળતો પ્રકાશ થયો. આટલુ બોલી તથા પોતાના કાર્યોની પ્રત્યક્ષ સાબિતીઓ રાજાના ચરણ સમીપ મૂકી, વિઝાર પોતાની બિસ્તરપર બેઠો. હવે રાજા શુ બોલે છે? તે સાંભળવાને સર્વ એક પગે થઈ રહ્યા. વિઝારના સપ્રમાણ અદ્‌ભુત પરાક્રમોનુ વર્ણન સાંભળી રાજા હરસૂર તો આશ્ચર્યના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યો. છેવટ કેટલોક સમય વીતતા રાજા કાંઈ ચોક્કસ નિશ્ચયપર આવ્યો હોય, તેમ સ્પષ્ટ શબ્દોમાં બોલ્યો—

—"હે! સમાવંશના કુળદીપક રાજકુમાર! હું તારી બહાદુરીથી અતિશય પ્રસન્ન થયો છું, તેથી તારા સર્વ ગુન્હા માફ કરું છુ! અ મારી પ્રતિજ્ઞાનુસાર હું તને ઇનામ તથા પોશાક અર્પણ કરું છુ, ગ્રહણ કર!" કહી રાજાએ તે પોષાક અને સોના મહોરોને હાથ લગાડી મુખ્ય હજુરીને ઇશારો કરતાં તેણે તે ઉપાડી વિઝારને આપ્યાં. વિઝાં ઉપકારથી માથું નમાવી, તે સ્વીકાર્યાં, કે ફરી રાજા હરસૂરે કહ્યુ : મારે એક નીતિકુશળ મંત્રીની જરૂર છે, માટે જો તારી ઇચ્છા હો

આટલુ બોલી વિંઝારે ફરી રાજાને નમન કરી રજા માગી. ત્યાંથી ઘેર આવી તેણે પિતાનુ લૌકિક કર્યું અને વાર્તાની સર્વ [illegible] કહી સભળાવી.

ત્યાર બાદ વિંઝારે પોતાના પિતાના મરણ [illegible] ધર્માનુસાર અગ્નિસંસ્કાર કરી, તે દિવસથી માંડીને તેર દિવસપર્યંત સર્વ ઉત્તરક્રિયા કરી ઘણા બ્રાહ્મણો, ભાટ ચારણો અને ભિક્ષુકોને કારાયલ સમાના પુણ્ય નિમિત્તે ભોજન આપ્યુ, અને રજપૂત લશ્કરને ખાણુ આપ્યુ. એ પ્રમાણે પિતાનુ પ્રયોજન (ક્રિયા) કરી વિંઝાર સૌ સ્નેહીઓને હળી મળી ફરી રાજા હરસૂરની રજા લઈ પોતાના સાથી રજપૂતોની ટુકડી સહિત માતા કપૂરીને તેડી જામની નગરીએ જવા રવાને થયો. ત્યાં કારાયલના મરણ સમાચાર જાણી જામ અભેરાજ ઘણો દિલગીર થયો. તેણે ફરી ત્યાં લૌકિક કર્યું. કેટલાક દિવસ શોક પાળ્યા બાદ કુમાર વિંઝારને યુવરાજપદ આપી જામ અભેરાજે પોતાના રાજ્યનો ભાર તેનાપર નાખ્યો અને પોતે શાંતિમાં રહી ઈશ્વરભજન કરવા લાગ્યો.

આ વાર્તાના સમય માટે વાર્તા કહેનારાઓ કોઈ રીતે એકમત થતા નથી. કેટલાકનુ કહેવુ છે કે, જ્યારે જામફુલ ગાદીપર હતો ને તેનો પુત્ર પ્રસિદ્ધ "લાખો ફુલાણી" યુવરપદે હોઇને ધાડા પાડતો, તેવા સમયમા કારાયલ સામો થયો. તે વખતે લખપત તરફ સુનેરી ગામમાં કોઈ ખેંગાર નામે રાજા હતો. તેની આથો (પશુ સમુદાય) લાખો હરી જતો. તે વિષે ભાટો કહે છે કે–

હો, તો તારા વગ (બકરાં અને ગાડરના સમુદાય) સૂતાં મ રાખ; કેમકે (અમ માગણ લોકોનાં) લાડ પૂરાં કરનાર લાખાની એ પહેલી મજ્જલ છે, તે છાતીનો સિત્રાણું એટલે મહા બળવાન્ છે. જેણે ઘણાના વગે વાળીને વાટે કર્યા છે અર્થાત્ લઈ ગયા છે.]

એ પ્રમાણે "કારાયલ સમા"ની હકીકત પૂર્ણ થાય છે. અમારી શોધમા તેને લગતી જે હકીકત મળી છે, તે અમે યથાક્રમમાં ગોઠવી પ્રજા સમક્ષ રજુ કરી છે. પરતુ તે સંબંધે અમે આપેલું સાહિત્ય સપૂર્ણ છે એમ અમારો દાવો નથી. આ વાર્તા સંબંધમાં સિંધના સુપ્રસિદ્ધ મહા કવિ સૈયદ અબ્દલતીફશાહ ભિટાઇના બેતો ઉપયોગમા આવી શકે નથી; તેમના "રિસાલા"માં કારાયલના જે બેતો છે, તે વાર્તા સાથે સંબધ ધરાવતાં 'મોરપક્ષી' અને 'કાળા સર્પ'ના અર્થમાં છે. સિંધી લોકો કારાયલને 'કારાઇડો' કહે છે અને કારાઇડના સ્વર-રાગમાં બેતો અને કાફીઓ ગાય છે



## સંગીત વીર ત્રિલોચન મિશ્ર.

લેખક-ઠક્કુર નારાયણ વિસનજી

### (મિયાં તાનસેન.)

મિયાં તાનસેનનુ જીવનચરિત્ર લખતાં પહેલાં તેની કિંચિત્ ભૂમિકા લખવી અવશ્ય છે; કારણ કે તેનું જીવનચરિત્ર, કિંવદન્તી, દંત કથા, જનશ્રુતિ અને ચાલતી ગાથાઓમાંથી એકઠું કરવામાં આવ્યું છે અને તે અલૌકિક-અમાનુષિક ઘટનાઓથી પરિપૂર્ણ છે. આજનો સમય એવી લોકોત્તર ચમત્કારિક ઘટનાઓનો મનુષ્યો વિશ્વાસ કરે, તેવો નથી. અસ્તુ. કોઈ વિશ્વાસ કરો વા ન કરો-પણ આપણે "અલૌકિક" એ શબ્દનો અર્થ શો થાય છે, તેનું થોડુક વિવેચન કરીશું. જે કોઈ પણ મનુષ્યની શક્તિથી પર છે, તે અલૌકિક છે. અહિં શક્તિ એ શબ્દથી મનુષ્યની સાધારણ શક્તિનો જ અર્થ લેવાનો છે. અમુક અમુક મનુષ્યોમાં વિશેષ શક્તિ પણ હોય છે, એ સિદ્ધાંત સર્વમાન્ય છે, પરંતુ તે જ શક્તિ જો સર્વ સાધારણને પ્રાપ્ત થયેલી ન હોય અને એક અમુક પુરુષમાં તેનો વાસ હોય, તો તેને "અલૌકિક શક્તિમાન્ પુમાન્" નામથી ઓળખવામાં આવે છે. પરતુ વાસ્તવિક રીતે ક્ષમતા અથવા શક્તિની લૌકિકતા કે અલૌકિકતા કાંઈ પણ નથી. જે વસ્તુને મનુષ્યો તત્કાળ સમજી શકે છે, તેને લૌકિક સાધારણ કહે છે અને જે તેમના સમજવામાં નથી આવી શકાતું, તેને અલૌકિક અર્થાત્ દૈવી એવું નામ આપવામાં આવે છે. જે મનુષ્યોમાં પ્રાચીનકાળ અને વર્તમાનકાળની પરસ્પર

તુલના કરવાની શક્તિ રહેલી છે, તેઓ સારી રીતે જાણે છે કે, અનાકનિક દૈવી શક્તિઓ હાલમાં લૌકિક શક્તિઓમાં વિખ્યાત થઈ ગઈ છે અને પૂર્વે જે શક્તિઓ લૌકિક શક્તિઓના નામથી ઓળખાતી હતી, તે જ આપણી બુદ્ધિની અગમ્યવશતાથી દૈવી શક્તિમાં ગણાવા લાગી છે. આ શક્તિ જ ઘણી દુર્બોધ્ય છે અને કષ્ટસાધ્ય છે. આપણા શરીરના આભ્યંતરમાં જ જે જે શક્તિઓ સુષુપ્તાવસ્થામાં વર્તમાન હોય છે, તે તે શક્તિઓના ઉદ્દીપનદ્વારા અનેક અલૌકિક સામાન્ય ઘટનાઓને સાધિત કરી શકાય છે. અહીં "જે જે" શબ્દોના પ્રયોગથી શક્તિના બહુત્વનો સ્વીકાર નથી કરાયો, કિન્તુ તેનાં કાર્યના બહુત્વને સ્વીકારેલું છે. તાનસેનના સંબંધમાં વર્તમાનનિબંધમાં આપને મુખ્યતઃ બે વિષયોની મીમાંસા કરવાની છે અને તે બે વિષય આ છે–દીપક રાગથી ગાયક (ગાનાર) નો દેહ તેજોમય થાય છે અથવા નહિ? એ પ્રથમ અને મલ્હારી રાગણીથી વર્ષા થઈ શકે છે કે નહિ? એ દ્વિતીય. પરંતુ એ બન્ને વિષયની મીમાંસામાં પૂર્ણ રીતે પ્રવેશ કરવો, એ આપણને અસાધ્ય છે. કારણ કે આપણા ગુજરાત દેશવાસીઓમાંથી કેટલાક મનુષ્યો શ, ષ, સ આદિના ઉચ્ચારણનો ભેદ સમજવામાં પણ હજી અસમર્થ છે. તો ષડ્જ, ઋષભ, ગાન્ધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ આદિ સપ્ત સ્વર પર્યાયયુક્ત રૂપથી સાધનપૂર્વક કોઈ રાગ રાગણીમાં પ્રવૃત્ત થવું, એ તો આપણને વિડમ્બના માત્ર જ થઈ પડે. પરંતુ એમાં તો કશો જ સંદેહ નથી કે પ્રત્યેક રાગિણી શક્તિમાંથી છે. જો યથાસ્થાને અને યથાવિધિ તેનો આલાપ ન થયો હોય તો, તેની શક્તિનું ઉદ્દીપન થઈ નથી શકતું અને શક્તિનું ઉદ્દીપન ન થવાથી શક્તિનાં કાર્યો પણ પ્રકટી નથી શકતાં. યોગી અને ઋષિ જનો યોગની સહાયતાથી જ રાગરાગણીઓનાં આલાપનો અભ્યાસ કરતા રહેતા હતા અને તેથી તેમની શક્તિનું પૂર્ણ ઉદ્દીપન થઈ શકતું હતું. આજના સમયમાં ગાયન વાદન તે એક પ્રસન્નતા (શૌક) અને ઠઠ્ઠાબાજીની,ગણનામાં ગણાવા લાગ્યાં છે અને તેથી જ તેની અવનતિ થયેલી જોવામાં આવે છે. રાગ સાધનના માર્ગથી શૌકિન લોકોનો નિવાસ ઘણા દૂરના પ્રદે-

છે, કિંવા નહિ. તેનું કદાચિત્ અનુસધાન કરી શકાય, તોપણ વળી વચમાં એક વિષયને માટે સન્દેહ આવીને ઉપસ્થિત થાય છે. બાદશાહીની અમલદારીમાં અનેક સંભ્રાન્ત મુસલમાનો નાચ ગાયનને જોવા સાભળવાના રસિયા અને શોકિન હતા. તેમ જ મદ્યપાનમાં પણ તેઓ કચાશ રાખતા નહોતા. પરંતુ એ સમગ્ર વિષયોનો ઉલ્લેખ તેમનાથી કરી શકાય તેમ નહોતું. કારણ કે તે તમામના ધર્મથી વિરુદ્ધ અને હરામ મનાતું હતું. દીપક રાગિણીદ્વારા જે તેજ ઉદ્દીપ્ત થાય છે, તેનો તેમણે પ્રત્યક્ષ અનુભવ લીધો પણ હોય, છતાં પણ તેને પ્રેતક્રિયા અથવા શયતાની હરકત માનીને તેના ઉલ્લેખની તેમણે આવશ્યકતા નહિ વિચારી હોય. ગમે તે હો—પણ તાનસેનના સબંધમાં મુસલમાનોના લખેલા ઇતિહાસોમાંથી જે કાંઈ મળી આવ્યુ છે, તે લૌકિક વાર્તા તો નથી જ.

ત્રિલોચન મિશ્રના પિતામહ તે ગ્વાલિયરના અધિપતિ મહારાજ રામનિરંજનના પ્રધાન ગાયક હતા. ત્રિલોચન હમેશાં પોતાના દાદા સાથે રાજસભામા આવતા જતા હતા અને તેમના બુદ્ધિચાપલ્યથી બાલ્યાવસ્થામાં જ કલ્પના કરાતી હતી કે, સગીત વિદ્યામાં ત્રિલોચન અવશ્ય ખ્યાતિ મેળવશે. મહારાજ રામનિરંજનને એ યુવકની સંગીત પારદર્શિતાને જોઈ પરમ પ્રસન્નતા પામી, તેને તાનસેનના ઉપાધિથી વિભૂષિત કર્યો અને ત્યારથી ત્રિલોચન મિશ્રને લોકો **તાનસેનના** નામથી બોલાવવા લાગ્યા. "વિસ્તાર"ના અર્થવાળા 'તન્' ધાતુમાથી "તાન" પદ સાધિત થાય છે. અનુલોમ વિલોમગતિથી ગમક—મૂર્ચ્છનાદિદ્વારા કોઈ રાગાદિના વિસ્તાર કરવાનું નામ "તાન" છે અને તેમાં જે પ્રવીણ હોય તે 'સેન' એમ બે શબ્દ મળીને **તાનસેન** નામ થયું, અર્થાત અલ્પ વયમાં જ ત્રિલોચન મિશ્રને તાનસેનની પદવી મળવી. એ કાંઈ થોડા ગૌરવની વાત નથી. તાનસેને પ્રથમ સંગીત વિદ્યાનું શિક્ષણ વૃન્દાવન નિવાસી હરિદાસ સ્વામિ પાસેથી લીધુ હતું અને ત્યાર પછી દિલ્લિના ગંધર્વ જાતીય **બૈજુ બાવરા** પાસેથી સંગીત શિક્ષાનો વધારે અભ્યાસ કર્યો અને રાગ રાગણીઓને વર્તમાન કરવાની શક્તિ મેળવી. બાદશાહ શિરોમણિ અકબરશાહે એ પ્રતિભાશાળી ગવૈયાનો પરિચય થતાં જ તેની પોતાના દરબારમાં નીમણુક કરી. તાનસેને અકબરના દરબારમાં જવા પહેલાંજ ગ્વાલિયરમાં હિંદુશાસ્ત્રાનુસાર પોતાનો વિવાહ કરેલો હતો. એ વિવાહ સબંધથી એક કન્યાની તેના ગૃહમા ઉત્પત્તિ થઈ હતી અને તે કન્યા પણ પાછળથી સારી ગાનારી નીકળી તે મલ્હારી રાગણી અને મલ્હાર રાગમાં એક સિદ્ધ સમાન નીકળી. તાનસેનના દિલ્હીમાં રહેવા છતાં પણ તેમનું કુટુબ તો ગ્વાલિયરમાં જ રહેતું

હતુ કેટલાકોના મુખે એવો અપવાદ સાભળવામાં આવે છે કે, અકબર-શાહની એક કન્યાએ તાનસેનની રાગવિદ્યાથી મોહીને તેનો પોતાના પતિ તરીકે સ્વીકાર કર્યો હતો અને એ યવનની કે મુસલ્માન ઓથી વિવાહ સંબધ કરવાને લીધે જ ત્રિલોચન મિશ્ર બ્રાહ્મણત્વથી પતિત થઇને **"મીયાં તાનસેન"**ના નામથી જનસમાજમાં જાણીતા થયા. પરતુ ઇતિહાસના નિરીક્ષણથી એ વાત અસંભવિત હોય, એમ જણાય છે. કારણ કે ઇતિહાસોમાં અકબરની માત્ર ત્રણ કન્યાઓનો જ ઉલ્લેખ જોવામાં આવે છે અને તેમનાં નામો યથાક્રમે શાહજાદી ખાનમ, શકરુન્નિસા અને આરામબાનૂ, એ પ્રમાણે આપવામા આવ્યાં છે. તે ત્રણેમાંથી એક પણ પોતાનો આત્મા ત્રિલોચન મિશ્રને સમર્પિત કર્યો હોય, એમ જોવામાં આવતું નથી પરંતુ જો કોઈ ગોલી, ખવાસ, બાદી, લૌંડી અથવા હિંદુ રજવાડાએ આપેલી દાસી અથવા 'ડોલા' ના ગર્ભમાથી ઉત્પન્ન થયેલી કોઈ કન્યા સગે મિશ્રજીનો સમધ થયો હોય, તો તે અસંભવિત નથી. કારણ કે એવી નામધારિણી તો અકબરની અસખ્ય સતતિ હતી જે ત્રણ શાહજાદીઓનાં નામો ઇતિહાસમાં જોવામાં આવે છે, તે કદાચિત્ બાદશાહની વાસ્તવિક વિવાહિતા વનિતાઓ અથવા બેગમોથી પેદા થયેલી પુત્રીઓ હશે. કારણ કે દાસીના પુત્ર અથવા પુત્રી એ સન્તાનનાં નામોનો ઉલ્લેખ ઇતિહાસમાં કરવાનો નિયમ નથી. "ખાસબેગમો" વિના ઉપર કહેલી બીજી સ્ત્રીઓના ગર્ભથી ઉત્પન્ન થયેલા સન્તાનોનુ મુસ્લમાન ઇતિહાસકારો વર્ણન કરે, એ સર્વથા અસભવિત અને અશક્ય છે. તેથી આવા વિષયોમા લોકોની દતકથાઓપર જ વધારે આધાર રાખવો પડે છે. બૌદ્ધ અત્યાચાર કે મુસલ્માન શાસન વિભ્રાટના પ્રતાપથી હિંદુ ઇતિહાસ તો લુપ્તપ્રાય થઈ ગયો છે. તેથી કાળને વશ થઈ આપણને કેટલીક વાર મુસલ્માની ઇતિહાસ અથવા જનપ્રવાદપર જ વિશ્વાસ રાખી બેસી રહેવુ પડે છે. જીવન ચરિત્ર મેળવવામા ઘણી જ કઠિનતા આવી પડે છે અને જન્મ, વિવાહ, સંતતિ, મૃત્યુ વગેરેનો ઉલ્લેખ કર્યો કે કિસ્સો તમામ થઈ જાય છે આપણે તાનસેનના વિષયમા પણ એ જ લખ્યુ છે અને હવે તેના મૃત્યુકથનથી વિષયની સપૂર્ણતા થઈ જવાની છે એનું મૂળ કારણ એ છે કે, યુરોપમા જે સર્વ ઉપાદાનોથી જીવ સકલિત થાય છે, તે સર્વ ઉપાદાનોનો વર્તમાન કાળમા આપણા દેશમાં એક પ્રકારે પૂર્ણ અભાવ છે અને તેથી અમને પણ આ લેખ આજે જનશ્રુતિપર આધાર રાખીને લખવાની ફરજ પડી છે. પછી તાનસેનના મૃત્યુની કથા જેમ સાભળવામાં આવી છે, તેમની તેમ અહીં આપવામાં આવી છે. પરંતુ એટલી સતોષની

વાર્તા છે કે, તેમાં કાંઇક વસ્તુની પણ શૃંખલા રહેલી છે અને તે આ પ્રમાણે;–

પંજાબમાં એક વૃદ્ધ બ્રાહ્મણ સંગીત વિદ્યામાં ઘણો જ પ્રવીણ હતો અને તેના પૌત્ર તથા પૌત્રી તેમની પાસેથી શિક્ષા પામીને સારાં ગાયક અને ગાયિકા થયાં હતાં. વૃદ્ધ બ્રાહ્મણે પોતાના પૌત્રને સંગીત શાસ્ત્રના વિષયમાં પ્રતિભા સંપન્ન ભાળીને અને તેનું સ્થાન કોઈ રાજદરબારમાં થાય તો વધારે સારું, એવો વિચાર કરીને તેને દિલ્હીના શહેનશાહ અકબરના દરબારમાં મોકલી દીધો. એ યુવક બાદશાહની રાજધાનીમાં આ રીતે "બાદશાહની દરબારમાં કેવી રીતે પહોંચવું" તેનો વિચાર કરવા લાગ્યો. એવો મનુષ્ય કોણ મળે કે, બાદશાહના દરબારમાં તેનો પ્રવેશ કરાવી દે? ચિંતા અને વિચારના સમુદ્રમાં ગોથાં ખાતાં ખાતાં અચાનક તેને તાનસેનનું સ્મરણ થઈ આવ્યું, અને તેનો જ તે તાનસેનને ત્યાં જઈ પહોંચ્યો અને તેને પોતાનો મનોભાવ કહી સંભળાવ્યો. એ પંજાબી યુવકની સંગીત વિદ્યામાં પરિપૂર્ણતા નિહાળીને તાનસેન માત્ર આશ્ચર્ય ચકિત જ નહિ, કિન્તુ તે સાથે ઇર્ષા, દ્વેશ અને દાહથી દગ્ધ પણ થઈ ગયો. તેણે વિચાર્યું કે આવા એક " સંગીત શાસ્ત્ર પારંગત યુવકના રાજસભામાં ઉપસ્થિત થવાથી મારી પ્રતિપત્તિ અથવા પ્રતિષ્ઠા ઘટી જશે." અર્થાત્ તે યુવકને તાનસેને સંગીત વિદ્યામાં પોતાનો બરાબરિયો બલ્કે પોતાથી પણ વધારે પ્રવીણ જાણ્યો. તેથી સહાયતા કરવાનું તો દૂર રહ્યું, પણ તાનસેન મિયાં તો તેના પ્રાણ કેવી રીતે લેવાય, તેનું નિકંદન કેમ નિકળી જાય, તેવા ઉપાય શોધવાના વિચારમાં જ પડી ગયો હાય! સ્વાર્થ! જાહેરમાં તો તાનસેન તે પંજાબી યુવક ઘણું જ સારું અને પ્રેમભાવયુક્ત આતિથ્ય કરવા લાગ્યો અને યુવકને આશ્વાસન આપીને કહ્યું કે "બાદશાહના દરબારમાં હું આપનો પ્રવેશ અને પરિચય કરાવી આપીશ." પંજાબી યુવકે તેથી સંતુષ્ટ થઇને ભોજન આદિ કરવું પછી માર્ગના શ્રમને દૂર કરવાના હેતુથી, વામકુક્ષી (શયન,) કરી જ્યારે ગંભીર ઘોર નિદ્રામાં પડ્યો, ત્યારે પ્રસંગ જોઇને તાનસેને તેની શય્યા પાસે જઇને પોતાની તીક્ષ્ણ ધારવાળી કટારથી તેના શરીરના ટુકડે ટુકડા કરી નાંખી તેને યમ દ્વારમાં પહોંચાડી દીધો અને આંગણામાં જ એક ખાડો ખોદીને તેની લાશને દાટી દીધી.

આપણે પ્રથમ જ જાણી આવ્યા છીએ કે, એ યુવકની સહોદરા ભગિની પણ હતી. એ ભાઈ બહેનનો પરસ્પર ઘણો જ સારો સ્નેહ હતો. તેથી યુવક ઘેરથી ચાલતી વેળાએ એવી પ્રતિજ્ઞા કરીને નિકળ્યો હતો કે "જ્યાં સુધી કોઈ વિઘ્ન નહિં આવે ત્યાં સુધી પ્રતિ સપ્તાહે હું

એકક પત્ર આપને મોકલતો રહીશ." તે પ્રતિજ્ઞા પ્રમાણે દિલ્હીમાં પહોંચતાં જ તાનસેન સાથે થયેલા પરિચય અને પોતાના કુશળ સમાચારનો એક પત્ર તેણે ત્યાંથી રવાના કર્યું હતુ. પરંતુ ત્યાર પછી બીજા સમાહમાં નિયમિત પત્ર તેની બ્હેનને ન પહોંચ્યું. કારણ કે બીજા સમાહના થતા પહેલો તો તેનો નિર્દોષ બન્ધુ સ્વર્ગમાં સિધાવી ગયો હતો! જ્યારે ઘણા દિવસ સૂધી પોતાના પ્રિય બન્ધુનો કોઈ પણ કાગળ ન આવ્યો, ત્યારે તે પ્રેમપૂર્ણ ભગિનીના હૃદયમાં ઘણી જ ચિન્તા થવા લાગી. તેણે વિચાર્યું કે "જો બન્ધુ જીવતો અને સુખમાં હોત તો પત્ર અવશ્ય લખત." તેવી શંકા આવતાં પોતાના પિતામહની આજ્ઞા લઇને ભગિનીએ પણ દિલ્હીપ્રતિ પ્રયાણ કર્યું. અકબરશાહના દરબારમાં સ્ત્રીઓને પણ કારણ પ્રસંગે આવવાનો અધિકાર હતો. તેથી વિના શ્રમે તે યુવતી સભામાં જઈ હાજર થઈ અને બાદશાહને પોતાના સહોદરના સમાચાર પૂછ્યા. બાદશાહ કે તેના દરબારીઓમાંથી તે યુવકવિશે કોઇ કાંઈ પણ જાણતું નહોતું. તેથી તેમણે તો નકારમા જ જવાબ આપ્યો. પંજાબી બ્રાહ્મણ કન્યા યુવતી પરમ સુંદરી અને નવયૌવન સંપન્ના હતી અને વળી ગાયનકળામાં પણ તેટલી જ પ્રવીણ હતી, તેથી સહજમાં જ બાદશાહની તેનાપર મ્હેર નજર થઈ. યુવતીએ પોતાના દિલ્હી પહોંચવા અને તાનસેનના ઘરમાં ઉતરવા વિશેના સમાચારવાળો પોતાના ભાઇનો કાગળ બાદશાહ આગળ રજુ કર્યો. એ સમયે તાનસેન દરબારમાં હાજર નહોતો. અકબરશાહે તાનસેનને બોલાવી લીધો અને તેને તે પંજાબી યુવકનુ અંતિમ પત્ર દેખાડીને પૂછપરછ કરી. તાનસેને તેના જવાબમાં જણાવ્યું કે "પત્રમાં બીજું બધુ તો ઠીક લખેલુ છે. પણ તે પંજાબી યુવક જમીને બ્હાર ગયા પછી પાછો મારે ત્યાં આવ્યો જ નથી અને તેથી હું વધારે કાંઈ પણ જાણતો નથી." પરતુ યુવતીને આથી સંતોષ થયો નહિ. તે તો વારંવાર એમ જ કહેવા લાગી કે "મારો સહોદર સારો ગવૈયો અને કળાવંત (કલામત) હતો. તેથી તાનસેન દ્વેષને લીધે તેને મારી નાંખ્યો છે, એમાં તિલ માત્ર પણ સંદેહ નથી" એમ કહીને તેણે વળી પણ પ્રાર્થના કરી કે "જો શાહ સલામત મારા સાથે તાનસેનના ઘર સૂધી આવે તો બધુ રહસ્ય ઉઘડી જાય તેમ છે. તાનસેને જરૂર પોતાના ઘરના કોઇ પણ ભાગમાં તેનું શબ દાટેલું હશે. મારી સંગીત શક્તિના પ્રભાવથી તે મૃત શરીર મારા સમક્ષ આવી ઉભુ રહેશે." અકબરશાહ આશ્ચર્યવશ થઇને યુવતી અને તાનસેન સહીત તાનસેનના ઘરમાં આવી પહોંચ્યો. યુવતીએ ગંભીર આલાપથી ગાયનનો આરંભ કર્યો. દંતકથા એવી સંભળાય છે કે, "તેના સંગીતના પ્રભાવથી તેના બન્ધુનું સમાધિસ્થાન (કબર) ફાટીને તેના સાત કટકા થઈ ગયા."

• કબરના મધ્યમાંથી મૃતદેહાવશિષ્ટ અસ્થિ કંગાલ યુવતી સમક્ષ આવીને ઉપસ્થિત થયાં. અકબરના મનમાં કાંઈ પણ શંકા ન રહી અને તે સારી રીતે જાણી ગયો કે, એ નિર્દોષની હત્યા કરનારો તાનસેન જ છે! બાદશાહે કોપ કરીને તાનસેનનું પણ જ અપમાન કર્યું અને જોઇએ તેવી નિર્ભત્સના પણ કરી. તેમ જ તે વિલાપ કરતી યુવતીની વિવિધ પ્રકારે સાંત્વના કરીને વિદાય કરી!!

યુવતીએ આવીને બનેલી સર્વ બીના મહા શોકથી પોતાના વૃદ્ધ પિતામહને કહી સંભળાવી. પોતાના પૌત્રના વધનું યથોચિત ફળ આપવાના હેતુથી તે વૃદ્ધે દિલ્હીની યાત્રા કરી અને ત્યાં પહોંચ્યા પછી કોઈ સભાસદની સહાયતાથી તે શાહના દરબારમાં દાખલ થયો. વૃદ્ધે બાદશાહને વિનતિ કરી કે, "આપે દીપક રાગનુ પણ કોઈ ગાયન સાંભળ્યું છે કે નહિ, તે હું નથી જાણતો, પરંતુ મેં દીપક રાગ સાધેલો છે. એ રાગમાં પણ આપને એક બે ચીજો સંભળાવુ એ જ મારા મનની અભિલાષા છે?" બાદશાહે તે વિનતિ માન્ય કરી અને વૃદ્ધે ગાનનો આલાપ કર્યો? સંગીતનો પ્રારંભ કરવા પહેલાં જ તે વૃદ્ધના કહેવાથી સભાગૃહના બધા દીપકો બુઝાવી નાંખવામાં આવ્યા હતા. વૃદ્ધને એક નાયિકા સિદ્ધ હતી, તેથી ગાતાં ગાતાં નાયિકાની સહાયતાથી સર્વે દીપક આદિ અકસ્માત્ જાગી ઉઠયા? એથી પ્રસન્ન થઇને બાદશાહ અને બધા દરબારીઓ તે વૃદ્ધની એક અવાજે તારીફ કરવા લાગ્યા. માત્ર તાનસેન જ સમજી શકયો કે, એ વૃદ્ધે "દીપક નહિં પણ કહાનડો ગાયો હતો." તેથી તાનસેને બાદશાહને કહ્યું કે "આ ગાયન કાનડામાં ગવાયું છે, દીપક રાગમાં નહી." વૃદ્ધે પણ એ વાતને કબુલ કરી ત્યારે અકબરશાહે હુકમ કર્યો કે "મિયાં તાનસેન! આપના ગાયનથી કોઈ દિવસે પણ દીપક પ્રજ્વલિત થતા મેં નથી જોયા, તેથી જો આપે દીપક રાગ સાધ્યો હોય, તો દીપક રાગનું એક ગાયન આજે તાનસહિત આલાપો!" બાદશાહનો હુકમ તોડાય તો નહિં જ, છતાં પણ તાનસેને પહેલાં તો એ પ્રસંગને ટાળી દેવાની ચેષ્ટા કરી. પરંતુ જ્યારે

કરશે અને હું દીપક રાગનો આલાપ કરીશ. એથી મારા પ્રાણસંરક્ષણની સંભાવના છે!" તાનસેનના આવા અનુનય અને વિનય છતાં પણ બાદશાહે કાંઈ પણ માન્યું નહિં. તેથી હારીને અંતે તાનસેને દીપક રાગનો આરંભ કર્યો.

દીપક રાગનો પ્રારંભ થતાં જ સમસ્ત સભાજનો ગાનથી મુગ્ધ બની ગયા. બાદશાહ વારંવાર વાહવાહના પોકાર કરીને તાનસેનના ઉત્સાહને વધારવાનો પ્રયત્ન કર્યો જતો હતો. સમસ્તજનો એકાગ્ર ચિત્તથી ગાયનના શ્રવણમાં લીન બની ગયા. દીપકના તેજથી તાનસેનના શરીરમાનો પ્રાણવાયુ ક્ષીણ થવા લાગ્યો અને અંતે તેમાં જ તેનો પ્રાણાન્ત થઈ ગયો—તે મરણ પામ્યો! પરંતુ બાદશાહ એ જાણી ન શક્યો કે, તાનસેન મરી ગયો છે. અચાનક ગીત બંધ થતાં બાદશાહ તાનસેનપ્રતિ કોપ દેખાડવા લાગ્યો. પરંતુ શીઘ્ર જ ભ્રમ મટી ગયો અને તાનસેનના તાનની સપૂર્ણતાનું તેને ભાન થયું! તે વેળાએ તે પંજાબી વૃદ્ધ ગવૈયાનો શોધ કરવામાં આવ્યો. પરંતુ તેનો કાંઈ પણ પત્તો લાગ્યો નહિં.

પિતાના મરણ સમાચાર સાંભળતાં જ તાનસેનની પુત્રી તત્કાળ દિલ્હીમાં આવી પહોંચી અને તેણે મલ્હાર રાગનો આલાપ કર્યો. એના વિશે એવી આખ્યાયિકા છે કે, તેથી એક સપ્તાહ પર્યંત દિલ્હીમા જલવૃષ્ટિ ચાલુ રહી હતી. રાજમાર્ગ, સાધારણ માર્ગ અને ગલીઓ વગેરે જલપૂર્ણ બની ગયાં હતા, પરંતુ તાનસેનના ગયેલા પ્રાણ પાછા ન આવ્યા! અન્તે તાનસેનના સબને ગ્વાલિયરમાં લઈ જઈને ભૂમિદાહ આપવામાં આવ્યો. તેની કબર આજ સૂધી ત્યાં કાયમ અને પ્રસિદ્ધ છે વર્ષો વર્ષ ત્યા મોટો મેળો ભરાય છે અને દેશી પરદેશી ગવૈયાઓ એકઠા થઇને ગાઈ બજાવીને તાનસેનપ્રતિના પોતાના મનમાના માનને પ્રદર્શિત કરે છે. તેઓ પ્રસાદી તરીકે કબરની માટી પણ ખાય છે. ગવૈયાઓનો એવો દૃઢ વિશ્વાસ છે કે, તાનસેનની સાથે જ દીપક રાગનો પણ લોપ થઈ ગયો છે મિયાં તાનસેનનાં રચેલા ગાયનોમાં આર્યત્વ (હિંદુપણાની) પૂર્ણ પ્રતિમા આપણા જોવામા આવે છે અને સાધારણ જનસમાજ પણ તેથી જાણીતો છે માટે હવે વધારે ન લંબાવતાં આ નિબંધની અહીં જ સમાપ્તિ કરવામાં આવે છે.



# મહારાષ્ટ્રની દેવી શ્રીમતી અહલ્યાબાઈ હોલ્કર

(લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી)

## પ્રથમોચ્છ્વાસ

### બાલ્યાવસ્થા

संपत्तौ च विपत्तौ च महतां एकरूपता ॥

અઢારમી સદીમાં દક્ષિણમાં માળવા નામક જીલ્લામાં પાથરડી નામના એક નાના પરતુ સુન્દર ગામડામાં સીંદી અવટંકનું એક કુટુંબ વસતું હતું. હાલમાં આ ગામડું અહમદનગર જીલ્લામાં સમાવી દેવામાં આવ્યુ છે. પાથરડી ગામ પહેલાંના વખતમાં પેશ્વાઓની છાવણીનુ એક મુખ્ય મથક ગણાતું હતુ; અને તેમાં આનન્દરાવ સીંદી નામના એક જાણીતા વતનદાર વસતા હતા. ગામમાં તેમની ખ્યાતિ એટલી બધી હતી કે, એક નાનુંસરખું બાળક પણ તેમને ઓળખતું હતુ આનન્દરાવ ભક્તિમાન્, પરોપકારી, દયાળુ અને દુખિયાની દાઝ હૈડે ધરનાર ગૃહસ્થ હતા. તેઓ ખેતીને લગતુ કામ કરતા; પરંતુ તેઓ ખેતી કરતા કોઈ ઉચ્ચ ધંધાને લાયક હતા તેમની પાસે ધનનો પણ સારો સંચય હતો. ગામમાં તેમની લોકપ્રિયતા એટલી બધી વધી ગઈ હતી કે–જો બે કુટુંબો વચ્ચે કોઈપણ પ્રકારનો કલહ ઉપસ્થિત થતો, કિંવા કોઈ ભાગીદારોમાં પરસ્પર વદવાદ થતી કે મારામારી અને તોફાન થતાં, તે વખત આનન્દરાવની સલાહ લેવામાં આવતી અને તેઓ પક્ષકારોનું કામ એવી સફાઈથી તથા એવા ન્યાયથી પાર પાડતા કે, લોકોમાં તેમની "વાહ્ વાહ્" બોલાતી. કીર્તિ, સ્થિતિ અને ધનસપત્તિ સંબધી આમ સુખી જીવન ગાળવા છતાં, આનન્દરાવને એક મહા દુઃખ હતું અને એ દુઃખ એવું હતુ કે, જેનાથી રાત્રિદિન તેમને કે તેમની સુશીલ પત્નીને નિશ્ચિંતતાથી નિદ્રા આવતી નહીં એ દુઃખ, તેમને એક પણ સંતાન નહીં હોવાનું હતુ. તેમના મિત્રો અને શુભેચ્છકો પણ તેમને સંતતિ નહીં હોવાથી દિલગીર થતા અને ઈશ્વરના અકળ અને ગૂઢ મહિમાનો પાર ન પામીને, તે પ્રિતાને દોષ દેતા કે, "આવા એક ગુણજ્ઞ અને નીતિમાન્ ગૃહસ્થને સતાનસુખ કિયાં પાપના પરિણામરૂપ નથી અપાયું? એ ગૃહસ્થનાં પાપ હોઈ જ શકે નહીં. કેમકે એવાના જ પુણ્યથી પૃથ્વીમાં વર્ષા અને ખેતી ઠીક થાય છે"

આમ ચિંતા અને ઉદ્વેગમાં આનન્દરાવ દિવસો નિર્ગમન કરતા હતા તેવામાં તેમને ત્યાં એક દિન એક વૃદ્ધ સંન્યાસી આવી પહોંચ્યા. આનન્દરાવે તેમનું યથોચિત આતિથ્ય કર્યું–સંન્યાસીના સત્કાર અને સેવનમાં લેશ પણ ન્યૂનતા રાખી નહીં. સંન્યાસીએ વિદાય થતી વેળા આનન્દરાવને સલાહ આપી

કે–"તમે કોલ્હાપુર જાવ અને ત્યાંનાં શ્રી જગદંબા દેવીની પૂજા અત્યંત આદરભાવ અને પૂર્ણ શ્રદ્ધા તેમજ ભક્તિથી કરો. એ માયાળુ માતા, તમને અવશ્ય ઇચ્છિત ફળ આપશે." આનન્દરાવ, પોતાના ગામના લોકોથી, ઘણી આનાકાની સાથે વિખૂટા પડીને કોલ્હાપુર ગયા અને ત્યાં લગભગ એક વર્ષ સુધી તેમણે શુદ્ધ અંતઃકરણથી શ્રીજગદંબા દેવીની પૂજા કરી; અને ખરે, તેમને એક દિન એવું સ્વપ્ન આવ્યું કે, જાણે દેવીએ જાતે પ્રકટ થઈ તેમને શ્રીમુખે કહ્યું કે "પુત્ર ! તારી પૂજાથી પ્રસન્ન થઈને હું તને સંતાન આપું છું; માટે હવે ખુશીથી તારે ગામ વિદાય થા." શ્રદ્ધાળુ આનંદરાવ પોતાને ગામ પાછા ફર્યા અને એ પછી લગભગ એક વર્ષે તેમની પત્નીને એક પુત્રી સાંપડી.* એ પુત્રીનો જન્મ, મધુર પ્રાતઃકાળમાં થયો હતો અને તે વખત એક દેવમંદિરમાં દેવની આરાતિ થતી હતી. ઉત્તમ ચોઘડીઆમાં જન્મ પામેલી આ પુત્રીનું નામ અહલ્યા રાખવામાં આવ્યું. એક સુવિખ્યાત જ્યોતિષશાસ્ત્રીએ તેની જન્મપત્રિકા બનાવી અને આનન્દરાવને અત્યંત ધન્યવાદ આપીને ભવિષ્ય ભાખ્યું કે, તમારી આ પુત્રીના ગ્રહ એવા ઉત્તમ પ્રકારના છે કે, તે જરૂર એક દિન ણી થશે તથા રાજ્યપાટ એવા કૌશલ્યથી ચલાવશે કે, દિગન્તમાં તેની ીર્તિ પ્રસરી રહેશે. આનન્દરાવને આ ભવિષ્યથી બહુ આનંદ થયો. ાતે હવે જાણે સર્વ સુખની સીમાએ ન પહોંચ્યા હોય, એમ તેમને લાગ્યું.

જેમ જેમ અહલ્યા વયમાં વધતી ગઈ, તેમ તેમ તેને સારું શિક્ષણ આપવા માટે તેના પિતા અત્યંત કાળજી દાખવવા લાગ્યા. આનંદરાવના એક ખાસ મિત્રની શિક્ષક દેખરેખ નીચે અહલ્યાને શિક્ષણ આપવામાં આવ્યું. જ્યારે તેણે નવમા વર્ષમાં પ્રવેશ કર્યો ત્યારે આનન્દરાવના હૃદયમાં એવી ચટપટી થઈ કે, મારી પુત્રી મારી હયાતિમાં જ કોઈ સારા કુટુમ્બનો વર પામીને સુખી થાય તો ઠીક. આથી હિન્દુ સંસારના કઢંગા રિવાજ મુજબ અને વૃદ્ધ પિતાની આતુરતાને પરિણામે અહલ્યાને તેની બાળવયમાં જ લગ્નની ધુરા વહન કરાવવાની ગોઠવણો થવા લાગી

એ વખતે ગુજરાત અને માળવામાં ઘણાં હુલ્લડો થતાં હતાં. તે વખતના પેશ્વા બાજીરાવે પોતાના કુશળ મરાઠા સરદારોને એ વિભાગોમાં શાંતિ પ્રસારવા માટે મોકલ્યા હતા. હુલ્લડખોરોને અંકુશમાં આણીને, સરદારોએ પાછા ફરતી વેળા, પાથરડી ગામમાં ક્ષણિક વિશ્રાંતિ માટે છાવણી નાંખી. હુલ્લડખોરોને દાબી દેવા માટે મોકલવામાં આવેલા આ સરદારોમાં મલ્હારરાવ હોલ્કર તથા તેનો પુત્ર ખંડુજી ઉર્ફે ખંડુરાવ પણ હતા. આ સરદારો એક દિન મારુતિના મંદિરમાં બેઠા હતા. તે

* જન્મ ઇ. સ. ૧૭૩૫

વખત આનન્દરાવ તેમ જ પાથરડીની ગ્રામ્યશાળાના શિક્ષક અને બીજા કેટલાક ગામના આગેવાન ગણાતા માણસો પણ ત્યાં હતા. અચાનક બાળકી અહલ્યા ત્યાં આવી લાગી. કૌમાર વયની તેની નિર્દોષતામાં ચપળતા ભેળાયલી હતી. પ્રથમ તે પોતાના પિતાના ખોળામાં બેઠી પરતુ પાછો તેનો વિચાર ફર્યો એટલે તે ત્યાંથી ઉઠી અને પોતાના શિક્ષકના અંકમાં બેઠી શિક્ષકે આ પ્રસગ એવો જોયો કે, જેથી આનન્દરાવની, અહલ્યાના લગ્ન કરવાની મહેચ્છા પૂર્ણ થઈ શકે, આથી પોતાની પ્રિય શિષ્યા પાસે તેણે કેટલીક કવિતાઓ ગવરાવી, જે અહલ્યાએ પોતાના મધુર કંઠથી અને તે સાથે ઘણી જ છટાથી ગાઈ. તદુપરાંત શિક્ષકે પૂછેલા કેટલાક પ્રશ્નોના ઉત્તર પણ તેણે કૌશલ્યથી આપ્યા અહલ્યાબાઈ કાંઈ બહુ જ ગૌરવર્ણની નહોતી. તેમ જ અતિ શ્યામવર્ણી પણ નહોતી તેની શારીરિક રચના એવા પ્રકારની એકસરખી હતી કે જે કોઈ તેને જોતું તેને માન અને પ્રસન્નતા ઉપજ્યા વિના રહેતું નહીં શિક્ષકે તેને પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપ્યા, તે વખત તે સર્વને વ્હાલસોયી લાગી મલ્હારરાવ, બીજા બધા સરદારોની પેઠે અહલ્યાબાઈને જોઈને તેમ જ તેની નિર્દોષ વાણી સાંભળીને બહુ હર્ષિત થઈ ગયો તેણે પોતાના પુત્ર ખડુરાવ માટે, અહલ્યાના હાથની માગણી કરી. શિક્ષકની અને બીજા સર્વની સમતિથી આનન્દરાવે એ માગણીનો સ્વીકાર સસ્નેહે કર્યો અને એ પછી થોડાક વખતમાં મંગળ દિને અને મંગળ મુહૂર્તમા અહલ્યાબાઈનાં મગળ લગ્ન, પૂના ખાતે ઘણી જ ધામધૂમ સાથે થયાં

## દ્વિતીયોચ્છ્વાસ

### કૌટુમ્બિક દુઃખો

સૂર્ય ચન્દ્ર ખીલ્યા પછી, કહો અસ્ત કયમ થાય?
પુષ્પ પાખડી ખીલીને, શા કાજે કરમાય?
અકળ કળા વિધિની ખરે! માનવથી ન કળાય,
સુખશિખરે પ્હોંચેલને, પટકે ભૂપર હાય!

અહલ્યાના લગ્ન પછી તેનાં માતાપિતા વધુ વખત સુધી જીવી શક્યા નહીં, અને તેથી અહલ્યાને પિતૃગૃહ તજીને શ્વસુરગૃહમા જ રહેવાનો પ્રસગ આવ્યો. જેમ દૂધમા સાકર ભળી જાય છે તેમ, અહલ્યા મલ્હારરાવ અને ગૌતમાબાઈનું પ્રિયપાત્ર બની ગઈ. સાસુ સસરાની સેવા ઉઠાવવી, પતિની આજ્ઞામાં હરદમ હાજર રહેવું અને તે સાથે ગૃહકાર્યનો ભાર વહન કરવો, એ સર્વ કામ અહલ્યાએ સહેલાઈથી કરવા માંડ્યાં. સુબેદાર મલ્હારરાવની અહલ્યાબાઈ ઉપર એટલી બધી પ્રીતિ હતી કે

કોઈવાર પોતે માંદી પડતો તો તે માંદગીના પ્રસંગોમાં અહલ્યાબાઈ પાણી આપે તો જ પીવું; નહીં તો ભલે તરસે મરવું, એવો તેણે નિયમ લીધો હતો. ગૌત્તમાબાઈની દેવપૂજાની સામગ્રી જે દિને અહલ્યાબાઈએ જ જો કરી આપી હોય તો તે દિનની પૂજા સારી રીતે થતી; નહીં તો પૂજા કરતાં કરતાં અનેકવાર ગૌત્તમાબાઈના જીવને કંકાસ થતો. હોલ્કર કુટુંબમાં અહલ્યાબાઈના પ્રવેશ પછી, એ કુટુંબના સર્વ જણને અહલ્યાબાઈ કોઈ ખરેખરી દેવી સમાન લાગી. વૃદ્ધજનથી માંડીને બાળક સુધી દરેક જણ જ્યારે તેને ચ્હાતું ત્યારે તેના પતિનો તેની ઉપર અત્યંત પ્રેમ હોય, એમાં શું આશ્ચર્ય? અને હતું પણ તેમ જ. અહલ્યાબાઈ અને ખંડુરાવનું નવલ યુગલ, પરસ્પર એકબીજાથી સુખી અને સંતુષ્ટ હતું. જેમ સત્યવાન્ અને સાવિત્રીનો, અર્જુન અને સુભદ્રાનો, અભિમન્યુ અને ઉત્તરાનો તથા આપણા ભારતવર્ષમાં થઈ ગયેલાં અનેક પવિત્ર અને પ્રણયી યુગલોનો પરસ્પરનો પ્રેમ અવિચ્છિન્ન અને અપ્રતિમ હતો તેમ, અહલ્યાબાઈ અને ખંડુરાવ અન્યોન્યના પ્રેમમાં મસ્ત હતાં. બહારના જે લોકો આ દંપતીના સમાગમમાં આવતા, તે સર્વ એકમતે કહેતા કે, આ જોડું ખરેખરું ભાગ્યશાળી છે.

આમ શરૂઆતથી જ અહલ્યાબાઈ સાસરવાસમાં સમાઈ ગઈ હતી. એટલું જ નહીં પણ તેના ગુણોનો પ્રકાશ સારી રીતે દીપી ઉઠ્યો હતો. ક્રમશઃ મલ્હારરાવ પોતાની વૃદ્ધાવસ્થામાં પૌત્રરત્નનાં દર્શન કરવા, ભાગ્યશાળી થઈ શક્યો. હિંદુસંસારમાં પુત્રજન્મ, એ એક ઘણો આનંદનો અવસર ગણાય છે અને તેમાં પણ અહલ્યાબાઈ જેવી સદ્‌ગુણી સ્ત્રીને પુત્રપ્રાપ્તિ થવાથી સહુ ખુશી થયાં અહલ્યાબાઈના પુત્રનું નામ માલેરાવ પાડવામાં આવ્યું.

પરંતુ આવી રીતે સર્વ પ્રકારનું સુખ જગતમાં કોઈથી પણ ઘણા વખત સુધી ભોગવી શકાતું નથી અને ક્રૂર વિધિ, કપટથી એ સુખ અવશ્ય છીનવી લે છે. આ ગૂઢ ન્યાયાનુસાર અહલ્યાબાઈનો સૌભાગ્યચંદ્ર ખંડુરાવ, કુંભેરના ઘેરામાં અસ્ત થઈ ગયો. તે જે વખત ઉપર્યુક્ત યુદ્ધમાં ગયો, તે વખત અહલ્યાબાઈએ તેને હસતે મુખડે વિદાય કર્યો હતો. પણ હા! તે પાછો ફરી શક્યો નહીં અને અહલ્યાબાઈથી પોતાનું મુખડું હસતું રાખી શકાયું નહીં અહલ્યાબાઈનું વય આ વખત ૧૮ વર્ષનું હતું તેણે પોતાના યુવાન પતિના શબ સાથે બળી મરીને સતી થવાની ઇચ્છા જાહેર કરી, પરંતુ મલ્હારરાવે તેને તેમ કરવા ના પાડી. સેંકડો લડાઈઓમાં લાખો માણસોનો કચ્ચરઘાણ વાળનાર આ સરદાર, પોતાના એકના એક પુત્રરત્નના અકાળ અવસાનથી, એક બાળકની પેઠે ગભ-

રાઈ ગયો. તેની વૃદ્ધાવસ્થામાં ખંડુરાવનું મૃત્યુ, વજ્રઘાત સમાન હતું. એ બાબતમાં તેનો કાંઈ ઉપાય ચાલી શકે એમ નહોતો, પરંતુ અહલ્યાબાઇને સતી થતી અટકાવવામાં તેનો ઉપાય ચાલી શકે તેમ હતો. જેમ ખંડુરાવ તેનો એક હાથ હતો, તેમ અહલ્યાબાઈ તેના બીજા હાથ બરાબર હતી અને એ બન્ને હાથ એક સાથે તૂટી પડતાં, પોતાની અને પોતાના હોલ્કર રાજ્યની ભયંકર પરિદશા થશે, તેનો વિચાર આવતાં તેણે દેવી અહલ્યાબાઇને પોતાની પાસે એકાન્તમાં બોલાવી. આ વૃદ્ધજને ગદ્‌ગદ્ કંઠે તેને કહ્યુંઃ–

"બેટા અહલ્યા, જીવનના દાવાગ્નિથી બળતા જંગલમાં તું મને અસહાય અને એકલો છોડીને, ચાલી જવા માગે છે? દુઃખોદધિમાંથી બહાર નિઃસરવાના હું વિચાર કરું છું. મારા વહાલા પુત્રે તો મને એ ઉદધિમાં ઝીંકી જ નાંખ્યો છે, પણ જો તું મને રાજવહિવટ ચલાવવાના કામમાં મદદ કરે તો હું એમ માનીશ કે, મારી અહલ્યા મરી ગઈ છે અને ખંડુજી જીવિત છે. મારા વહાલા પુત્ર ખંડુજી તરીકે જ તને ગણીને હું મારું બધું રાજ, તને આપવા માગું છું. રાજ્યનો અંદરનો કાર્યભાર તું ચલાવજે અને યુદ્ધ આદિ બહારનો વહિવટ હું સંભાળીશ, મારે વિચાર. મને મારવો કે તારવો, એ તારે હાથ છે." આટલું બોલ્યા પછી એ વૃદ્ધની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. થોડીવાર સુધી અહલ્યાબાઈ બોલી નહીં ત્યારે તેણે ફરીથી કહ્યુંઃ "પુત્રી, મારું રાજ તારે ચલાવવું પડશે. જો તું ના પાડીશ તો હું પણ સ્વર્ગમાં આવવાની તૈયારી કરીશ." તે વધુ બોલી શક્યો નહીં અને અહલ્યાના ખોળામાં માથું મૂકીને એક બાળકની માફક મોટે સાદે રોવા લાગ્યો! ગંભીર જવાબદારીઓવાળા માણસની મોટામાં મોટી આથ ચાલી જાય અને પોતે કેવળ અસહાય બન્યો છે એમ તેને લાગે ત્યારે તે માણસને કેટલી બધી અકળામણ થતી હશે એનો ખ્યાલ, વાચકવર્ગને સહજ કલ્પનાથી આવી શકશે. મલ્હારરાવનું જહાજ, અહલ્યાબાઈ સતી થતાં અવશ્ય ડૂબી જાત અને એ બાબત જ્યારે તે કળી શક્યો ત્યારે અહલ્યાબાઇને અતીવ દીનતાથી તેણે કાલાવાલા કર્યા.

આખરે અહલ્યાબાઇએ ન છૂટકે, સતી થવાનો વિચાર માંડી વાળ્યો. પોતાના પ્રાણ સમાન વહાલા પતિના મૃત્યુથી તેને બહુ દુઃખ થયું હતું, પરંતુ જેટલું પોતાને દુઃખ થયું હતું તેથી દ્વિગુણ દુઃખ પોતાના જવાથી મલ્હારરાવને થશે, એવું જોઇને તેણે તેને હિમ્મત આપી અને તેથી હિંદુસ્તાની ભાષામાં કહેવાય છે કે "પુરાના ખમીરમેં નયા જોશ આયા" તેમ, વૃદ્ધ મલ્હારરાવના હૃદયમાં ઉત્સાહ વ્યાપી ગયો.

એ પછી અહલ્યાબાઇએ પોતાનું કામ ઘણી સારી રીતે બજાવ્યું.

મલ્હારરાવ તેની કુશળતાથી ખુશ થઈ ગયો. ધીરે ધીરે આખા હોલકર રાજની માલિક, અહલ્યાબાઈ બની ગઈ. આમ છતાં વિશ્રાન્તિના વખતમાં તે ઈશ્વરભક્તિ કરવામાં પોતાના વખત વ્યતીત કરતી. ઘણું ખરું નર્મદા નદીને તીરે આવેલા માહેશ્વરના મંદીરમાં જઇને તે શ્રીમહાદેવના પૂજન યજનમાં વખત વીતાડતી. આવી ભક્તિમતી રાણીના પવિત્ર હસ્તવડે દાન લેવાને સકડો રંકજનો એ મંદિર આગળ એકત્ર થતાં અને યથાશક્તિ, પોતાના નિયમ પ્રમાણે અહલ્યાબાઈ દાન કરતી.

ઈશ્વર જાણે તેની કસોટી કરતો ન હોય તેમ, એક દિન તે પૂજા કરીને પોતાના રાજ્યમાં આવવાને પાછી ફરતી હતી, તે વખત એક ભીખારણ, ભૂખ્યા ડાંસ જેવા થઈ ગયેલા અને કૃશ બનેલા બાળકને લઇને તેની સામે આવી. તે દીનતાથી તેની પાસે યાચના કરતી હતી, તેવામાં અચાનક તે બાળક તેના હાથમાંથી પડી ગયું. અહલ્યાબાઇની દૃષ્ટિ તે તરફ જતાં, એ પડતા બાળકને એકદમ ત્વરાથી તેણે પોતાના હાથમાં ઝીલી લીધું અને પોતાના મહેલમાં લઈ જઇને તે બાળકને છાનું રાખી દૂધ પાયું તથા ભીખારણને પેટપૂરતું અન્ન આપી પરિતૃપ્ત કરી. આમ પોતાની આસપાસ પોતાના અનુચરો કે દાસીઓ હોય, તે છતાં પણ વખત આવે તે પોતાની મેળે કામ કરી લેવામાં કાંઈ પણ આંચકો ખાતી નહીં, કિંવા નાનપ સમજતી નહીં. આવી પરોપકારશીલ, ભક્તિમતી, દયાળુ અને નિરભિમાની રાણી, સર્વત્ર કીર્તિ પામે, એમાં શી નવાઈ?

## તૃતીયોચ્છ્વાસ

### કુપુત્ર તરફનો ત્રાસ

"હોત સુસંગતિ સહજ સુખ, દુ:ખ કુસંગકી ખાન,
ગંધી ઔર લુહાર કી, બૈઠ દેખી દુકાન."

થોડાંક વર્ષ વીત્યા પછી અહલ્યાબાઈ એકલી પડી; કેમકે મલ્હારરાવ ઇ. સ. ૧૭૬૭ માં મરણ પામ્યો. એ વીર મહારાષ્ટ્રીય યોધાએ પોતાના જીવનમાં ઘણું કર્યું હતું. તેના મરણ પછી અહલ્યાબાઇને વારંવાર સલાહ લેવા માટે ખાસ કોઈ રહ્યું નહી. એક અબળાની શક્તિઓની ખરેખરી પરીક્ષા આ વખત થઈ, પણ અહલ્યાબાઈ તે પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ શકી. તેના જન્મ વખતે કહેવામાં આવ્યું હતું કે, વિપત્તિને વખતે તે ખરેખરી સહનશીલ નીવડશે એટલું જ નહીં પણ એવા માર્ગ શોધી કાઢશે કે, જેને પરિણામે વિપત્તિનું નામ સુદ્ધાંત નહીં રહે. મલ્હારરાવના મૃત્યુ પછી હોલકર રાજ્ય ઉપર ઘણાં વાદળાં લટકી રહ્યાં હતાં, જે સર્વને પોતાની બાહોશીથી આ પ્રબળ અબળાએ દૂર કર્યાં.

મલ્હારરાવના મૃત્યુ પછી અહલ્યાબાઇના પુત્ર માલેરાવને રાજ્યગાદી આપવામાં આવી. નવો રાજા બિલકુલ નાલાયક હતો, જેથી અહલ્યાબાઇને જ બધાં કામ કરવાં પડતાં, એટલું જ નહીં પરંતુ તેનાં ખરાબ કામોને છાવરવાં પડતાં. ખરાબ મિત્રોની સંગતથી તે દારુડીઓ બની ગયો. દારુ પીને તે ઘણીવાર શહેરમાં રખડતો અને વેપારીઓની દુકાનમાંથી માલ બહાર ફેંકી દેતો. રસ્તામાં જેનીને તેની સાથે મારામારી કરતો. કોઇવાર રાજ્યના કોઈ મોટા અમલદારને પણ ચાબખા ફટકાવી કાઢતો. એક વખત તેણે તુકોજી હોલ્કર નામના પોતાના સગાનું પણ સખ્ત અપમાન કર્યું હતું. આવા બેશરમ બનાવોની ખબર અહલ્યાબાઇને પડતાં તે બિચારી ચોધાર આંસુએ રડતી.

એક દિન સાયંકાલે અહલ્યાબાઈ પોતાના મકાનની બારીએ વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠી હતી, તે વખત કેટલાક બ્રાહ્મણો રડતા કકળતા તેની પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે: "માલેરાવજી અમારાં મકાનોમાં ત્રાસ વર્તાવી રહ્યા છે. આપનાથી અમે સન્માન પામીએ છીએ, એટલું જ નહીં પણ સુખી છીએ, પરંતુ આપના પુત્ર અમને એટલું બધું દુ:ખ દે છે કે, અમારે શહેર છોડીને નાસી જવું પડશે." તેઓ એવું કહેતા હતા, તે વખત ત્યાં સખ્ત રીતે ઘાયલ થયેલા એક બ્રાહ્મણને લાવવામાં આવ્યો. માલેરાવે તેને એક ઝાડ સાથે બાંધીને ખૂબ ફટકા લગાવ્યા હતા. ફટકા લગાવવાનું કારણ એટલું જ કે, બ્રાહ્મણો ઈશ્વરપૂજન શા માટે કરે છે? તેઓએ ફક્ત એશઆરામ અને મોજમઝા ભોગવવી અને યજનયાજન કરાવીને નિર્વાહ ન કરવો. આવા કઢંગા વિચારોને લઇને માલેરાવે તે માણસને માર માર્યો હતો. તે બ્રાહ્મણને ફટકા માર્યો જતો હતો અને હસતો હતો. જો પુષ્કળ માણસોએ ત્યાં જઈ પહોંચીને બળાત્કારે માલેરાવને અટકાવ્યો ન હોત તો આ ગરીબ અને નિરપરાધી બ્રાહ્મણ ત્યાં જ માર્યો ગયો હોત. અહલ્યાબાઇએ, તે ઇજા પામેલા બ્રાહ્મણની સારવાર કરાવી અને બીજાઓને આશ્વાસન આપી વિદાય કર્યા. માલેરાવ ઘેર આવ્યો ત્યારે અહલ્યાબાઇએ તેને પોતાની પાસે બોલાવ્યો અને તેના હાથમાં એક ખુલ્લી તરવાર આપીને. કહ્યું: "બેટા, ખુશીથી તારી માતાની ગર્દન ઉપર તે તરવાર લગાવ."

માલેરાવ: "કેમ શા માટે?"

અહલ્યાબાઈ: "બસ, એમ જ. એનાં તે કારણ હોય?"

માલેરાવ: "ના, મારે હાથે હું કોઈ દિવસ તમને નહીં મારું."

અહલ્યાબાઇએ ગુસ્સાથી કહ્યું: "ત્યારે તું આજ દિન લગી શું કરી રહ્યો છે? તારી માતાને આમ રીબાવી રીબાવીને મારે છે તથા તારાં

દુષ્કર્મોથી કલ્પાંત કરાવીને દરરોજનું શેર શેર લોહી બાળી નાંખે છે, તેના કરતાં બહેતર છે કે એક ઝટકે તું મને મારી નાંખ, કે જેથી દેખવુંયે નહીં અને દાઝવુંયે નહીં."

માલેરાવ જાણે નિર્દોષ હોય તેમ બોલ્યો–"પણ માતા, છે શું, તે તો કહો?"

અહલ્યાઃ "ઓ હત્યારા! હજી પણ તું મને ઠગે છે? મારા શહેરની રંક અને નિર્દોષ પ્રજાને તું વિના વાંકે શા માટે સતાવે છે? ઈશ્વરનું યજન કરીને, તારા જેવા અનેક પાપીઓનું ભલું કરનારા, બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયેલા પવિત્ર બ્રાહ્મણોને તું શા માટે રંજાડે છે? ખોટાં અને લુલાં કારણો આપીને, મદિરામાં મસ્ત થઈને, અભાગીઆ અને અક્કલ વિનાના દોસ્તદારોની સંગતમાં ફસાઈને તું જે જે દુષ્કર્મો કરે છે, એ સર્વ હું જાણું છું અને આમ જો હોલ્કર રાજ્યની કીર્તિ ઉપર તારે પાણી ફેરવવું હોય તો, ઓ પાપી! પહેલાં આજે ને આજે મને તારા હાથથી મારી નાંખ અને પછી જા ગોઝારા! ફાવે તે કર. તારી જોખમદારીઓ તું બિલકુલ સમજતો નથી, એ માટે તને શરમ છે."

માલેરાવ ગળગળો થઈ ગયો. અહલ્યાબાઈનાં વચનોએ તેની ઉપર અસર કરી. તેણે પોતાની માતાની માફી માગી અને ફરીથી એવું નહીં કરવા જણાવ્યું. દયાનિધિ ઈશ્વર પણ પસ્તાવો કરનારને ક્ષમા અર્પે છે, તો પછી એ ઈશ્વરના અંશરૂપ માનવી, કેમ ન અર્પે? અહલ્યાબાઈએ પણ તેને તે વખત જવા દીધો.

પરંતુ એચાર દિન પછી માલેરાવે પાછું પોતાનું પોત પ્રકાશ્યું. રાજ્યના ચિત્રકાર પાસે તેણે પોતાની એક છબિ ચિત્રાવી હતી. ચિત્રકાર રાજાના મિત્ર જેવો હતો, પરંતુ બીજા હજુરિયાઓ તેનાથી બળતા હતા. તેઓમાંના એકે માલેરાવના કાન ભંભેર્યા કે-ચિત્રકારની વર્તણુક ઘણી ખરાબ છે અને પ્રસંગ આવતાં, તે તમારા પ્રાણ લેવા ધ્રુચ્છે છે. આ ચિત્રકાર એક વખત બગીચામાં કુદરતની લીલા જોતો જોતો ફરતો હતો, તે વખત બીજા હજુરિયાઓએ રાજાને એટલો બધો ભડકાવી મૂક્યો કે, આ માણસ તમારું ખૂન કેમ અને કેવી રીતે કરવું, તેની અત્યારે તપાસ ચલાવે છે. એનો વિચાર તમારું ખૂન કરીને પછીથી પેશ્વાઈ દરબારમાં જઈને નાણાં મેળવવાનો છે. પેશ્વાઓ આ રાજ લઈ લેવા માગે છે અને જ્યારે તેઓ તમને મરેલા જોશે ત્યારે ખુશી થશે. વળી અધુરામાં પૂરું માલેરાવના એક હજુરીઆએ ચિત્રકારને તેની બે તસ્વીરો ઉતારવાનું કહી આવીને માલેરાવને ભરાવ્યું કે, આ તસ્વીરની બીજી નકલ ઉતારીને આ ચિત્રકાર તે પેશ્વાઈ દરબારમાં મોકલવા માગે છે, અને જ્યારે તમે મરાયા એવું એ લોકો જાણશે ત્યારે આ તસ્વીર

બહાલ કદી ખોતી નથી. જગતમાં સર્વ પ્રેમ કરતાં અત્યંત પવિત્ર અને અત્યંત નિર્દોષ પ્રેમ, માતાનો જ પ્રેમ છે અને એ પ્રેમને લીધે અહલ્યાબાઈને થયેલું દુ:ખ અપાર હતું; પરંતુ તેના કલ્પાંત કરવા શિવાય બીજો કાંઈપણ ઉપાય ચાલ્યો નહીં.

### ચતુર્થોચ્છ્વાસ

### રાજ્ય ખટપટ–આંતરશક્તિની કસોટી

માલેરાવના મૃત્યુ પછી, ઈંદોરની ગાદીનો વારસ કોઈ પણ રહ્યો નહીં. આ પ્રસંગ એવો આવ્યો કે, જે વખત અનેક લોભી ખટપટો અજમાવવાનું કેટલાક પ્રપંચીઓ ચૂકયા નહીં. મલ્હારરાવના વખતમાં ગંગાધર યશવન્ત નામનો એક બ્રાહ્મણ મુખ્ય પ્રધાન તરીકે કામ કરતો હતો. આ બ્રાહ્મણની દાનત ઘણીજ બૂરી હતી. તે મહા ખટપટી હતો. બહારથી તે એવું મીઠું મીઠું બોલતો કે, ઘણા લોકો તેની જાળમાં ફસાતા અને તેને માટે ઘણો સારો અભિપ્રાય બાંધતા; પરંતુ તે વાસ્તવિક રીતે એવો ન હતો. મલ્હારરાવના મૃત્યુ પછી, માલેરાવ થોડાક જ વખતમાં મરણ પામ્યો. એટલે આ બ્રાહ્મણને એવી લાલસા થઈ કે, બધો રાજ્યકારભાર અહલ્યાબાઈને હાથ જાય, તેના કરતાં મારે હાથ આવે તો સારું; અને આ કારણે તેણે કોઈ નાના બાળકને ગાદીએ બેસાડવાનો તથા પોતે વાલી થવાનો ઘાટ ઘડવા માંડ્યો. તે જાણતો હતો કે, અહલ્યાબાઈને કાને જો મારી ખટપટની વાત જશે તો મને ભોંય ભારે પડશે. તેથી તે પોતાની તબિયત સુધારવાનું ખોટું બહાનું કાઢીને તુર્ત જ પુના ખાતે ગયો. ત્યાં જઇને પેશ્વા, રઘુનાથરાવને મળવાનો પ્રસંગ શોધવા લાગ્યો. રઘુનાથરાવ ઉર્ફે રાઘોબા પેશ્વા શ્રીમંત માધવરાવ પેશ્વા જે સગીર ઉમ્મરના હતા, તેમના વાલી તરીકે આખી પેશ્વાઈનો વહિવટ ચલાવતા હતા. યશવંતે પ્રથમ તો નીચે મુજબની એક ચીઠ્ઠી લખીને રાઘોબાને મોકલાવી:—

"ઈંદોરનું રાજ રાજા વિનાનું બની ગયું છે. રાજ લેવા માટે તુર્ત જ તમારે યત્ન કરવા જોઇએ. જો તમે એ રાજ નહીં લ્યો તો તે એક સ્ત્રીના હાથમાં જશે. એક સ્ત્રી–પછી તે ગમે તેવી હોશિયાર હોય પરંતુ તે પુરુષના જેવી શક્તિઓ ધરાવતી હોતી નથી, એ જાણીતું જ છે; માટે હાલમાં એવો પ્રસંગ છે કે, પેશ્વાઈ વંશના સ્થાપક બાલાજી વિશ્વનાથના પૌત્ર તરીકે તમે ઈંદોર રાજ, વંશજ વિનાનું છે એમ જણાવીને મુખ્ય રાજ સાથે સંયુક્ત કરી શકશો. આ ચીઠ્ઠી લખનાર તમને રુબરુમાં મળીને સમજુતી આપવા તૈયાર છે."

લોભ એ ખરાબ ગુણ છે અને તેમાં પણ રાજ્યલોભ એ વળી ઘણો ખરાબ ગુણ છે; તેમાં લપટાયલો મનુષ્ય કંઈ કંઈ પ્રકારનાં જોખમ ખેડવામાં ડરતો નથી, એ ઇતિહાસ જાણનારાઓથી અજાણ્યું નથી. રાઘોબાએ ઉપર્યુક્ત ચીઠ્ઠી મળ્યા પછી, તેણે ગંગાધરને ઉત્તર આપ્યો કે, રાત્રીને વખતે મને રાજબાગમાં મળો.

આ મુજબ, રાત્રીના શાન્ત સમયે ગંગાધર કાળો ઝભ્ભો ઓઢીને, લપાતો છૂપાતો, સંકેતાનુસાર રાજબાગમાં ગયો. એ વખતે, ભોગ જોગે, શિવાજી ગોપાળ નામના માધવરાવના એક ખાસ હુઝુરિયાએ આ કાળી આકૃતિને જોયાથી, તેને શક ગયો કે, કાંઈ પણ ખટપટનો અથવા તો ખૂનને લગતો પ્રસંગ લાગે છે. તે પણ તેની પાછળ ચાલ્યો. આખરે, રાઘોબા જ્યાં ગંગાધરની વાટ જોતો ઉભો હતો ત્યાં તેઓ પહોંચ્યા. શિવાજીએ આ બન્ને ખટપટી માણસો વચ્ચે જે વાતચીત ચાલી, તે રજેરજ સાંભળી લીધી.

રાઘોબાએ ગંગાધર આવી પહોંચતાં જ તેને પૂછ્યું કે—તમે શી વિગત જાણો છો? ગંગાધરે ઉત્તર દીધો કે—આખા રાજનું હૃદય હું જ છું, કેમકે હું દિવાન હતો. અહલ્યાબાઈ એક મહાચબરાક સ્ત્રી છે. પરંતુ હાલનો સેનાપતિ મારો મિત્ર છે. હું તેને એવો સમજાવી દઈશ કે, તે બિલકુલ આપણી સામે થશે નહીં. તમે લશ્કર મોકલજો અને અમે તમારે શરણે થઈ જઈશું. એ પછી અમારા રાજ્યને ફાવે તો તમે ખાલસા કરજો; નહીં તો સેવક તમે કહેશો, તે મુજબ ગોઠવણ કરવા તૈયાર છે.

રાઘોબાએ ગંગાધરને આશા આપી કે—એ રાજ્યના સુબા તરીકે હું તમને નીમીશ. એ પછી બન્ને જણાઓએ સૈન્ય મોકલવાનો દિવસ નક્કી કર્યો અને ગંગાધરે એ દિવસે ચોકેલા રહેવાનું કબૂલ કર્યું.

શિવાજી એક પ્રામાણિક માણસ હતો. અહલ્યાબાઈની કીર્તિ તેણે સાંભળી હતી. પ્રપંચી માણસોથી રાજકારભાર ચાલે અને નિર્દોષ માણસો દુઃખી થાય, એ તેને પસંદ પડ્યું નહીં. માધવરાવના હુઝુરિયા તરીકે તે જાણતો હતો કે, રાઘોબા પ્રપંચીઓનો સરદાર છે અને તે મનમાં રાઘોબાને પસંદ કરતો ન હતો. તેણે ઘણીવાર માધવરાવને કાને રાવજી મહાદેવ નામના પોતાના એક બીજા મિત્ર હુઝુરિયા સાથે રાઘોબાથી ચેતતા રહેવાને સલાહ આપી હતી અને સર્વ જણાઓ અંદરખાનેથી લાગ જોતા હતા કે, ક્યારે રાઘોબાના પ્રપંચ ખુલ્લા પડે!

શિવાજીએ આ બે જણાઓની યુક્તિરૂપ રુના ઢગલાને બાળી મૂકવાનો ઠરાવ કર્યો. એકદમ તે રાતોરાત અહલ્યાબાઈ પાસે જવા ઉપડ્યો. રાવજીને તેણે પોતાના જવાની ખબર આપી મૂકી. અહલ્યાબાઈ પાસે જઈને શિવાજી ગોપાળે તેને જણાવ્યું કે-ગંગાધર હાલમાં રાઘોબા સાથે મળી જઈને તમારું રાજ્ય લઈ લેવા માગે છે. અહલ્યાબાઈ એક સિંહણની માફક છંછેડાઈ ઉઠી અને બોલી: "ભલે, એ બે દુષ્ટબુદ્ધિ બ્રાહ્મણોને ફાવે તે કારસ્તાન કરવા દો. પરંતુ હું તેમને બતાવી આપીશ કે, હું એક બ્હીકણ સ્ત્રી નથી. મારા હાથમાં ભાલો લઈને જો હું ઉભી રહું તો પેશ્વાનું સિંહાસન પણ તેના મૂળમાંથી ડોલ્યા વિના રહે નહીં. મારા સ્વર્ગસ્થ સસરાએ પેશ્વાઈ માટેજ પોતાનો દેહ ધારણ કર્યો હોય, એમ જીવનપર્યન્ત ગણ્યું હતું. તેમના એ જ ગુણ બદલ અને તેમની અન્ય અનેક સેવાઓ બદલ તેમને આ રાજ મળ્યું હતું; નહીં કે એ બ્રાહ્મણોના જેવાં કાર્યો; કિંવા ખુશામત બદલ વીરતા એ જ મારો ધર્મ છે, એમ હું સમજું છું. મારા સસરાના જેવીજ સેવાઓ બજાવવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. મારે પેશ્વાઈથી વિખૂટાં પડવું નથી. બાકી જો મેં ધાર્યું હોત તો મુગલોને અથવા વિદેશીઓને ક્યારનુયે મળી જવું બ્હેતર લેખ્યું હોત. ત્યારે શું અમારી સેવાઓનો બદલો, પેશ્વાના કારભારીઓ આ પ્રમાણે આપવા માગે છે? મલ્હારરાવનું રાજ હું બેઠાં કોઈ લઈ શકશે નહીં. જો ઈશ્વરેચ્છા હશે તો હું મારા હાથમાંથી તે કદી પણ જવા નહીં દઉં." આવી રીતનાં, વિશ્વાસ અને વીરતાવાળાં વચનો કહીને શિવાજીને વધુ ચોંકલા રહેવાનું જણાવીને તથા ગાધવરાવને આપવાનો એક પત્ર આપીને તેણે વિદાય કર્યો. તે પછી અહલ્યાબાઈએ પોતાના પ્રધાનોને એકત્ર કર્યા અને મસલત ચલાવીને નીચે પ્રમાણેનો પત્ર મરાઠા સરદારો ઉપર લખ્યો:—

"સ્વ. સુબેદાર મલ્હારરાવે ધીમે ધીમે એકેકી ઇંટ મૂકીને મહારાજ્યરૂપ મોટી ઇમારત ચણી હતી, એ સર્વને વિદિત છે. પરંતુ હવે વિધિ અમારી વિરુદ્ધ છે. આ કટોકટ વખતમાં પેશ્વાઓએ અગાઉની સેવાઓ બજાવનારાઓની જાગીરો સલામત રાખવી ઘટે છે, પરંતુ હાલમાં તેમ કરવાને બદલે તેઓના ચિત્તમાં પાપી વિચારો પ્રકટ્યા છે અને તેથી અમારાં ધનધામ લઈ લેવા માટે તેઓ પ્રપંચ રચવા લાગ્યા છે, એમ અમને ખબર પડી છે. એ તો નક્કી છે કે, ઈશ્વરે જે ધાર્યું હશે તે હશે અને તેની પ્રબળ ઇચ્છાને અમે અધીન છીએ. પરતુ આપણે આપણા બનતા પ્રયત્નથી આપણી સ્થિતિ ટકાવવી જોઇએ. જે ભયંકર ભયમાં અત્યારે અમે મૂકાયા છીએ, એ જ ભય તમારી ઉપર ઝઝુમે છે

૧૯

અને જો અમારામાં તેને ફત્તેહ મળશે તો તે તમારામાં ઘુસશે. માટે તેનો પરાજય કરવા માટે તમારાં શસ્ત્રો સાથે સજ્જ થઈ, સૈનિકો સાથે અમને આવી મળો અને તમારુ કર્ત્તવ્ય બજાવો."

સ્વારો મારફત આ પત્રો ગાયકવાડ, ભોંસલે, સિંધિયા અને બીજા મંડળીકો તથા સરદારોને પહોંચાડવામાં આવ્યા. દરેકના પત્રમાં છેવટે એક જ સચોટ વાકય લખવામાં આવ્યું હતું કે "મલ્હારરાવ હોલ્કરથી જેને લાભ થયો ન હોય, એવો કોઈ પણ આસામી આ દેશમાં છે?" મતલબ કે મલ્હારરાવે જેમ સર્વને લાભ કરી આપેલો છે, તેમ જ આજ તેના રાજ્યને લાભ કરી આપવા સર્વેએ એકત્ર થવું. સર્વે જણે મદદ આપવાની હા પાડી અને એ મુજબ ઇંદોર ખાતે કેટલાંક સૈન્ય આવીને હાજર થઈ ગયાં.

## પંચમોરચ્છ્વાસ

### દૈવી ગુણોનો પ્રકાશ

A Queen like Ahalya is Very rare in the history of* the world."-*Sir John Malcolm*

પ્રાતઃકાળના રમણીય સમયે પુનાના રાજ્ય મહેલમાં સગીર પેશ્વા-શ્રીમંત માધવરાવ પોતાના દિવાનખાનામાં ખુશ મિજાજમાં ફરતો હતો, તે વખત શિવાજી ગોપાળે આવીને તેને નમન કર્યું. માધવરાવે પૂછયું: કેમ શિવાજી, આટલો બધો હાંફળોફાંફળો કેમ દિસે છે? શિવાજીઃ કૃપાળુ, લાજ જવાનો વખત આવ્યો છે. આપ નામદારના પૂર્વજોએ જેમની સહાયથી પોતાનાં નામ અમર કર્યા છે, તેઓને આજ કાકા સાહેબ તરફથી એક ઝપાટે ઉરાડી દેવાની તજવીજ કરવામાં આવે છે.

માધવઃ "તું એવું શા ઉપરથી કહે છે?" શિવાજીએ રાઘોબા અને ગંગાધર વચ્ચેની પોતે સાંભળેલી સર્વ વાર્તા માધવરાવને નિવેદિત કરી અને પોતે અહલ્યાબાઈ પાસે જઇને કેવી રીતે તેને ખબર આપી આવ્યો હતો તે જણાવીને, અહલ્યાબાઇએ આપેલો પત્ર માધવરાવને આપ્યો. માધવરાવે એ પત્ર વાંચી, શિવાજીને શાબાશી આપી અને પત્રનો નીચે મુજબ ઉત્તર લખીને તે શિવાજી મારફત જ અહલ્યાબાઇને પહોંચાડાવ્યો. ઉત્તર નીચે મુજબ હતોઃ-

"તમારું રાજ્ય લઈ લેવા માટે તથા તમને અપયશ આપવા માટે જેઓ પ્રયત્ન કરતા હોય, તેઓને તમે બેશક તમારી ઇચ્છાનુસાર

---

* "જગતના ઇતિહાસમાં અહલ્યા જેવી મહારાણી ક્વચિત્ જ મળી આવશે-સર જોન માલ્કમ.

દંડ દેજો. અને એમાં લેશ પણ વાંધો નથી. તમે તમારું રાજ ભલે બેલાશક ભોગવો અને મારી તે માટેની સંપૂર્ણ મંજુરી બદલ મારા દરબારમાં તમારા બે વિશ્વસનીય નોકરો રહે, એ જોવા હું ઇચ્છું છું."

અહલ્યાબાઈ આ પત્ર વાંચી ઘણી જ ખુશી થઈ, એટલું જ નહીં પણ ખુદ શ્રીમંતની સંપૂર્ણ અનુમતિ છે, એમ જાણ્યા પછી તેના ઉત્સાહમાં વૃદ્ધિ થઈ. એ પછી તેણે તુકોજી હોલ્કર કે જે ઉદયપૂર હતો તેને ખાસ બોલાવ્યો અને તેની સાથે લાંબા વખત સુધી મસલત ચલાવ્યા પછી તેણે તેને પોતાના લશ્કરનો મુખ્ય સેનાધિપતિ બનાવ્યો. રાઘોબા અને ગંગાધર ઉપર કોઇપણ પ્રકારનો હલ્લો તો કરવાનો જ ન હતો. ફક્ત તેઓ સામે બચાવ કરવાનો હતો; તેથી તેણે રાઘોબાના લશ્કરને શહેરમાં પ્રવેશ કરતું અટકાવવા માટે પોતાના લશ્કરને શહેરની બહાર રહેવાનો હુકમ આપ્યો.

થોડાક દિવસોમાં જાસુસોની તપાસથી ખબર પડી કે, ક્ષિપ્રા નદીની પેલીપાર રાઘોબા અને ગંગાધર યશવંત ૫૦૦૦ માણસો સાથે આવી પહોંચ્યા છે. તેઓએ હાલતુર્ત તો છાવણી નાંખી છે અને હલ્લો કેવે પ્રકારે લાવવો, તેના વિચારમાં તેઓ છે. વીર રાણીનું લોહી આ સમાચાર સાંભળતાં જ ઉકળી ઉઠ્યું. અત્યંત ક્રોધથી રક્તવર્ણી થઇને તે બોલીઃ "જાઓ, આપણા દૂત મારફત રાઘોબાને કહેવરાવો કે, તું તો એક યોધ્ધો છે અને હું એક અબળા છું. મારી ઉપર વિજય મેળવવાથી તું કાંઇપણ યશ પ્રાપ્ત કરી શકનાર નથી; પરંતુ એથી ઉલટું જો હું તારી ઉપર વિજય મેળવીશ તો તારી કીર્તિના કાંકરા થઈ જશે. હું લડવાને કટિબદ્ધ છું. મારી સહાયે એક નહીં પણ અનેક મરાઠાઓ છે. છતાં હું ફક્ત છેલ્લી જ વાર તને કહેવરાવું છું કે, આ યુદ્ધથી તું શું લ્હાણુ કાઢનાર છે, તેનો વિચાર કરી લેજે અને તે પછી જ લડવા આવજે" એટલું કહેવરાવ્યા પછી રાણી પોતે ધનુષબાણ લઇને પોતાની એક પ્રિય હાથણી ઉપર સ્વાર થઈ અને આખા શહેરમાં ફરીને લોકોને સૂચવ્યું કે—હું એક અબળા છું, પરંતુ તમારા રક્ષણાર્થે હું પોતે રણક્ષેત્રમાં જવા તૈયાર છું. પ્રજામાં તેમ જ મરાઠા સનિકોમાં આથી બહુ જ ઉત્સાહ આવી ગયો અને એકે એક સૈનિકે આ યુદ્ધમાં રાણીના રાજ્યને બચાવવા માટે પોતાના પ્રાણ આપવાની પ્રતિજ્ઞા લીધી.

રાણી હાથણી ઉપર જે વખત ચઢવા જતી હતી, તે વખત તેના શૂરા વિશ્વસનીય અને અત્યંત રાજનિષ્ઠ સરદાર તુકોજી હોલ્કરે તેનાં ચરણની રજ પોતાના શિર ઉપર ચઢાવીને કહ્યું: "માતુશ્રી, તમારો આ

સેવક જ્યાં સુધી જીવતો રહેશે ત્યાં સુધી નક્કી ખાત્રી રાખજો કે, ઇંદોરમાં રાઘોબા કિંવા ગંગાધર બળાત્કારથી દાખલ થઈ શકશે નહીં." રાણીએ તેના મસ્તક ઉપર પોતાના પવિત્ર હસ્ત મૂકીને તેને વિજયનો આશીર્વાદ આપ્યો અને તુકોજી તે પછી શત્રુની સામે ગયો.

રાણી અહલ્યાબાઈના દૂતે રાઘોબાને રાણીના શબ્દો કહ્યા, પરંતુ તેણે તેની બિલકુલ દરકાર કરી નહીં અને ક્ષિપ્રાનદી ઓળંગવાનું કામ શરુ કર્યું. રાઘોબાનું અર્ધું લશ્કર નદીમાં ઉતર્યું હશે, તે અરસામાં તુકોજી તેની બીજી બાજુએ આવી પહોંચ્યો. તેણે રાઘોબાને કહેવરાવ્યું કે-"તમારા કરતાં બમણું લશ્કર લઇને, નદીની આ બાજુએ મારા હાથમાં ચમકારા મારતી અસિ સાથે હું ઉભો છુ, માટે નદી ઓળંગતાં એક વાર ફરીથી વિચાર કરી જોજો નહીં તો તમારા પરાજયના સમાચાર પુના ખાતે કહેવાને તમારામાંનો એક પણ માણસ જીવતો પાછો ફરી શકશે નહીં"

રાઘોબા તુકોજીના સંદેશાથી ચકિત થયો, એટલું જ નહીં પણ તેના લશ્કરની બમણી સંખ્યા તથા બીજા મરાઠા સરદારોના તેને મળેલા ટેકા સંબંધીનો ખ્યાલ કરી જોતાં તેણે નાહકનું લોહી વહેવરાવવાનો વિચાર માંડી વાળ્યો; પણ તે સાથે તેણે મનમાં એવી યોજના ઘડી રાખી કે-હાલ તુર્ત મિત્રભાવે ઇંદોરરાજ્યમાં જવું અને ત્યાં અહલ્યાબાઇનો કારભાર જોવા માટે, તેના મહેમાન થઇને રહેવું અને જો રાણીના કારભારથી સર્વ કોઈ અસંતુ હોય, તો જ કંઈ બીજું પગલું ભરવું. તેણે તુકોજીના સંદેશાનો ઉત્તર ખુબીબંધ વાળ્યો. તેણે જણાવ્યું "કે હું તો ફક્ત તમારી પરીક્ષા જોવા માટે જ મોટું લશ્કર લઇને આવ્યો છુ. કાંઈ મારો ઇરાદો અહલ્યાબાઇનું રાજ, પેશ્વાઈ સાથે સંયુક્ત કરી દેવાનો નથી મેં હાલમાં જ સાંભળ્યું છે કે, અહલ્યાબાઈ પ્રજામાં પ્રિય છે, એટલુ જ નહીં પણ તમારા જેવા અનેક વીર સૈનિકો તથા સરદારો, તેની મદદે આવ્યા છે; આથી તેની લોકપ્રિયતાની મને સંપૂર્ણ ખાત્રી થાય છે. હું તમારે ત્યાં શત્રુભાવે નહીં, પણ મિત્રભાવે આવું છું."

તુકોજી આ ઉત્તરથી ચેતી ગયો કે-આ બ્રાહ્મણે બાજી ફેરવી વાળી; છતાં પણ સંભાળભરેલી રીતે રહેવાનો નિશ્ચય કરીને તેણે તેના લશ્કરને તો નદી ઓળંગવા દેવાની ના પાડી; જેથી રાઘોબા પોતાના ૧૨-૧૭ સરદારો સાથે પાલખીમાં બેસીને આવ્યો. તુકોજીએ તેને તેના માન મરતબા પ્રમાણે આવકાર આપ્યો. રાઘોબાએ મલ્હારરાવના મૃત્યુ માટે શોક પ્રદર્શિત કર્યો અને અહલ્યાબાઇને મળવાની ઇચ્છા દર્શાવી. અહલ્યાબાઇને તુકોજીએ, રાઘોબાની આ વલણના ખબર કહેવરાવી દીધા

હતા, જેથી તે રાઘોબાના આગમનથી માહિત હતી. નર્મદાતીરે અહલ્યાબાઇના પ્રિય મહાદેવ શ્રીમાહેશ્વરના મંદીર આગળ રાઘોબાને તે મળી.

રાઘોબાને અહલ્યાબાઈ સાથે વાતચિત કરતાં તુરત જ લાગ્યું કે, અવશ્ય આ બાઈ કોઈ દેવાંશી સન્નારી જ છે. તેનાં વચન, અનુભવ, જ્ઞાન અને રાજદ્વારી હબછમને દરેક રીતે લાયક હતાં. રાઘોબાએ એ વખત પછી અહલ્યાબાઇનું રાજ્ય લઈ લેવાનો વિચાર તદ્દન માંડી વાળ્યો. તે લગભગ એકાદ માસ સુધી અહલ્યાબાઇના મહેમાન તરીકે ત્યાં રહ્યો. એ દરમ્યાન અહલ્યાબાઇને એક ખરેખરી પવિત્ર, સાધ્વી, શીલવતી, સદ્દગુણવતી અને કાર્યદક્ષ રાણી તરીકે કબૂલ કર્યા વિના તેને ચાલ્યું નહીં. તેણે તેના સરદારો પાસે તેની બહુ પ્રશંસા કરી. એક પ્રપંચી રાજનીતિજ્ઞને જ્યારે એક શુદ્ધ અંતઃકરણવાળી પરતુ વીર અને ધીર અબળાને, તેના પ્રભાવને લીધે પવિત્ર અને ઉત્તમ રાણી કહેવાની ફરજ પડે ત્યારે એ જ સિદ્ધ થાય છે કે, સચ્ચારિત્રવાન્ સ્ત્રીપુરુષો, સદાસર્વદા સર્વ જણ ઉપર જ્યાં ત્યાં વિજય મેળવે છે!

રાઘોબાના પુના ખાતે જવા પછી, ગંગાધરને અહલ્યાએ પોતાની પાસે બોલાવ્યો. એક દોષિત હૃદય કદાપિ, ચારિત્રવાન્ અને શુદ્ધ માણસો આગળ પોતાનું મસ્તક ઉંચું રાખી શકતો નથી. ગંગાધર તે પ્રમાણે રાણીની સમક્ષ નીચું મુખ કરી ઊભો રહ્યો. તેને પ્રશ્ન કરવામા આવ્યો કે "વિશ્વાસઘાત અને દેશદ્રોહના જે બે ગુન્હાઓ તમે કર્યા છે, તે માટે તમને કાયદેસર કેવી શિક્ષા થવી જોઇએ?" લાચારીથી ગંગાધરને કહેવું પડ્યું કે, દેહાંતદંડની. અહલ્યાબાઇએ કહ્યું કે; "મુરબ્બી, તમારા ધોળા વાળને માન આપીને તથા મારા સ્વ. સસરાના વખતની તમારી સેવાઓ યાદ કરીને હું તમને માફી આપુ છું; એટલુ જ નહીં પણ તમારી મૂળ જગ્યાએ તમને સ્થાપું છું. મને આશા છે કે, તમે હવે સારાં કામ કરી તમારી કીર્તિ પુનઃ પ્રાપ્ત કરશો અને મારા રાજ્યની કીર્તિ દીપાવશો.' આ બુઢ્ઢા માણસ ઉપર એ વચનોએ એવી અસર કરી હતી કે, ખરેખર એ વખત તે દરબારમાં રડી પડ્યો હતો! અને એ કેવળ સ્વાભાવિક હતું.

તુકોજીરાવને એ પછી પુના ખાતે મોકલવામાં આવ્યો હતો, જ્યાં માધવરાવે તેને ખિલાત તથા પોષાક આપ્યાં હતાં. એ ઉપરાંત નારોગણેશ નામના અહલ્યાબાઇના એક પ્રતિનિધિને પેશ્વાઈ દરબારમાં રાખવામાં આવ્યો હતો.

આપત્તિ અને કટાકટીના પ્રસંગોએ જ ચારિત્રશીલ સ્ત્રીપુરુષોની કસોટી થાય છે. અહલ્યાબાઇને એવી કસોટીમાંથી ડગલે ડગલે પસાર થવું

પણું હતું, અને તેમા પણ મલ્હારરાવના મૃત્યુ પછી ગૃહ અને રાજ એ બન્ને દિશાઓમાં તેની કસોટી થઈ હતી. તેમાથી તે તરીને પાર ઉતરી, એટલું જ નહીં પણ એ પ્રસગોમાં તેણે દાખવેલા કૌશલ્યથી તે સનાતન કાળને માટે ભારતવર્ષમાં અમર નામના મેળવી ગઈ છે

અહલ્યાબાઇનું ચરિત્ર આપણને શું શીખવે છે? એ જ કે અહલ્યાબાઇએ પોતાના મરણ સુધી ખરેખરુ પવિત્ર જીવન ગાળ્યુ હતું અને એ સાથે પોતાના રાજ્યમાં દયા, ધર્મ, નીતિ અને પુણ્યનાં કામે કર્યા હતાં. એક નમૂનેદાર રાણી તરીકે ભારતવર્ષમાં અહલ્યામાત જ થઈ ગઈ છે ગયાજી ખાતે પવિત્ર તીર્થસ્થાનમાંના એક વિષ્ણુમંદિરમા આજ પણ અહલ્યાબાઇનું પૂતળુ જોવામા આવે છે અને ઘણા ભાવિક અને શ્રદ્ધાળુ સ્ત્રીપુરુષો તેનું એક દેવી તરીકે પૂજન કરે છે. ઘણુ દેશોમા એવી રાણીઓ થઈ ગયેલી છે કે, જેઓ અધિકારની અધતામ મોજ વિલાસમાં પડી હતી પરતુ અહલ્યાબાઈ, સાદુ, પુનિત, ભક્તિમય અને પારમાર્થિક જીવન ગાળવા સિવાય બીજું કાંઈ જ જાણતી નહોતી, એમ કહીએ તો ચાલે! ધન્ય છે એ પ્રાત સ્મરણીય પવિત્ર રાણીને કે જેણે ભારતવર્ષના ઇતિહાસમા પોતાના ઉજ્જ્વળ અને અનુકરણીય જીવનથી, સોનેરી અક્ષરે પોતાનું નામ અકિત કર્યું છે!



## માનિનીદેવી

(ઠક્કુર નારાયણ વિસનજી)

"लोक शुमस्तिष्ठतु तावदन्य पराङ्मुखाना समरेषु पुसाम् ।
पत्न्योऽपि तेषा न ह्रिया मुखानि पुर सखीनामपि दर्शयन्ति" ॥

**श्रीवराहमिहिर.**

સૂર્યાસ્ત–સાયકાળ–નો સમય સૂર્ય જો કે અદ્યાપિ અસ્તાચલસ્થ ગયો નહોતો, તથાપિ આરાવલી પર્વતની તળેટીમાની વિશાળ ઝાડીમાં ધીમે ધીમે અધકારનો વિસ્તાર થવા લાગ્યો હતો પર્વતશિખરપરની વૃક્ષરાજીને જોતાં સૂર્યના અસ્તને હજી બે કે અઢી ઘટિકાનો અવકાશ હોવો જોઇએ, એવુ અનુમાન કરી શકાતું હતું તળેટીમાંના વૃક્ષોપર વાસ કરનારાં પક્ષીઓ પોતાના માળામા આવવા લાગ્યાં પોતાના નિશા-રૂપ દિવસનો અરુણોદય થયેલો જાણીને દિવાભીત (ઘૂવડ) અને કાલા આદિ હર્ષભરિત થઈને ભીષણનાદ કરવા લાગ્યા કોઈ કોઈ વાર દૂરથી વ્યાઘ્રની ભયકર ગર્જના અથવા તો અરણ્યમાં થતો તેનો પ્રતિધ્વનિ

અસ્પષ્ટતાથી શ્રવણોમાં આવીને અથડાતો હતો.' એવા સમયમાં આરાવલીની તળેટીના દક્ષિણ ભાગની વૃક્ષરાજીમાંથી ઉતાવળથી પોતાના અશ્વને દોડાવવાનો યત્ન કરતી એક રાજપૂત તરુણી ચાલી જતી હતી.

તે આસપાસ જોતી હતી અને પુનઃ આકાશનું અવલોકન કરતી હતી. ક્વચિત્ કાંઈક ધ્વનિ સાંભળવામાટે કાન લગાડતી અને તત્કાળ ઘોડાને દપટાવીને આડાઅવળા માર્ગમાં લઈ જતી હતી. એવી રીતે પર્વતની તળેટીથી લગભગ એક ગાઉના અંતરપર તે આવી પહોંચી. એ સ્થળે અરણ્યની બહુ વિરલતા થતી જતી હતી. ક્યાંક કોઈ વૃક્ષ અને કવચિત્ સૂકી ઝાડી વિના બાકીનો બધો ભાગ સપાટ મેદાનનો જ જોવામાં આવતો હતો. એ મેદાનને જોઇને તરુણીએ પોતાના ઘોડાને વધારે વેગથી દોડાવ્યો અને તેની લગામને ઢીલી મૂકી દીધી. લગામ ઢીલી થતાં જ ઘોડો ન્હાના ન્હાના રોપાઓપરથી વાયુના વેગે ઉડવા લાગ્યો. એવી રીતે તે લગભગ અડધા ગાઉનો પંથ કાપી આવી હશે, એટલામાં પાસેના *એક ઘન લતાકુંજમાંથી એક ભયંકર વાઘે વિકરાળ ગર્જના કરીને* રાજપૂતાણી પાછી વળે ન વળે તેટલામાં તો તેના ઘોડાના પાછળના ભાગપર છલંગ મારી. પ્રસંગ પ્રાણપર આવી લાગ્યો હતો, તોપણ તે તરુણ રાજપૂતાણીના મુખમંડળમાં લેશ માત્ર પણ ભીતિની છાયા પ્રસરી નહિ. તેણે પોતાની ગર્દનપર પડેલા ધૂલિધૂસર કેશકલાપને મસ્તક હીલવીને એક તરફ કરી દીધો, એક વીર પુરુષ પ્રમાણે પોતાના મુખને ઉન્નત કર્યું, હોઠ ચાબ્યા અને અગ્નિકણોને વર્ષાવતી પોતાની દૃષ્ટિને વ્યાઘ્રના વક્ષઃસ્થળમાં સ્થિર કરી કમરપટામાંની કટારને કાઢીને તેને બળપૂર્વક વાઘના પડખામાં ઘોસી દીધી. કટારનો પોતાના શરીરમાં પ્રવેશ થતાં જ સમસ્ત અરણ્યને કંપાયમાન કરનારી ભયંકર ગર્જના કરીને તે વાઘ કેટલાંક પગલાં પાછળ હટી ગયો. પરંતુ નિમેષાર્ધમાં જ પુનઃ છેડાઇને તે પોતાના શત્રુપર હલ્લો કરવામાટે ઊછળ્યો. 'હવે અવશ્ય હું વાઘના પંજામાં સપડાઈ જવાની, આ સંકટમાંથી છૂટવાની આશા નથી;

વીર તરુણીનો પ્રાણાંતક સંકટમાંથી છૂટકો થયો. વાઘે પોતાની પહેલી છલંગ વેળાએ જ તરુણીના ઘોડાને તો ઘાયલ કરી નાખ્યો હતો અને બીજી વારનો હલ્લો પણ તેનાપર જ કરેલો હોવાથી ઘોડાનું શરીર લોહીલુહાણ થતાં તેને ભયાનક વેદના થવા લાગી અને તે કરુણોત્પાદક કર્કશ ધ્વનિ કાઢવા લાગ્યો. પોતાના પ્રિય અશ્વની એ અસહ્ય યાતના સહન થઈ ન શકવાથી રાજપૂત રમણીએ પોતાના હાથે જ તેને સદાને માટે યાતનામાંથી મુક્ત કરી દીધો. એ પછી પાછી વળીને તે પોતાના ઉપકારકને જોવા ગઈ, તો તે તો ત્યાંથી ચાલીને કેટલાક અંતરપર નીકળી ગયેલો તેના જોવામાં આવ્યો. ઉપકારકનો ઉપકાર માની ન શકાયો, એથી તેના મનમાં ઘણો જ ખેદ થયો. તથાપિ તેનું મુખમંડળ અને વસ્ત્રો આદિ તેના જોવામાં આવેલાં હોવાથી તે રાઠોડ કુલતિલક પુરુષ હોવો જોઇએ, એવું અનુમાન તેણે કર્યું. ક્ષણ બે ક્ષણ તે વિચારમાં મગ્ન થઈ ગઈ અને ત્યાર પછી એક દીર્ઘ દુઃખોચ્છ્વાસ નાખીને પોતાના પથમાં આગળ ચાલવા લાગી.

પરમેશ્વરે આ ભરતભૂમિને જો કોઈ પણ ભયંકર શાપ આપ્યો હોય, તો તે પરસ્પર વૈમનસ્ય અને પરસ્પર કુળદ્વેષનો જ છે ! આ ભરતભૂમિમાં જન્મતા લોકો પોતાના કુલધર્મને સાથે લઇને જ જન્મ ધારણ કરે છે, એમ કહેવા કરતાં તેઓ કુલદ્વેષ અને પરસ્પર વૈરભાવને લઇનેજ જન્મ ધારણ કરે છે, એમ કહેવું વિશેષ યથાર્થ અને સયુક્તિક છે ! જેમનું કુળ એક, જેમના પૂર્વજો એક જ ગૃહમાંના, જેમના મૂળ પુરુષોનાં શરીરમાં એકજ રક્તનું અભિસરણ થતું હતું, જેમના વંશજો કેટલાંક શતકોથી એક જ પ્રદેશમાં વસતા આવેલા અને જેમના પુત્રપૌત્રાદિ ભાવી વંશજો એક જ ભૂમિમાં સાથે વસવાના છે; તે એક જ કુળોત્પન્ન અને એક જ વંશોત્પન્ન પુરુષોમાં પરસ્પર વૈમનસ્યની કેટલી બધી વિપુલતા ! કેવળ એક બીજાના મુખનું અવલોકન પણ તેમને એક મહાભયંકર પાતક સમાન ભાસે છે. જ્યાં કેવળ એક કુળની જ આવી સ્થિતિ હોય, ત્યાર પછી ભિન્ન કુળ, ભિન્ન જાતિ, ભિન્ન પંથ અને ભિન્ન ધર્મ વચ્ચે તો પ્રેમભાવની આશા ક્યાંથી અને કેમ કરીને જ રાખી શકાય ? સુખમાટે-સત્ય સુખની પ્રાપ્તિમાટે આજે કેટલાંક શતકોથી ભારતવર્ષના ઉદ્યોગો ચાલ્યા કરે છે; પરંતુ સુખ સહવાસજન્ય છે-સમાગમજન્ય છે અને તે સહવાસ સ્નેહ તથા નિષ્કપટતાનો હોવો જોઇએ. બીજા સાથેનો હોય કે પોતપોતામાં હોય-ખુલ્લા મેદાનમાં હોય કે વાસેલા ઘરમાં હોય, પણ જ્યાં સુધી કલહ ચાલતો હોય છે, ત્યાં સુધી દેશ સુખી થયો અને તે ભૂમિમાં આનંદનો અધિકાર જામ્યો, એમ કદાપિ કહી શકાતું નથી.

રાજપૂતો એક જ પ્રાંતમાં વસનારા, ઉત્તમ કુળમાં જન્મેલા અને સગા ભાઈઓના વશજો. પૂર્વકાળમાં તેમની અતિશય સ્પૃહણીય અને પ્રશસનીય સ્થિતિ હતી કવિજને તેમના યશોગાન આવી રીતે ગાયેલાં છે —

"બહોત સો ચુકે, અબ તો જાગો, ઔર તનિક તો દેખો ફી —

'જિન વશોને જન્મ ચદ્ર સુરજસે પાયા,
જિન વશોને અસિકો પીઠ કભી ન દિખાયા
પરાક્રમોંસે નામ શ્રેષ્ઠ ક્ષત્રિયકા પાયા,
શીરા કટા પર કૃપાણ કરસે કભી ન હટાયા
પ્રાણ નામકે લિયે રણક્ષેત્રમેં ગૅવાયા,
જિનકી સ્રીને કીર્તિકાજ સુતશીષ કટાયા
જિન વશોને અપના વચન નહીં પલટાયા,
કહા શત્રુકો મિત્ર મિત્રહી બન બતલાયા
જિન વશોને વિદ્વ વિપ્રોંકો ભી પઢાયા,
જિન વશોને નિજકો દાનવ્રજ કહલાયા,
સ્વધર્મરક્ષાકાજ જિન્હોને ખૂન બહાયા,
જિનકા યશ બહુ ભાતિ કવીકોવિદ્ને ગાયા!

એવા એ ગુણવૈભવસપન્ન ધીર, વીર અને ઉદાર રાજપૂતોની પાછી હીન અને દીન સ્થિતિ કેમ થઈ વારુ? એનું કારણુ માત્ર એક જ ;, અને તે બીજું કાંઈ નહિ, પણ પરસ્પર દ્વેષ-ભયઙ્કર કુનદ્વેષ જ છે! પમે અત્યારે જે વાર્તા કહીએ છીએ, તે ચાર પાચ શતકપૂર્વની છે. રતુ એથી કેટલીક પેઢીઓ પૂર્વે જ વૈરભાવે રાજપૂત કુળમાં પોતાની વેડસ્થાપના કરી દીધી હતી! હાડા અને રાઠોડ એ ઉભય કુળમાં આજે ટલીક પેઢીઓથી ભયાનક વૈમનસ્ય ચાલતુ આવ્યુ હતું તેમના વારવાર ાુદ્ધ થતાં હતાં બન્ને એક બીજાનુ નિર્મૂનન કરવામાટે ટાંપીને બેઠા હતાં એક બે રાણીઓએ એ ઉભય કુળમાં મિત્રભાવ કરાવવાના પ્રયત્નો કર્યાં હતા, પણ એ પ્રયત્નોમાં તેમને માત્ર પોતાના પ્રાણની આહુતિ જ આપવી પડી હતી એ વિના બીજો કશો પણ લાભ થયો નહોતો.

હાડા કુળના અધિપતિ ઠાકોર બનભદ્રસિંહની એક અતિશય રૂપવતી અને શૌર્ય તથા વીરતામા પુરુષની બરાબરી કરનારી એક કન્યા હતી રાજપૂતોમાં સ્ત્રીઓના પડદો ભયકર બદિવાસ જેવો જ હોય છે પરતુ માનિનીદેવીના પુરુષોચિત સ્વભાવને લીધે તેને એ બદિવાસ વધારે ભોગવવો પડતો નહોતો તે ઘણીકવાર પોતાના પિતાની રાજસભામા આવીને બેસતી અને પિતાને રાજકારણમાં કેટલીક સલાહ પણ આપતી હતી માનિનીકુમારી સ્ત્રી જન્મી હતી એટલું જ! બાકી શૌર્ય અને પરાક્રમ આદિ વીરોચિત ગુણોમા તેણે મોટા મોટા રાજપૂત નર

વીરોને પણ અધોમુખ બનાવી દીધા હતા. રાજપૂતોમાં પુત્રસંતાનને શુભ અને શ્રેષ્ઠ માનવામાં આવે છે અને કન્યાને અમંગળકારક જાણીને તેનો વધ કરવાની રૂઢિ તે સમયમાં કેટલાક રાજપૂત કુળોમાં હતી. એ ભયંકર રૂઢિ બ્રિટિશ કાયદાએ બાલહત્યાનો પ્રતિબંધ કર્યો, ત્યાં સુધી ચાલતી હતી. ઠાકોર બળભદ્રસિંહને, પુત્રને બદલે કન્યાની પ્રાપ્તિ થઈ, એથી બહુ જ ખેદ થયો; પણ પછીથી તે કન્યા વીર પુરુષ સમાન નિપજવાથી અને એ એક જ સંતાન હોવાથી તેને તે પુત્ર સમાન જ માનવા લાગ્યો.

માનિનીદેવીના પાણિગ્રહણમાટે અનેક મોટા મોટા રાજકુમારો તરફથી માગણીઓ આવતી હતી; પરંતુ તેમનામાંનો એક પણ રાજકુમાર તે વીરવનિતાને વર તરીકે પસંદ પડ્યો નહિ. તેના લાવણ્ય અને શૌર્યના વર્ણને રાજકુમારોને ગાંડા બનાવી મૂક્યા હતા. બાલ્યવયને ઓળંગીને હવે તે યૌવનદશામાં આવી હતી; છતાં અદ્યાપિ કોઈ પણ વર પસંદ ન પડવાથી તેના પિતાએ પણ તેના લગ્નમાટેનો વધારે હઠ ધર્યો નહોતો.

વ્યાઘ્રના મુખમાંથી માનિનીકુમારીનો બચાવ કરીને તે રાઠોડ તરુણ પોતાના ઘોડાને દપટાવીને વધારે દૂર ગયો નહિ હોય, એટલામાં બલભદ્રસિંહ પોતાની વીરકન્યા પાસે આવી લાગ્યો. તે આવ્યો તે માર્ગની બીજી તરફના માર્ગે તે તરુણ ગયેલો હોવાથી અને તે તેના જોવામાં આવેલો હોવાથી તે કોણ હતો અને તેનું નામ શું હતું, એ સર્વ બલભદ્રસિંહના જાણવામાં આવી ગયું. વૃદ્ધ હાડારાજ પોતાની કન્યા સમક્ષ આવી પહોંચ્યો, તે વેળાએ તેની મુખમુદ્રા બહુ જ ખિન્ન થયેલી હતી, અને તે માનિનીકુમારીના જાણવામાં આવ્યા વિના રહી નહિ. વાઘના મુખમાંથી પોતાનો પુનર્જન્મ થયો, એ વિશે પિતાને આનંદ ન થતાં વિરુદ્ધપક્ષે તેની મુદ્રા ખિન્ન અને તિરસ્કારયુક્ત શા કારણથી થયેલી છે, એના રહસ્યને તે ચાણક્યબુદ્ધિ બાળાએ તત્કાળ જાણી લીધું. પિતા કે પુત્રીએ એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર કર્યો નહિ બલભદ્રસિંહની સાથેના એક અનુચરે પોતાના અશ્વને આગળ કર્યો અને તેનાપર આરૂઢ થઇને માનિનીકુમારી પિતા સાથે પોતાના નિવાસસ્થાનમાં આવી લાગી.

માનિનીકુમારીએ તે રાઠોડ તરુણને ભૂલી જવાનો ઘણોય યત્ન કર્યો, પરંતુ તેની પ્રતિમા તેના અંતઃકરણમાંથી નીકળી શકી નહિ. તેની ભવ્ય મુદ્રા, તેજસ્વી નેત્ર, અતુલ શૌર્ય અને અસાધારણ સાહસ આદિ સર્વ એક સરખાં તેની દૃષ્ટિ સમક્ષ નૃત્ય કરવા લાગ્યાં. કોઈ વાર જાણે તે અશ્વારૂઢ થઈ પોતાના પ્રિયકર સાથે રહી શત્રુને સંહારવાના કાર્યમાં નિમગ્ન થઈ છે; કોઈ વાર જાણે એક જ અશ્વપર આરૂઢ થઇને

તે બન્ને શિકાર કરીને પાછાં ફર્યાં છે, અને કોઈવાર તેના કંઠમાં હસ્ત- નાખીને જાણે તે તેને યુદ્ધમાં જવાની અનુમતિ આપતી હોયની! એવાં નાના પ્રકારનાં સ્વપ્નો માનિનીકુમારી જોવા લાગી અહર્નિશ તે રાઠોડ તરુણની પ્રતિમા માનિનીકુમારીની દૃષ્ટિસમક્ષ અચળ રહ્યા કરતી હતી. જેમ જેમ તેના વિસ્મરણનો તે વધારે પ્રયત્ન કરતી હતી, તેમ તેમ તેની દૃઢ શરીરયષ્ટિ, વિલોલ અભયપૂર્ણ નેત્ર, નિશ્ચલ પક્ષ્મ પંક્તિ અને તેની તલવાર ચલાવવાની આશ્ચર્યકારક વેગશીલતા, એ સર્વ વધારે સ્પષ્ટતાથી તેનાં નેત્રો સમક્ષ આવીને ઊભાં રહેતાં હતાં પોતાની હૃદયસ્થ ધ્યાનમૂર્તિનાં દર્શનનો પુન લાભ લેવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. આ કાર્ય સુલભ નહોતું–વાઘના મુખમાંથી છૂટીને તે નરવ્યાઘ્રના મુખમાં પડવાનો પ્રયત્ન કરતી હતી, એ જો કે તે સારી રીતે જાણતી હતી, છતાં એની તે શૂર અને સાહસમયી માનિનીદેવીને જરા પણ ભીતિ નહોતી

પોતાની કન્યાની હીલચાલપર હવે બનભદ્રસિંહ વધારે દેખરેખ રાખવા લાગ્યો તે શું કરે છે, ક્યાં જાય છે અને શી વાતચીત કરે છે ઇત્યાદિ તેની પ્રત્યેક કૃતિપર સૂક્ષ્મ દૃષ્ટિ રાખવાની તેણે તેની દાસીને ગુપ્ત આજ્ઞા આપી દીધી તથાપિ માનિનીદેવીએ તે તરુણના શોધ- માટે ચારે તરફ ગુપ્ત દૂતોને મોકલવાની બધી વ્યવસ્થા કરી દીધી, પરંતુ તે દૂતોના મુખથી કશી પણ આશાજનક વાર્તા સાંભળવામાં આવી નહિ છતાં એથી નિરાશ થવાને બદલે તેણે વિશેષ પ્રયત્નોનો આરંભ કરી દીધો માનિનીદેવીપર આવેલા તે પ્રાણસંકટને કેટલામધા દિવસો વીતી ગયા હતા, છતાં તેના પિતાની વક્ર થયેલી ભ્રૂકુટી લેશમાત્ર પણ સરળ થઈ નહોતી. વાઘના મુખમાંથી તેનો છૂટકો થયો, એ બનાવનો જો કોઈ તેની આગળ ઉચ્ચાર કરે, તો તેથી બનભદ્રસિંહના મુખમંડ- ળમાં દુઃખની અધિક છાયા છવાતી અને તેમાં નિષ્ઠુરતા, ક્રૂરતા તથા તિરસ્કાર આદિ સ્પષ્ટતાથી દૃષ્ટિગોચર થતા હતા. પોતાના પિતાના એ દુઃખ્યાકુળ અને ખિન્ન મુખમંડળને જોઇને માનિનીકુમારીના હૃદ- યમાં પણ દુઃખ તથા શોકનો સંચાર થતો હતો, છતાં પણ કોણ જાણે શા કારણથી તે પોતાના ઉદ્દિષ્ટને પોતાની દૃષ્ટિથી કિંચિન્માત્ર પણ દૂર કરી શકતી નહોતી. એ જ નિસર્ગનો પ્રભાવ અને પ્રણયની વિલક્ષણતા

પ્રભાત થવા પછી એક પ્રહર જેટલો સમય વીત્યો હતો આરા- વલી પર્વતની તળેટીમાંની વનરાજીમાંની એક ઘાટી ઝાડીમાં દશબાર ક્રૂર અને ભયંકર પુરુષો એક ઘોડેસ્વારપર ચારે તરફથી હલ્લો કરવાના કાર્યમાં રોકાયલા હતા. તે દશબાર મનુષ્યોના પ્રહારોનું પ્રહારથી જ

ઉત્તર આપવાનો તે ઘોડેસ્વાર યત્ન કરતો હતો; પણ બાર નાગી તલવારે સમક્ષ કેવળ એક જ તલવારનું શું ચાલી શકે વારુ? ઘોડેસ્વારની પરા ક્રમશીલતા જો કે અસાધારણ હતી, પરંતુ તેના શત્રુઓ પણ કાંઈ સાધારણ નહોતા. હથિયારોનો એક સરખો ખણખણાટ ચાલતો હતે અને ઘાપર ઘા પડતા હતા. ઘોડેસ્વારનો સફેદ પોશાક અને તેનું ગૌર વર્ણ મુખમંડળ રક્તના લેપથી રાતાંચોળ થઈ ગયાં હતાં. તે અસહાય લઢીને થાકી ગયેલા અને શરીરમાંથી અતિશય રક્ત જવાથી અ મૂર્છિત થયેલા ઘોડેસ્વારના કંઠપર શત્રુ પક્ષના નાયકની તલવાર પડી તેનું મસ્તક ધડથી જૂદુ થવાની તૈયારીમાં હતું, એવામાં સૂં........ કરતું એક તીર આવીને તે નાયકના કંઠમાં પેસી ગયું અને આરપા નીકળી ગયુ! દુઃખનો ચીત્કાર કિંવા અન્ય કોઈ પણ પ્રકારનો શબ ન કરતાં તે નાયક ધડાક દેતો કે પૃથ્વીપર પછડાઈ પડ્યો અને આ લોકને ત્યાગી ગયો. તેના અનુયાયિજનોએ આસપાસ નજર દોડાવી તે કેટલાક ઘોડેસ્વારો ત્યાં આવતા તેમના જોવામાં આવ્યા. બે ત્રણ બીજ બાજુએ આવીને બીજા પણ બે ત્રણને સ્વર્ગવાસી બનાવી દીધા અ તેથી બાકીનાઓ જીવ લઈને ત્યાંથી પલાયન કરી ગયા.

નવીન ઘોડેસ્વારો તે સ્થળે આવી પહોંચ્યા. ત્યાં ચારેકોર રક્તન વિસ્તાર થયેલો હતો અને ત્રણ મનુષ્યોનાં શબ પડેલાં હતાં. તે ઘોડે સ્વાર માત્ર શરીરમાં થયેલા જખમોની વેદનાથી પીડાતો પડ્યો હતે એ નવીન આવેલા સ્વારોના અગ્રભાગમાંની ઘોડેસ્વાર તરુણી પોતાન ઘોડાપરથી નીચે ઉતરી પડી અને તરત પોતાની ઓઢણીને ફાડીને તેવ તે ઘોડેસ્વારના જખમો બાંધી દીધા. તે જખમો ઘણા જ ઊંડા અ મર્મસ્થાનમાં પડેલા હતા. પોતાપાસેની એક લીલી વનસ્પતિનો રસ તરુણીએ તેના જખમોપર નિચોવ્યો અને બદકમાંથી પાણી લઇને તે મુખપર છાંટયું. લગભગ એક કે દોઢ ઘટિકા પછી તે ઘાયલ ઘોડેસ્વા પોતાની આંખો ઊઘાડી, અને તે જોઇને તે તરુણીના હૃદયમાં કાંઇ સંતોષ થતો દેખાયો. તે યુવતીના મુખમંડળમાં થતા વિકારોથી તરુણને તેણે ઓળખેલો હોવો જોઇએ, એમ સ્પષ્ટ દેખાતું હતું. તેણે પોતા સાથેના સ્વારોમાંના એકને પાલખી અને ભોઇઓને લાવવાની આજ્ઞા આપી. તેની પાલખી જંગલના બહારના ભાગમાં તૈયાર જ હતી. તે આવતાં તેમાં સુવાડીને તે તરુણને તે પોતાના નિવાસમંદિરમાં લઈ આવી.

એ શૂર તરુણી કોણ હોવી જોઇએ, એ તો વાચકો જાણી ગયા હશે જ. માનિનીકુમારી પોતાના પિતા સાથે આજે પણ એ અરણ્યમાં શિકાર કરવાને આવી હતી. તેના પિતા અરણ્યના બીજા

બાગમાં મૃગયા કરતો હતો અને માનિનીદેવીએ પોતા સાથે કેટલાક સ્વારોને લઇને અરણ્યના તેથી ભિન્ન બાગમાં મૃગયામાટે પ્રવેશ કર્યો હતો. તળેટીમાંથી એક ટેકરીપર ચડતાં તલ્વારોનો ખણખણાટ તેના સાંભળવામાં આવ્યો અને તેથી તેણે પોતાના ઘોડાને એક બાજૂએ લઈ નમીને જોયું તો એક બહાદુર તરુણ ઘોડેસ્વારપર દસબાર બળવાન્ લુટારાઓ તલ્વારો ચલાવતા તૂટી પડેલા તેના જોવામાં આવ્યા. તેણે તત્કાળ ધનુષ્યની દોરી ચડાવીને તે લુટારાઓના નાયકપર એક તીર છોડ્યું. એ પછી શો પ્રકાર થયો તે તો ઉપર વર્ણવેલો જ છે. જે રાઠોડ તરુણના દર્શનમાટે માનિનીકુમારી દિવસ અને રાત તડફડ્યા કરતી હતી, જે આસન, ભોજન, શયન અને સ્વપ્નમાં મૂર્તિમાન્ દેખાયા કરતો હતો, જેના દર્શનમાટે તેણે પોતાના પિતાના ક્રોધની પરવા કરી નહોતી અને જેના શોધમાટે તેણે કરેલા સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા હતા; તે જ તરુણ આજે વિલક્ષણ યોગથી વિલક્ષણ સ્થિતિમાં તેના જોવામાં આવ્યો; એટલું જ નહિ, પણ જીવનદાનમાટે તેના આશ્રયમાં આવી પડ્યો!

લગભગ મધ્યાહ્નસમયે તે પાલખી અને તેની સાથેના લોકો રાજમંદિરમાં આવી પહોંચ્યા. ઠાકોર અવસરસિંહ થોડી વાર પછી અરણ્યમાંથી મૃગયા કરીને પાછો આવ્યો. પોતાના જન્મવૈરી રાઠોડ કુળમાંના એક તરુણને પોતાની કન્યા પોતાના છત્રનળે લઈ આવી છે, એ વાર્તા સાંભળીને તે હાડાકુલપતિનું શરીર કોપાગ્નિથી બળીને ભસ્મીભૂત થવા લાગ્યું. અને વળી માનિનીને વાઘના મુખમાંથી બચાવનાર એ જ તરુણ હતો, એ વાર્તા જ્યારે તેના જાણવામાં આવી, ત્યારે તો તેના ક્રોધ, શોક અને તિરસ્કારનો અવધિ જ થઈ ગયો. છતાં પોતાની એ હૃદયવ્યથાને હૃદયમાં જ શમાવીને તેણે તે ઘાયલ મનુષ્યની યોગ્ય શુશ્રૂષા કરવાની પોતાના અનુચરોને આજ્ઞા આપી દીધી. માત્ર મનમાં તેણે તેને અનેક શાપ આપ્યા. "આ જખમો રુઝાઇને એ સારો થશે

જખમ બહુ જ ભયંકર હતા અને તેથી તે રાઠોડ તરુણના જીવવાની વધારે આશા હતી જ નહિ. તથાપિ માનિનીના અશ્રાંત પરિશ્રમને ઈશ્વરે યશ આપ્યો. કુમાર ભારતસિંહ દિવસે દિવસે સારો થતો ચાલ્યો. અદ્યાપિ જો કે તેનામાં ચાલવા જેટલી શક્તિ આવી ન હોતી, તથાપિ હવે શય્યામાં વધારે દિવસ પડી રહેવાની અગત્ય ન હોતી. પ્રથમ તો માનિની રાત્રિદિવસ તેની શય્યા પાસે જ બેસી રહેતી હતી, પણ પછીથી જેમ જેમ તે ઉઠવાબેસવા લાગ્યો, તેમ તેમ તેણે તેની પાસે આવવાનું ઓછુ કરી નાખ્યું. ઉભયને એકબીજાનો સહવાસ પ્રિય ભાસવા લાગ્યો. પણ ઠાકોર બલભદ્રસિંહની બીતિથી હવે માનિનીકુમારી રોગી પાસે વધારે આવતી જતી ન હોતી.

એક દિવસ માનિની ભારતસિંહ પાસે બેઠી હતી. એ સમયે ભારતસિંહ નિદ્રાને વશ થયો હતો અને માનિની તેના મુખમંડળને એક ધ્યાનથી જોયા કરતી હતી. એવામાં અચાનક તેના હૃદયમાં શોકને આઘાત થયો અને તે રડી પડી. કુમારે જાગૃત થઈને જોયું તો તેન નેત્રો અશ્રુભરિત દેખાયાં તેણે તેને દુઃખનું કારણ પૂછ્યું અને તેના બહ આગ્રહને વશ થઈ તેણે તે કારણ તેને જણાવ્યું. ભારતસિંહનાં નેત્રોમ પણ અશ્રુનો આવિર્ભાવ થયો.

તે કંપિત સ્વરથી કહેવા લાગ્યો, "મારા હૃદયની પણ એવ અવસ્થા થએલી છે. આજે સતત કેટલાક દિવસથી તારા પાણિગ્રહણને વિચાર મારા મનમાં પણ ઘોળાયા કરે છે; પણ એ આશાની સફળત આ જન્મમાં તો અશક્ય છે. તારો પિતા રાઠોડકુળ સાથે શરીરસંબં કરે, એ કદાપિ શક્ય નથી. હશે, ભગવાન્ એકલિંગજીની જેવી ઇચ્છા!' એમ કહીને ભારતસિંહે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

કુમારના એ શબ્દો સાંભળીને માનિનીકુમારીના મુખમંડળમ કાંઈક દૃઢતા, કાંઈક તિરસ્કાર અને કાંઈક નિરાશાની છટા પ્રસરી ગઈ તેણે પોતાનાં આંસુ લૂછી નાખ્યાં, હોઠ ભીડી દીધા અને એક અક્ષર પણ ન ઉચ્ચારતાં ઊઠીને ઊભી થઈ ગઈ. ભારતસિંહના હસ્તને તેણે પોતાના હસ્તમાં લીધો અને તેને પોતાના વક્ષ:સ્થળપર મૂકીને છોડી દીધો. ત્યાર પછી તે કુમારનાં ચરણોમાં મસ્તક નમાવી પાછું વાળી જોતાં વીજળીના ઝબકારાની પેઠે ત્યાંથી અદશ્ય થઈ ગઈ.

ઉપર્યુક્ત ઘટનાને લગભગ ત્રણ મહિના વીતી ગયા પછી એક દિવસ ઠાકોર બલભદ્રસિંહ દરબારમાં બેઠો હતો, એવામાં એક ઘોડેસ્વાર એક મોહોરબંધ કાગળ લઈને આવ્યો. બલભદ્રસિંહે તેને ઉઘાડીને વાંચવાનો આરંભ કર્યો અને તેના હાથ થરથર કંપવા લાગ્યા. તેનાં નેત્ર લાલચોળ

થઈ ગયાં ક્રોપના આવેશમાં તેણે પોતાની મૂછોને ઉખેડી નાખવાનો યત્ન કર્યો પત્રને વાંચીને તેણે તેના ટુકડે ટુકડા કરી નાખ્યા અને તે ટુકડાઓને પગતળે ચગદીને તે ઘોડેસ્વારના શિરચ્છેદની આજ્ઞા આપી દીધી ! એ વેળાએ પડદાની પાછળ બેઠેલી માનિનીકુમારીના લોચનમાંથી પણ અગ્નિકણો વર્ષવા લાગ્યા તેની મુખમુદ્રા સતપ્ત અને નિશ્ચયાત્મક દેખાવા લાગી તેના સર્વાંગમા કંપનો આવિર્ભાવ થયો ભારતસિંહે એ પત્રમાં માનિનીના હસ્તની માગણી કરી હતી

બલભદ્રસિંહે ગર્જના કરીને કહ્યુ કે,—"નીચ, કાળસર્પ, તારા કુળને જે ઉચિત હતુ તે જ તેં કરી બતાવ્યુ ! જેના છત્ર તળે તને પુનર્જન્મની પ્રાપ્તિ થઈ, જેના ગૃહમા તારી નિર્વાણોન્મુખ જીવનજ્યોતિ પુન પ્રકટી અને જેના ઉપકારના ભારથી તુ દબાયો, તેની જ આવી રીતે માનહાનિ કરવાને ઉદ્યુક્ત થયો ? પ્રાણદાનના ઉપકારનો આ બદલો ? ઠીક જ છે—રાઠોડ કુળમાં જ્યા બધા જ નીચ અને કૃતઘ્ન છે, ત્યા તુ જ એક અપવાદ કેમ હોઇ શકે વાર ?"

સભા વિસર્જન કરીને ઠાકોર ઉઠીને અદર અત પુરમા ગયો અને ત્યા તેણે પોતાની કન્યાની નાના પ્રકારે નિર્ભર્ત્સના કરી "હાડાકુળને કલક લગાડનારી તું અવદશા મારા ગૃહમા જન્મી, તેથી જ આજે અમને આ ભયઙ્કર અપમાન સહન કરવાનો પ્રસગ પ્રાપ્ત થયો !" આમ બોલીને તેણે તે પવિત્ર બાળાના શિરપર નાનાવિધ અનિર્વાચ્ય આરોપો મૂક્યા અને ઘણી જ ધમકીઓ આપી તેની ગર્જનાથી સમસ્ત રાજમદિર કપાયમાન થવા લાગ્યુ, પરતુ માનિનીની મુદ્રા તો શાત અને નિશ્ચલ જ હતી તેણે એક ઉષ્ણ શ્વાસવડે પણ પોતાની સ્તબ્ધતા અને શાતિનો ભગ થવા ન દીધો બલભદ્રસિંહે જતા જતાં વળી પણ તેને ચેતવણી આપી કે,—"અવદશા, આવતી કાલે પ્રભાત પર્યન્ત મને તારો નિશ્ચય જણાવી દેજે પણ એ ધ્યાનમાં રાખજે કે, જો પોતાના હઠને જ વળગી રહીશ, તો મારા પિતા તરીકેના સબધને દૂર રાખી ચાડાલના હાથે તારા શરીરના કકડેકકડા કરાવી શ્વાન અને શૃગાલોને તેની ઉજાણી આપીશ હુ વળી પણ તને ચેતવુ છુ કે, જો એ અધમાધમ વિશેના વિચારને મુન મનમા સ્થાન આપીશ, તો તેનુ ભયકર પરિણામ આવતી કાલે પ્રભાતમાં જ તારે ભોગવવુ પડશે !"

બીજે દિવસે ઠાકોર પોતાની કન્યાના મહાલયમા ગયો આગલા દિવસ કરતા આજે તેની મુદ્રા કિંચિત્ સૌમ્ય દેખાતી હતી, પણ તેમા કોપ તથા નિશ્ચયની લેશ માત્ર પણ ન્યૂનતા થઈ નહોતી બલભદ્રસિંહે આવતાની સાથે જ પોકાર કરીને કહ્યુ કે,—"છોકરી, ભૂલી જા—તે અધ-

મને સર્વથા ભૂલી જા! તે કાળસર્પ અને દુષ્ટ નરપિશાચના સ્મરણને બાળીને ભસ્મીભૂત કરી નાખ આ પવિત્ર સ્થાનને પાપભૂમિ બનાવનાર તેના અમગળ આગમનની ઇચ્છાને હૃદયમા સ્થાન ન આપ! તેણે મારુ નિમક ખાધેલુ હોવાથી મારા મનમા તેની પાસેથી વૈરનો બદલો લેવાની ઇચ્છા રહી નથી, પણ આપણા કુળને કલક લાગશે, એનુ સ્મરણ કર. આપણા કુળનો એ શત્રુ છે, માટે એને આપણા ઘરમા ન લાવ જ્યા સુધી મારી એક રક્તવાહિની શિરામાં પણ સ્ફુરણ હશે, જ્યા સુધી મારી બુદ્ધિમા ભ્રમ નહિ થાય અને મારું આત્માભિમાન નહિ લોપાય, ત્યાં સુધી આ હાડા કુળને કલંકિત કરનાર કૃત્ય હું કદાપિ થવા દેવાનો નથી! માનિની, વિચાર કર પોતાના પિતાના શબ્દને માન આપ, તેના શ્વેત કેશ તરફ કાંઈક નજર કર—"

અલભદ્રસિહનો કઠ રુધાઈ ગયો પણ દુ ખના વેગને દાબીને પુન કહેવા લાગ્યો કે,—"અને આટઆટલું કહેવા કરવા છતા પણ પુત્રી,—પણ તેમ થવાનું જ નથી! તારે તેને ભૂલી જ જવો જોઇએ કોઠ એક ભયકર વાઘને હુ ઘરમા લાવીને રાખીશ, પરતુ તે અધમ સાથે મારા કુળનો શરીરસબધ નહિ કરુ તે નહિ જ કરુ"

પિતાના ભાષણને સાંભળી લઇને માનિનીદેવીએ શાતિથી ઉત્તર આપ્યુ કે,—"પિતાજી, હુ કાંઇક ધીટતાથી બોલુ છુ, તેની ક્ષમા કરશો જેણે એકવાર મારા જીવનનુ રક્ષણ કર્યું છે, તેની હું આજન્મ ઋણી થઈ ચૂકી છુ, અને તેની જે ઇચ્છા હોય તે પૂર્ણ કરવાથી જ તેના એ ઋણમાથી હુ મુક્ત થઈ શકીશ—ઋણમુક્તિનો એ વિના બીજો કોઈ માર્ગ જ નથી તે વીર તરફે આપની આ દીન દુહિતાના હસ્તની યાચના કરેલ છે અને તેણે જ આ પ્રાણનું રક્ષણ કરેલું હોવાથી આ માનિનીનો સ્વામી તે જ છે! તેના પ્રેમ અને પરાક્રમને જોઇને અંત કરણથી હુ તેને જ વરી ચૂકી છુ! તેનો સ્વભાવ કેવળ લતાકુજમાં બેસીને મધુર વાર્તાલાપ કરવાનો નથી ભયકર અરણ્યમાં વ્યાઘ્ર તથા સિંહોની ભયકર ગર્જનામધ્યે તે સાહસથી ભૂસ્કો મારનાર પરાક્રમશીલ રાજપૂત તરુણ છે! સિતારના મજુલ તંતુધ્વનિથી તેનું હૃદય જો કે આર્દ્ર થાય છે, તે પણ રણશૃંગનો ધ્વનિ આવીને શ્રવણોમા અથડાતા જ તેના બધ ફટ ફટ તૂટી જાય છે! નહિ—પિતાજી, તેની પ્રતિમા આ હૃદયમાથી કદાપિ દૂર થવાની નથી. આપની આ અભાગિની કન્યાને ક્ષમા કરો—આમા મારો અપરાધ નથી. આ દોષ પ્રેમને ઉત્પન્ન કરનાર પરમાત્માનો જ છે."

"પણ પુત્રી, જેમ તેણે તારા પ્રાણ બચાવ્યા હતા તેમ તેં તેના પ્રાણ બચાવ્યા છે, એટલે ઉપકારનો બદલો ઉપકારથી વળી ગયો છે

તેના બચવાની જ્યાં લેશમાત્ર પણ આશા નહોતી, તેવા પ્રસંગે તેને આ રાજમંદિરમાં લાવીને તેં તેની શુશ્રૂષા કરી અને અહીંથી તે સારો આરોગ્ય થઈને પોતાના સ્થાને ગયો. બસ થઈ ચૂક્યું–ઉપકારનો બદલો તેના કરતાં વધારે બદલો વળી ગયો અને જો કાંઈ ઋણ અવશિષ્ટ રહ્યું હોય, તો તે ઋણ તેણે જ તને આપવાનું છે."

"સત્ય છે, પિતાજી! અને તે ઋણનો અવશિષ્ટ ભાગ આપની કન્યાને સુખી કરીને વાળી આપવાને તે તૈયાર છે. આપની કન્યા જે વેળાએ સંકટમાં સપડાઈ તે વેળાએ—"

"બસ–બહુ થયું. તું આ શબ્દો કોના સમક્ષ ઉચ્ચારે છે, તેનું તને સ્મરણ છે ખરું કે? અવદશા, પોતાના ઉજ્જવલ કુળને કલંક લગાડીને સ્વર્ગસ્થ પિતરોને નરકમાં મોકલવાની તારી ઇચ્છા છે કે શું? તારા આ ભયંકર કૃત્યને જોઈને આ મહાલયના પાષાણો પણ હૃદયભેદક વિલાપ કરવા માંડશે! પિતાની આજ્ઞા તે કંઈ પદાર્થ નથી, સમજી? મોહમુગ્ધ બની આવા અપમાનને સહન કરનાર આ બલભદ્રસિંહ નથી, એ ભૂલી ન જતી!"

એના ઉત્તરમાં માનિની કાંઈ પણ બોલી નહિ. પણ તેની એ સ્તબ્ધતા સંમતિદર્શક નહોતી, એમ તેની મુદ્રાને જોતાં સ્પષ્ટ જાણવામાં આવી શકતું હતું. બલભદ્રસિંહના ચાલ્યા જવા પછી દુઃખનો વેગ અસહ્ય થવાથી તે ડૂસકાં ભરીભરીને રડવા લાગી. પરંતુ કેટલીકવાર પછી વિવેકના બળથી પોતાના શોકને શમાવીને તે પોતાના મૂળ મનોરથને સિદ્ધ કરવાનો વિચાર કરવા લાગી. પિતાએ દર્શાવેલા ભયથી તેનો નિશ્ચય તિલમાત્ર પણ ન ડગતાં અધિક જ દૃઢ થયો. પિતાના ગૃહરૂપ બંદિવાસમાંથી છૂટવાનો તે કોઈ ઉપાય શોધવા લાગી. કેટલાક દિવસસુધી પોતાના મહાલયમાંથી તે બહાર નીકળી નહિ. દિવસ અને રાત તે શોક કિંવા વિચારમાં નિમગ્ન રહેવા લાગી. "જેને હું મારા અંતઃકરણથી વરી ચૂકી છું, જેનો મારામાં પ્રેમ છે, અને જે મારો યોગ્ય ભર્તા થાય એવો સંભવ છે, તેના બાહુમાં જઈ પડવાનો કોઈ પણ ઉપાય શોધી કાઢવો જ જોઈએ" એવા પ્રકારનું ચિંતન તે કરવા લાગી.

એક દિવસ માનિનીએ પોતાની વિશ્વાસપાત્ર એક દાસીને બોલાવીને તેને એક ચિત્ર આપી ભારતસિંહને હાથોહાથ પહોંચાડવાનું કહ્યું. એ ચિત્રમાં એક પારધી વાઘનાં જડબાંમાંથી એક હરિણબાલકને છોડાવે છે, એવો દેખાવ આલેખેલો હતો. ભારતસિંહ એ ચિત્રને જોતાં જ માનિનીના આશયને સમજી ગયો. તેણે એના ઉત્તરરૂપ એક બીજું ચિત્ર તે દાસીને આપ્યું અને તેમાં તે પારધીએ તે હરિણબાલકને પોતાની

બગલમાં મારી લીધું છે અને ઉપર એક ગરુડ ચક્રાકાર ભમ્યા કરે છે, એવો દેખાવ આલેખ્યો હતો. ગરુડના ભ્રમણવડે 'હું યોગ્ય પ્રસંગની માર્ગપ્રતીક્ષા કરું છું' એમ ભારતસિંહે સૂચવ્યું હતું. એવા જ પ્રકારનો એ ઉભય પ્રેમીઓ વચ્ચે બીજો પણ કેટલોક સાંકેતિક પત્રવ્યવહાર ચાલ્યા પછી અંતે જે ઉપાય યોજવાનો હતો તેનો નિશ્ચય કરવામાં આવ્યો.

પિતા અને પુત્રી વચ્ચે ઉપર વર્ણવેલો વિવાદ થયા પછી બલભદ્રસિંહે માનિનીપર કરડી નજર રાખવાનો આરંભ કર્યો હતો. માનિનીએ સ્પષ્ટ ઉત્તર આપવા છતાં તે પોતાના વચન પ્રમાણે જ વર્તશે, એવી બલભદ્રસિંહની લેશમાત્ર પણ ધારણા ન હોતી. બિચારો બલભદ્રસિંહ પોતાની પુત્રીના સ્વભાવને બરાબર ઓળખી શક્યો નહોતો, એમ જ એથી કલ્પના કરી શકાય. માની સ્વભાવની માનિની પોતાના કુળના અભિમાનને કદાપિ ત્યાગવાની નથી, એવો તેનો નિશ્ચય હતો. પોતાના કુળના યશને અવિચળ રાખવામાટે તે પોતાના સર્વ સ્વાર્થ અને મનોરથોનો ભોગ આપી દેશે, એવી જ તેની માન્યતા હતી. પરં વિરહવ્યાકુલ માનિની પોતાની વિરહમુક્તિના ઉપાયચિંતનમાં જ નિમ. હતી, એની તે બિચારા ભોળા રાજાને શી ખબર?

"सम्मानकुलशीलयोः सुवयसोः परायत्तयोः
परस्परविलोकनाकुलितचेतसोः प्रेयसोः ।
तनुत्वमनुविन्दतोर्बहुविधां व्यथां विन्दतो–
रशक्यविनिवेदना विरहवेदना वर्धते" ॥

એક દિવસ પિતા અને પુત્રી પોતાના સદાના નિયમ પ્રમાણે મૃગયા કરવાને અરણ્યમાં આવ્યાં અને જૂદી જૂદી દિશામાં વિભક્ત થઈ ગયાં. એવામાં એક ઝાડીમાંથી એક ચીતો નીકળ્યો અને માનિનીએ તેની પીઠ પકડી. ચીતો ઘણો જ મોટો અને ભયંકર હતો અને તેના શરીરમાં એક શિકારીના ભાલાની અણી ભોંકાઈ રહેલી હોવાથી વેદનાવડે તે ગાંડો બની ગયો હતો. રાજપૂત કુમારી નિર્ભયતાથી તેના પર ધસી ગઈ. ચીતો એકદમ ઊછળ્યો. તેણે ઘોડાના આગલા બે પગો વચ્ચે પ્રવેશ કરી નીચેથી તેનાં આંતરડાં બહાર ખેંચી કાઢ્યાં. રાજપૂત રમણી પણ તૈયાર જ હતી! તેણે એવી તો કુશળતાથી પોતાના તીક્ષ્ણ ભાલાનો તેની ગર્દનપર પ્રહાર કર્યો કે તત્કાળ બે ત્રણ ગુલાંટ ખાઈને તે ભયાનક પ્રાણીએ પોતાના પ્રાણને ત્યાગી દીધા. એ સમયનું માનિનીનું શૌર્ય અસાધારણ હતું. માનિની ઘોડાપરથી નીચે ઉતરી, ઘોડો જમીનપર પડી ગયો અને તે તેના જખમને જોતી હતી એટલામાં જંગલને ભેદીને એક ઘોડેસ્વાર ત્યાં આવી લાગ્યો. તેણે ઘોડાપરથી નીચે

ઊતરી માનિનીને ઘોડાપર બેસાડ્યા પછી પોતે પણ આગળના ભાગમા બેસી ઘોડાને દોડાવી મૂકયો. બલભદ્રસિંહ અને તેના અનુયાયિજનો જોતા જ રહ્યા અને તે એ કુમારિકાને લઇને જોતજોતામાં અદૃશ્ય થઈ ગયો. એ તરુણવીર બીજો કોઈ નહિ પણ ભારતસિંહ જ હતો, એવો બલભદ્રસિંહનો નિશ્ચય થયો. બલભદ્રસિંહને કોપાગ્નિથી પોતાનું શરીર બળી જતું જણાયુ; પણ શો ઉપાય? હવે તેમની પૂઠે પડવું વ્યર્થ હતુ. કારણ કે, માનિનીનું હરણ કરનાર પુરુષ બહુ જ દૂર જઇને અદૃશ્ય થઈ ગયો હતો.

મૃગયાના વ્યવસાયને ત્યાગીને બલભદ્રસિંહ પાછો પોતાના મંદિરમાં આવ્યો. તેણે પોતાની કન્યાને અનેક અભિશાપ આપ્યા, અને એ વૈરનો રાઠોડ પાસેથી બરાબર બદલો લેવાની ભયંકર પ્રતિજ્ઞા કરી. તત્કાળ રણશિંગા ફૂકીને તેણે આસપાસના યોદ્ધાઓને એકત્ર કર્યા. ત્રણ-સેં રાજપૂત વીરોએ આવીને ઠાકોરને જોહાર કર્યા અને તેમણે રાઠોડના કુળના ઉચ્છેદની પ્રતિજ્ઞા કરી. બલભદ્રસિંહે પ્રભાતમા કૂચ કરવાનો નિશ્ચય કર્યો આખી રાત તેને ઉંઘ ન આવી. તેને બદલો-પ્રતિશોધ એ વિના બીજું કાંઈ પણ દેખાતુ નહોતુ. તેના શરીરમાનુ શોણિત ઊકળ્યા કરતું હતુ, અને તેના મુખમાંથી શાપોની અખંડ ધારા વર્ષા કરતી હતી. મધ્યરાત્રિની વેળાએ તેણે દેવીના મંદિરમા જઇને 'ભગવતી ચામુંડે!' કહી ભયંકર બૂમ મારી અને તેને યોગ્ય બલિદાન આપ્યુ. બલિદાન મળતાં જ ત્યાંના પૂજારી બ્રાહ્મણે રાજાને જયપ્રસાદ આપ્યો અને તે લઇને બલભદ્રસિંહ પુનઃ પોતાના મહાલયમાં આવી લાગ્યો.

અરુણનો ઉદય થતાં જ પોતાના અલ્પ સૈન્ય સહિત બલભદ્રસિંહ રાઠોડના રહેઠાણ તરફ ઢાલ ફેરવીને નીકળ્યો. વાદ્યધ્વનિ ન કરતા તે શાંતિથી જ પોતાના સૈનિકોને ચલાવતો જતો હતો. સાયંકાળે તેણે એક વૃક્ષરાજીમાં પોતાની છાવણી નાખી અને ભોજન આદિ કરીને પ્રભાત પર્યન્ત સૈનિકોને વિશ્રાંતિ લેવાની આજ્ઞા આપી. તેણે પોતે અન્ન કે જળને હસ્તસ્પર્શ પણ કર્યો નહિ. કારણ કે, શત્રુ પાસેથી વૈરનો બદલો ન લેવાય ત્યાં સુધી અન્ન જળ ન લેવાની તેણે પ્રતિજ્ઞા કરી હતી. તે વૈરના-પ્રતિશોધના અગ્નિથી બળ્યા કરતો હતો. છતા લગભગ અર્ધ પ્રહરપર્યંત અત્યંત પરિશ્રમના યોગે તે પણ નિદ્રાધીન થઈ ગયો.

આકાશમા સ્વચ્છ ચંદ્રિકાનો વિસ્તાર થયો હતો. ચંદ્રમા પોતાનાં પ્રસન્ન કિરણોવડે સૃષ્ટિપર સુધા વર્ષાવતો હતો. નિર્વિકાર વનસ્પતિઓ તે સુધાનુ પ્રાશન કરતી હતી. પરંતુ તે ઠાકોરના તપ્ત હૃદયમા એ સુધાનું કાંઈ પણ પરિણામ થઈ શક્યુ નહિ.

પરન્તુ આજે ભારતસિંહના રાજભવનમાં આ શો અપૂર્વ આનંદ-કોલાહલ! સમસ્ત સદનને ધ્વજાપતાકાથી શૃંગારેલું છે, મંગળ વાદ્યોનો નાદ સંભળાય છે અને આજે વિવાહની મેજબાની હોવાથી રાઠોડના ગૃહમાં તેના આસગોસ જનો આવીને એકઠા થયા છે. રાજમહાલયમાં સર્વત્ર નાના પ્રકારના મનોરંજક ખેલો ચાલૂ છે. ક્યાંક સિતારના તારનો ધ્વનિ સંભળાય છે, ક્યાંક સારંગી અને કરતાલનો નાદ થાય છે અને ક્યાંક સંગીતનો આલાપ કરતા લોકો દેખાય છે. ભારતસિંહ અને માનિનીદેવીના અંતઃકરણો આનંદથી ઉભરાઈ ગયા છે–તેઓ શોક તથા વિષાદને ભૂલી ગયા છે.

એવી રીતે સર્વજનો આનંદમાં નિમગ્ન થએલા હતા એવામાં એક ગુપ્તચરે આવીને સમાચાર આપ્યા કે,–"હુડારાજ બલભદ્રસિંહ આપણાપર આક્રમણ કરવાને નીકળી ચૂક્યો છે અને જે સમય જાય છે તેમા અહીં આવી લાગશે." આ સમાચાર સાંભળીને તત્કાળ ભારતસિંહે મેજબાની, ગીત, વાદ્ય અને નૃત્ય આદિ પ્રકારોને બંધ કરીને યુદ્ધ-માટે તૈયાર થવાની સર્વને રણશૃંગના ધ્વનિદ્વારા સૂચના આપી દીધી. રાઠોડના અનુયાયિ વીરો સંખ્યામા જોકે થોડા હતા; પણ તેઓ સ્વામિ-કાર્યમાટે માથું આપનારા હતા. આખા દોઢસો સૈનિકો જ હોવા છતાં પણ શત્રુના બળ આગળ આપણે કેમ ટકાવ કરી શકીશું અને આ... પરિણામ શું થશે એ વિશેનો જરાય વિચાર ન કરતાં રાઠોડ વીર ભારતસિંહે પોતાના સૈનિકોને લઈને રણનાદ કરી નીકળવાની તૈયારી કરી નાખી. ભટ્ટ નારાયણે કહેલું છે કે —

"यदि समरमपास्य नास्ति मृत्योर्भयमिति युक्तमितोन्यत प्रयातुम् ।
अथ मरणमवश्यमेव जन्तो किमिति वृथा मलिनं यशः कुरुध्वम् ?" ॥

ભારતસિંહે દેવીના દર્શનનો લાભ લીધો અને પોતાની પ્રિય નવોઢા ભાર્યાની આજ્ઞા લેવામાટે તે અંતઃપુરમાં ગયો. વીરયોષિતા માનિની-દેવીએ તેના શરીરને કેસરિયા વસ્ત્રોવડે વિભૂષિત કર્યું, મહિલમાં તોરે નાખ્યો, ભાલમાં કેસરી તિલક કર્યો અને વીરગીત ગાતી કહેવા લાગી કે –

"મારા કેસરભીના કંથ હો! સિધાવોજી રણવાટ!
આભ ધ્રૂજે, ધરણી ધમધમે રાજ! વેરી ઘેરે રણનાદ!
દુદુભી બાજે મહારાજના હો! સામન્તના વીરનાદ!
મારા કેસરભીના કંથ હો!
આંગણ રણધ્વજ રોપિયા હો! કુંજર ડોલે દ્વાર!
બંદિજનોની બિરદાવલી હો! ગાજે ગઢ મોઝાર!
મારા કેસરભીના કંથ હો.

પૂર પડે, દેશ ડૂલતા હો! ડગમગતી મહોલાત!
કીર્તી કેરી કારમી, રાજ! એક અખંડિત ભાત!
મારા કેસરજીના કંથ હો!
નાથ! ચડો રણ ઘોડલે રે, હું ઘેર રહી ઝુરીશ!
બખ્તર વજ્રની સાંકળી હો! ભર રણમાં પાડવીશ!
મારા કેસરજીના કંથ હો!
આવતા ઝીલીશ બાણને હો! ઢાલે વાગીશ ઘાવ!
ઢાલ ફુટે મારા ઉરમાં, રાજ! ઝીલીશ દુશ્મન દાવ!
મારા કેસરજીના કંથ હો!
એક વાટ રણવાસની રે! બીજી સિંહાસન વાટ!
ત્રીજી વાટ શોણિતને સરિતે હો! શૂરના સ્નાનનો ઘાટ!
મારા કેસરજીના કંથ હો!
જય કલગીએ વળજો, પ્રીતમ! ભીંજશું ફાગે ચીર!
નહિ તો વીરને આશ્રમ મળશું, હો સુરગંગાને તીર!
મારા કેસરજીના કંથ હો! સિધાવોજી રણવાટ!

એ પછી પ્રિય પતિને આલિંગન આપીને રણમાં જવાની આજ્ઞા આપતા માનિની દેવી બોલી કે,—"વીર રમણ, વીરપુરુષોને યોગ્ય મુક્તિ આપીને જો ભગવાન્ એકલિંગજી આપને પોતાની સેવામાટે બોલાવી લે, તો આપે હજી સ્વર્ગમંદિરના દ્વારમાં પ્રવેશ નહિ કર્યો હોય, તેટલામાં તો આપની આ સહધર્મચારિણી માનિની આપ સમક્ષ આવીને હાજર થઈ જશે! પધારો, વીરપુરુષનો વિજય થાઓ!"

શત્રુના ઉત્પાતની દૃઢ પ્રતિજ્ઞા કરીને રાઠોડવીર ભારતસિંહ પોતાના મહાલયમાંથી બહાર નીકળ્યો.

હાડા અને રાઠોડ બન્નેના અલ્પસંખ્ય સૈન્યોનો મેળાપ થઈ ગયો યુદ્ધે ભયાનક સ્વરૂપ ધારણ કર્યું અને ઉભયપક્ષ હાથોહાથ આવી ગયા બન્ને રાજપૂત વીર હતા—એકના અંતઃકરણમાં વૈરનો અગ્નિ બળતો હતો અને બીજાના હૃદયમાં કોપનો અગ્નિ પ્રજળતો હતો 'મારવું કે મરવું' ના નિશ્ચયથી પ્રત્યેકે પોતાની તલવારને મ્યાનમાંથી બહાર કાઢી હતી પરંતુ બન્ને સૈન્યો માત્ર સમાનસંખ્ય નહોતાં. હાડા વીરોની સંખ્યા ત્રણસેંની હતી અને રાઠોડ વીરો તેમના કરતા અડધા હતા. ઉભયપક્ષના નરપુંગવો પોતાના શૌર્યનો અવધિ કરી રણક્ષેત્રમાં જીવન અર્પીને મુક્તિને પ્રાપ્ત કરતા હતા.

અનભદ્રસિંહ અત્યાર સુધી બીજી બાજૂએ રહીને લડતો હતો, તે હવે યુદ્ધના મધ્ય ભાગમાં આવ્યો અને જેને રક્તસ્નાન કરાવવામાટે તે આતુર થઈ રહ્યો હતો તેના આગળ ધસી ગયો. હાડારાજ અને રાઠોડ બન્ને અસામાન્ય વીર હતા તે ઉભયના દ્વંદ્વયુદ્ધને જોવામાટે

ઉભય પક્ષના લોકોએ થોડા વખતને માટે પોતાના યુદ્ધકાર્યને બંધ કરી દીધું. બલભદ્રસિંહ અને ભારતસિંહ ઉભય અદ્વિતીય વીર હોવા છતાં એક વૃદ્ધ અને બીજો તરણ હતો. લગભગ અર્ધપ્રહર પર્યન્ત દ્વંદ્વયુદ્ધ ચાલ્યું, પણ કોઇના પણ પરાજયનું ચિહ્ન દેખાયું નહિ. અચાનક ભારતસિંહની તલવારનો એક વાર બલભદ્રસિંહના શરીરમાં લાગ્યો. તેના શરીરપર બખ્તર હોવાથી જખમ ઊંડો તો ન ઊતર્યો, તથાપિ બલભદ્રસિંહ મૂર્છાગત થઈ ગયો. 'એ શત્રુ હોવા છતાં મારી પ્રિય પત્નીનો પિતા છે' એવા વિચારથી ભારતસિંહે તેના શરીરપર બીજો પ્રહાર ન કર્યો. તે બીજી બાજૂએ વળ્યો.

થોડી વાર પછી યુદ્ધનો અંત આવ્યો. અઢીસેં હાડા વીરો ઠાર થયા; અને રાઠોડોમાંથી કેવળ ભારતસિંહ વિના યુદ્ધની વાર્ત્તા કહી સંભળાવવાને બીજો કોઇ પણ અવશિષ્ટ રહ્યો નહિ. રાત્રિ થઈ હતી, એટલે ભારતસિંહ રણાંગણમાંથી પલાયન કરી ગયો.

ભારતસિંહે જે વેળાએ અરણ્યમાં પ્રવેશ કર્યો, તે વેળાએ થાકીને તે લોથપોથ થઈ ગયો હતો. શારીરિક ક્લેશ કરતાં માનસિક ક્લેશ તેને વધારે ત્રાસ આપતો હતો. તેના વીર અંતઃકરણમાં મર્માન્તિક વેદના થતી હતી. પોતાના સર્વ સહચર વીરોએ મુક્તિ મેળવી પણ તે એકલો જ પોતાનું કૃષ્ણ મુખ બતાવવાને જીવતો રહ્યો, એ વાર્ત્તા તેને અસહ્ય થઈ પડી. તે મનમાં દુઃખથી કહેવા લાગ્યો કે;—"ધન્ય તે મારા સહચર વીરો! અત્યારે સ્વર્ગદ્વારમાં સ્વર્ગીય સુંદરીઓદ્વારા તેમનું સ્વાગત થાય છે, અને હું મારા કૃષ્ણ મુખને છુપાવવામાટે આ અરણ્યમાં લપાતો ફરું છું!" અલ્પ સમયમાં જ તેના શારીરિક ક્લેશોનો લોપ થતાં એક પ્રકારના અદ્ભુત બળે તેના શરીરમાં સંચાર કર્યો. તેનું શોણિત સંતપ્ત થયું અને શિરાઓ તડાતડ તૂટવા લાગી. તેણે પોતાની તલવાર પર હાથ નાખ્યો અને 'ભગવાન્ એકલિંગજીનો જય!' એવો ધ્વનિ કરીને તેણે શત્રુસંહારની ભયાનક પ્રતિજ્ઞા કરી.

સ્વચ્છ ચંદ્રિકાનો વિસ્તાર થએલો હતો અને ભારતસિંહ ભટકતો ભટકતો ગહન અરણ્યમાં આવી લાગ્યો હતો. ત્યાં એક સિંહ તેની આગળથી પસાર થઈ ગયો. ભારતસિંહે પોકાર કરીને કહ્યું કે;—"ભાગ્યની પરીક્ષાનો આ યોગ્ય પ્રસંગ છે. આ સિંહપર આક્રમણ કરવું. જો મારા હાથે એ મરે, તો અવશ્ય મારો વિજય થવાનો અને મારી લાડકી તલ્વાર શત્રુને કંઠસ્નાન કરાવવાની અને જો આ સિંહ મને જ ઠાર કરી નાખશે, તો લજ્જાસ્પદ અને કષ્ટદાયક જીવનમાંથી મારી સદાને માટે મુક્ત થઈ જશે!"

ઢાલતલવારને સજ્જ કરીને તે સિંહના શરીરપર ધસી ગયો. વનરાજ પણ છેડાયો જ હતો—પોતાની ભીષણ દૃષ્ટિને તેણે ભારતસિંહના અવલોકનમા નિમગ્ન કરી હતી. તે ભીષણ ગર્જના કરતો પોતાના વિકરાળ મુખને વિકાસીને તેમાનાં દંતરૂપ ભયંકર શસ્ત્રોનું દર્શન કરાવતો હતો. પણ ભારતસિંહે એકદમ ધસારો કરીને તેના મસ્તકપર એવી તો સફાઇથી પ્રહાર કર્યો કે એકવાર ઊછળીને તે પશુશ્રેષ્ઠ ત્યાં જ ગતપ્રાણ થઈ ગયો. ભારતસિંહે તેના શબને જોઇને સ્મિત હાસ્ય કર્યું.

કાળની ચેષ્ટાનો કેવો અને કેટલો બધો વિલક્ષણ પ્રભાવ! ગઈ કાલે ભારતસિંહનું ભવન ગીતવાદ્યોના મંગળધ્વનિથી અને આનંદરવથી ગાજી રહ્યું હતુ; પણ આજે તે કેવુ શૂન્ય અને નિસ્તબ્ધ દેખાય છે! અગ્રદ્વાર બંધ હોઇને સર્વત્ર ભયંકર શાંતિનો વિસ્તાર થએલો છે. ભારતસિંહે એક, બે અને ત્રણ વાર દ્વાર ખખડાવ્યા, પણ તે બધનાં બંધ જ રહ્યાં. અંદરથી કોઇએ કાંઈ ઉત્તર પણ આપ્યુ નહિ. ગઈ કાલે જે ગૃહમાં તે આનંદકલ્લોલવતી સુખસરિતામા તરતો હતો, ત્યાં આજે તેનો પ્રવેશ થવો અશક્ય થઈ પડ્યો! એકવાર પુન તેણે બારણાં ખખડાવ્યાં, પણ વ્યર્થ!

સિંહનો સંહાર કરીને ભારતસિંહ મોટી આશાથી પોતાની પત્નીને મળવામાટે આવ્યો હતો રણાંગણમાંથી પરાજિત થઇને પાછા આવવામાટે માનિની દોષારોપ કરશે, એ વિશે તો તેના મનમાં સંશય હતો જ નહિ. પરંતુ તે તેનું તિરસ્કારયુક્ત અપમાન તો નહિ જ કરે, એવો તેનો નિશ્ચય હતો "જેની સાથેના પ્રેમસંબધના પ્રારંભને હજી આઠ પ્રહર જેટલો સમય પણ નથી થયો, તે નવોઢાના મનમાં પોતાના પતિને પાછો આવેલો જોઇને આનંદ થાય એ સ્વાભાવિક જ છે" એવી તેની ધારણા હતી. છતાં પણ બહુ જ ભયપૂર્ણ અને કંપિત હૃદયથી તે પોતાના રાજભવનમાં આવ્યો હતો. ઉત્તર ન મળવાથી તે વિચારમગ્ન થઇને ઊભો રહ્યો

પુનઃ એકવાર તલવારની મૂઠવડે તેણે જોરથી બારણુ ખખડાવ્યુ, અને એ વેળાએ તેના શ્રમની કાંઈક સાર્થકતા થઈ. "કોણ છે?" એ પ્રમાણે અંદરથી કોઇએ પ્રશ્ન કર્યો. ભારતસિંહે તે પ્રશ્ન કરનારના સ્વરને ઓળખી લીધો. તેનુ હૃદય આનંદ અને ભયના મિશ્રિત ભાવથી ધડકવા લાગ્યું.

"સુંદરિ, તારો પ્રિય કાંત; દ્વાર ઉઘાડીને તારા હૃદયવલ્લભનું સ્વાગત કર" ભારતસિંહે આશાપૂર્ણ વાણીથી ઉત્તર આપ્યુ.

"પણ યુદ્ધનો અંત શો થયો?" માનિનીએ નિશ્ચલ સ્વરથી પૂછ્યુ.

"એ દુર્ભાગ્યની કથા કહી સંભળાવવાને હું મિકલો જ અવશિષ્ટ

રહ્યો છું. મારા સર્વ રાઠોડવીરોએ રણક્ષેત્રમાં મુક્તિ મેળવી છે; અને કેવળ તારામાટે મેં મારા પ્રાણનું રક્ષણ કર્યું છે! પ્રિયતમે, દ્વાર ઉઘાડ."

"કોનામાટે?"

"તારા પ્રાણપતિમાટે!"

"મારા પ્રાણપતિ માટે દ્વાર ઉઘાડું? તેઓ તો ક્યારનાય સ્વર્ગમંદિરમાં જઇને વિરાજ્યા છે. તું તો કોઈ હીનવીર્ય અને રણાંગણમાંથી શત્રુને પીઠ બતાવી પલાયન કરી આવેલો કાપુરુષ જ છે! મારા વીર પતિ વિજય મેળવ્યાવિના કદાપિ પાછા આવે જ નહિ!!"

"શું, તુ, પોતાના પ્રિય પતિનો કે જેની સાથે ગઈ કાલે જ વિવાહશૃંખલાથી બંધાઈ છે, તેનો, તારા જીવિતેશ્વરનો, તારા શ્રેષ્ઠ સખાનો આવી રીતે તિરસ્કાર કરે છે?"

"જેણે મને પોતાની કુલવધૂના નામથી બોલાવી છે, તેણે તો અમૃતપ્રાશન કર્યું છે. તે વિજયશ્રીના રણક્ષેત્રમાંથી પલાયન કરીને અહીં આવે જ નહિ, એવો મારો દૃઢ નિશ્ચય છે! પોતાના વીર સહચરોનાં શિરોવડે રણભૂમિને શૃંગારીને માત્ર પોતાના શિરને કાયમ રાખી તે કલંકિત મુખ બતાવવાને અહીં આવે, એમ બનવું અશક્ય છે. મારા વલ્લભ રણભીરુ નથી! તે તો વીરપુરુષ રણરાજ છે! જા. માનિનીના બાહુનો તું કોઈ અપરિચિત પુરુષ છે, માટે ચાલ્યો જા! વીરસ્ત્રીના દ્વારમાંથી ટળી જા અને કાળું કર! વીરવનિતા તો વીરધર્મને ઉચિત આચરણ જ કરવાની!!"

પત્નીએ કરેલી એ નિર્ભર્ત્સનાથી ભારતસિંહનું હૃદય વિહ્વલ બની ગયું. દુઃખ, સંતાપ, અપમાન અને તિરસ્કાર આદિ વિકારોએ તેના અંતઃકરણમાં ભયંકર કોલાહલ મચાવી દીધો. તે કેવી આશાથી આવ્યો હતો; પણ તેની તે આશાનો ઉચ્છેદ થઈ ગયો. "માનિનીએ મને રણભીરુ કહ્યો, મારા મુખદર્શનનો અસ્વીકાર કર્યો, પ્રેમસંબંધને દેશવટો આપી દીધો; અને મારો તિરસ્કાર કર્યો, એટલું જ નહિ પણ મને ચાલ્યા જવાનું પણ સાફ સાફ જણાવી દીધું!" આ સર્વ ઘટનાના વિચારથી તેનું હૃદય અધિક શોકસંતપ્ત અને વ્યાકુળ બની ગયું. છતાં પણ એક વાર તેના દર્શનનો લાભ લેવાનો તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો; અને પુનઃ એકવાર દીનવાણીથી દ્વાર ઉઘાડવામાટેની પ્રાર્થના કરી. કેટલીકવાર સુધી તેની પ્રાર્થનાનું કાંઈ પણ ઉત્તર મળ્યું નહિ. તેનું મન શંકાશીલ થયું. તેણે પોતાના સર્વ બળને એકત્ર કરીને દ્વારને એક ભયંકર આઘાત કર્યો અને તેના યોગે દ્વાર તત્કાળ ઉઘડી ગયું. ભારતસિંહે ઉતાવળથી અંદર પ્રવેશ કર્યો. માનિનીદેવી ત્યાં તેના જોવામાં ન આવી. અને તે શય્યાસદનમાં ગયો, માનિની ત્યાં ન હોતી.

તે શયનમંદિરના બીજા ઓરડામાં ગયો ત્યાં દાસીઓ રડતી બેઠી હતી, પણ માનિની ત્યાં પણ જોવામાં ન આવી. ભારતસિંહે દાસીઓને પૂછ્યું, પણ તેમણે મુખથી કાંઈ પણ ન બોલતાં મા। રાજસદનના પાછળના આંગણા તરફ આંગળી બતાવીને સાંકેતિક ઉત્તર આપ્યું તે દોડતો પાછળના આંગણામાં ગયો અને ત્યાંના ભયંકર આદર્શને જોઇને સ્તંભિત થઈ ગયો!

ભારતસિંહના યુદ્ધભૂમિમાં જવા પછી માનિનીદેવીએ પોતાના અનુચરોને ચિતા રચી રાખવાની આજ્ઞા કરી હતી જો પતિવિશે કાંઇ પણ અશુભ વર્તમાન સાંભળવામાં આવે, તો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે પોતાના નશ્વર શરીરનું અગ્નિનારાયણને બલિદાન આપી દેવાનો તેણે દૃઢ સંકલ્પ કરી રાખ્યો હતો તેના પતિના સૈન્યબળ કરતા પિતાનું સૈન્યબળ અધિક છે, એ તે સારી રીતે જાણતી હતી, અને તેથી જ પતિના જીવન વિશે તેના મનમાં સ્વાભાવિક શંકા રહ્યા કરતી હતી

ભારતસિંહે જેવો આંગણામાં પ્રવેશ કર્યો, તેવી જ પ્રજ્વલિત ચિતાના મધ્ય ભાગમાં તેની પ્રિય પત્ની ઊભેલી તેના જોવામાં આવી જ્વાળા ભયંકરતાથી પ્રકટી ચૂકી હતી અને તેમાં માનિનીદેવી અવિચલ, સ્તબ્ધ અને ગંભીર મુદ્રા કરીને ઊભી હતી તેના નેત્રામાં દૈવી તેજ વિનસતું હતું ભારતસિંહે જ્યારે ચિતા સમીપ પ્રવેશ કર્યો ત્યારે એકવાર માનિનીએ તેની તરફ તુચ્છતાદર્શક દૃષ્ટિથી જોયું તેના વસ્ત્રો સળગવા લાગ્યા. અગ્નિ તેના કટિપ્રદેશ પર્યન્ત પહોંચી ગયો, તથાપિ તેણે ભય કિંવા શોકનું યત્કિંચિત્ પણ ચિન્હ બતાવ્યું નહિ ભારતસિંહ તેની સમીપમાં દોડી ગયો, પણ તે દેવીસ્વરૂપા સુંદરીએ તેને હાથવતી આવવાની ના પાડી તે જ્યાં ઊભો હતો ત્યાં જ સજ્જડ થઈ ગયો—જડમૂઢ બન્યો! માનિનીએ પોતાની દૃષ્ટિને તેના અવલોકનમાં લીન કરી દીધી—તેની દૃષ્ટિમાંથી

સૂકાઈ ગયું હતું અને અત્યારે તો હવે તેના નેત્રો ખદિરાંગાર પ્રમાણે લાલચોળ બની ગયાં હતા. તેનું હૃદય પાષાણ સમાન કઠિન થયું હતું

કૃષ્ણરાત્રિના અંધકારનો પૃથ્વીમાં પ્રસાર થયો હતો અને ભારતસિંહના અંત:કરણમાં પણ નિશાગત અંધકાર પોતાનો અધિકાર ચલાવવા લાગ્યો હતો. કોકિલાના સંગીત કરતાં શૃગાલોનો ધ્વનિ અત્યારે તેનાં શ્રવણોને વધારે પ્રિય ભાસતો હતો કોઈ એક લાગ સાધનારા દબાઇને ચાલતા વાઘ પ્રમાણે ભારતસિંહ અરણ્યમાં લપાતો છૂપાતો ચાલવા લાગ્યો. કેટલાક વખત પછી તે પોતાના શત્રુના તંબૂપાસે આવી પહોંચ્યો. એ સમયે ઠાકોર બલભદ્રસિંહ અને તેના સૈનિકો નિર્ભયતાથી ઘોરતા પડ્યા હતા. સર્વ રાઠોડ-ભારતસિંહ સુદ્ધાં—રણભૂમિમા મરાઈ ગયા છે, એવી જ તે સર્વની માન્યતા થયેલી હોવાથી સર્વત્ર નિ:સ્તબ્ધતા અને શાંતિ જ જોવામા આવતી હતી. અર્થાત્ કોઈ પણ પ્રકારના વિઘ્નવિના ભારતસિંહે ઠાકોરના તબૂમા પ્રવેશ કર્યો. તેણે તત્ક્ષણ પોતાની તલ્વારને મ્યાનમાથી બહાર કાઢી અને તેની અણીવડે બલભદ્રસિંહના અગપરની શાલને દૂર ઉડાવી દીધી. વૃદ્ધ હાડારાજે પણ જાગૃત થઇને પોતાની તલ્વારપર હાથ નાખ્યો, પણ તેના ઉઠવા પહેલાં જ ભારતસિંહની તલ્વારે પોતાના સ્વામીના મનોભાવને સિદ્ધ કરી બતાવ્યો! સારાંશ કે, હાડારાજનો સ્વર્ગવાસ થઈ ગયો.

તંબૂમાંના કોલાહલને સાંભળીને પ્રહરીઓએ ભયચકિત થઇને દગો દગો, એવો એક જ પોકાર મચાવી દીધો. ભારતસિંહે તે પ્રહરીઓમાંના ત્રણને તો ત્યાં ને ત્યાં જ સદાની નિદ્રામાં સૂવાડી દીધા. એટલામાં બહારથી દોડી આવેલા વીરોમાંના એકે પાછળથી ભારતસિંહની ગર્દનપર તલ્વારનો વાર કર્યો અને તે સાથે જ "પ્રિયા માનિની! આવ્યો!" એમ કહીને ભારતસિંહે પણ પ્રાણનું વિસર્જન કર્યું.

વાંચકો, અહીં આપણી પ્રસ્તુત વાર્તાનો અંત થાય છે. અને એક રાજપૂત કવિની વાણીમાં અમારી પરમેશ્વરને માત્ર એટલી જ પ્રાર્થના છે કે;—

"ક્ષત્રિય કરિકે સપ, પરસ્પર પ્રીતિ બઢાવે,
કપટ ભાવ તજિ સહજ સત્ય વ્યવહાર ચલાવેં,
દોષ કુસંગતિજાત ઇન્હોં કે તનસે છૂટેં,
સબહિ ચલેં સન્માર્ગ નિત્ય સુખ સંપતિ લૂટેં!"



# સૂણી અને મેઆર

## ( એક કચ્છી જનકથા )

( સંયોજક–કવિરાજ શ્રી જીવરામ અજરામર ગોર )

કોઈ દેશની પ્રજાને કોઈ ખાસ કારણને લીધે પોતાના દેશનો ત્યાગ કરવો પડે છે, તથાપિ તે પોતાનું સાહિત્ય પોતાની સાથે લઈ જાય છે. આ ન્યાયે કચ્છના વતનીઓ જેમાં મુખ્ય કરીને સમા રજપૂતો (જેમાંના ચોક્કસ વર્ગને હાલ "જાડેજા" કહેવામાં આવે તે) અને 'સમાતરી'ની સંતામાં આવતા બીજા રજપૂતો તથા તેમાંથી વટલીને મુસલમાન થયેલા લોકો અને કચ્છકાઠિયાવાડમાં વસતા લોહાણાઓ અને તેમાંથી થયેલા મેમણ તથા ખોજાઓનું કેટલાક સૈકા પહેલાં અનુક્રમે પંજાબ અને સિંધમાં વતન હતું. તેઓ પંજાબથી ઉતરીને સિંધમાં આવ્યા અને તેનો ઘણો ભાગ ત્યાં જ નિવાસ કરી રહ્યો, તે આજ પર્યંત સિંધી કહેવાય છે. તેઓ-માંના કેટલાક લોકો કચ્છમાં ઉતરી આવ્યા, તેઓ કચ્છી ગણાયા. એ સિંધી અને કચ્છી લોકોની ભાષા પ્રાંતિક શબ્દોના થોડા તફાવત સિવાય આજ પણ એક જ છે. તે જ કારણથી સિંધી અને કચ્છી ભાષાઓનું વાર્તાઓનું સાહિત્ય એક છે, અને તે બંને દેશોના લોકોને એક સરખી રીતે આનંદ આપે છે. સિંધથી આવી કચ્છમાં વસનારા આ લોકોમાંથી જાડેજા રજપૂતો, લોહાણા અને ખોજા જેઓ કાઠિયાવાડમાં જઈ વસ્યા, તેમણે પોતાની સ્વભાષાનો ત્યાગ કર્યો છે, તેઓ ગુજરાતી ભાષામાં પોતાનો વ્યવહાર કરે છે, પરંતુ ભાટિયા, ખત્રીઓ, મેમણો, મિયાણા અને બીજા કેટલાક મુસલમાન લોકો સૌરાષ્ટ્રમાં વસવા છતાં પણ હજૂ પોતાનો વ્યવહાર કચ્છી (સિંધી) ભાષાથી કરે છે. કાઠિયાવાડના રજપૂતો એ ભાષાને "જાડેજી ભાષા" કહે છે, અને તેનું સાહિત્ય ઘણા આદર અને આનંદથી સાંભળે છે.

આ સિંધી સાહિત્યની વાર્તાઓ જે મુસલમાન મીરો અને કચ્છી ભાટ ચારણો કરે છે, તેઓ પોતાનાં વાજિંત્રોના તાલ સુરથી તેને ખૂબ રસમય બનાવે છે. કચ્છના લોકોમાં જેમ જેમ ગુજરાતી ભાષાના વાંચન-લેખનનો પ્રચાર અને શોખ વધતો જાય છે, તેમ તેમ ઘણા લોકોના મુખપર રહેલા કચ્છી સાહિત્યનો નાશ થતો જાય છે. કચ્છના મધ્ય અને દક્ષિણ ભાગમાં જ્યાં વ્યાપારી લોકોનો મુખ્ય વસવાટ છે, ત્યાંના લોકો આ કચ્છી સાહિત્યથી લગભગ અજ્ઞાત છે, પરંતુ જાડેજા ઠાકોરો અને સરદારો તથા કચ્છના ઉત્તર ભાગમાં વસનારા મુસલમાન પશુપાલકોમાં

આ જાતના સાહિત્યનો ભારે શોખ આજ પણ કાયમ છે, અને આવા પ્રકારની વાર્તાઓ કરનારાઓનું પોષણ પણ તેમનાથીજ થાય છે.

આ જાતની વાર્તાઓમાંથી "સૂણી અને મેઆર" નામની અતિ પ્રસિદ્ધ અને લોક પ્રિય વાર્તા આજ ગુજરાતી વાચકવર્ગ સમક્ષ રજુ કરવા ધારી છે. સિંધી ભાષામાં સૂણી શબ્દનો અર્થ શોભાયુક્ત એવો થાય છે, તેથી તેનો સામટો અર્થ 'સુંદરી' એવો થઈ શકે અને મેઆર શબ્દનો અર્થ ભેંસોનો રખેવાળ અથવા પાળનાર, થાય છે. કચ્છી ભાષામાં ભેંસને 'મે' કહે છે. જેમ ગોવાળ-(કચ્છી ગોવાર) ગાયોનો પાળનાર તેમ "મેઆર" એટલે ભેંસોનો પાળનાર એમ અર્થ થાય છે. કચ્છી કે સિંધી ભાષામાં 'ળ' તથા 'ડ' ને બદલે ઘણીવાર 'ર' અક્ષર વપરાય છે.

ઘણી જનકથાઓના સમય અને સ્થળના સંબંધમાં લોકોના ભિન્ન ભિન્ન વિચારો અને માન્યતા હોય છે, તેમ આ "સૂણી અને મેઆર" ના સબંધમાં પણ છે. કેટલાક લોકો કહે છે કે-"આ આશક માશુક પંજાબ દેશમાં ચિનાબ નદીના કિનારાપર આવેલા ગુજરાત ગામમાં રહેતાં હતાં." બીજાઓનું કહેવું છે કે-"સૂણી સિંધની રહેનાર હતી." આ વાતના પૂરાવામાં તેઓ સિંધમાં શદાપુર ગામની નજીકમાં તેની કબર બતાવે છે. વળી કેટલાક એમ પણ કહે છે કે-"સૂણી સિંધુ નદીને કાંઠે હૈદરાબાદથી ૧૪ મૈલને અંતરે આવેલા 'હાલ્લપુર' ગામ પાસેના જંગલમાં રહેતી હતી અને હાલ પણ ત્યાં "સૂણીનું વન" એ નામનું એક જંગલ કહેવામાં આવે છે. આ સર્વ વાતોમાં પહેલી વધારે માન્ય રાખવા જોગ છે.

સૂણીના સમયને માટે કોઈ વાર્તા કહેનાર કે લેખક ચોકસ વખત બતાવી શકતો નથી. પણ જે વખતે આ વાત બની ત્યારે દિલ્હીના તખ્તપર મોગલ શાહનશાહ જહાંગીર ઉર્ફે આલમગીરનો પુત્ર શાહજહાન હતો, એ વાતને બધા સ્વીકારે છે.

સિંધના મહાકવિ અને ફિલાસોફર પૂજ્ય મહાત્મા સૈયદ શાહઅબ્દલતીફે પોતાની પ્રાસાદિક વાણીમાં જીવ તે આશક અને ઈશ્વર તે માશુક એવા ભાવાર્થનું જે વર્ણન કર્યું છે, તેમાં સૂણી અને મેઆરનું પણ ઉત્તમ સ્થાન છે. મહાત્મા શાહ અબ્દલતીફ અથવા સિંધી લોકો જેને શાહ ભિટાઈ નામથી ઓળખે છે, તે મેઆરનું નામ સાડ અથવા શાહ કહે છે અને સૂણીને તોડીને નામે પણ વર્ણવે છે.

મજકુર મહાત્મા પીર શાહ અબ્દલતીફ-ભિટાઈ, જેની ખ્યાતિ સિંધી લોકોમાં અદ્વિતીય છે, અને જેની દરગાહપર આજ પણ હજારે

લોકો જ્યારત કરવા જાય છે, તેમના "ચારિત્ર્ય, ધર્મ અને કવિતા." વિષે એક સિંધી વિદ્વાન્ મી૦ લીલારામ વતનમલ લાલવાણીએ જે અંગ્રેજી પુસ્તક લખ્યું છે, તેમાં સૂણીની વાર્તાપર સારો પ્રકાશ પાડવામાં આવ્યો છે; અને એવા એક કેળવાયલા વિદ્વાન્ પુરુષ, જે ખુદ સિંધના વતની છે, તેમનું લખવું બીજા સામાન્ય વાર્તા કહેનારાઓ કરતાં વધારે વજનદાર ગણી શકાય. તેથી જ સૂણીની વાર્તાના સંબંધમાં જે જે પાઠફેર છે, તેને ધ્યાનમાં લેવા છતાં અમે અમારી વાર્તાનો મુખ્ય ક્રમ એ વિદ્વાન્ પુરુષના લખવા પ્રમાણે ગોઠવ્યો છે. પરંતુ દિલગીરીની વાત એટલી જ છે કે, કોઈપણ વાર્તા સંબંધે લોકોમાં બોલાતું સિંધી સાહિત્ય એ વિદ્વાન્ ગ્રંથકારે મજકુર પુસ્તકમાં આપ્યું નથી, તેથી તે બાધને માટે અમારે વાર્તા કહેનારા મીરો વગેરેપર જ મુખ્ય આધાર રાખવો પડ્યો છે. આ વાર્તાને અંગે જે સિંધી સાહિત્ય આપવામાં આવ્યું છે તે સંપૂર્ણ છે, એવો અમારો દાવો નથી. પરંતુ અમારી શોધમાં જેટલું મળી શક્યું અને તેમાંથી વાર્તાને અંગે દાખલ કરવા યોગ્ય જણાયું, તેટલું જ માત્ર દાખલ કર્યું છે. આ અને એના જેવી બીજી અનેક વાર્તાઓના સંબંધમાં ઘણા સિંધી કવિઓએ કાફી તથા બેતોની સાંકળો જોડેલી છે, તેમાંની માત્ર શાહ લતીફની કવિતા જ શ્રેષ્ઠ દરજ્જો લઈ શકે તેવી છે. બાકી કોઇક કવિતાઓ સારી હોય છે, પણ સામાન્ય રીતે નિરક્ષર લોકોની જોડેલી કવિતા મનને આનંદ આપે તેવી ન હોવાથી તેને અમે ગ્રાહ્ય ગણી નથી. આ વાર્તા સંબંધી આટલી હકીકત પ્રસ્તાવનારૂપે ગુજરાતી વાચકવૃન્દ સમીપ રજુ કરી, હવે અમે વાર્તાના ક્રમપર આવીએ છીએઃ—

ઇસ્વી સનની સત્તરમી સદીની વચગાળે પંજાબમાં ચિનાબ નદીના કાંઠા સમીપ આવેલા ગુજરાત નામે ગામમાં તોલા અથવા તુલા નામે મુસલમાન કુંભાર રહેતો હતો. જો કે તેનો મુખ્ય ધંધો માટીનાં વાસણો બનાવવાનો હતો. તથાપિ તે સંખ્યાબંધ ગધેડાંઓ રાખી તે દ્વારા એક ગામથી બીજે ગામ અનાજ વગેરે માલ પહોંચાડી તેમાંથી ભાડાની સારી કમાણી કરતો હતો. તેમ કોઇવાર પોતાના પૈસાવડે માલ ખરીદીને એક ગામથી બીજે ગામ વેચી તેમાંથી સારો નફો મેળવતો. આ બે ધંધા ઉપરાંત તે સંખ્યાબંધ ભેંસો રાખતો હતો, અને તેના ઘીવડે પણ સારી કમાણી કરતો. આ પ્રકારના બે ત્રણ ધંધાઓને લીધે તેને કેટલાક નોકરો રાખવા પડતા. એકંદર આ નાના ગામડામાં તોલો કુંભાર સારો પૈસાદાર અને સુખી માણસ ગણાતો હતો.

આ આબરુદાર કુંભારનું કુટુંબ મોટું હતું. તેમાં એક ખૂબસૂરત

પુત્રીનો વધારો થયો. આ પુત્રીનું નામ પોતાના એક મુરશદ-ગુરુના કહેવાથી તોલાએ સૂણી પાડ્યું. તે નામ તેની ખૂબસુરતી પ્રમાણે પરિપૂર્ણરીતે લાયક હતું. સૂણી જેમ અસાધારણ સુંદર હતી, તેમ તેનામાં બુદ્ધિ અને સ્મરણશક્તિ પણ ઉત્તમ હતી. તે એટલા ઉપરથી સમજાશે કે, સાત વર્ષની નાની વયે તે આખું કુરાન વાંચતાં શીખી હતી. તે પોતાના નાના ખૂબસુરત અવયવોથી તથા તેના મધુર ભાષણ અને બુદ્ધિમત્તાથી તેને જોનાર સર્વ મનુષ્યોની પ્રીતિને પાત્ર થતી હતી.

સૂણીનો બાપ પૈસાપાત્ર માણસ હોવાથી ધર્મની કેળવણી ઉપરાંત તે જમાના મુજબ એક અમીરની પુત્રીને અપાય તેવી સર્વ કેળવણી તેને આપી હતી. ઉમર લાયક થતાં સૂણી એક દેવાંગના જેવી ખૂબસુરત દેખાવા લાગી. તેની ઉમર સોળ વર્ષની થવા આવી હતી, તેમ છતાં તેને લાયક વર ન મળવાથી હજૂ તેના બાપે તેને કુમારિકા જ રાખી હતી.

એમ કહેવાય છે કે, બુખારા શહેરમાં મિર્ઝાંઅલી બેગ નામનો એક ધનાઢ્ય મોગલ વેપારી રહેતો. તેની પાસે પુષ્કળ દોલત હતી, તેમ મોટી ઉમર સુધી ખુદાએ તેને કાંઈ ઓલાદ આપી નહોતી. કોઈ ઓલિયાની દુવાથી પોતાની ઉમેદ બર આવે, એટલા માટે તે ઘણી ખેરાત કરતો, ફકીરો અને ઓલિયા પુરુષોને હમેશાં જમાડતો, અને વસ્ત્રદાન વગેરે આપતો. છેવટ મિર્ઝાંઅલી બેગની છેક ૬૦ વર્ષની ઉમરે એક ઓલિયા ફકીરની દુવાથી એક ખૂબસુરત પુત્ર જન્મ્યો, તેથી તે ઘણો આનંદ પામ્યો, અને તેણે પુત્ર પ્રાપ્તિની ખુશાલીમાં પોતાની અર્ધી દોલત ખુદા અને તેના પાક પેગંબરના નામપર ખેરાત કરી દીધી, અને પોતાના પુત્રનું નામ ઇજ્જત બેગ પાડ્યું. વાર્તા કહેનારાઓનું કથન છે કે, જે દિવસે પંજાબના ગુજરાત ગામમાં સૂણીનો જન્મ થયો, તે જ દિવસે અને તે જ સમયે બોખારામાં ઇજ્જત બેગનો જન્મ થયો હતો. કેમ જાણે આ બંને વ્યક્તિઓને પરમેશ્વરે એક બીજાને માટે ખાસ બનાવી જ ન હોય!

મિર્ઝાંઅલી બેગ બોખારાનો એક આગેવાન વેપારી અને દોલતમંદ પુરુષ હતો. તેણે પોતાને વૃદ્ધ વયે પ્રાપ્ત થયેલા એકના એક પુત્રને રાજકુમારની તરબિયતથી ઉછેર્યો હતો અને તે જમાનાને અનુકૂળ એવી સર્વ પ્રકારની કેળવણી તેને આપી હતી. ઇજ્જત બેગ વાંચવા લખવાના હુન્નરમાં એક્કો હતો. ગાયન અને કવિતા એ તેની મુખ્ય શોખની વસ્તુ હતી. તે વાંસળી વગાડવાના હુન્નરપર એટલો બધો કાબૂ ધરાવતો હતો, કે મનુષ્યો ઉપરાંત પશુ પક્ષીઓ પણ તેના નાદપર વિમોહિત થતાં. આ સર્વ હુન્નરો ઉપરાંત તેનામાં ઉત્તમ પ્રકારનું લડાયક શૌર્ય હતું. તે તમામ પ્રકારના હથિયારોનો ઉપયોગ કરી જાણતો હતો, અને સોળ

વર્ષની નાની ઉમરમાં તે એટલો બધો કદાવર જણાતો કે, તેનાથી મોટી ઉમરના કસાયલા માણસો પણ તેની સાથે હાથ મેળવવાને સંકોચાતા હતા.

મિર્ઝાંઅલીબેગના સાહેબજાદાને મુસાફરી કરવાની અત્યંત આકાંક્ષા હતી. તેમાં પણ ખાસ કરીને હિંદુસ્તાન અને તેની રાજધાની દિલ્હીના દબદબાની તેણે ઘણી તારીફ સાંભળી હતી. હિંદના મોગલ શાહનશાહના વૈભવની તેણે જે અલૌકિક કહાણીઓ સાંભળી હતી, તે નજરોનજર જોવા, અને હિંદુસ્તાન જેવો રસાળ દેશનો જાતિ અનુભવ લેવા તે તત્પર થયો. આ મુસાફરી કરવાનો હેતુ કાંઈ વ્યાપાર કે નોકરી મેળવવાનો નહોતો, કેમકે તેના પિતા પાસે એટલી બધી દૌલત હતી કે, નીતિને રસ્તે ચાલે તો તેને પોતાને તો શું, પણ તેના વંશવારસોને પણ કમાવવાની જરૂર પડે નહિ. ઇજ્જત બેગ પોતાના પિતા પાસેથી હિંદની મુસાફરી કરવાની વારવાર માગણી કરતો, પણ પોતાના નાની ઉમરના પુત્રને તે દૂર દેશ મોકલવાને ઇચ્છતો નહિ. છેવટ જ્યારે ઇજ્જત બેગની ઉમર ૧૬ વર્ષની થઈ, અને તે સર્વ વિદ્યાકળા અને નિશાનબાજી તથા અંગકસરતના ખેલોમાં એક્કો થયો, ત્યારે તેણે પોતાના લાડકવાયા પુત્રની હોંસ પૂર્ણ કરવા માટે રજા આપી. તેની સાથે એક ખબરદાર નોકર આપ્યો, અને બન્નેની સવારી માટે એક કિંમતી ઉંટ લઈ દીધો, તેમ જ મુસાફરીમાં તેના મરતબા પ્રમાણે ખર્ચ કરી શકાય તેના અંદાજથી પણ વધારે પૈસાની રકમ આપી પુત્રને હિંદ તરફ વિદાય કીધો.

ઇજ્જત બેગ તથા તેનો નોકર જેનુ નામ હસન બેગ હતું, તે બન્ને ખુષ્કારાથી મન્જલ દર મન્જલ કરતા, રસ્તામાં આવતાં નવીન શહેરો, ગામો વગેરે જોતા, કેટલીક મુદતે હિંદુસ્તાનમાં આવ્યા. પંજાબનો રસાળ મુલક ઓળંગી તેઓ શાહજહાનની રાજધાની દિલ્હીમાં આવ્યા. આ મોગલોના શાહનશાહની સવારીઓ અને કચેરીઓ પણ જોઈ કેટલાક રાજદરબારમાં લાગવગ ધરાવનારા મોગલ જવાનોની મહેરબાનીથી આપણો ઇજ્જત બેગ ખુદ શાહનશાહ શાહજહાનની રુબરુ મુલાકાત કરવાને પણ ભાગ્યશાળી થયો. તેણે પાદશાહને સારો હદિયો અને યોગ્ય રકમ નજરાણા કરી પાદશાહે તેની અને તેનાં કુટુંબની ખેર આફિયત પૂછી, તથા જો તેની ઇચ્છા હોય તો પોતાના દરબારમાં તેના લાયકની નોકરી આપવાની પણ ઇચ્છા જણાવી. કેમકે આપણી વાર્તાનો નાયક ઇજ્જત બેગ અસાધારણ ખૂબસૂરત, તેમ જ કસરતબાજ, કદાવર ને જુવાન હતો. તેમ તેની વાતચીત કરવાની ચાલાકી અને સભ્યતા એટલી બધી મોહક હતી કે, તેના પ્રસંગમાં આવનાર દરેક મનુષ્ય તેને એક દોસ્ત તરીકે ચહાવા લાગતું. ઇજ્જત બેગે મહાન્ મોગલ શાહનશાહની આ

મહેરબાની અને માયા ભરેલી સદિચ્છાનો અતિ નમ્રતાથી ઉપકાર માનતાં અસ્વીકાર કર્યો, તેથી પાદશાહની તેના તરફ વધારે લાગણી દોરાઇ તેણે રાજસન્માન તરીકે તેને ઉમદા પોશાક આપ્યો, અને જ્યાં સુધી તે દિલ્હીમાં રહે ત્યાં સુધી તેની પાદશાહી પરોણા તરીકે મહેમાનદારી કરવાનો હુકમ આપ્યો. પાદશાહની આવી મહેરબાની અને કદરદાનીથી ઇજ્જત બેગ અતિશય ખુશ થયો. ફરી ઉપકાર માની, ઘણા માનથી અને અદબથી તેને નમન કરી, ત્યાંથી પોતાને ઉતારે આવ્યો. કેટલી મુદ્દત સુધી દિલ્હીમાં રહી તમામ જોવા લાયક સ્થળો તેણે જોયાં. એકંદર બુખારામાં તેણે હિંદ અને તેના પાયતખ્ત દિલ્હી વિષે જે કાંઈ સાંભળ્યું હતું, તેના કરતાં અહીં તેણે વધારે જોયું, અને અનુભવ મેળવ્યો. ખાસ કરીને હિંદુસ્તાનના શેહેનશાહની મુલાકાતથી તેની મુસાફરીને તે વિશેષરૂપે સફળતાવાળી સમજવા લાગ્યો. તેને બુખારા છોડે છ માસ કરતાં વધારે મુદ્દત થઈ હતી, તેથી હવે તેણે પોતાના વહાલા વતન તરફ વળવાનો વિચાર કર્યો. રસ્તામાં આવતા શહેરો જોતો જોતો તે ફરીથી પંજાબમાં આવ્યો, અને એક ખુશનુમા સાંજે ચિનાબ નદીના તટપર આવેલા ગુજરાત નામે ગામ નજીક રાતવાસો કરવાના ઇરાદાથી આવી પહોંચ્યો, કે જે ગામમાં સુણી પોતાના માબાપ સાથે રહેતી હતી.

ઇજ્જત બેગનો નોકર અને સલાહકાર હસન બેગ પોતાના શેઠ માટે ઉતારાનો બંદોબસ્ત કરી પોતે ગામમાંથી જોઇતી વસ્તુ અને એક માટીનો ઘડો લેવા ગયો. સૂર્ય અસ્ત પામવાનો સમય હતો. કુંભારને ત્યાંથી ઘડાની તપાસ કરતાં કરતાં તેણે એક નવજવાન નાજનિન જોઈ. તેને જોતાં જ તે ઘણો અજાયબ થયો. તેને પોતાના શેઠની ખૂબસૂરતી વિષે મોટો ગર્વ હતો, પણ જ્યારે તેણે આ છોકરીને જોઈ, ત્યારે તેને ભારે અસર થઈ. તેણે પેલા બુઢા કુંભારને આ બાઈ વિષે પૂછતાં જણાયું કે, તે તેની એકની એક પુત્રી હતી, અને તે હજી કુમારિકા જ હતી.

હસન બેગ પોતાને જોઇતો સામાન ખરીદ કરી ઉતારે આવ્યો. તે પોતાના શેઠ કરતાં ઉમ્મરે મોટો અને સ્વભાવે ભલો માણસ હતો. તે પોતાના શેઠનો તે ખેરખ્વાહ હતો. સાથે રહેવાથી શેઠ નોકરને એક મિત્રતાના જેવો પ્રેમ બંધાયો હતો. તેથી આવતાં વેંત જ તેણે પેલી ખૂબસૂરત કુંભારની છોકરી–સુણીની વાત, પરિણામનો વિચાર કર્યા વગર ભોળપણે પોતાના શેઠને અજાયબી તરીકે ઘણી તારીફ સાથે કહી સંભળાવી. ઇજ્જત બેગ સુણીની તારીફ સાંભળીને સ્વાભાવિક રીતે જ તેને જોવાને તત્પર થયો. પરંતુ તે વખત અંધારું થવા આવ્યું હતું, એટલે હસન બેગે જેમ તેમ કરીને તે વાત સવારપર મુલતવી રખાવી.

રાત્રે સૂણીને જોવાના ખ્યાલોમાં ઇજ્જત બેગને પૂરતી ઉંઘ પણ આવી નહિ, અને સવાર થઈ કે નહિ? એવી શંકામાં તે વારંવાર જાગી ઉઠતો. પરોઢ થતાંજ તે ઉઠ્યો, ને નિત્ય આવશ્યક કામથી પરવારી પરવારી ગામમાં જવાને તૈયાર થયો. તેના ભોમિયા તરીકે હસન બેગ તેની સાથે હતો. તેઓ તોલા કુંભારને ઘેર કંઈ માટીનાં વાસણો લેવાને બહાને ગયા. ભાગ્યવશાત્ સૂણી તે વખતે પોતાના ઉંબરાપર ઉભી હતી, અને તેનો બાપ બહાર ગયેલો હતો. સૂણીને જોતાંજ ઇજ્જત બેગ ઘણો ખુશ થયો, અને તેની ખૂબસૂરતીથી તેના તરફ આકર્ષાયો, તેમ તેની ખૂબસૂરતીથી સૂણી પણ અતિશય સાનંદાશ્ચર્ય પામી. લોઢું જેમ લોહચુંબક તરફ ખેંચાય છે, તેમ તેઓ પરસ્પર ખેંચાયાં, અને તે જ પળે તે બંનેએ એકબીજાને આ સંસારના સુખદુઃખના સાથી તરીકે મનમાંજ પસંદ કરી લીધાં. કેટલીક પળો સુધી ચાર આંખોએ પરસ્પર વિદ્યુત્ સંદેશા ચલાવ્યા, અને તેમાં ભાન રહિત જેવાં થઈ ગયાં. પરંતુ હસન બેગ જે કંઇક ઠરેલ પ્રકૃતિનો અને ડાહ્યો હતો, તે આ ઘટના જોઇને તેનો ભાવાર્થ સમજી ગયો. તેથી તરત બંનેને ચેતાવ્યાં, અને લોકલાજને સંભારવા સૂચના કરી વાસણો લેવા વગેરેની વાત કરી. આ પહેલી જ મુલાકાતમાં જ સૂણીએ ઇજ્જત બેગને બે ચાર સવાલો પૂછી, તેના સંતોષકારક જવાબો મેળવ્યા. હસન બેગ એક બે માટીનાં વાસણો સહિત પોતાના શેઠને સાથે લઈ ઉતારે આવ્યો.

ઉતારે આવ્યા પછી હસન બેગે જોયું તો પોતાના શેઠ ઉપર એક જાદુઈ મોહજાળના જેવી અસર થયેલી જણાઈ. તેણે સૂણીને સાથે લઈ જવાય તો જ બુખારે જવાનો, અને તેમ ન બને તો અહીં જ પોતાની જીંદગી પૂરી કરવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. હસન બેગે આ વાતથી પાછો હઠવા તેને ઘણો સમજાવ્યો. પણ ઇજ્જત બેગને ઇશ્કનો ઝખમ એવો કારી હતો, કે તે એની સમજુતીના મલમપટાથી સારો થાય તેમ નહોતું.

હસન બેગની નામરજી છતાં ઇજ્જત બેગે એક ઘર ભાડે લીધું, અને ત્યાં વસવાટ કરીને રહ્યો. દરરોજ કાંઈ ને કાંઈ વાસણો લેવાને બહાને તે તુલા કુંભારને ત્યાં જતો ને ત્યાં સૂણીનાં દર્શન અને મેળાપનો લાભ મેળવતો. બંનેનો પરસ્પર પૂર્ણ પ્રેમ બંધાયો. તેઓ એક બીજાને જીવસટે ચહાવા લાગ્યાં, પણ આ પ્રેમ જાહેર કરવાની તેમની હિંમત ચાલતી નહોતી. હસન બેગ આ વાતમાં સંગત ન હોવાથી સૂણીને ચોરીથી નસાડી જવાના કામમાં ઇજ્જતબેગ ફાવી શકે તેમ નહોતો. તેથી તે માત્ર સૂણીની છૂપી મુલાકાતોથી જ સંતોષ મેળવતો. આવી રીતે ચાલતાં

ઘણો વખત વીતવાથી ઇજ્જત બેગ પોતાની પાસેની તમામ રોકડ રકમ ખર્ચી ચૂકયો. એવા વખતમાં હસન બેગને તાવની બિમારી આવી, અને શર દીના તાવથી થોડા દિવસમાં તે મરણ પામ્યો. ઇજ્જત બેગે પોતાના વફાદાર નોકરને અવલ મજલ પહોંચાડ્યો, અને છેવટ પોતાની પાસે જે કિંમતી વસ્ત્રો અને હથિયારો હતાં, તે પણ વેચી નાંખ્યાં. તેને કિંમતી ઉંટ જંગલમાં ચરવા મૂકયો હતો, તેની સંભાળ ન લેવાથી ખોવાઈ ગયો, અને ઇજ્જત બેગે પોતાના ઇશ્કની લહેરમાં તેને શોધવાને કડાકૂટ કરી જ નહિ. ગુજરાતમાં આવી વસવાને થોડાક માસ થય એટલામાં તો આપણો ઇજ્જત બેગ એક રખડતા ફકીરની હાલતમ આવી ગયો. રખડવાથી તેની ખૂબસૂરતી પણ ઝાંખી થઈ અને વસ્ત્રોન અભાવે તે એક ખરેખરા ફકીરના જેવો જ દેખાવા લાગ્યો.

ઉછરતા ઉધમવાતી જવાનિયાઓ જેનો અસ્વીકાર કરે છે, ભાગ્ય કેવી વસ્તુ છે? એક ધનાઢ્ય અમીરનો સાહેબજાદો જે થો મહિના પહેલાં હિંદુસ્તાનના શાહનશાહની મહેરબાની અને પ્રીતિને પા થયો હતો, અને જેનો બાપ તેનું મોં જોવા માટે લાખોની દૌલત ખર ચૂકયો હતો, તે ખૂબસૂરત જવાન આજ હિંદુસ્તાનના એક ગામડામ રખડતા ફકીરની હાલતમાં આવી પડ્યો. તેની પાસે ખર્ચવાને બદ ખોરાક મેળવવાને એક ત્રાંબાનો નાનો સિક્કો પણ નહોતો. આવ વખતમાં ઘણા માણસો અલ્લાના નામનો આશ્રય લઈ ભિક્ષા માગે છે પરંતુ આ ખાનદાન અને શૂરવીર જવાનને ભીખ માગવા કરતાં હમે શને માટે ભૂખ્યા સુઈ જવું, એ વધારે યોગ્ય લાગતું હતું. ત્રણ દિવ સુધી તેણે માત્ર પાણી ઉપર પોતાના શરીરને રાખ્યું. ચોથે દિવસ તે તુલા કુંભારને ત્યાં નોકર રહેવા જવાનો વિચાર આવ્યો. તે તેની પાસે ગયો અને પોતાની તંગદસ્તી જણાવી, માત્ર પેટમાં ખોરાક મેળવવા બદલ નોકર રહેવાને વિનતિ કરી.

તોલા કુંભાર તેને થોડા માસથી ગામમાં જોતો હતો, અને તે એક પરદેશી મુસાફર તરીકે ઓળખતો હતો. તેણે આ જવાનની હકી કત લાગણીથી સાંભળી તેને દયા આવી, તેમ આવો સસ્તો નોક બીજો નહિ મળે, એમ ધારી તેણે તેને રાખ્યો, અને તેને પોતાન ભેંસો ચારવા અને તેની સંભાળ લેવાનું કામ સોંપ્યું. તે ધંધો તેણે ખુશીથી સ્વીકાર્યો. તે દિવસથી લોકો તેને 'મેઆર' એ સંજ્ઞાથી ઓળ ખવા લાગ્યા. તે ઘણું કરીને રાત્રિ દિવસ જંગલમાં જ રહેતો. જ્યારે ગામમાં આવતો ત્યારે સૂણી તેને જમાડતી, અને કોઇવાર તેને ભાત મોકલતી. મેઆરને વાંસળી વગાડવાનો પ્રથમથી જ ભારે શોખ હતો

ને આ ધંધામાં જંગલમાં રહી તે સૂણીનાં ઇશ્કનાં ગાયનો વાંસળીમાં તો. મેઆરની વાંસળીનો સુર એટલો મોહક હતો કે, પ્રાણી માત્ર ના તર્ફ આકર્ષાતાં સૂણી તેની બંસી સાંભળતી, ત્યારે પોતાના દેહનું ન ભૂલી જતી. એ રીતે સૂણી અને મેઆર પોતાની પવિત્ર પ્રેમ-ય જિંદગી સુખમાં ગુજારવા લાગ્યાં.

આપણો પૂર્વનો અમીર ઇજ્જત બેગ તે વર્તમાન મેઆર જ્યારે ારે ગામમાં આવતો ત્યારે ત્યારે પોતાની માશુક સૂણી સાથે કલાકોના કલાક જારતો, અને બન્ને એક બીજાના પ્રેમથી આનંદ પામતાં. મેઆરની સી અને તેના ઇશ્ક અને ફિલાસોફીની કવિતા જ્યારે સૂણી એક ત્તે સાંભળતી, ત્યારે તે સ્વર્ગના સુખને તુચ્છ ગણતી. પણ અફસોસની ત છે કે, આ તેમનું સુખ પણ ભાગ્યની દેવીથી સહન થઈ શક્યું હિ. કેમકે સૂણી અને મેઆરનો પ્રેમ ચુગલખોર લોકોથી છૂપો ી શક્યો નહિ. લોકોમાં તેમના પ્રેમની વાતો થવા લાગી, અને વાતો સૂણીના માતપિતાના કાન સુધી પહોંચી.

તોલા કુભારે પોતાની પુત્રી અને મેઆરના પ્રેમની વાત સાંભળી ારે તે ઘણો દિલગીર થયો; અને એક અજાણ્યા પરદેશી માણુસને ાશ્રય આપવાથી પોતાની આબરુને હાનિ થઈ, એમ તે પશ્ચાત્તાપ રવા લાગ્યો. તેણે પોતાની સ્ત્રી સાથે આ વાત કરી. આવી બાબ માં સ્ત્રીજાતિ વધારે ઉદાર સ્વભાવની થાય છે. તેણે સૂણીને મેઆર ાથે પરણાવી દેવાનો પોતાનો અભિપ્રાય આપ્યો. કેમકે મુસલમાનોનું ર્મશાસ્ત્ર આવી બાબતમાં કંઈ વાંધો બતાવતું નથી. તેમ પસંદગીનાં ગ્ન દુનિયામાં જેવી સફળતા મેળવે છે, તેવી સફળતા બીજી રીતે મળતી થી. પરંતુ હિંદુ લોકોમાં જેમ જ્ઞાતિભેદ વધારે પ્રબળ છે, તેમ હિંદના સલમાનો પણ તેમના ધર્મનું ફરમાન ન છતાં આવી બાબતમાં જ્ઞાતિ-દને માન આપે છે. તેથી તોલા જેવા પોતાની જાતમાં આબરુદાર નાતો કુભાર એક રખડતા પરદેશી ફકીર જેવાને પોતાની દીકરી પર ાવે, એ તેને બહુજ હલકું લાગ્યું. તેથી છેવટે તેણે મેઆરને પોતાની ાકરીમાંથી રજા આપી, અને તે સાથે તેને ગામ છોડી જવાની સખત ાકીદ આપી, અને ખુલ્લા શબ્દોમાં તેને જણાવ્યું કે, હવે પછી તે તેને ારણે આવશે, અથવા તેના ઘરની આસપાસ કિંવા ગામમાં પણ રખ-તો માલમ પડશે તો તેને પકડાવીને સજા કરાવવી પડશે. આ અપ-ાનથી મેઆર તે ગામ છોડી ચિનાબ નદીને પેલે પાર એક ઝુંપડું ાધીન ફકીરના વેષમાં જઈ રહ્યો. અહીં તેને અનાયાસે આવી મળે ારે આહાર કરતો, પણ કોઇની પાસે ભીખ માગવા જતો નહિ

કોઇને પોતાનું દુઃખ બતાવતો નહિ. નવરાશની વેળાએ તે માત્ર વાંસળી વગાડતો અને ઇશ્ક હકીકીનાં ગાયનો ગાતો. તેથી ઘણા લોકો દિવસે તેની પાસે જતા અને તેને ખાવાનું વગેરે આપતા અને તેનાં ગાયન સાંભળતાં. જ્યારે કાંઈ ખોરાક ન મળે ત્યારે તે પોતાની ઝુંપડીમાં બેસી પોતાના પેદા કરનારની બંદગી અને શુક્રગુજારી કરતો.

આ હાલતમાં આવી જતાં મેહ્યાર પોતાની માશૂક સૂણીને ભૂલ્યો નહોતો. એવી જિંદગીમાં તેની સંસારનૌકાનું સુકાન સૂણી હતી. તેમ આંખોથી અદશ્ય થવા છતાં સૂણી પોતાના આશકને ભૂલી નહોતી. તેના અંતઃકરણના આંતરિક ભાગમાં મેહ્યારની તસ્વીર કોતરાયલી હતી મેહ્યારના વિયોગથી સૂણીનું દુઃખ અસહ્ય થઈ પડયું. રાત દિવસ તેની આંખોમાંથી જળધારા સૂકાતી નહોતી. આવા વખતમાં સૂણીની સાહેલિયો તેને દિલાસો દેતી. તેમણે ચિનાબ નદીને પેલેપાર આવેલા ભયંકર જંગલમાં મેહ્યારની ઝુંપડી શોધી કાઢી અને તેને સૂણીના દુઃખના સમાચાર કહ્યા. વિશેષમાં તેણે ચિનાબને આ પાર એક ઝાડનીચે સંકેત સ્થાન કર્યું, અને દોઢ પહોર રાત્રિ જવા પછી ત્યાં સૂણીની મુલાકાત લેવા માટે ખાસ ભલામણ કરી, તેથી મેહ્યાર ખુશી થયો.

આ પ્રમાણે સંકેતસ્થાન મુકરર થવાથી દોઢ રાત્રિ જતાં દરરોજ મેહ્યાર ચિનાબનદી તરીને આ પાર આવતો, અને સૂણી પણ તેન માટે કાંઈ ખાવાનું લઇને છાનીમાની ત્યાં જતી. આ વ્યવહાર પણ કેટલીક મુદ્દતસૂધી ચાલ્યો.

પ્રથમ વર્ણવ્યા પ્રમાણે સૂણી મેહ્યારના પ્રેમમાં પડી છે, એ વાત જ્યારે તેના બાપ તોલા કુંભારે જાણી ત્યારે ઉમર લાયક થવા છતાં તેણે સૂણીને પોતાની જમાતમાંથી યોગ્ય પતિ શોધી પરણાવી નહિ, તેના માટે તે દિલગીર થયો. હવે થયેલી ભુલ ઝટ સુધારી લેવા માટે તે તત્પર થયો. તેણે પોતાની નાતમાં સારા મનાતા એક છોકરા સાથે સૂણીનું સગપણ કર્યું, અને નાતની રીતિ પ્રમાણે વિવાહ કર્યો. આ વાત જ્યારે સૂણીના જાણવામાં આવી ત્યારે સૂણીએ કોઇ પણ જાતનો મુલાજો કરવા વગર સૌ સગાં સંબંધીઓના સાંભળતાં પોતાના માતાપિતાને ખુલ્લા શબ્દોમાં કહી દીધું કે, તમારી આ સર્વ ખટપટ નકામી છે, કેમકે કુદરતના કાનુન પ્રમાણે પરણી ચૂકેલી હું મેહ્યારની સ્ત્રી છું અને અમારા પરસ્પરનો અખંડ પ્રેમ જિંદગી પર્યંત કાયમ રહેવાનો છે, તેમાં તમે જે ફિસાદ કરો છો, તે ફોકટ છે.”

આ શબ્દો ઉપર તે વખતે કોઇએ વિશેષ ધ્યાન આપ્યું નહિ, અને કોઈ નજીકના દિવસે તેમનાં લગ્ન-નિકા પઢાવવાનો નિશ્ચય થયો.

આ વાત પોતાની નિલની મુલાકાત વખતે સૂણીએ મેઆરને જણાવી ત્યારે મેઆરે તેને કહ્યુ કે—"જો તારી સંસારમાં સુખી થવાની ઇચ્છા હોય તો હું તને દુવા આપીને આજે જ મારા વતન તરફ ચાલતો થાઉં. કેમકે મારા પ્રેમને લીધે તું તારી નાત, જાત અને સગાં કુટુંબીઓમાં અકારી થાય છે."

આ વાતથી સૂણીને ઘણુ માઠું લાગ્યું. તેણે કહ્યું કે "હું તારો પ્રેમ ત્યાગ કરવા કે બીજા પુરુષને પરણી સુખી થવા કરતાં મોતને આશીર્વાદરૂપ ગણું છું. મારો પૂછવાનો સવાલ.માત્ર એટલો જ છે કે, મને જબરદસ્તીથી બીજા કોઈ પુરુષ સાથે નિકા પટાવવામાં આવે, તો તે બાબત આપણા ધર્મશાસ્ત્રમાં શુ ખુલાસો છે?"

મેઆરે કહ્યુ—"પરણનાર કે પુરુષની મરજી વિરુદ્ધ જે નિકા પઢાવવામાં આવે, તે વાજબી રીતે નિકા જ નથી. કેમકે નિકા વખતે પરણનાર સ્ત્રીપુરુષોની તેમના તરફના વકીલો મારફત અથવા સીધી રીતે કબૂલત લેવામાં આવે છે. તેથી તારે નિકા પાડનાર કાજીને રુબરુ એ નિકાનો સાફ ઇન્કાર કરવો, તેથી તારા ઉપર ખુદાનો ગુન્હો નહિ આવે.

"બસ, મારે એટલો જ ખુલાસો જોઇતો હતો," સૂણીએ આનંદથી ઉભરાતી છાતીએ કહ્યું:—"કેમકે મેં નાત, જાત સગાં સંબધી, માતાપિતા, વગેરે તમામનો ડર છોડ્યો છે. મને માત્ર ખુદાનો ડર છે, અને તે મારાપર ન ઉતરે તો બીજા કોઇથી હું ડરતી નથી."

એ પ્રમાણે વાતચિત કરી સૂણી અને મેઆર જૂદા પડ્યા. બીજા દિવસથી દમ નામના એક કુંભાર છોકરા સાથે સૂણીની સાદી થવાનાં ગીત ગવાવા લાગ્યાં. દમ એક અઢારેક વર્ષનો કુંભારનો છોકરો હતો. દેખાવ અને કદમાં કંઈ ઘણો બદશિકલ નહોતો, પણ અક્કલ અને સમજશક્તિ તેના સામાન્ય જાતભાઇઓમાં હોય છે, તેવી જ હતી. તેનો બાપ સૂણીના બાપ જેટલો પૈસાપાત્ર અને મોભાદાર નહોતો, તોપણ સામાન્ય રીતે તેની નાતમાં સુખી માણસ ગણાતો હતો. તે સૂણી જેવી અતિશય ખૂબસૂરત સ્ત્રી પોતાના પુત્રને પરણે તેમાં ખુશ હતો. તેથી આ સારું થયું. પરંતુ એ સારુ કેટલે દરજ્જે ફલીભૂત થાય છે, તે હવે પછી આપણે જોઈ શકીશું.

જે વખતે સૂણીના બાપને ઘેર અને તેના થનારા સસરાને ઘેર શાદીના ગીતો અને વાજાં વાગતાં હતાં, તે વખતે સૂણી એકાન્તમાં આસુઓથી પોતાના ગાલ અને વસ્ત્રો ભીંજવતી હતી. બરાબર નીમેલે વખતે વરરાજ અને તેના પક્ષનાં માણસો લગ્નમંડપમાં આવી પહોંચ્યાં. સૂણીને તેની ઇચ્છાવિરુદ્ધ નવીન વસ્ત્રાલંકારો પહેરાવવામાં

આવ્યાં, અને તે લગ્નમંડપમાં આવી નિકા પઢાવનાર કાઝી અને બીજા સાક્ષીઓ પણ આવી પહોંચ્યા. સામાન્ય રીતે આવે પ્રસંગે પરણનાર સ્ત્રી પોતાનું મોઢું માથે ઓઢવાના વસ્ત્રથી કેવળ છૂપાવી રાખે છે. તેને બદલે સૂણીએ પોતાનું અર્ધું મોઢું ખુલ્લું રાખ્યું હતું કે, જેથી આસ પાસ શી ક્રિયા થાય છે, તે જોઈ શકાય.

નિકા પઢાવનાર કાઝીને સૂણીના બાપ તથા સસરાએ આગળથી સમજાવી રાખ્યું હતું કે–"છોકરી અર્ધી દિવાની છે, માટે નિકા વખતે તે કાંઈ આડું અવળું બકે, તોપણ તમારે તે પર ધ્યાન ન આપતાં નિકા પઢાઈ, એમ ઝાહેર કરીને ચાલ્યા જવું. તમને બીજે પ્રસંગે તમારો જે તાગો મળે છે, તે કરતાં આ કામ પ્રસંગે તે બમણો મળશે!"

આવી લાલચથી કાઝી જે એક સામાન્ય મુલ્લાં હોઇને તે પ્રથમથી સમજેલો હતો. જેવી નિકા પઢવાની શરુઆત થઈ કે, સૂણીએ સ્પષ્ટ શબ્દોમાં કાઝીને ઉદ્દેશીને કહ્યું કે—

"કાઝી સાહેબ! હું કુદરતના કાનૂન મુજબ એક પુરુષને પરણેલી છું, અને અમે પરસ્પર એક બીજાને પૂર્ણ પ્યારથી ચાહીએ છીએ, જેનાથી જ્યાં સુધી છૂટાછેડા ન થાય, ત્યાં સુધી હું બીજા પુરુષને પરણી શકું નહિ અને મારી આ લગ્નમાં બિલકુલ સંમતિ નથી અને મારી કબૂલતની ગેરહાજરીમાં ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્ન થઈ શકે જ નહિ. માટે તો આ ફારસ ભજવવો બંધ કરો."

આ શબ્દો એક સત્તાધારી મનુષ્યની પેઠે આજ્ઞાના રૂપમાં બોલી સૂણી પોતાના આસન ઉપરથી ઉઠી ઉભી થઈ, અને ઘર તરફ જવા ચાલતી થઈ. આસપાસના અજાણ્યા લોકો આથી ચકિત જ થઈ ગયા પણ કાઝીએ પ્રથમથી થયેલી ખાનગી સમજૂતી મુજબ સૂણી અને દમનની લગ્નક્રિયા પરિપૂર્ણ થવાનું કાયદેસર રીતે ઝાહેર કર્યું! બંને તરફના માણસો શાદીનાં મિષ્ટાન્ન ઉડાવવા લાગ્યા. શાદી પછી વરરાજા બનેલ કુંભારના છોકરા દમને જ્યારે સૂણીની ખાનગી મુલાકાતનો પ્રસંગ આવ્યો ત્યારે સૂણીએ તેનો એટલો બધો તિરસ્કાર કર્યો કે–તે શરમનો માર્યો ફરી કોઈ દિવસ સૂણીની સમીપમાં ગયો જ નહિ! કહે છે કે–"પાસે રહેવાથી પ્રેમ થાય," એટલા માટે સૂણીના બાપે દમને પોતાને ત્યાં ઘર જમાઈ તરીકે રાખ્યો, અને તેના પ્રત્યે સદ્‌ભાવ બતાવવા વારંવાર પ્રતિજન તરફથી સૂણીને બોધ થતો, પરંતુ જે શ્વેત વસ્ત્ર એકવાર પાકા રંગથી રંગાઈ ચૂક્યું, તેનાપર બીજો રંગ ભાગ્યે જ કોઇવાર અપવાદરૂપે માત્ર ચડી શકે છે. પ્રેમ એક એવી અવર્ણનીય વસ્તુ છે કે, જેને માત્ર પ્રેમીઓ જ અનુભવી શકે છે. એક કવિ કહે છે કે–

(ઇંદ્રવિજય સવૈયા)

"પાનિકે જંતુ કહા પહિચાનત ગ્રીષમ કે તપકી ગરદીકી?
કાયરકો કહ કૈસેં પરે? કછુ શૂરનકો શુધિ હૈ મરદીકી!
કેસરકી કરિ હૈ કહોં કિમત? નાહિ પરીચ્છ નહિ હરદીકી?
એ દરદી ન પ્રવીન! લહે ગત-જાનત હૈ દરદી દરદીકી*!"

જે લોકો પ્રેમના કુદરતી કાયદાને સમજી શકતા નથી, અને પસંદગીના લગ્નથી કેવું આવકારદાયક પરિણામ આવે છે, તે સમજવા જેટલી જેમનામાં અક્કલ નથી, તે સૂણીના પ્રેમી ચરિત્રપર આક્ષેપ કરે છે. પરંતુ હકીકત જોતાં તોલા કુંભારે, સૂણી એક લાયક મરદને જીવજાનથી પરણી ચૂકયા પછી બીજા કોઈ નાલાયક મરદ સાથે પરણાવવાનો પોતાની જ્ઞાતિ રીવાજ મુજબ વૃથા પ્રયાસ કર્યો! તેથી સૂણીને શું? અમારા તેમ જ દરેક તત્ત્વને જાણનાર સમજુ મનુષ્યને મતે સૂણી એક ખરેખરી પતિવ્રતા પદ્મિની હતી, કે જેણે પોતાના ખરા પ્રેમ-ઇશ્કને માટે પોતાની જિંદગીનો ભોગ આપ્યો હતો.

લગ્ન એટલે શું? તેની સમજ આવ્યા પહેલાં જે બચ્ચાંઓને તેમના માબાપો કિંવા વાલીવારસો લગ્નના જોસરામાં નાંખી દે છે, તેમનાં લગ્ન સફળ થાઓ કે નિષ્ફળ નીવડો, તે સંબંધે અમારું કથન નથી. પરંતુ ઉંમર લાયક થયેલાં જવાનો જે પ્રેમ કરવાને લાયક છે, તેમનો પ્રેમપ્રવાહ અમુક લાયક વ્યક્તિ તરફ વળી ચૂકયો હોય, તેને પોતાના સ્વાર્થ, મમત, કિંવા માની લીધેલી નાત જાતનાં આબરુની ખાતર બીજી દિશામાં વાળવાની વૃથા કોશિશ કરવી, એ પોતાનાં વહાલાં બાળકોની જિંદગીનો ભોગ આપવા બરાબર છે. એ વાતને માટે સૂણીનું સુચરિત્ર એક આદર્શરૂપ છે, એમ અમારું માનવું છે.

સૂણીએ જનસમૂહ સમક્ષ સત્ય ભાવે અને ઝાહેર રીતે જણાવ્યું હતું કે, "હું મેઆરની પરણેલી સ્ત્રી છું," અને ખરેખર હતું પણ તેમ જ. સૂણી આ સંસારમાં મરદ જ એક મેઆરને સમજતી હતી. તે સિવાયના મરદો તેના મનથી માટી અથવા કાષ્ઠનાં પૂતળાં હતાં. તેણે અનેક આપત્તિઓનો સ્વીકાર કર્યો છતાં પ્રેમનો ત્યાગ કર્યો નહિ, તેથી જ તેનું નામ સતીઓની નામાવળિમાં અંકિત થયેલું છે.

સૂણી અને મેઆરની દરરોજ મધ્યરાત્રિએ ચિનાબ નદીના કિનારાપર એક વટવૃક્ષ નીચે મુલાકાત થતી. કહે છે કે, મેઆર ચિનાબ નદી તરીને દરરોજ આવતો, અને પોતાની સાથે એક તળેલી માછલી†

---

* જાડેજા કુમાર શ્રી મેરામણજી કૃત "પ્રવીણ સાગર."

† કેટલાક ગુજરાતી હિંદુઓને આ કથનથી જરા ગ્લાનિ થશે, પણ પંજાબ અને સિંધમાં મત્સ્ય આહાર એટલો બધો સામાન્ય છે, કે હિંદુ દુકાનદારો એક જ ત્રાજવામાં તરકારી અને મચ્છી તોળી આપે છે.

લાવતો, તે બંને જણ સાથે બેસીને જમતાં. આ પ્રમાણે કેટલીક મુદ સુધી ચાલતું રહ્યું. એક દિવસ મેહાર માછલી મેળવવામાં નિષ્ફળ થયે અને બીજી ખોરાકની વસ્તુ તેને મળી શકી નહિ. તેથી સૂણીપરના અત્ય પ્યારને લીધે પોતાની જાંઘમાંથી એક માંસનો કટકો કાપીને તે તળીને તે સૂણી પાસે લાવ્યો. આ કારણથી મેહારના શરીરમાંથી ઘ લોહી નીકળ્યું હતું, તેથી તે અશક્ત થઈ ગયો હતો, તેથી નદી તરી જ્યારે તે કિનારા પરના મુકરર કરેલે સ્થળે આવ્યો ત્યારે તે અશક્તિ અચેતન થઈ ગયો. સૂણીએ પોતાના આશકની આ સ્થિતિ જોઈને તે સહજ ઉપચાર કર્યા; કેટલીક વારે જ્યારે મેહાર શુદ્ધિમાં આવ્યો, ત્ય સૂણીએ તેને આજીજી અને દબાણથી આજની આ સ્થિતિનું કારણ પૂછ કેટલીક આનાકાની પછી મેહારને સત્ય વાત કહેવા વિના ચાલ્યું નહ મેહારના આ સાહસની વાત સાંભળી સૂણી સખેદાશ્ચર્ય પામી, અને દિવસથી તેણે મેહારને નદી ઓળઘીને આ પાર આવવાનો અટક કર્યો, અને પોતે દરરોજ તેની ઝુંપડીપર જવાનો ઠરાવ કર્યો. આ ઠરા કચવાયલા દીલથી મેહારે મંજુર કર્યો.

સૂણી તરવાની કળામાં પ્રવીણ હતી, તો પણ સ્ત્રીજાતિ હોવા ચિનાબ નદીનો મોટો પટ ઓળગી જવાની તેની હિંમત ચાલી નહ તેથી તેણે એક પાકેલા ઘડાની મદદથી નદી ઓળંગવાનું સાહસ ક અને તેમાં સફળ થઈ; તે દરરોજ નીમેલે વખતે ઘડાથી નદી તરે મેહારની ઝુપડીપર જતી ને ત્યા આનંદથી તેની સાથે વખત ગુજાર

વખત જતાં સૂણીની આ મુલાકાતો પણ લોકોથી અને તેના માબ પોથી છૂપી રહી નહીં. તેમણે તેને આ અવિચારી અને નિર્લજ્જ સા સથી પાછા હઠવાની ખુબ શિખામણ આપી. પરંતુ પોતાના આશક ઇશ્કના સંબંધમાં જે કાંઈ વિરુદ્ધતાનો બોધ કરવામા આવતો, તેની સ તેણે પોતાના કાન બંધ કર્યા હતા. તે પોતાના કાર્યમાં નિડર અને મક્કમ હ

સૂણી પોતાના આશકની ઝુપડીપર હંમેશા જતી. તેને રાત્રિએ તેના પિતાના એક અલૈયા નામના મિત્રે જોઈ અને તેને અ ન કરવા સમજાવ્યું. તેને સૂણીએ જવાબ આપ્યો કે –

"અધા! સુણ તુ અલૈયા, અલા સુણે અચાર,
હિરડી ઘરઘર ગિલા ચિયે, પાટે પર પચાર,
આઉ વિખ્યો તી લોહિયાં ખટક મિઠેલી ખ્વાર!"

[હે વડીલ બંધુ અલૈયા! મારા આ ચરિત્રને સર્વ શક્તિમ પરમેશ્વર સુણે છે અર્થાત્ જાણે છે કે હુ નિર્દોષ છુ. (બાકી અજ્ઞાન લોકમાં) મારી પડોશમાં, રસ્તામાં ને ઘેરઘેર જે નિંદા

છે, (તે વ્યર્થ છે). હું મારા નસીબના લખ્યા ભોગવું છું, અને (મારી નિંદા કરનાર) દુનિયા (ના લોકો) ખાલી હેરાન થાય છે.]

સામાન્ય લોકો સૂણીના નદીને પાર તરીને જવાના સાહસને અજાયબીથી સાંભળતા અને કહેતા કે:—

"બારે કુન બત્રિય તડ, તડ તડ હેડ ભટ્ટ;
આધિય રાન જો ઉડી, (સે) સૂણી કર સટ્ટ;
છડે ખીર ખટ્ટ, (વિર્ઝી) લુડે લોરીં વિચમેં!"

[નદી ઓળંગી જતાં વચ્ચે પાણીના ૧૨ ધ્રો છે, અને બત્રીશ ટેકરાના તટ છે. તે દરેક ટેકરાની નીચે વીંછીઓ વસે છે, એવા ભયંકર સ્થળમાં સૂણી અર્ધી રાત્રે ઉઠીને હડીઓ કાઢે છે; ખીર (દુધ અથવા દુધમાં રાંધેલા ચોખ્ખા વગેરેનું ઉત્તમ ભોજન) અને ઉત્તમ શય્યા મૂકીને તે જઈ પાણીની લહેરો વચ્ચે હીચોળા ખાય છે!]

એક રાત્રે એક ઓળખાણવાળા શખસે સૂણીને નદીમાં પડવા જતાં જોઈને બોધ કર્યો કે:—

"સારી ન થિઇયેં સૂણી! તુ નિગી નિમાણી;
વેંધે તોવટ વિસરે, હી જોર જુવાણી;
સે પછાડીયે પાણી, તારા કવિયેં તારમેં!"

[સૂણી તું (તારા પિતાના કુળમાં) સારી થઈ નહિ, પણ નાદાન અને નિર્માલ્ય નીવડી! આ પાણીના પ્રવાહમાં તારું આ જોર અને જુવાની (કોઈ દિવસ) વીસરી જઈશ. આ પાણી પછાડતાં-ઠોકતાં ઠોકતાં કોઈક દિવસે તું આ તાર (પાણીના સમૂહમાં) આકાશના તારા કરીશ અર્થાત્ બૂડી મરીશ.]

બખોલોમાં સંતાયલાં સર્પાદિક ભયંકર પ્રાણીઓનો પણ તને ભય લાગતો નથી? માટે મારું કહ્યું માન તો તું અહીંથી પાછી વળ. હું તારે ઘેર તને મૂકી આવું.

સૂણીએ તેને નમ્ર સ્વરે કહ્યું કેઃ—

"બારાં કુન્ન બત્રિય તડ, તડ તડ હેઠ નાંગ;
માડૂ મુલાજે કરી, તિત મ્હોબત નો માંગ;
કેડો સુહિ જો સાંગ, જીડો પાણીના પાછી વરાં!"

[ મારા રસ્તાની વચ્ચે બાર કુન્ન એટલે પાણીના ધ્રો છે, અને બત્રીશ ભેખડો—ટેકરા છે, અને તે દરેક ટેકરાની નીચે (ઝેરી) સર્પો છે, (એવા ભયંકર સ્થળમાં) જ્યાં ઇતર મનુષ્યો જવાને સંકોચ કરે છે, ત્યાં જ મહોબ્બતનો માર્ગ છે. આ મારો (ઇશ્કનો) કેવો સ્વાંગ—વેશ છે કે જો હું પાણીને કિનારે આવીને (તેનાથી ડરી) પાછી વળું. અર્થાત્ જે મુશ્કેલીથી ડરે છે, તે ખરા ઇશ્કના રસ્તાપર નથી, એમ આશકોનું માનવું છે.]

આ જવાબ સાંભળી પેલો સખ્સ ચૂપ રહ્યો, અને સૂણી તે નદીમાં પડવાને તૈયાર થઈ. કવિ કહે છે કે—

"ગિડે ઘડો હથમેં (સે) ચેન બધી ચોટ,
મન મિડયોસ મ્યારસેં, પરેં પાર પોતો,
પો ગોતે મિત્ર ગોતો, અરેં મવિજે અજાણમેં."

[ સૂણીએ પોતાનો ચોટલો અને માથે ઓઢવાનું લૂગડું કમરે કસી લઇને (પોતાનો તિસનો સહાયક) ઘડો હાથમાં લીધો. જો કે સૂણી હજૂ નદીને આ પાર હતી, તો પણ તેનું મન નદીને પેલે પાર પહોંચીને મેઆરથી જઇ મળ્યું હતું! તે નદીમાં ડૂબકીઓ પર ડૂબકીઓ ખાતી તરતી જતી હતી, રખેને તેનું આ સાહસ મેઆરની અજાણમાં ફોકટ ન જાય ]

એકવાર નદીમાં પડવાને સૂણી તૈયાર થઈ હતી. નદીમાં પૂર જોસમાં વહેતું હતું, અને પાણીના ઘસારાથી નદીના કિનારાની એકાદ ભેખડ તૂટી પડવાની તૈયારીમાં હતી, તે જોઇને એક ભલા માણસે સૂણીને ઉદ્દેશીને કહ્યું કેઃ—

"સૂણી! સડે તારમેં, તો શિયારો ને સી;
લગી લેર લિડેં, તેં, સે જુધા કરે જી;
ઘોડા વિરમી થી, મથે કપર તો કુન્ન કરે!"

[ હે સૂણી! તેં આ શિયાળાની ઋતુ અને તેની સખ્ત ટાઢ પાણીમાં સહન કરી. આવા વખતમાં આ પાણીની લહેરો શરીરના

અવયવોપર લાગીને શરીરને જીવથી જૂદો કરી નાંખે છે. વળી ઉપર આ કપર-નદીના કિનારાની ભેખડ પાણીમાં પડવાની તૈયારીમાં છે, માટે થોડીવાર વિરામ લે. અથવા "થોડ વિરમીથી" એટલે ઉતાવળથી જલદી નીકળી જા.]

આ પ્રમાણે કહેનારા પ્રત્યે ઉત્તર આપવા સિવાય સૂણી નદીમાં પડીને પોતાના પ્રીતમને જઈ મળી. લોકો સૂણી માટે ગમે તેમ નિંદાનાં વચન બોલતા હતા, તેના પ્રત્યે તે દુર્લક્ષ કરતી, અને દરરોજ પોતાના પ્રીતમને મળવા અર્ધી રાતે ઉઠીને ઘડો હાથમાં લઇને જતી. •

સૂણીએ હવે દુનિયાની સાથેનો તમામ વ્યવહાર છોડી દીધો હતો. તે ઘણું કરીને, કોઇની સાથે બોલતી ચાલતી નહિ. સવાલનો જવાબ 'હા' અથવા 'ના'ના ઇશારાથીજ આપતી. દિવસના ભાગમાં તે હમેશાં કુરાનનો પાઠ કરતી. વખતસર પાંચ વખત નિમાઝ પડતી અને રોઝા રાખતી. આવી રીતે ધાર્મિક જિંદગી ગુજારતાં ઝાઝી લોકોની દૃષ્ટિએ આવતી નહિ. તે ખાવા માગતી નહિ. તેના માબાપ જ્યારે ખાવાનું તેને આપતાં ત્યારે પોતાને રોઝો છે, એમ જણાવી ખાતી નહિ અને કોઈ વાર થોડું જમતી. માબાપ અને બીજા લોકો તેને એક વિચિત્ર સ્ત્રી સમજી હવે ઝાઝી કનડગત કરતાં નહિ. પરંતુ મોટી આશામાં પરણેલા પેલા કુંભારના છોકરા દમે એક દિવસે તેને કેટલાંક કટુ વચનો કહ્યાં. તે વાતનું વર્ણન કરતાં બીજે દિવસે સૂણીએ પોતાની એક આંતરિક સખીને કહ્યું કે;—

"કાલ દિન કુંભાર, સુકે મોં ચડી મિયણું ડિનું."—
"નાય ન નિમાઝું પડે, ગધ ન ગંધું ધોય;
સંઝે મિંઝ સૂમથી, સે પાસા ફેરે પોય;
હથી આધિય રાતજો, ઈ દુનિય કાયણુ રોય;
કડવા વેણુ કસાલા, ઇ મટે ને તો ચોય.
એડો કાંધ સંવોય, (વડે) વર છડેની વાણ તરાં."

તે આખા ગામ અને આસપાસના પ્રદેશમાં તેમ જ તેમની નાતજાતમાં થયા જ કરતી હતી. તેને બંધ પાડવાનો તેમને કોઈ ઇલાજ હાથ લાગ્યો નહિ તેથી છેવટ તેઓ એવા નિશ્ચયપર આવ્યા કે, આવી નઠારી ચાલવાળી પુત્રી જીવતી હોય ને આપણને નીચું જોવડાવે, તેનાં કરતાં બહેતર છે કે, તે મરી જાય! આ વિચાર કર્યા પછી તેમણે સૂણી જે ઘડાથી નદીનો પ્રવાહ તરીને પેલે પાર જતી હતી, તે ઘડો શોધી કઢાવ્યો, અને તે ઘડો લઇને તેની જગાએ રંગ, આકાર, કદ અને ચિત્રામણમાં બરાબર તેમ જ મળતો એક નિભાડામાં પકવ્યા વિનાનો કાચો ઘડો મૂકી દીધો! તેમ કરવામાં તેમની બેવડી મતલબ હતી કે, 'સૂણી જો કાચા ઘડાને ઓળખી લેશે તો તેના ઉપર તરીને સામે પાર જવાનું સાહસ નહિ કરે; અને કદાચ નહિ ઓળખે તો એ કાચા ઘડાને આધારે પાણીમાં તરવા પડશે તો ઘડો ઓગળી જતાં તે ડૂબી મરશે! તેથી બંને રીતે તેના હકમાં એ ઘડો ઉત્તમ છે.' મનુષ્યના *પ્રયત્નની સફળતા વા નિષ્ફળતા દૈવાધીન છે, મનુષ્ય માત્ર યશાપયશનો* ભાગી છે. ઇશ્વરને શું મંજૂર છે, તે જાણવાને તે જ સમર્થ છે.

તે પછીની રાત્રિએ સૂણી પેલો કાચો ઘડો લઇને મેહારને મળવા માટે ચાલી. આ ઘડાની બદલી વિષે તે બિલકુલ અજ્ઞાત હતી. ન: કિનારાપર આવી કટિબદ્ધ થઈ સૂણીએ જલપ્રવેશ કર્યો. થોડ વારમાં તેને જણાયું કે—"ઘડો કાચો છે!" દરેક પળે કાચી ર ગળવા લાગી, તે જોઈ સૂણી બોલી કેઃ—

"હજારનમેં હિકડો સુ, ઠોકે ખયમ તે તે થાં,
કચેજો કુંભાર મું, કી ન કયો તે કલામ;
ધણી લગ ધામ, હ મૌલા માન મેડિયેં."

[હજારો વાસણમાથી ટોકી-વગાડીને મેં ઠામ—ઘડો ઉપાડ્યો હતો. મેં—કુંભારે—આ કાચા ઘડાની વાણી કહી ન હોતી (તેમ છતાં ખુદાની કુદરતથી આ કાચો ઘડો આવ્યો.) પરંતુ હવે હે પરમેશ્વર! તું અને મારા ધણી-મેહારથી સાંઠ મેળવજે!]

આ વખતે ઘડો બિલકુલ ભાંગીને ટુકડા થઈ પાણીમાં ગળી ગયો, ત્યારે સૂણી ફરી બોલી:—

"હજારનમેં હિકડો, મું ચિત્રાયમ ચિઈ;
વોમેં વલી* દાવદ ચે, પિર્યું થ્યો સે પિઈ;
સુપક કયોમેં સિઈ, કજાતેં કચો કિયો."

* એ કવિનું નામ છે.

[હજારોમાંથી એક (ઘડો) મેં ચાહીને કિવા કહીને (ખાસ) ચીતરાવ્યો હતો, તે પાણીના વોહ-પુરમાં ટુકડા થઈ ગયો! મેં (ચારીને) સુપકર કર્યો હતો, તે પણ હે! કજા નશીબ! તેં કલયો કર્યો!!!]

ઘડાનો નાશ થયા પછી હવે સૂણી નિરાધાર ચિનાબ નદીના પ્રવાહ વચ્ચે તરવા લાગી. નદીની સામે પાર ચોપાં ચરવાના ઘંટ (ખરકા)નો અને મેઆરની વાંસળીનો અવાજ તે સાંભળતી હતી, અને આશામાં ને આશામાં તે તરફ તરતી જતી હતી; તે વખતે નદીની વચ્ચે સૂણી ખ્યાલ કરવા લાગી કેઃ—

"કિત ઘંઢ ગુડે? કિત પરૈયું પાર?
વીર વજાય તો વાસલી, સાહડ સજી રાત,
કલમૈજી તવાર લોરી સભેં લધયુ!"

[ક્યાં ખરકાનો અવાજ થાય છે? ક્યાં (છેટે) સામો પાર છે? બહાદુર મેઆર સાઠ આખી રાત પોતાની વાંસળી વગાડે છે, તેમાં *વગાડાતી કલમાની તવાર-અવાજ ઉપર મેં આ બધી લહેરો ઓળગી*]

આ રીતે સૂણી આશા અને નિરાશા વચ્ચે નદીના પાણીમાં તરતી હતી અને ઇચ્છતી હતી કેઃ—

"ઘડો ભગો ત ગોરેઓ, છાવ મ ભજે ઘડી,
સુવાટો મેઆરજા, ભિજી થ્યો અય ભરી,
તગો તાર તરી, માન માઁ દિસાં ઉન ચ્યાર ન્રે."

[આ તરવાના આધારરૂપ ઘડો ભાંગ્યો, તો ભલે ભાંગ્યો, પણ આ મહોબ્બતનો કળસ જે મેં માથે ઉપાડ્યો છે તે હે ઈશ્વર! ન ભાંગે, અને આ મેઆરનો સુલટો (મહોબ્બતનો કળસ ઉપાડવાની ઇંઢોણી) તે હવે ભીંજાઇને ભારી સમાન ભારે થઈ છે. હવે આ થોડું ઉંડુ પાણી છે, તે તરીને માંડ હુ મેઆરનુ મોઢું જોઈ શકું]

પરંતુ આ વખતે તે એટલી બધી થાકી ગઈ હતી કે, તેની આંખે અંધારા આવવા લાગ્યાં. તેથી હૈયું હવી ગઈ અને તેણે જીવવાની આશા છોડી, તો પણ તેનુ મન પ્યારમાં લાગેલું હતું. છેવટે તે બોલી કે, 'અખીમ અઝરાયલ દીઠો (તય) મનતણે તો પ્યાર કયા?"

આંખોની સામે અઝરાયલ (મોતના ફીરસ્તા)ને જોઉં છું, તો પણ મારું મન મેઆર તરફ ખેંચાય છે.

આ શબ્દો સૂણીના મુખના છેલ્લા જ હતા. એવામાં એક મોટા પાણીના મોજાએ તેને ઘસડીને ઉંડા પાણીમાં બોળી દીધી. તેણે બૂડતી વખતે મેઆરના નામથી ઘણી બૂમો પાડી, અને તે અવાજ મેઆરે પણ સામે પારથી સાંભળ્યો કે, તે પોતાની વહાલીને બચાવવાને નદીમાં

કુદી પડ્યો અને કેટલીક વાર સૂધી તેની શોધમાં તેણે ઘણી વ્યર્થ ફ્રમ ફાંઓ મારી, પણ તેની મુરાદ બર આવી નહિ, અને તેણે પણ થાકીને લોથ થઈ જલસમાધિ ગ્રહણ કરી એ પ્રમાણે આ આશકમાશુકની જીન્દગીનો એક સાથે અત આવ્યો

આ ઘટના ચાલતા છેક પ્રભાતનો સમય થયો નદી પર લોકોના ટોળાં એકત્ર થયા, તેમાના સારા તરનારાઓએ હોડીઓથી જઇને જ્યા તે ડૂબ્યાં હતાં ત્યા ડૂબકીઓ મારીને સૂણી અને મેઆરનાં શબ બહાર કાઢીને એક હોડીમા નાખ્યાં

એ વખતે રાત્રિના બનાવનું વર્ણન કરતા એક શખ્સ બોલ્યો કે —

' ગિડે ઘડો હથ કરે, (પે) બોડે તે બાઙ
વહિયુ કે વિમાઠી ઘરિયામાથા ધાડે
વરજ સાડા પાછ, દોસ્તના તી ધમ દિયા

[પ્રથમ તેણે ઘડો હાથમા લીધો હતો, અને (ઘડો ફૂટી જવા પછી) તે પોતાની ભુજાએ (પાણીમાં) બોઝતી—તરતી હતી સિન્ધા રીએ આ દરિયા* નદીના પટમાં મોટી બૂમો પાડી! અને (છેલ્લે મરતાં મરતા તેણે કહ્યુ કે) હે! સાડ! મેઆર! તુ પાછો વળજે! તુજ દોસ્તીમાટે મારા પ્રાણ આપુ છુ!)

એ પ્રમાણે તે બનેના મુડદાને બહાર કાઢીને મુસલમાન ધર્મ રીતિ પ્રમાણે ઘણા લોકોએ એકઠા થઇને મોટા માનથી તેમને દફ નાવ્યા આજ પણ "સૂણી અને મેઆર"ના પ્યારના ગીતો પજાબ, સિંધ અને કચ્છમા એકસરખી રીતે ગવાય છે



# શ્રી વિક્રમચરિત્ર

(રા ચદ્રશકર કસ્તુરાશકર દવે)

श्रीनाभिर्भूजिन पातु परमेष्ठी भवान्तकृत् ।
श्री-भारत्योश्चतुर्द्वारसुचित यच्चतुर्मुखी ॥ १ ॥

માળવા પ્રાતમા ઉજ્જયિની નામક નગરીમા, જેના સાહસાદિ ગુણોની તુલના જ નથી, તેવા દિવ્ય લક્ષણોથી સપન્ન, ભર્તૃહરિનો બધુ, પરાક્રમ અને ઔદાર્ય ઈત્યાદિ ગુણોથી પરિપૂર્ણ વિક્રમ નામક રાજપુત્ર હતો તે રાજપુત્ર હોવાથી તેને દારિદ્ર્ય હોય જ નહિ પણ કેટલાક યોગાયોગના એવા ચમત્કારો થઈ આવ્યા હતા કે, જેથી તે જન્મથી જ દારિદ્ર્યથી

* સિંધી અને પજાબી લોકો મોટી નદીઓને પણ દરિયા કહે છે

પીડિત હતો. તથાપિ આવી દુઃખદ સ્થિતિ હોવા છતાં પણ તેણે નીતિમાર્ગનું કદાપિ ઉલ્લંઘન કર્યું નહોતું. એક એવો સર્વસાધારણ સંપ્રદાય જ છે કે, કોઈ પણ મનુષ્યને સર્વ વિષયની અનુકૂળતા હોય, એટલે તે સહસા અનીતિમાં પ્રવૃત્ત થતો નથી. પણ તેજ મનુષ્ય જ્યારે સર્વ દિશાઓથી, દારિદ્રયથી પીડાય છે, એટલે-ધર્મ અધર્મ, ન્યાય અન્યાય, સારું નરસું અને યોગ્ય અયોગ્ય, ઇત્યાદિનો તે વિશેષ વિચાર કરતો નથી. કોઇપણ રીતે આપત્તિનો પરિહાર કરી પોતાની સ્થિતિને સુખકારક કરવી, એ જ તેનું લક્ષ્યબિન્દુ હોય છે. તેવી સ્થિતિમાં જે મનોનિગ્રહ કરીને ધૈર્ય તથા ન્યાય માર્ગથી ચળતો નથી, તે જ સાચો મહાન્ અને અસાધારણ પુરુષ મનાય છે. રાજપુત્ર વિક્રમ એવા પ્રકારનો પુરુષ હોવાથી જ તે સર્વને વંદ્ય થયો હતો.

વિક્રમે દ્રવ્ય સંપાદન કરવામાટે સેંકડો ઉપાય કર્યા; પરંતુ તે પ્રત્યેકમાં તેને યશ પ્રાપ્ત થયો નહિ. દરિદ્રતાથી પીડિત થયેલા જનોનો અંતિમ પ્રયત્ન દેશત્યાગ છે. તે પ્રમાણે અનેક પ્રયત્નો કર્યા છતાં પણ દ્રવ્યપ્રાપ્ત થતું નથી, એમ જ્યારે વિક્રમના અનુભવમાં આવ્યું ત્યારે તેણે દેશત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. એક બ્રાહ્મણ તેનો બાલમિત્ર હતો, તેને સાથે લઈ વિક્રમાદિત્ય રોહણ નામક પર્વતપર જવાનો સંકેત કરી ઉજ્જયિનીમાંથી નીકળ્યો. રોહણ પર્વતપર જવાનો તેનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે, તે પર્વત રત્નોની ખાણો પુષ્કળ હોવાથી તે સમયમાં વિશેષ પ્રસિદ્ધ હતો, તેથી ત્યાં જવાથી કદાચિત્ રત્નોની પ્રાપ્તિ થાય તો થાય, એવું તેના મનમાં આવ્યું હતું. વિક્રમ પોતાના મિત્રસહ માર્ગક્રમણ કરતો કરતો રોહણાચલની તળેટીમાં આવેલા પ્રવર નામક નગરમાં આવી પહોંચ્યો. વસ્તુતઃ તે અતિ યોગ્યતાવાળો રાજપુત્ર હોવાથી તેણે ઠાઠમાઠથી પ્રવાસ કર્યો હોત તો તેનો આ નગરમાં બહુ સત્કાર થયો હોત; પણ આ વખતે તે દારિદ્રયગ્રસ્ત હોવાથી તેને ઠાઠમાઠ ક્યાંથી હોય? તે આ નગરમાં સાયંકાલે આવી પહોંચ્યો અને પોતાની અવસ્થાને યોગ્ય એવા જ ઠેકાણે-એટલે કે એક કુંભારને ઘેર-તે રાત્રિએ મુકામ કર્યો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં રોહણાચલ*પર જઈ રત્નો શોધવાનો તેનો સંકેત હતો; પણ પર્વતપર ગયા છતાં પણ ઇતર પત્થરો પ્રમાણે

* જૈન ધર્મગ્રંથોમાં રોહણાચલનું અનેક સ્થળે વર્ણન કરેલું છે. અમરચંદ્રકૃત કાવ્યકલ્પલતાવૃત્તમાં માણકની ઉત્પત્તિનું સ્થાન રોહણાચલ હોવાનું વર્ણન છે. (કા. વૃ. ૪-૫ જુઓ) અત્યારે આ નામ કયા પર્વતનું છે ને એ ક્યાં છે, તેનો સંપૂર્ણ શોધ લાગતો નથી. કદાચિત્ પૌરાણિકોના મેરુ પર્વત પ્રમાણે જ આ કેવળ કાલ્પનિક કિંવા વૈદિકધર્મી ગ્રંથકારોના વર્ણનો પ્રમાણે કવિબુદ્ધિગમ્ય છે કિંવા શું, એનો નિશ્ચય કરી શકાતો નથી.

રત્નો મળતાં ન હોઈ તે ખોદીને શોધવાથી મળે છે, એવું તેના લક્ષ્યમાં આવવાથી, ને તે ખોદવાનાં સાધનો પોતાની પાસે ન હોવાથી તેણે પોતાના બ્રાહ્મણુ મિત્રદ્વારા તે કુંભારને ત્યાંથી કોદાળી મંગાવી. એટલે તે કુભારે તે બ્રાહ્મણને 'શા માટે કોદાળી જોઇએ છીએ?' એવો પ્રશ્ન કર્યો. વિક્રમના મિત્રે તેને પોતાને હેતુ જણાવ્યો. તે સાંભળી કુંભાર બોલ્યો, 'હા, તે પર્વતપરથી રત્નો મળે છે, એ સત્ય વાર્તા છે; પણ તે સહજ મળતાં નથી. જેને રત્નો મેળવવાની ઇચ્છા હોય, તેણે રાત્રિએ તે ખાણમાં જઈ રહેવું જોઇએ. પછી પ્રાતઃકાળે પુણ્યભાવપૂર્વક પોતાના કપાળને હાથ લગાવી 'હે દેવ!' એમ બોલી કોદાળી મારવાથી દરિદ્રી મનુષ્યને–તેનો લાભકાળ હોય, તે પ્રમાણે–રત્નો મળે છે. તે પ્રમાણે તમો વર્તશો તોજ તમને રત્નો મળશે.' એમ કહી તે કુંભારે વિક્રમના મિત્રને કોદાળી, પાવડો વગેરે ખોદવાનાં સાધનો આપ્યાં. કુભારે રત્નપ્રાપ્તિનો ઉપર જે પ્રકાર કહ્યો, તે વિક્રમના દેખતા કહ્યો નહોતો; કિંતુ તેના બ્રાહ્મણ મિત્રને પરાક્ષ જ કહ્યો હતો. આવા પરાક્રમી ને ગુણવાન્ રાજપુત્ર વિક્રમથી 'હે દેવ!' એવી દીનવાણી ઉચ્ચારીને રત્નો મેળવવાનું આ કાર્ય થવાનુંજ નથી. તેથી તેને ન કહેતાં કુભારના કહ્યા પ્રમાણે તેના હાથથી રત્નો કઢાવવાં, એવો વિચાર કરીને બ્રાહ્મણે તે સંબંધી વિક્રમને કાંઈ પણ કહ્યું નહિ. કુંભાર પાસેથી કોદાળી વગેરે સાધનો લઈ તે ઉભય મિત્રો પર્વતપર ગયા.

ત્યાં ગયા પછી વિક્રમે હાથમાં કોદાળી લઈ એક ખાણમાં ઉતરી ખોદવાનો આરંભ કર્યો. કુંભારે જે પ્રકાર કહ્યો, તે તેના બ્રાહ્મણ મિત્રના જાણવામાં હોવાથી તેના કહ્યા પ્રમાણે કર્યા સિવાય રત્નો મળવાનાં નથી, એવી તે બ્રાહ્મણની પૂર્ણ ખાત્રી હતી. વિક્રમ તુર્તમાં ખોદવા લાગે નહિ, માટે તેણે તેને રોકવાનો પ્રયત્ન કર્યો. પણ તેણે તેનું સાંભળ્યું નહિ. કુભારે કહેલી બાબત વિક્રમને જણાવીશ, તો તે આવી દીનવાણી ઉચ્ચારશે નહિ; ને કદાચિત્ એ બાબતને ધિક્કારી અહીંથી ચાલ્યો જશે, અને તેમ થતાં રત્નપ્રાપ્તિથી દારિદ્રયનો પરિહાર થવાની આવેલી સોના જેવી તક ફોકટ જશે, એ વિચાર મનમાં આવવાથી બ્રાહ્મણે સત્ય પ્રકાર શો છે, તેથી વિક્રમને અજ્ઞાત રાખ્યો. તરત બીજી કાંઈ યુક્તિ ન સૂજવાથી–તે બ્રાહ્મણે તેને અસત્ય વર્તમાન કહ્યાં. તે બોલ્યો 'મિત્ર, હે મિત્ર, થોભ; મેં એક બહુ ખરાબ હકીકત સાંભળી છે, તે તને કહું છું. કાલ આપણે જ્યાં ઉતર્યા હતા ત્યાં ઉજ્જયિનીમાં રહેનારા એક ફ્રિશ્તો મને મળ્યો હતો. તું તે વખતે ત્યાં મારી પાસે નહોતો. તેને મેં તારા ઘર તરફના ક્ષેમસમાચાર પૂછ્યા ત્યારે તેણે તારાં માતુશ્રી સ્વર્ગવાસિની થયાનું

કહ્યું. આ દુઃખકારક બનાવ તને કેવી રીતે જણાવવો, એટલા માટે જ અત્યાર સુધી મેં સંકોચથી કાંઈ કહ્યું નહિ!"

તે બ્રાહ્મણે આ સમાચાર જો કે ખોટા કહ્યા હતા; પણ તેમ કરવામાં તેનો ઉદ્દેશ ઉત્તમ હતો; અને તે પોતાની મેળે પૂર્ણ થયો. તપ્ત થયેલા પારદ પ્રમાણે તે મિત્રનું દુઃખદ ભાષણ સાંભળી વિક્રમ અતિશય દુઃખિત થયો, અને તેણે તે દુઃખદ સમાચારના આવેશમાં કપાળપર હાથ મારી લઈ 'હે દૈવ!' એમ બોલી હાથમાંની કોદાળી નીચે નાખી. આમ સહજ થયું; પણ ઉપર જણાવ્યા પ્રમાણે રત્નપ્રાપ્તિનો તેજ સત્ય ઉપાય હોવાથી વિક્રમે નીચે નાખેલી કોદાળીનો છેડો જમીનમાં લાગી જમીનનો જે ભાગ ખોદાણો, તેમાંથી જેના અલૌકિક તેજથી અંધકાર નષ્ટ થાય છે એવું એક ઉત્તમ રત્ન ઉપર આવ્યું. તેની અમુક જ કીમત અંકાશે, એનો જો કે તે વખતે નિશ્ચય થયો નહોતો, તોપણ તે સવાલાખથી ઓછી કિંમતનું તો નહોતું જ.

વિક્રમ, માતાના મૃત્યુના જે વર્તમાન તેણે હમણાં જ સાંભળ્યા હતા, તેના દુઃખમાં હોવાથી તેણે કોદાળીના ઘાથી ઉપર આવેલું રત્ન જોયું નહોતું. પણ તેના મિત્રે તે જોયું હતું. પોતાનું આવવું સફળ થયું સમજી તે મનમાં આનંદિત થયો હતો. વિક્રમને આ વખતે કદાચ રત્ન દેખાડીશ ને દેખાડતાં કદાચિત્ તે નહિ સ્વીકારે તો પોતાનો કાંઈ પણ ઉપાય ચાલનાર નથી, એવો વિચાર કરી બ્રાહ્મણે તેને તે ન દેખાડતાં ધીમેથી વિક્રમ ન જાણે તેમ ઊંચકી લીધું. પછી કોદાળી, પાવડો વગેરે સાધનો લઈ વિક્રમસહ તે ત્યાંથી બહાર નીકળ્યો. ખાણથી થોડે દૂર ગયા પછી પોતાના મિત્રને હવે વિશેષ વખત દુઃખમાં રાખવો નહિ, એવો વિચાર કરી તે બ્રાહ્મણે રત્નપ્રાપ્તિનો કુંભારે જે પ્રકાર કહ્યો હતો, તે તેને જણાવ્યો ને 'તારાથી તેમ થનાર નથી, માટે જ તને અતિશય દુઃખ થાય એવા પ્રકારના માતાના નિધનના અસત્ય વર્તમાન કહ્યા,' એમ કહી 'દૈવે તેને સહાય કરી. આ જો મોટું મૂલ્યવાન્ રત્ન મળ્યું!' એમ કહી ધોતિયાની ઓટીપર ચડાવેલું તે રત્ન વિક્રમને દેખાડ્યું.

આ પ્રકાર સાંભળી તે સત્વધીર પુરુષને પોતાના મિત્રનું આ વર્તન બહુ અયોગ્ય લાગ્યું, એટલુ જ નહિ પણ તેમાટે તેને અતિશય ક્રોધ પણ ચઢ્યો. ગમે તેમ થાય પણ દીન થઈ અન્યની યાચના કરવી નહિ, એ મહાન્ પુરુષોનો કૃતસંકલ્પજ હોય છે. પોતાના મિત્રે પોતાની પાસેથી—અન્ય નિમિત્તે પણ રત્નની પ્રાપ્તિમાટે—દીન વર્તન કરાવ્યું, તે વિશે તે બહુવાર સુધી વિચાર કરતો રહ્યો. છેવટે 'આ મિત્ર જાતિનો બ્રાહ્મણ છે; બ્રાહ્મણ કહ્યા એટલે તેઓ સ્વભાવતઃ લોભી હોય જ.

તેણે પોતાના જાતિસ્વભાવ પ્રમાણે વર્તન કર્યું,' એવી વિક્રમે પોતાના મનની સમજૂતી કરી; અને તે બ્રાહ્મણને વિશેષ કાંઈ ન કહેતાં ક્રોધથી તેના હાથમાંનું રત્ન ઝૂટવી લઈ તે પાછો, જે ખાણમાંથી તે મળ્યું હતું, તે ખાણના કાંઠાપર ગયો. પછી તે પર્વતને ઉદ્દેશી—

* "धिग्रोहण गिरिं दीनदारिद्र्यव्रणरोहणम् ।
दत्ते 'हा दैव' मित्युक्ते रत्नान्यर्थिजनाय यः ॥ १ ॥

એમ બોલી તે રત્ન તેણે તે જ ખાણમા ફેંકી દીધુ. પછી મિત્ર સહવર્તમાન પાછો કુંભારને ઘેર આવી કોદાળી, પાવડો વગેરે જે તેન પાસેથી લીધા હતાં, તે તેને પાછા દઈ દ્રવ્યપ્રાપ્તિમાટે અન્ય કાંઈ પ્ર પ્રયત્ન કરવાનો નિશ્ચય કરી ત્યાંથી દેશાટન કરતો અન્ય પ્રદેશપ્રતિ નીકળ્યો

રાજપુત્ર વિક્રમ પુષ્કળ દિવસથી પોતાના મિત્રસહ પ્રદેશમાં ભટ કતો હતો, છતાં તેથી તેને કાંઈ પણ લાભ થયો નહિ. છેવટે કટાળ તે પાછો સ્વદેશપ્રતિ વળ્યો. આવતાં આવતાં માળવા પ્રાંતમાં ઉજ્જયિન નગરની પાસે આવી પહોંચ્યો. તેવામાં નગરમાં દાંડી પીટાતી હતી, ? તેના સાંભળવામાં આવી. દાંડી પીટાવી એ કાંઈ પણ વિશેષ પ્રસંગ હોવા સિવાય બને નહિ, એ રીતિથી તે જ્ઞાત હતો માટે તે બહુ ત્વરાથ નગરમાં ગયો. તે નગરવાસી પાસેથી ચોકસી કરતાં દાંડી પીટાવા કારણ તેના જાણવામાં આવ્યુ. વિક્રમ જે વખતે માળવા છોડી ગયો હતો તે વખતે ત્યાંની રાજકીય વ્યવસ્થા ઇત્યાદિ ક્રમપુરઃસર હતાં. વિક્રમમ મહાન્ રાજા થનારા પુરુષને આવશ્યક કિંબહુના તેનાથી પણ અધિ અનેક ઉત્તમ ગુણો હતા તથાપિ તે આવા દરિદ્રથી પીડિત થયો ને તે પ્રદેશોમાં ભટકવું પડ્યું, તેનું કારણ એ કે, અન્યાયથી કિંવા અધર્માચરણથ ઐશ્વર્ય પ્રાપ્ત કરવુ નહિ, એ તેનો દૃઢ નિશ્ચય હતો. તે જો ન્યાયઅ ન્યાયનો વિચાર કરનાર ન હોત તો માળવા રાજ્યની રાજખટપટમા ઉતરી તેણે અનેક પ્રકારની ઉથલ પાથલ કરી હોત. પણ તેનું તે કર્તવ્ય નહોતુ રાજ્યની વ્યવસ્થા પૂર્ણ નિયમબદ્ધ હોવાથી પોતે તેમાં વિના પ્રયોજન માથું મારવુ, એ અન્યાય છે એવી તેની માન્યતા હતી ને તેવી સ્થિતિમાં દારિદ્ર્ય તેનો પીછો પકડી પાછળ પડ્યું હતું. તેથી તેને દેશત્યાગ કરવો પડ્યો. પણ અત્યારે તેના તે પ્રતિકૂળ દિવસો જઈ તેને અનુકૂળ કાળ પ્રાપ્ત થયો હતો.

---

* ઉપરના શ્લોકનો અર્થ —આ રોહણ પર્વતને ધિક્કાર હો! આ દરિદ્રીના દારિદ્ર્યરૂપ વ્રણને વધારનાર છે, કારણ કે 'હે દૈવ!' એવા દીનતાદર્શક શબ્દ વદાવીને જ એ રત્નાર્થી જનને રત્ન આપે છે!"

આ વખતે ઉજ્જયિનીમાં એક મોટો અનર્થ થયો હતો. ગાદીપર આવેલા રાજાને એકાએક રાત્રિએ કોઇએ મારી નાખ્યો. રાજા આપોઆપ મૃત્યુ પામ્યો કિંવા તેને કોઇએ મારી નાખ્યો વગેરે પ્રકાર પ્રધાનાદિકોના કાંઈ સમજવામાં આવી શક્યો નહિ. તથાપિ રાજ્યનો બંદોબસ્ત રાખવામાટે તે નિપુત્રક રાજાના પાસેના સંબંધીને લાવી રાજ્યારૂઢ કર્યો. તે નવા રાજાને રાજ્યારૂઢ થવાને દિવસે પ્રજાજનો પાસેથી 'મહારાજ મહારાજા' એ સંબોધન સાંભળવાનો ને રાજકીય ઠાઠમાઠ વગેરેનો અનુભવ થયો; પણ તે પ્રમાણે રાત્રિ તેને શુભકારક થઈ નહિ. જે દિવસે તેનો રાજ્યાભિષેક થયો, તે જ રાત્રિએ પૂર્વ રાજા પ્રમાણે જ તેને પણ પરલોકગમન કરવું પડ્યું! આ રાજાના મૃત્યુ સંબંધી કોઇને કાંઈ પણ સમજ પડી નહિ. પછી મુત્સદ્દીમંડળે ત્રીજાને રાજગાદીપર બેસાડ્યો ને તેની પણ પહેલાના રાજા પ્રમાણે અવસ્થા થઈ. આ પ્રમાણે પ્રતિદિવસ ગાદીપર બેઠેલો રાજા મૃત્યુ પામવાથી પ્રજા તેમ જ કાર્યભારી મંડળ મહા વિલક્ષણ ચિંતામાં પડ્યું. રાજ્યને અરાજક રાખવાથી અનેક ઉપદ્રવો ઉત્પન્ન થવા લાગ્યા. રાજાની આવશ્યકતા હોવાથી પ્રધાનમંડળ પ્રતિદિવસ નવા નવા રાજા નીમવા લાગ્યું ને રાત્રિ થતાં તે બિચારા મૃત્યુના મુખમાં પડવા લાગ્યા. એવી સ્થિતિ થવાથી, જે રાજ્યાસનની પ્રાપ્તિમાટે રાજવંશજ પ્રસક્ષ પોતાના બાપ, ભાઇ કિંવા ઇતર આપ્ત સંબંધીને પણ મારી નાખવા તૈયાર થાય છે ને લાખો પ્રાણીઓનાં બલિ આપી પોતાની રાજ્યપ્રાપ્તિની તૃષ્ણા પૂર્ણ કરે છે, તે રાજગાદીપર ઉપર જણાવેલી ભીતિથી કોઈ પણ આવતું નહોતું. જે તે 'જીવતા રહીશું તો દારિદ્ર્યમાં જીવન વ્યતીત કરશું; પણ એક દિવસની રાજપદવી જોઇતી નથી' એમ કહેવા લાગ્યા. છેવટે પ્રધાનમંડળે દાંડી પીટાવી પ્રજાજનોને જાહેર કર્યું ને તેમાંથી કોઈ કબૂલ થાય તો તેને સિંહાસનારૂઢ કરવાનો ક્રમ ચલાવ્યો હતો. તે જ દાંડી પીટવાનો અવાજ જેને કાળ અનુકૂળ થયો છે, એવા વિક્રમના કાને પડ્યો.

વિક્રમે ઉપર જણાવેલો પ્રકાર પ્રજાગણદ્વારા સાંભળી લીધો હતો, છતાં પણ તે દાંડી પીટનારા માણસો સાથે 'હું રાજ્યારૂઢ થવા તૈયાર છું' એમ અધિકારીઓને કહી રાજપ્રાસાદમાં ગયો. ત્યાં ગયા પછી પ્રધાનમંડળે ભવિષ્યમાં શું થનાર છે, તે સર્વ હકીકત કહી સંભળાવી અને 'તમારી પૂર્ણ ઇચ્છા છે કે?' એમ પૂછ્યું. ત્યારે વિક્રમે રાજ્યાભિષેક કરી લેવાનું તેની પાસે કબૂલ કર્યું. આવી પોતાની ઇચ્છા વિક્રમે જણાવ્યાથી ત્યાં મોડું થવાનું કાંઈ પણ કારણ નહોતું. તત્કાળ તેનો રાજ્યાભિષેક થઈ, જે વિક્રમ પૂર્વે દેશદેશાંતરોમાં ભટકતો દરિદ્રગ્રસ્ત રંક જન હતો, તે આજ માળ-

વાનો મહારાજા થયો. એક દષ્ટિએ જોતાં તે રાજ્ય કેવળ એક દિવસનુંજ હતું, છતાં પણ વિક્રમનો તે મેળવવામાં કાંઈક વિશેષ હેતુ હતો. એક તો તે દારિદ્ર્યથી અતિશય ગ્રસ્ત હતો, તેથી ભલેને એક દિવસનું હોય, પણ રાજ્ય મળ્યું ને તે કોઈના ઘાતપાત અથવા અન્યાય આદિ અધર્માચરણ ન કરતાં મળ્યું; માટે તેનો તેણે સ્વીકાર કર્યો. હવે તેને રાત્રિએ તો મરવુંજ છે, એ તો પોતાની પહેલાંના રાજાઓના ઉદાહરણોથી નિર્વિવાદ સિદ્ધ જ હતું. તેથી એ વિશે તેના મનમાં એવો વિચાર આવ્યો હોય જ કે, કાંઈ આકસ્મિક કારણથી અથવા યુક્તિથી મરણ શામાટે ન ટળે? અસ્તુ કદાચિત્ તેમ ન જ થયુ તો દારિદ્ર્યને મરણ, એ એક જ મારા દુઃખનું વિશ્રાંતિસ્થાન છે. અર્થાત્ જીવતો રહ્યો તો મહાન્ રાજ્યનો ઉપભોગ લેવાશે, ને મરણ પામ્યો તો દુઃખનો અંત આવશે. ઉભય રીતિએ દુઃખનો અવસ્ય પ્રતિકાર થનારજ,' એમ સમજી તે સાહસી ને દીર્ઘદર્શી વિક્રમે જે એક દિવસનું રાજ્ય મેળવ્યું, તે યોગ્ય જ કર્યું હતું.

અભિષેક આદિ ક્રિયા સમાપ્ત થતાં જ વિક્રમ એકાન્તમાં જઈ ભાવી ભયંકર પ્રસંગવિષયક વિચાર કરવા લાગ્યો. તે મનમાં બોલ્યો 'પ્રતિદિન અહિં રાજ્યારૂઢ થનારો રાજા મૃત્યુ પામે છે, તેનુ કારણ સમજી શકાતું નથી, એમ સર્વ જનો કહે છે તો તેનું કાંઈ પણ યોગ્ય કારણ શોધી કાઢવું જોઇએ. વિચાર કરતાં કોઈ પણ બલાઢ્ય દૈત્ય કિંવા દેવ આ રાજ્યપર અસતુષ્ટ થયો હોવો જોઇએ અને તે જ પ્રતિદિન રાજાનુ ભક્ષણ કરતો હશે. તે કોઈ પણ દિવ્ય પુરુષ હશે, માટે જ લોકોને તે સંબંધી કાંઈ પણ માહિતી મળતી નથી. એ વિના રાજાના મૃત્યુનું અન્ય કાંઈ પણ કારણ હોય તો તે જાહેર થયા સિવાય રહે નહિ. તો પછી એવો જો કોઈ પ્રબળ પુરુષ આ રાજ્યપર અસંતુષ્ટ થયો હશે તો, રાજા ન મળવાથી તે કદાચિત્ આ રાષ્ટ્રનો પણ નાશ કરી નાખશે. એ માટે ભક્તિથી કિંવા પોતાના સામર્થ્યથી તે પુરુષને વશ કરી લેવાથી આ સર્વ અરિષ્ટ નષ્ટ થશે. એ માટે તેને અનુકૂળ કરી લેવાનો પ્રયત્ન કરવો જોઇએ,' એવો વિચાર કરીને વિક્રમે નાના પ્રકારના ખાદ્યપેય પદાર્થો તૈયાર કરવાની આજ્ઞા કરી. તે પ્રમાણે સર્વ તૈયારી થયા પછી સાયંકાળે તેણે તે સર્વ પદાર્થો મોટામોટાં વાસણોમાં ભરી રાજમહેલની અગાશીમાં વ્યવસ્થાથી ગોઠવી દીધા; અને મધ્યરાત્રિના અરસામાં પોતે હથિયારબંધ થઈ કેટલાક સરદારોને સુદ્ધાં પોતાના રક્ષણમાટે અગાશીની આસપાસ બેસાડ્યા. સુવર્ણ શૃંખલાયુક્ત વિશાળ હિંડોળાપર સુંદર બિછાનાં તૈયાર કરાવ્યાં હતાં, તેમાંના એક હિંડોળાપર પોતાનો મુકુટ, વસ્ત્રાભૂષણો વગેરે મૂક્યાં. મુકુટ ને વસ્ત્રાલંકારો એવી રીતે બિછાનાપર ગોઠવ્યાં હતાં કે, જોનારાઓને તે અલંકારો

અગપર ધરી કોઈ પણ મનુષ્ય ત્યાં સૂતો હોય એવો જ ભ્રમ થઈ જાય. એ પ્રમાણે સર્વ તૈયારી કરી નગ્ન તલવાર લઈ વિક્રમ પોતે તે બિછાના પાસે મૂકેલા દીવાની પાછળ બેસી ચારે તરફ એકસરખી દૃષ્ટિએ જોવા લાગ્યો જેણે પોતાના ધૈર્યથી વૈનોમ્યને તુચ્છ કર્યું હતું એવો વિક્રમ રાજભક્ષકની વાટ જોતો બેઠો અને તેવામાં તે પણ આવ્યો

પ્રથમ એક ગવાક્ષમાંથી ધૂમ્રના ગોટેગોટ અગાશીમાંથી આવતા હોય તેમ દેખાવા લાગ્યું તરત જ તેમાથી જ્વાળા દેખાવા લાગી ને પછી યમ-રાજા જેવુ ભયંકર જેનું સ્વરૂપ છે એવો વેતાળ વિક્રમની દૃષ્ટિએ પડ્યો. તે વેતાળનું પેટ ક્ષુધાથી તદ્દન સુકાઈ ગયુ હતું તેણે આવતાંની સાથે જ તે ભક્ષ્ય ભોજ્ય પદાર્થો જોતાં રાજા ત્યા છે કિવા નહિ એ વિશેનો કાંઈ વિચાર ન કરતાં તે અન્નપર યથેચ્છ હાથ ચલાવ્યો પ્રાશનના પદાર્થો હતા તે પીને તૃષા શાન્ત કર્યાં પછી ત્યા સુગંધિત દ્રવ્યો હતાં તે શરીરપર લગાવી ઉત્તમ તૈયાર કરેલા પાનબીડાં એક પછી એક ખાધાં. એ પ્રમાણે તૃપ્ત થવાથી તે બહુ ખુશ થયો. પછી વિશ્રાંતિ લેવાના ઇરાદાથી તે હિંડોળાપર આવી બેઠો. વિક્રમ બિછાનાપર નહોતો, પણ તેની પાસે જ હતો. વેતાળે શું શું કર્યું, તે તે જોતો હતો વેતાળ હિંડોળાપર આવી બેઠો ત્યાંસુધી તેનું લક્ષ્ય વિક્રમ પ્રતિ ગયુ નહોતું પણ ત્યા બેઠા પછી તેણે ચારે તરફ જોયુ તો વિક્રમ તેની દૃષ્ટિએ પડ્યો પોતાને આ રીતે જેણે તૃપ્ત કર્યો તે આ જ મનુષ્ય હોવો જોઇએ, એમ માની દીવાની પાછળ બેઠેલા વિક્રમપ્રતિ તે બોલ્યો, 'અરે માનવી, હું કોણ છુ, તેની તને ખબર છે? મને આગિયો વેતાળ કહે છે. હું ઇન્દ્રનો દ્વારપાળ છુ પ્રતિ દિવસ અહીંના નવીન રાજાને હું મારતો હતો તે પ્રમાણે આજ તને પણ મારવાનો હતો પણ તેં જે આ મારી સેવા કરી, તેના યોગે હું પ્રસન્ન થયો છુ માટે હું તને અભય દઉં છુ એટલુ જ નહિ પણ આ સમસ્ત રાજ્ય પણ મેં તને દીધુ છે એમ સમજ. પણ તારે ફક્ત મારુ એક કહ્યુ માનવુ પડશે. આજ જેવી મારી ખાવા-પીવાની તેં તૈયારી કરી, તેવી જ પ્રતિદિન મારા માટે સદા તૈયારી કરી રાખતો જજે, એટલે મારા તરફથી તને કદી પણ ઉપદ્રવ થવાનો નથી.'

વેતાળનું આ કહેવુ વિક્રમે કબૂલ કર્યું ને ઉભયનો પરસ્પર સ્નેહ થયો પછી કેટલોક વખત બેસી વેતાળ ત્યાંથી પોતાને સ્થાનકે ગયો. રાજા વિક્રમ—જે આગલે દિવસે જ રાજા થયો હતો ને ગાદીપર બેસતાં જ જેણે 'એક દિવસનો રાજા,' એવુ જનસમૂહનું બોલવુ સાંભળ્યુ હતું ને જેને પોતાને પણ પોતાની જીવિતાવસ્થા વિશે શકા હતી તે—મહુ ચાતુર્યથી ને નમ્રતાથી, તેના પહેલાના કેટલાક રાજાને જેણે મારી નાખ્યા હતા,

તે વેતાળને ઉપર કહ્યા પ્રમાણે પ્રસન્ન કરી લઈ એક વખત તો માળવા પ્રાંતનો સદાનો રાજા થયો. રાજા જીવિતાવસ્થામાં પ્રાત કાળમાં દષ્ટિએ પડનાર નથી, એવી પ્રધાનાદિની માન્યતા હતી બીજે દિવસે સવારે પૂર્વ ક્રમ પ્રમાણે પ્રેતવિધિની તૈયારી કરીને પ્રધાનમંડળ રાજપ્રાસાદમાં આવ્યું તો રાજાને ખુશી આનંદમાં અગાશીમાં બેઠેલો જોયો! આ ચમત્કાર જોઈ સર્વને બહુ આશ્ચર્ય થયું. આ આશ્ચર્યયુક્ત બનાવ બનવાનું કારણ શું, એ સાંભળવાની સર્વને ઉત્કંઠા થઈ. તેથી વિક્રમે રાત્રિએ થયેલો વૃત્તાંત ઇત્યંભૂત કહી સંભળાવ્યો આ ઘટના સાંભળી પ્રધાન આદિ સર્વ જનોએ તેની દક્ષતા, ધીરતા અને સમયસૂચકતા આદિની અતિશય પ્રશંસા–તારીફ કરી આ કોઈ અસાધારણ પુરુષ છે, એમ માની તેનો બહુ જયજયકાર કર્યો સર્વજને ભક્તિપૂર્વક તેને પોતાનો સદાનો રાજા માનીને આનંદ પ્રદર્શિત કર્યો.

ઉપર કહ્યા પ્રમાણે વિક્રમ પ્રતિદિવસ વેતાળને આહાર આપતો હતો ને તેથી તે પણ તેનાપર પ્રસન્ન થતો જતો હતો. એવો ક્રમ એક સરખી રીતે ઘણા દિવસ ચાલતો રહ્યો. એક દિવસે વિક્રમે વેતાળને 'મારું આયુષ્ય કેટલું છે તે કહે?' એવો પ્રશ્ન કર્યો. તેથી તે બોલ્યો 'એની મને ખબર નથી મારા સ્વામી ઇંદ્રને આ પ્રશ્ન પૂછી શું છે તે કહીશ' એવું ઉત્તર આપી વેતાળ તે દિવસે ચાલ્યો ગયો. બીજે દિવસે પુન. તે આવતાં રાજા વિક્રમે પોતાના ગઈ કાલના પ્રશ્નનું ઉત્તર દેવાનું સ્મરણ કરાવ્યું. વેતાળ બોલ્યો 'તારું આયુષ્ય કેટલું છે' તે વિષે મેં ઇંદ્રને પૂછતાં તેણે 'પૂરાં સો વર્ષ તારું આયુષ્ય છે' એવું મને કહ્યું. વેતાળનું આ બોલવું સાંભળી રાજા વિક્રમ બોલ્યો; 'આપણી બહુ મિત્રતા થઈ છે. મિત્રત્વના અનુરોધથી મારી એક વિનતિ છે તે તું માન્ય કર. મારે અન્ય કાંઈ તારી પાસેથી જોઈતું નથી. તારા સ્વામી જે મહેંદ્ર તેને કહી મારું સો વર્ષનું આયુષ્ય છે, તેમાંથી એક વર્ષ ઓછુ કરાવ! એટલું મારું કાર્ય તારે અવશ્ય કરવું જ જોઇએ.' આ પ્રમાણે રાજાએ બહુ નમ્રતાથી પોતાની વિનતિ કહી, તેથી તેમ કરાવવાનું કબૂલ કરી વેતાળ તે દિવસે ચાલ્યો ગયો!

વેતાળ સામર્થ્યથી મહાન્ હોવા છતાં પણ બોલતો ચાલતો એક ભૂત જ કહેવાય. ભૂતોનું અસ્તિત્વ ખરું માનવું કિંવા ખોટું માનવું, એ માટે અમે અત્રે કાંઈ પણ લખતા નથી; પણ આર્યોના અથવા ઇતર જનોના પ્રાચીન ગ્રંથોમાં ભૂતપ્રેતની બાબતોનાં વર્ણનો પુષ્કળ ઉપલબ્ધ થાય છે, ને તે લક્ષ્યપૂર્વક વાંચી જોતાં તેમનાં સ્વભાવ ને જ્ઞાન ઇત્યાદિક વિષે સારું અનુમાન કરી શકાય છે. જ્યાં જ્યાં ભૂતોનું વર્ણન આવે છે, ત્યાં ત્યાં તે–એકમાર્ગી, અવિચારી, વિચિત્ર કૃતિ કરનારા ને

નિયમિત માર્ગની આજૂબાજૂએ જવામાં અસમર્થ એવા' પ્રકારનાં હોય, એમ સૂક્ષ્મ વિચાર કરનારને તરત જ જણાઈ આવે છે. આ સંબંધમાં અમારે એટલું જ કહેવાનું કે, વેતાળ આવો અપ્રતિમ સામર્થ્યવાન્ હતો, પણ તે અવિચારી ને અજ્ઞાની હતો. તેણે રાજાની વિનતિ માન્ય કરી, પણ તેમ કરવાનું તેનામાં અથવા તેના સ્વામી (ઇન્દ્ર) માં અલ્પ પણ સામર્થ્ય નહોતું, એ તેના લક્ષમાં આવ્યું નહિ. અસ્તુ. કબૂલ કર્યા પ્રમાણે વેતાળે ઇન્દ્રને પૂછ્યું. પણ 'કોઇનું પણ આયુષ્ય ન્યૂન અથવા અધિક કરવું, એ મારા કે કોઇના પણ હાથમાં નથી,' એવું ઇન્દ્રે કહેવાથી વેતાળે બીજે દિવસે નિત્ય પ્રમાણે આવી રાજાને કહ્યું, 'ઇન્દ્રના હાથમાં પણ તારું જે સો વર્ષનું આયુષ્ય છે, તે નવાણું અથવા એક સો એક કરવાનું સામર્થ્ય નથી.' રાજાએ એનું કાંઈ પણ ઉત્તર દીધું નહિ ને વેતાળ નિત્ય પ્રમાણે તૃપ્ત થઈ ચાલ્યો ગયો.

રાજા વિક્રમ આટલા દિવસ વેતાળની બહુ ભીતિ રાખતો હતો ને તેથી તેના ખાવાપીવાની સર્વ વ્યવસ્થા રાખતો હતો. તેને તેની અતિ ભીતિ હોવાથી આ પ્રમાણે જો તેણે યુક્તિ કરી તેનું સામર્થ્ય જાણ્યું નહોત તો જન્મપર્યંત તેને ખાદ્ય પદાર્થ અર્પી ભયગ્રસ્ત અવસ્થામાં પોતાનું જીવન વ્યતીત કરવું પડ્યું હોત. 'આ મને મારી નાખશે' એમ ધારી તેની સેવા કરવી, એ તેને બહુ અયોગ્ય જણાતું હતું; પણ કરે શું? તેની પહેલાના કેટલાય રાજાને તેણે માર્યા હતા; માટે તેનો ખુલાસો કરવા-માટે જ તેણે પોતાના આયુષ્ય વિશેનો પ્રશ્ન કર્યો હતો. પોતાનું આયુષ્ય સો વર્ષનું છે ને તે વેતાળથી શું પણ તેના સ્વામી પ્રત્યક્ષ ઇન્દ્રથી પણ ન્યૂનાધિક થનાર નથી, એવું જ્યારે તેણે જાણ્યું ત્યારે આજપર્યંત જે વેતાળનો ભય જણાતો હતો, તે સમૂળ નષ્ટ થયો. એ તો સ્પષ્ટ જ છે, કે આયુષ્ય સમાપ્ત થયા વિના કોઈ કોઇને મારી શકતું નથી; તોપછી વેતાળથી શું થાય? આ પ્રમાણે રાજાના મનની પૂર્ણ ખાતરી થવાથી તેણે નિત્યક્રમ પ્રમાણે તેને ખાવા પીવાનું આપવું બંધ કર્યું; અને બીજે દિવસે રાત્રિએ હથિયારબંધ થઈ વેતાળ સાથે યુદ્ધ કરવા તૈયાર થઈ બેઠો. વેતાળને દરરોજ સુગ્રાસ અન્ન આદિ ખાવાની ટેવ પડી ગઈ હતી. તે નિત્ય પ્રમાણે આવી જુવે છે તો ત્યાં કાંઈ પણ જોવામાં આવ્યું નહિ. તેથી તે અતિશય ક્રોધિત થયો. રાજા વિક્રમ યુદ્ધની તૈયારીએ ત્યાં પાસે જ બેઠો હતો. વેતાળ પગ પછાડતો વિક્રમપ્રતિ બોલ્યો 'અરે દુષ્ટ, કૃતઘ્ન! મેં તારાપર આટલો બધો ઉપકાર કર્યો, તને જીવતો રાખ્યો, અને તને રાજ્ય આપ્યું! આ સર્વ તારા હિતનું કાર્ય કર્યા છતાં પણ તેં મારું ખાવું પીવું બંધ કર્યું? ચિંતા નહિ; હમણાં જ તારા કરેલા કર્મનું

ફળ આપું છું,' એમ બોલી દાંત કચકચાવી ઓઠ ચાવી તે રાજાન
શરીરપર ધસ્યો.

રાજા વિક્રમ કાંઈ સામાન્ય મનુષ્ય નહોતો. તેણે ઘણા વખતપર્ય
તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું. સુદૈવે તે યુદ્ધમાં વિક્રમને જય મળ્યો. વિક્
એવો એક પેચ માર્યો કે, એક સપાટામાં જ વેતાળને જમીનપર પછા
પાડ્યો અને તેની છાતીપર પગ મૂકી તલવાર ખેંચી કાઢી કહ્યું કે, 'તા
ઇષ્ટદેવનું સ્મરણ કર!' વેતાળ પરાભૂત થવાથી પ્રસન્ન થઈ રાજ
પ્રતિ બોલ્યો, 'આ તારા અદ્દભુત પરાક્રમથી હું બહુ પ્રસન્ન થયો છું
આજથી તું જે કહીશ, તે તારૂં કામ હું કરી જઇશ. હું અગ્નિ વેતા
તારાપર બહુ પ્રસન્ન થયો છુ એમ સમજ.' રાજાને વેતાળને મારી ઠા
કરવાનું નહોતું; તે જે તેને હરહમેશ ધમકી આપીને પીડતો હતો, તેમાંથ
પોતાની મુક્તતા કરવી, એટલું જ તેને ઇષ્ટ હતું, માટે તેણે કાંઈ પણ વ
ન લેતાં વેતાળનું કહેવું માન્ય કર્યું. વિક્રમ આ યોગથી કેવળ વેતાળ
પંજામાથી મુક્ત થયો એટલુ જ નહિ પણ વેતાળે તેનું જોઇએ તે કાર્ય કરવા
કબૂલ કરવાથી તો તેને એક ઈશ્વર જ પ્રાપ્ત થયો, એમ કહેવું જોઇએ. અસ્

વેતાળ પ્રસન્ન થયા પછી રાજા વિક્રમની દિનદિન જાહોજહાલી વધ
જતી હતી. તેણે એક પછી એક પ્રદેશો જિતવાનો પ્રારંભ કર્યો. તે વખ
શાણ્ણવ* જાતિના સ્વતંત્ર રાજા ભરતખંડના જૂદા જૂદા વિભાગમાં રાજ
કરતા હતા. રાજા વિક્રમે તે સર્વને જિતી પાદાક્રાંત કર્યા, અર્થાત્
વિક્રમ પૂર્વે સામાન્ય રાજા હતો, તે હવે સાર્વભૌમ રાજા થયો ને
ઉજ્જયિની કેવળ માલવ દેશની જ રાજધાની હતી, તે મહારાજા વિક્રમ
કાર્યકીર્ત્તિમાં સાર્વભૌમ રાજાની રાજધાની થઈ, પૃથ્વીપરના જૂદા જૂ
દેશના રાજાના એલચીઓ ઉજ્જયિનીમાં દેખાવા લાગ્યા. ભૂમંડલની રાજ
કીય પ્રકરણની ચર્ચા ઉજ્જયિનીમાં થવા લાગી. મહારાજા વિક્રમનો પ્રત
પસૂર્ય દશ દિશાએ પ્રકાશિત થવાથી લોકોએ 'આદિત્ય' કિંવા 'અર્ક'
ઉપપદ તેના નામ સાથે જોડ્યુ, અર્થાત્ વિક્રમાદિત્ય (વિક્રમરૂપી સૂર્ય
એમ લોકો તેને કહેવા લાગ્યા. તેણે જે અનેક મોટાંમોટાં સાહસમ
કૃત્યો કર્યાં, તેપરથી 'સાહસિક' અથવા સાહસથી પ્રસિદ્ધ અર્થાત્ સાહ
જેનું મુખ્ય ચિન્હ છે, એમ પણ લોકો તેને કહેવા લાગ્યા. તેની કીર્તિ
વર્ણન કરતાં ભાટ ચારણાદિ-'મહારાજા સાહસાંક, વનહસ્તી તમારા શત્રુ-
ઓના મંદિરની સ્ફટિકમય દીવાલોમાં પોતાના પ્રતિબિંબને જોઈ, આ કોઈ
પણ પોતાની સાથે દ્વંદ્વ કરવા બીજો હસ્તી આવેલો છે, એમ ધારી જોરથી

---

* મહારાષ્ટ્ર વગેરે દેશભાષામાં 'શાણ્ણવ કુળના રાજા' એમ જે બોલવાનો પ્રચાર પડ્યો છે, તે વિશેષે કરીને આ વર્ણનપરથી જ પડેલો હોય એમ જણાય છે.

માથું મારે છે; તેથી તેમના અહિર્દંત ભીંતિપર અથડાવાથી ભાગી જાય છે. પછી તે પ્રસન્ન ચિત્તે પાછા ફરી પુનઃ ભીંતપ્રતિ જોતાં દંતૂશળ વિનાના તેના પ્રતિબિંબને જોઈ આ હસ્તિણી છે, એમ ધારી કામવૃત્તિથી ઉન્માદમાં આવી તેને સુંઢથી ખેંચવાનો પ્રયત્ન કરે છે,* એવું વર્ણન કરતા હતા.

આ પ્રમાણે મહા પ્રતાપશાલી ને સર્વગુણસંપન્ન મહારાજા વિક્રમાદિત્ય ઉજ્જયિની નગરમાં સાર્વભૌમ પદનો ઉપભોગ લેતો હતો. ત્યાં રાજકીય, સામાજિક, આદિ અનેક મહત્ત્વની બાબતો ચર્ચાતી હતી. મુખ્યત્વે કરી તેને વિદ્યાવ્યાસંગમાં અતિ આનંદ આવતો હતો. તેથી મહાન્ શાસ્ત્રવિશારદ પંડિતો, ઉત્તમોત્તમ કવિવરો અને અનેક વિદ્વાનોનો સમૂહ સદા રાજાની આસપાસ રહેતો હતો. તેની કાર્યકીર્તિમાં જે નામાંકિત કવિ થયા, તેમાં કવિકુલભૂષણ કાલિદાસ મુખ્ય હતા. તેનો અને મહારાજા વિક્રમાદિત્યનો બહુ નિકટ સબંધ હોવાથી કાલિદાસ અને તેનો મેળાપ કેવી રીતે થયો, એ જાણવું આ સ્થળે આવશ્યક છે.

મહારાજા વિક્રમાદિત્યને પ્રિયંગુમંજરી નામક એક સર્વગુણસંપન્ન કન્યા તી. તે વિશેષ બુદ્ધિમતી અને ગુણચાતુર્યમાં પરિપૂર્ણ હોવાથી રાજાને બહુ પ્રય હતી. તેથી વિક્રમાદિત્યે તેને અધ્યયન કરાવવા માટે વરરુચિ નામક મેક પંડિતને સોંપી હતી. તે રાજકન્યા પ્રાજ્ઞ હોવાથી અલ્પકાળમાં સર્વ શાસ્ત્રો મને કળામાં પારંગત થઈ. આ વખતે તે પૂર્ણ તારુણ્યાવસ્થામાં આવી તી ને તેથી વિક્રમાદિત્યના મનમા તેના વિવાહનો વિચાર ઘોળાતો હતો. મેક દિવસે રાજકન્યા પ્રિયંગુમંજરીએ પોતાના પિતા પાસે કેટલોક વખત રાસી તેની સેવા કરી અને તે અન્ય કાર્યમાં પ્રવૃત્ત થતાં તે મહાલયના મેક દ્વારમાં ઉભી રહી રાજપ્રાસાદના ઉદ્યાનનું નિરીક્ષણ કરવા લાગી. સંતઋતુનો સમય હતો. સૌગંધયુક્ત વાયુલહરી સામેથી આવતી હતી. નું સેવન કરતી તે ચતુર રાજકન્યા પ્રિયંગુમંજરી સ્વસ્થતાથી આનંદનો નુભવ લેતી હતી. એવામાં રાજ્યાલય માર્ગના માર્ગપરથી તેના ગુરુ (વરરુચિ) ક્યાંયથી આવતા હતા, તે રાજકન્યા જે મહાલયના દ્વારમાં ઉભી હતી, તેની સામે ક્ષણેક ઉભા રહ્યા. મધ્યાહ્નકાળ હોવાથી ભગવાન્ સવિતાનારાયણ પોતાના પ્રખર કિરણોથી અગ્નિ વર્ષાવતા હતા. એવે વખતે આ બ્રાહ્મણને અતિશય શ્રમ આવવાથી તે સાં વિશ્રાંતિ લેતો હતો. પૂર્ણ સ્વસ્થતા આવતાં પોતાની સામેના ઉદ્યાનમાંની આમ્રવૃક્ષરાજીપરનાં આમ્રફળ કે જે પૂર્ણ પાકવાની તૈયારીમાં હતાં, તેનાપર વરરુચિની દૃષ્ટિ કિંચિત્

* આ વર્ણનથી રાજા વિક્રમના રાજ્યના રાજમંદિરોની એવી સ્થિતિ થઈ હતી કે, ત્યાં વનહસ્તીઓ ફરતા હતા અર્થાત્ તે નિર્જન થયાનું ધ્વનિત થાય છે નિર્જન થયા સિવાય વનહસ્તીઓનો સચાર થવો અસંભવિત છે.

આસક્ત થઈ. આ બાબત તેના પ્રતિ એકસરખી દૃષ્ટિએ જોતી રાજકન્યાના લક્ષ્યમાં આવી. તેથી પોતાના ગુરુજીની ઇચ્છા પૂર્ણ કરવાના ઉદ્દેશે તે આમ્રફળોપ્રતિ આંગળી દેખાડીને બોલી કે;-'ગુરુજી! તમોને આ ફળ જોઇતાં હોય એવું લાગે છે; પણ તે શીતલ જોઇએ કિંવા તાપથી તપ્ત થયેલાં જોઇએ? બંનેમાંથી આપને કયાં પસંદ છે તે કહો!'

તે ચતુર રાજકન્યાનો બોલવાનો હેતુ તે બિચારા ભોળા બ્રાહ્મણના લક્ષમાં આવ્યો નહિ. સ્ત્રીઓની જાતિ સ્વભાવત. ચાણુકય હોય છે ને તેમાં આ રાજકન્યા હોવા સાથે વિદ્યાકળામાં પારગત થયેલી, એટલે એની વાચાળતાને બિચારો ભોળો બ્રાહ્મણ કયાંથી સમજી શકે? તેણે તેના પ્રશ્નનું ઉત્તર દીધું કે, 'મારે તપ્ત થયેલાં આમ્રફળ જોઇએ છીએ,' એ તેનું કહેવું સાંભળી રાજકન્યાએ 'આ લ્યો દઉં છું' એમ કહ્યુ. તેથી વરરુચિએ અંગવસ્ત્રનો છેડો પહોળો કરવાથી તેણે તેની બેસવાની જગ્યાની આસપાસનાં જે ફળો હતાં, તે તોડી તેના ખોળામાં નાખ્યાં. નીચે ખોળામાં ફળો નાખતાં તે એવી રીતે નાખ્યાં કે તેથી કેટલાંક ફળો જમીનપર પડી ધૂળવાળાં થયાં. વરરુચિએ ખોળામાં પડેલાં ફળો એક બાજૂએ મૂકી જમીનપર પડેલામાંથી એક એક ફળ ઉચકી લઇ હાથથી લુછીને ને મોઢેથી ફૂંકીને ફળોપરની ધૂળ કાઢવા માંડી. ગુરુજીનું આ વર્તન જોઈ તેની શિષ્યાને હસવું આવ્યું. તે સ્મિત હાસ્ય કરતી વરરુચિ પ્રતિ બોલી 'ગુરુ મહારાજ! શું, તે ફળો બહુ તપ્ત થયાં છે, માટે આપ ફૂંકી ફૂંકી એમને શીતલ કરો છો કે?'

મનુષ્ય વિદ્યાભ્યાસના યોગથી વિદ્વાન્ થાય છે; પણ તે ચતુર થાય છે કે કેમ, એ ખાત્રીપૂર્વક કહી શકાતું નથી. વિદ્યાથી ચાતુર્ય આવવાનો સંભવ છે. પરંતુ નૈસર્ગિક અંકુર વિના તે સહજ પણ આવતું નથી સ્વભાવતઃ જે ચતુર છે, તેનું તે ચાતુર્ય વિદ્યાભ્યાસથી વિકસિત થાય છે એ માત્ર સત્ય છે; પણ જેનામાં તે જન્મથી જ નથી, તેને તે દેવાની વિદ્યાદેવીની શક્તિ નથી. એ વિષેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે. રાજકન્યાએ 'ફળો તપ્ત કિંવા શીતળ જોઇએ?' એમ પૂછવા છતાં વરરુચિ જેવા મહાન વિદ્વાનથી ફળો કદી પણ તપ્ત હોય કે કેમ, એ સમજાયું નહી ને તેણે તપ્ત ફળો માગ્યાં એ કેવો ચમત્કાર! અસ્તુ. રાજકન્યાએ ઉપહાસ કર્યો, તે ગુરુજીથી સહન થયો નહિ. તે તત્કાળ ક્રોધાવિષ્ટ થઈ બોલ્યા, 'સાંભળ, વિદગ્ધમાનિની, તું પોતાના ચાતુર્યનો બહુ ગર્વ રાખી પ્રત્યક્ષ ગુરુની ચેષ્ટા કરવાને પણ પ્રવૃત્ત થયેલી છે, માટે તને કાંઈ પણ શિક્ષા કરવી જ જોઇએ. તારી જેવીને બીજી શી શિક્ષા કરવાની હોય? તારા ચાતુર્યનો ઉપયોગ નષ્ટ થયો એટલે પૂર્ણ. સ્ત્રીઓના સર્વ ગુણોનું સ્થાન પુરુષોના યોગથી થાય

. માટે જેની પાસે તારી સર્વ ગુણ ચાતુરી નિર્માલ્ય થાય, એવા પ્રકાનો પશુ જેવો મનુષ્ય તારો પતિ થાય એટલે થયું!'

આ પ્રમાણે ગુરુજીએ શિષ્યાને શાપ દઈ તેના ચાતુર્ય વિષયક ગર્વને ૂન કરવાનો પ્રયત્ન કર્યો. આ શાપ સાંભળી રાજકુમારી ખિન્ન ન તાં ઉલટી ગુરુજીપ્રતિ બોલી, 'કાંઈ ચિંતા નહિ. આપ તો ત્રણ વિદ્યાાં જ પ્રવીણ છો; પણ જે આપનાથી પણ અધિક વિદ્યાવાન્ હશે ને તમારા ુરુના પણ ગુરુ થવાને યોગ્ય હશે, તેની સાથે જ હું વિવાહ કરી લઇશ. મને તેમ થશે ત્યારે જ હું આપની પટ્ટશિષ્યા સાચી એમ સમજો.'

તેના પર 'સારું ભવિષ્યમાં હવે શું થશે, તે હું જોઈ લઇશ,' એમ ાથી ગુરુજી પોતાના ગૃહપ્રતિ ચાલતા થયા ને રાજકન્યાનું ધ્યાન પણ મન્ય વિષયોમાં પરોવાયું. ઉપર જે પ્રકાર જણાવ્યો, તે ઉપરથી પ્રિયંગુંજરીએ પોતાની શાલીનતાને અયોગ્ય વર્તન કર્યું એમ કદાચિત્ કોઈ હે; પણ તેમ નથી. કારણ કે મોટાં માણસોનાં બાળકો વિનોદી અને મલક હોવાનું વિશેષે કરી અનુભવમાં આવે છે. રાજકન્યા ઉદ્દામ તી, એમ કહેવાથી પ્રથમ તેના હાથથી થયેલું વર્તન તપાસવું જોઇએ. મને તે પ્રમાણે તેના હાથથી એવું વર્તન થયું નથી, એ ઉક્ત હકીકતારથી સમજાય છે. તેણે લાડમાં પોતાના ગુરુજી સાથે બુદ્ધિયુક્ત વિનોાત્મક ભાષણ કર્યું. તે માટે ગુરુજી પાસેથી તેને પ્રોત્સાહન ન મળતાં તેને શાપ' મળ્યો; તેથી તેના મનમાં પણ ઇર્ષા ઉત્પન્ન થઈ. આજે ગુરુશિષ્યાનો ંવાદ થયો, તેનું ભાવી પરિણામ એ આવ્યું કે, સમસ્ત જગતમાં અપ્રતેમ એવું એક કવિરત્ન ઉત્પન્ન થયું. ભારતવાસીઓને એથી કેવડો મોટો ાભ થયો, તે જુઓ.

વિક્રમાદિત્ય રાજાના મનમાં કન્યાના લગ્નનો વિચાર ઘોળાયા કરતો હતો, એ ઉપર જણાવ્યું છે. રાજાના મનમાં પોતાની કન્યા કોઈ પણ વિદ્વાનને આપવાની ઇચ્છા હતી. પોતાનો જામાત્ર મોટો રાજકર્તા હોય, પોતાની ન્યાને પ્રત્યેક પ્રકારનું ઐશ્વર્યસુખ હોય ઇત્યાદિ ઉન્માદી વિચાર તેના મનમાં આવ્યા નહોતા. ચતુર ને વિદ્વાન્ એવો જામાત્ર મળે એટલે થયું. તેને શ્રીમાન્ કરવો હોય તો તે પોતાને કાંઈ કઠિન નથી, એ વિક્રમાદિત્ય સારી રીતે જાણતો હતો. વિદ્વાનોની પરીક્ષા વિદ્વાનોએ જ કરવી જોઇએ. એ નિયમ હોવાથી તે કાર્ય તેણે પોતાના પંડિતોને સોંપ્યું. વરરુચિ કન્યાના ગુરુ હોવાથી તેમને તેની વિશેષ ચિંતા હોવાથી તે આ કામ બહુ કાળજીપૂર્વક કરશે, એમ જણાયાથી રાજાએ તેના પર વિશેષ વિશ્વાસ રાખી તે કામ સોંપ્યું. આ તરફ વરરુચિને રાજકન્યાને પોતે દીધેલો શાપ ખરો કરવાનો હતો, એ બાબતથી રાજા અજ્ઞાત હતો.

કારણ કે પ્રિયંગુમંજરી ને તેની જે બોલાચાલી થઈ, તે રાજા પોતે જાણતે ન હતો. વળી રાજકન્યાને પણ પોતાના અલ્હડ સ્વભાવને લીધે તે ર બનાવતું સ્મરણ રહ્યું ન હતું. વૃદ્ધ ગુરુજીની તે વખતે થોડી દયા કર એટલું જ; તે પછી તે સર્વ ભૂલી ગઈ! અર્થાત્ તેણે ગુરુજીએ પોતા કહેલા શબ્દો પોતાના પિતાને જણાવ્યા ન હોતા, તેથી વરરુચિને પોતા કહ્યું સત્ય કરવાનો સુવર્ણ અવસર મળી ગયો.

તે, કોઈ અત્યંત મૂર્ખ તરુણ પુરુષને શોધતો હતો; પણ ઘણ દિવસપર્યંત તેને તેવો કોઈ તરુણ મળ્યો નહિ. આ તરફ રાજા વિક્રમ દિત્ય તો બહુ જ ઉતાવળ કરવા લાગ્યો. પ્રતિદિવસે–'પોતાને યોગ્ય જમા ક્યારે મળે એ કોણ જાણે! શું તમો ખરા મનથી ઉદ્યોગ જ કરતા નથી કન્યા તો હવે પ્રૌઢા થઈ છે. તેને અવિવાહિત રાખવી હવે યોગ્ય નથ મારા જીવને આ એક બંધન થયું છે તેમાંથી ક્યારે મુક્તતા થશે!' એ વરરુચિ ઇત્યાદિ પંડિતો પાસે રાજા બોલતો હતો. એક દિવસે રાજા *ઇચ્છિત જમાત પ્રાપ્ત થવા માટે બહુ ઉત્સુકતા જણાવ્યાથી વરરુચિએ–'અ* તો કોઈ મળતો નથી. આમ માર્ગપ્રતીક્ષા કરવામાં કાંઈ અર્થ નથ તેથી મારા મનમાં ક્યાંક બહાર દેશોમાં ફરી વર શોધી લાવવાનો વિચા આવ્યા કરે છે. મહારાજાની આજ્ઞા થાય તો હું પોતે જઈ કન્યાને યોર વર લઈ લાવું,' એમ કહ્યું. આ બોલવું સાંભળી રાજાને બહુ આનં થયો. વરરુચિ વિષે તેને પૂર્ણ વિશ્વાસ હતો, એ તો આપણે આગળ જાણ છે. તે પોતે જ જ્યારે વર શોધવા જાય છે ત્યારે હવે કાંઈ ચિંતા કરવા પ્રયોજન રહેતું નથી, એમ ધારી રાજાએ તત્કાળ તેને જવાની આજ્ઞા દીધ

વરરુચિ જે ઉજ્જયિનીમાંથી નીકળ્યો, તે મોટાં મોટાં નગર વગેરેમ ન જતાં ગામડા ને અરણ્યોમાં પોતાની શિષ્યા માટે વર શોધવા લાગ્યો તેને જેવા પ્રકારનો વર જોઈતો હતો તેવા પ્રકારનો વર મળે તો તે ગામ ગામમાં કિંવા જંગલોમાં જ મળવાનો; મૂર્ખતા અને દક્ષતાનાં કા નિશ્ચિત લક્ષણો અથવા વર્ગ હોતાં નથી. દેશ, કાલ, પ્રસંગ ઇત્યાદિ ઉપ સાધનોના યોગે મૂર્ખનો વિદ્વાન્ ને વિદ્વાનનો મૂર્ખ થાય છે, આ બાબ સદા વ્યવહારમાં અનુભવાય છે. સર્વતઃ મૂર્ખ, એટલે જેનામાં બુદ્ધિનો ગં પણ ન હોય, એવા વરને તે શોધતો હતો. બહુ દિવસ પ્રતિક્રમણ કરવ છતાં પણ તેવા પ્રકારનો કોઈ વર ન મળવાથી તે બહુ નિરાશ થયો એવી સ્થિતિમાં એક દિવસે એક ભરવાડને જોઈ તેને જ સાથે લ જવાનો તેણે નિશ્ચય કર્યો. આ અક્ષરશત્રુ છે, એવી તેની ખાત્રી હતી પણ મૂર્ખ છે કે નહિ, એ માત્ર જોવાનું હતું. માટે તેણે તેની પાસે પીવાનું પાણી મંગાવ્યું. પાણી ત્યાં પાસે નહોતું, માટે તે ભરવાડ તે

'દૂધ પીવા માટે કરાવલી કર,' એમ કહ્યું. તે ભરવાડના મોઢાનો 'કરાવલી' એ શબ્દ સાંભળી આવો મહાન્ શબ્દશાસ્ત્રપ્રવીણ ને શબ્દભાંડાગાર એવો જે-વરરુચિ વિચારમગ્ન થઈ ગયો. તેને તે શબ્દ પ્રાકૃત અથવા સંસ્કૃત ભાષામાંનો લાગ્યો નહિ; માટે તેનો અર્થ તેની પાસેથી સમજી લેવા-માટે વરરુચિએ તેને 'કરાવલી એટલે શું?' એમ પૂછ્યું, ત્યારે ખડખડ હાસ્ય કરતા તે ભરવાડે વરરુચિના મસ્તકપર હાથ મૂકી તેને દાબી, પાસેની એક ભેંસની નીચે બેસાડ્યો, પછી પોતાના હાથથી તેના બે હાથ ભેગા કરી ખોબો કરાવ્યો, અને તેમાં ભેંસના આંચળમાંના દૂધની શેડો પાડી વરરુચિને દૂધ પાયું. 'કરાવલી' શબ્દનો અર્થ તે ભરવાડે કહ્યો નહિ, તથાપિ તેની કૃતિપરથી 'કરાવલી' એટલે પેય પદાર્થ પીવામાટે મોઢાને અડાડેલો ખોબો એમ વરરુચિ સમજ્યો.

આ પ્રમાણે તે ભરવાડે વરરુચિ જેવા મહાપંડિતના મસ્તકપર હાથ મૂક્યો, ને 'કરાવલી' એ એક વિશિષ્ટ પ્રકારનો શબ્દ જે આજ પર્યંત તેની જાણમાં નહોતો તેનો અર્થ તેને સમજાવી દીધો, અને ઉદરપૂર્ણ દૂધ પાયું; તેથી ગુરુના કર્તવ્ય યોગ્ય કર્મ તેણે કર્યું એમ ધારી વરરુચિએ તે ભરવાડને પોતાના ગુરુ પ્રમાણે માન્યો, ને પોતાની શિષ્યાને આજ પતિ યોગ્ય સમજી. તેના પશુ આદિને બીજા ભરવાડને હવાલે કરી તેને

માટે જે યત્ન ચાલતો હતો, તેની સાથે જ આશીર્વાદમાટે ' ૐ નમ શિવાય' આ પંચાક્ષર મંત્ર શીખવવાનો પણ વરરુચિએ પ્રચંડ પ્રયત્ન ચલા વ્યો હતો! છેવટે પ્રત્યેક મહિને એકેક અક્ષર એ પ્રમાણે તે મહાબુદ્ધિમાન પુરુષને ૭ માસના સમયમાં ૭ અક્ષર પાઠે કરાવ્યા! વરરુચિ આગળ તેણે જે દિવસે તે મંત્ર ભૂલ વગર કહી સંભળાવ્યો તે દિવસે, હવે આ રાજ સમક્ષ લઈ જવા યોગ્ય થયો એવું તેણે માન્યું.

પછી બીજે દિવસે તેને મંગલસ્નાન આદિ કરાવી ઉત્તમ વસ્ત્રાભૂષ ણોથી સજ્જિત કરી, અને પાલખીમાં બેસાડી મોટા ઠાઠમાઠથી રાજસભામ લઈ ગયો. વરરુચિએ પોતાના ગુરુજીને દક્ષતાનો એક મુખ્ય મંત્ર શીખવ રાખ્યો હતો. તે એ કે—કાંઈ બોલવું નહિ. 'અબોલ મનુષ્યની પરીક્ષ સાક્ષાત્ બ્રહ્મદેવ પણ કરી શકતા નથી' એવી વ્યાવહારિક માન્યતા છે અસ્તુ, મહાગુરુ પશુપાલની સ્વારી બડી ધામધૂમથી રાજસભામાં આવ પહોંચી અને મહારાજા વિક્રમાદિત્યે તેનો અતિશય સત્કાર કર્યો. રાજા આશીર્વાદ આપવામાટે જે ૭ અક્ષરો તેણે શીખવી રાખ્યા હતા સભાકંપ થવાથી પશુપાલ ભૂલી ગયો. આખા જન્મમાં રાજા એટલે શું ને તેનું અસ્તિત્વ શામાટે છે, એ જો બિચારાએ જોયું કે જાણ્યું હો તોને? મોટા મોટા અમીર, ઉમરા, સરદાર, અનુચરો, પંડિતો આદિ ન્ય બેઠા છે; અને ચોપદારોની નેકીની લલકારણી ચાલેલી છે; એવી તે સભ જોતાં જ વરરુચિના ગુરુજીના હોશ કોશ સર્વ ઉડી ગયા. રાજાને નમસ્કા કરતાં જ આશીર્વાદ દેવાના શિષ્ટાચારનું તેને સ્મરણ હતું; પણ ગભરા મણથી છ માસની મેહનતે શીખવેલા મંત્રનું વિસ્મરણ થતાં તેના મુખમાંથ એકદમ 'ઉશરટ' એવો શબ્દ નીકળી ગયો! આ વિસંગત શબ્દ સાંભળ રાજા બહુ વિસ્મયાપન્ન થયો. વરરુચિ જેવા મહાવિદ્વાને જેને પોતાનો ગુ માનીને જેની બહુ પ્રશંસા કરી હતી, તેના મુખમાંથી આવો શબ્દ નીકળ વાથી આ શું છે, એ વિશેના વિચારમાં રાજા પડ્યો.

તેનો અભિપ્રાય જાણી સમય સાધી લેવામાટે વરરુચિ બોલ્યો 'મહારાજા મારા ગુરુએ શો આશીર્વાદ આપને દીધો તે આપના લક્ષમ આવ્યો નથી લાગતો. 'ઉશરટ' આ ચાર અક્ષરોમાં તેણે એમ કહ્યું કે

ઉમાસહિત શ્રીરુદ્ર, શંકર શૂલધારી જે,*
રક્ષો તને મહિપાલ, ટંકાર બલ ગર્વિત.

એવું તેમણે કહ્યું છે.' વરરુચિએ કરેલો આ અર્થ સાંભળી રાજ

---

* उमया सहितो रुद्रः शङ्करः शूलपाणिभृत्।
रक्षतु त्वां महीपाल टङ्कारबलगर्वितः॥

વિક્રમાદિત્યને તે પશુપાલનું પાંડિત્ય બહુ ગંભીર ભાસ્યું. પછી શી વાર! રાજાએ તત્કાળ તેને પોતાની પુત્રી આપવાનો નિશ્ચય કર્યો, ને તરત જ મોટા સમારંભથી લગ્ન થયાં. વાંચોકોને આ બાબતમાં બહુ નવાઈ લાગશે; કારણ કે વિક્રમાદિત્ય જેવા મહા ચતુર રાજા પાસે આવી અસત્ય બાબત પાર શી રીતે પડી! પણ તેમાં કાંઈ વિશેષના નથી. મોટાં સ્થળોમાં આવા પ્રકારની જ ગડબડ થાય છે. રાજદરબારની સ્થિતિ કેવી હોય છે, ને રાજાઓ બહુશ્રુત હોવા છતાં પણ તેની પાસે કેવાં કેવાં છદ્મ કાર્યો નિર્વિઘ્ન પાર પડે છે, તેનો જેને અનુભવ હોય તેને તેમાં કાંઈ પણ નવલ ભાસતું નથી. અસ્તુઃ વરરુચિએ પોતાના પૂર્વ શાપ પ્રમાણે પોતાની શિષ્યાને પશુપાલ પતિ મેળવી દીધો ને તેણે પણ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વરરુચિના ગુરુ સાથે વિવાદ કર્યો. એવો આ યોગાયોગ

પાસે લાવી મૂક્યાં આ રીતિએ તેની વિદ્વત્તા સમજવામા આવશે, એવી તેની માન્યતા હતી, ને છેવટે તે સત્ય થઈ. તે મહિપીપાલને અક્ષરોની ઓળખાણ કયાથી હોય! સ્ત્રીએ આપેલુ પુસ્તક હાથમા લઇ ઉલટ સુલટ જોયુ, પણ તેને તેમાં પોતાની જાણીતી બાબતોના કયાં દર્શન થયાં નહિ. પણ આકારાદિના કાંઈક સાદશ્યપરથી અક્ષરોપરના હસ્વદીર્ઘ, ને માત્રા એ તેનાં જાણીતા લાગ્યાં. તે માત્રા વગેરે તેને મહિષીની ખરીઓ જેવી લાગી, ને ઉંચા નીચા પશુઓની પૂજા કરતો દિવસે તેના શરીરપર લગાડેલા રગ જેવા ધાબા લાગ્યા પણ તે શિવાય અહીં આ બાકીના અક્ષરોની વિના કારણ હારો શી? એવુ જાણી તેણે માત્ર શૂન્યો વગેરે ઉપર નીચેના ચિન્હો છોડી બાકીના અક્ષરો નખથી ખણી કાઢવાનો પ્રારભ કર્યો! હરતાળ વગેરે પાસે મૂકેલાં હોવા છતા તેનો ઉપયોગનું તેને જ્ઞાન નહોતુ! આ પ્રમાણે જાડી વિદ્વત્તાની નિદર્શક એવી પતિરાજની તે કૃતિને જોઈ આ મૂર્ખશિરોમણિ છે એવુ તરત જ તેને સમજવામા આવ્યુ 'જામાત્રશોધન' એવી જે લોકોમા કહેવત છે તે આજ દિવસથી પ્રચારમાં આવી હશે આટલી ચિકિત્સા થઈ પણ તેની જાતિને પ્રશ્ન અવશિષ્ટ રહ્યો, અથવા તે શો ઉદ્યમ કરનારો છે? તેનો ખુલાસો થયે નહિ. એ શકાનું સમાધાન કરવામાટે તે ચતુર સ્ત્રીએ તેનો હાથ પકડી તે મહાલયમા જે અનેક પ્રકારના ચિત્રો આલેખ્યા હતાં તે દેખાડવાને આરભ કર્યો. ચિત્રો દેખાડતાં દેખાડતાં ગ્રામ્યસ્થિતિનાં દશ્યો આલેખેલ ચિત્રો રજુ કર્યા તેમાં ભેંસોનું ધણ ગાયોનું ધણ વગેરે પશુઓ અરણ્યમા ચરવા જાય છે એ દશ્ય તેના જેવામાં આવ્યુ તેમાની ભેંસોને જેતા જ તેને જે આનંદ થયો તે વર્ણવી શકાય તેવો નહોતો! પશુચાલન કરનાર જે પ્રમાણે પશુઓને બોલાવે છે તેવો હાવભાવ દાખવી તે એકદમ જૂદા જૂદાં નામોના ઉચ્ચાર કરી તે ભેંસોને હાકો મારવા લાગ્યો આ સ્થિતિ જોતા જ પતિરાજ મહિપીપાલ છે એવી રાજપુત્રીની પૂર્ણ ખાત્રી થઈ.

સ્ત્રીઓ અનુકૂળ હોય ત્યારે લક્ષ્મીથી પણ અધિક હોય છે, પણ તે જ પ્રતિકૂળ થઈ એટલે પોતાના વર્તનથી ક્રૂર રાક્ષસીને પણ વર્તનમાં હટાવે એવી કઠોર હૃદયા થાય છે. વિક્રમ જેવા સાર્વભૌમ રાજાની કન્યા રૂપગુણાદિકથી અપ્રતિમ હોઈ મહા વિદુષી હતી એટલે તેને તે પશુપાલ પતિ કેમ ગમે? ને તે પણ વળી કેવળ વરરુચિના કાપટ્યથી આવી મળેલો! એ તેનાથી કેમ સહન થાય? તેને તત્કાલ ઠાર કરવામાટે રાજકન્યાએ તલવાર ઉચકી! મરણનો ભય ન હોય એવો પ્રાણી વિરલ જ હોય છે! તલવાર જોતા જ–હવે મને આ મારશે એવુ સમજી તે ભરવાડે અદ્યાપિ વાર્તાલાપમાં રાખેલ મૌનને તજીને 'મને મારો નહિ' કહી તેની પ્રાર્થના કરી. રાજપુત્રીને

પણ તેની દયા આવી. થયેલા પ્રકાર સ્વતઃ તેણે કરેલા ન હોવાથી–'તું અહીંથી ચાલ્યો જાઇશ તો હું તને મારીશ નહિ.' એમ કહી તેણે તેને પોતાના આસાદની દ્વારવાટે બ્હાર કાઢી મૂક્યો! દૈવયોગે કાંઈ દુ:ખાપત્તિ ન થતાં બિચારો તે પશુપાળ મરણના સંકટમાંથી મુક્ત થયો.

ભાવિ પ્રત્યેક મનુષ્યને, જે ભવિષ્યમાં થવાનું હોય તદનુસાર વર્તન કરાવવા માંડે છે. તે પુરુષ ભવિષ્યમાં જગદ્વિખ્યાત થનારો હતો, માટે તેની તેવી પ્રવૃત્તિ થઈ. રાજકન્યાએ જે તેનું અપમાન કર્યું ને તેનાપર તલવાર ઉંચકી તે કૃતિ તેને બહુ ખરાબ લાગી તે અપરાત્રિ તેને ક્યાય વિશ્રાંતિ લેવા જેવી ન હોવાથી ફરતો ફરતો તે ગ્રામ બહાર કાલિકાનું પ્રાચીન મંદિર હતું ત્યાં આવી પહોંચ્યો. રાજકન્યાએ કરેલા અપમાનથી તેનો જીવ તલવળી રહ્યો હતો. હું મૂર્ખ છુ માટે તેણે મારું અપમાન કર્યું ને તેથી તે આટલી ક્રૂર થઈ, એટલે વિદ્યા સંપાદન કરી મારે તેની પાસેથી સન્માન મેળવવાને પાત્ર થવુ, એવો મનમાં નિશ્ચય કરી વિદ્યા પ્રાપ્ત્યર્થે તે જ કાલિકાદેવીનુ આરાધન કરવાનો તેણે આરંભ કર્યો. દેવી પ્રસન્ન થયા શિવાય ત્યાથી ઉઠવુ નહિ એવો નિશ્ચય કરી તે દેવી સમક્ષ આસન વાળી બેઠો

આ તરફ રાત્રિએ થયેલો સર્વ વૃત્તાંત, અતિશય દુ ખિત થયેલી પ્રિયંગુમંજરીએ પોતાના પિતાને જણાવ્યો. તે સાંભળી તેને પણ બહુ ખરાબ લાગ્યુ. જામાત્ર ગાડોઘેલો ભલે હોય, પણ કન્યાના સૌભાગ્યનો આધાર હોવાથી તેને શોધી લાવવામાટે રાજાએ અનેક પ્રયત્નો કરી ગ્રામની આસપાસ ગુપ્ત અનુચરો મોકલ્યા શોધતા શોધતા જામાત્ર ગ્રામ બહારના કાલિકાના મંદિરમા મળ્યા. તેને રાજમહાલયમાં આવવામાટે વિક્રમાદિત્યે પોતાથી થાય તેટલો આગ્રહ કર્યો; પણ દેવીને પ્રસન્ન કરી લઈશ કિંવા તેને પ્રાણ અર્પીશ, એવો તેનો કૃતસંકલ્પ હોવાથી રાજા નિરુપાય થઈ પાછો ગયો. તે અવિચારી મનુષ્ય કદાચિત્ પ્રાણાર્પણ કરશે તો પોતાની પુત્રીને વૈધવ્યદુ:ખ ભોગવવુ પડશે એવી રાજાને મહા ચિંતા થવા લાગી તેથી તેણે એક ચતુર દાસીને દેવીની પાછળ બેસી 'અરે ઊઠ હું તારાપર પ્રસન્ન થઈ છુ' એમ કહી તેને ત્યાંથી ઉઠાડી રાજમહાલયમાં લાવવામાટે મોકલી. દાસી રાત્રિના સમયે ત્યાં ગઈ અને તેણે તે પ્રમાણે વર્તન કર્યું. તેથી તત્કાળ તે ઉઠયો. તેવામાં પોતાના પ્રસાદનો તેને અનુભવ ન આપ્યો તો આ પ્રાણ દઈ અનર્થ કરશે, માટે જગત્માતા કાલિકા સત્વર પ્રસન્ન થઈ તેની સામે ઉભાં રહ્યાં અને તેના મસ્તિષ્કપર પોતાનો કૃપાહસ્ત મૂકી તેમણે તેનાપર અનુગ્રહ કર્યો.

આ ઘટના ત્યાં છુપાઈ રહેલી દાસીએ પ્રત્યક્ષ જોવાથી તે

આનંદિત થઈ પોતાની સ્વામિનીને (પ્રિયંગુમંજરીને) કહેવામાટે દોડતી રાજમહાલયમાં ગઈ. તેણે કહેલો વૃત્તાંત સાંભળી રાજકન્યા અતિશય હર્ષિત થઈ, તેણે તેનો જે તિરસ્કાર કર્યો હતો તે કેવળ તેની મૂર્ખતાને લીધે હોવાથી તે જવા સાથે જ તેનો સાહજિક અનુરાગ વિકસિત થતાં તે બહુ આતુરતાથી પોતાની તે દાસીને સાથે લઈ કાલિકાના મંદિરમાં ગઈ. એક વખતની ઉતરાયલી ચતુર રાજકન્યાએ પોતે સાંભળેલી વાતની પરીક્ષા કરવામાટે કાલિકામાતાના મંદિરમાં પ્રવેશ કરતા પહેલા ઉપવનના એક સરોવરમાં એક કમળને કંપતુ જોઈ સ્વાભાવિક રીતે પોતાની સખીઓ પ્રતિ સમસ્યામાં પ્રશ્ન કર્યો કેઃ-

अनिलस्यागमो नास्ति द्विपदं नैव दृश्यते ।
वारिमध्ये स्थितं पद्मं कम्पते केन हेतुना ?॥

"વાયુ તો વાતો નથી, કોઈ દ્વિપદ (બે પગવાળો માણસ) જણાતું નથી, છતાં પણ પાણી વચ્ચે રહેલું કમળ શા કારણથી કંપે છે?" તેની સખીઓએ વિવિધ ઉત્તરો આપ્યા પણ તેમાંના એકેકથી સંતોષ થયો નહિ. તે પછી તેણીએ પેલા પશુપાળ તરફ દૃષ્ટિ કરી. પણ સરસ્વતી દેવીનો પ્રસાદ પામેલો પશુપાળ પશુપાળ રહ્યો નહોતો. તેણે તેની ચેષ્ટા અને વિકારભાવ જોઇને શીઘ્રતાથી સમયોચિત સમસ્યામાં જ ઉત્તર આપ્યો કેઃ-

पावकोच्छिष्टवर्णाभः शर्वरीकृतबन्धनः ।
मोक्षं न लभते कान्ते कम्पते तेन हेतुना ॥

"પાવકથી જેનો વર્ણ ઉચ્છિષ્ટ થયો છે એવા રંગવાળો, અને રાત્રિએ જે બંધનમાં પડ્યો છે તે ભમરો હે કાન્તે! મુક્ત થયો નથી, માટે કમળ કંપે છે." બીજી રીતે રાજકન્યા સવારના સૂર્યોદય પૂર્વે કાલિકા માતાના મંદિરમાં પોતાના સ્વામિની પરીક્ષા લેવા આવી હતી, અને ઘણા દિવસના વિયોગના જાગરણથી તેની આંખો અર્ધ મિંચાયલી અને કામાતુર લાગતી હતી, તેથી ઉપલા શ્લોકનો ભાવાર્થ તેને પણ લાગુ પડતો હતો, જેમકે શંકરના નેત્રના અગ્નિથી જેનો વર્ણ ઉચ્છિષ્ટ થયો છે, અને રાત્રિનું જેને બંધન છે એવો કામદેવ હજુ મુક્ત થયો નથી તેથી હે કાન્તે! તારું તેને કમળ કંપે છે. આવો પ્રત્યક્ષ અને ગૂઢાર્થવાળો અતિ ચાતુર્યથી ભરેલો ઉત્તર સાંભળી રાજકન્યા અતિ મુદિત થઈ. એ પ્રમાણે વાણીવિલાસ કર્યા પછી અને પરીક્ષા લીધા પછી, પ્રત્યક્ષ જગદંબિકા જેના પર પ્રસન્ન થઈ છે એવા પોતાના પતિનું અવલોકન કરી તેને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું; અને 'अस्ति कश्चित् वाग्विशेषः'-અર્થાત્ કાંઈ વાણી વિશેષ છે? કાંઈ સુન્દર કાવ્ય કર્યું છે? એમ

પૂછ્યું તેથી તેણે તેના મુખમાથી નીકળેલા તે ત્રણ શબ્દોમાંનો એકેક શબ્દ આરભે યોજી તેનાપર અનુક્રમે *કુમારસભવ, મેઘદૂત અને રઘુવશ નામક ત્રણ અદ્વિતીય કાવ્યો રચ્યાં†. તેમ જ માલવિકાગ્નિમિત્ર, શકુન્તલા અને વિક્રમોર્વશીય આદિ‡ ત્રણ નાટકો, એ પ્રમાણે એકદર છ ગ્રથો રચ્યા કાલીની પ્રસન્નતાથી તેને આવાં ઉત્તમ કાવ્યો કરવાની યોગ્યતા પ્રાપ્ત થવાથી કાલિદાસ એવુ તે દિવસથી તેનું નામ પ્રસિદ્ધ થયુ તે તેની અપ્રતિમ કવિતાશક્તિ અને વિદ્વત્તાને જોઈ પ્રિયગુમજરી પોતાના જીવિતને કૃતકૃત્ય માનવા લાગી. તે વિદુષી રાજકન્યા કવિતા પ્રમાણે તે કવિકુલતિલકના કઠમાં સલગ્ન થઈ ગહા આનદમાં તેના સમાગમમા સુખાસ્વાદ લેવા લાગી અસ્તુ ! આ કવિશ્રેષ્ઠની અનેક વર્ણનીય ઘટનાઓ છે, પણ તેનો વિસ્તાર ન કરતાં આપણી વાર્તાના મુખ્ય નાયક જે મહારાજા વિક્રમાદિત્ય તેની તરફ આપણે વળીશું

મહારાજા વિક્રમાદિત્ય રાજ્ય કરતો હતો તેવામાં એક દિવસે તેના નગરમાં રહેનારો દાત નામક એક વ્યાપારી સભામાં રાજકાર્ય જોતા બેઠેલા વિક્રમાર્ક રાજા પાસે આવી બહુ મૂલ્ય નજરાણુ મૂકી નમસ્કાર કરી બોલ્યો કે,–"મહારાજા, હું આપના પ્રજાગણુમાંનો હોઈ આજ ઉજ્જયિનીમાં રહું છુ. મારી એક વિનતિ છે તે કૃપા કરી આપ કૃપાળુએ સાંભળવી. સારુ મુહૂર્ત જોઈ ઉત્તમોત્તમ શિલ્પવિશારદોદ્વારા મેં એક હવેલી બધાવી તૈયાર કરાવી ને મોટા સમારભથી ગૃહપ્રવેશ વિધિ પણ કર્યો. તે જ દિવસે મધ્ય રાત્રિએ હું પલગપર સૂતો હતો, હું અર્ધનિદ્રિતાવસ્થામા હતો તેવામા 'પડુ છુ' એવો શબ્દ અકસ્માત્ મારા સાભળવામા આવ્યો અર્ધરાત્રિનો સમય હોનાથી જ્યા ત્યા શાતિ પ્રસરી રહી હતી, હું અર્ધનિદ્રિત હોવાથી કોણ પડે છે અને શું છે એ વિષે કાંઈ વિચાર ન કરતા એકદમ પલંગપરથી કૂદ્યો અને 'પડો નહિ, પડો નહિ,' એમ બોલતો દોડતો દોડતો એક-

---

* કુમારસભવના પ્રારભનો શ્લોક 'अस्त्युत्तरस्यां दिशि देवतात्मा' એમ છે, મેઘદૂતનો પ્રથમ શ્લોક 'कश्चित् कान्ता विरहगुरुणा स्वाधिकारात् प्रमत्त' એ છે ને રઘુવશનો આરભ શ્લોક 'वागर्थाविव सपृक्तौ' એ છે, તે ઉપરથી અનુક્રમે 'अस्ति कश्चित्' અને 'वाक्' એ ત્રણ શબ્દો કાવ્યોના આરભે યોજેલા સ્પષ્ટ જણાય છે

† આ ત્રણે કાવ્યોની રચનાનો અનુક્રમ કેટલાક વિદ્વાનો જૂદો જ કહે છે ટવાકોનો મત કુમારસભવ એ પ્રથમ કાવ્ય હોઈ બીજું રઘુવશ ને ત્રીજુ મેઘદૂત હોશે રચનાના પટુત્વનો વિચાર કરતાં આ ક્રમ મામિક વિદ્વાનોને અમાન્ય છે; તથાપિ સત્ય પ્રકાર અમુક જ હશે એના નિશ્ચયનો કશો આધાર નથી

‡ ત્રણ નાટકોમા માલવિકાગ્નિમિત્ર પ્રથમ, વિક્રમોર્વશીય બીજું, ને છેવટનુ શાકુતલ છે એવો અનુક્રમ વિદ્વાનો કરે છે ને તે યોગ્ય પણ દેખાય છે

દમ ગૃહબાર આવ્યો. મારી પાછળ મારા ઘરના પ્રત્યેક માણુસો પણ બહાર આવ્યા. મને કોણુ પડે છે એ ન જણુાયાથી બીજે દિવસે પ્રાતઃકાળમાં જ્યોતિષી અને જેણે તે ઇમારત તૈયાર કરી તે કારીગરો વગેરેને બોલાવી મેં દેવદેવીઓને તૃપ્ત કર્યાં! પરંતુ તેનો કાંઈ ઉપયોગ થયો નહિ. પુનઃ મેં જ્યારે તે મકાનમાં સૂઈ જોયું તો પૂર્વ દિવસ પ્રમાણે જ 'પડુ છું' એવા અક્ષરો મારા કાનપર આવ્યા, તે પરથી જ્યોતિષી ઇત્યાદિકોએ દેવદેવતાઓમાં મને જે દ્રવ્ય ખર્ચાવ્યું, તે વિનાકારણુ દંડ થયો એમ સમજી હું બહુ દુઃખિત થયો. તે ઇમારત તૈયાર કરવામાં મારે લાખો રૂપિયાનો ખર્ચ થયો હતો. ને તદુપરાંત આ દંડ પણ ભરવો પડ્યો. મહારાજા, હું શું કહું. આ ગૃહથી મને અતિશય ગેરલાભ થયો છે. તેથી તે મારે આપ કૃપાનાથે કાંઈ હુકમ કરવો જોઈએ.'

સાહસી મનુષ્યને પોતાના સાહસનો ઉપયોગ કરી દેખાડવાનો સંધિ મળે એટલે તે અતિશય પ્રસન્ન થાય છે, તે વ્યાપારીએ કહેલી હકીકત સાંભળી વિક્રમને કેટલોક વખત વિચાર કરી આ ઘટનામાં કાંઈક અદ્ભુત ચમત્કાર છે એમ ધારી તે શું છે એ જાણુવાની ઇચ્છા ઉત્પન્ન થઈ તેથી તેણે તે વ્યાપારીને–'તારું તે મકાન તૈયાર કરવાના કામમાં આ જપર્યંત કેટલો ખર્ચ થયો છે?' એમ પૂછ્યું ત્યારે તેણે 'ત્રણુ લાખ રૂપિય ખર્ચાયા છે' એમ કહ્યું. રાજાએ તરત જ તેટલા રૂપિયા તેને આપી તે ઘ વેચાણુ લીધું. એથી તે શાહુકાર બહુ પ્રસન્ન ચિત્તે પોતાના ગૃહપ્રતિ ચાલતે થયો. આ તરફ રાજા વિક્રમાદિત્ય સાયંકાલ થતાં જ હાથમાં તલવાર આં લઈ તે શાહુકારના ખરીદેલા ઘરમાં ગયો, ને આજ હું અહિં જ રહેનાર છું એમ કહી સાથેના માણુસોને રજા આપી. પછી પોતાને માટે જમવાની તૈયારી કરાવી હતી તેનો સ્વીકાર કરી ભોજન વગેરે યથેચ્છ આટોપી તે એક પલંગપર આનંદથી સૂતો. મધ્યરાત્રિના સમયે તે વણિકના કહ્યા પ્રમાણે 'પડુ છું' એ શબ્દ તેના કર્ણપટમાં અથડાયો. ઉક્ત શાહુકાર બીકણુ હોવાથી ભવિષ્યમાં થનારો લાભ તેના પ્રારબ્ધમાં નહોતો; માટે તેણે વિનાકારણુ ત્યાંથી પલાયન કર્યું ને છેવટે ગૃહ પણ વેચી નાંખ્યું, પણ અનુપમ સાહસી એવા વિક્રમાદિત્યને તેનો ભય કેમ લાગે! 'પડુ છું' એ અક્ષરો સંભળાવાંની સાથે જ 'જલદી પડ' એમ રાજાએ પ્રત્યુત્તર આપ્યું. તત્કાલ ત્યાં સુવર્ણુની એક દિવ્ય મૂર્તિ નીચે પડી. તે જોતાં જ વિક્રમને અતિશય આનંદ થયો. પ્રારબ્ધ વિના એવો મોટો લાભ કેમ થાય! તે વણિકના પ્રારબ્ધમાં એવી સિદ્ધિ નહોતી. તે દેવની પ્રતિમા વિક્રમાદિત્યને અનાયાસે પ્રાપ્ત થઈ. અસ્તુ; આ પ્રમાણે તે સિદ્ધિને પ્રાપ્ત કરી લઈ વિક્રમાદિત્ય પાછો સ્વમંદિર ગયો.

એક દિવસ રાજા પ્રધાનાદિકોસહ રાજસભામાં બેઠો હતો તેવામાં એક દરિદ્રી અને અત્યંત કુરૂપ પુરુષ હાથમાં લોહની અત્યંત કૃશ મૂર્તિ લઈ તેના દરવાજામાં આવ્યો દ્વારપાલે રાજાને ખબર કરી તેના આવવાની રજા મેળવી તે મનુષ્યને રાજસભામાં હાજર કર્યો તેથી તે બહુ નમ્રતાથી નમસ્કાર કરી બોલ્યો, 'કૃપાનાથ, આપ આ ઉજ્જયિની નગરના નાથ હોવાથી અત્યંત પ્રસિદ્ધિને પામેલા આ નગરમાં ક્રયવિક્રયરૂપ વ્યાપારની અતિશય વૃદ્ધિ થઈ છે. કોઈ પણ વસ્તુ બજારમા મૂકતાં તેનો તત્કાલ વિક્રય થાય છે, ને જોઇએ તે વસ્તુ બજારમા વેચાતી મળે છે, એવી આ નગરની ખ્યાતિ છે. તે સાંભળી હું આ દરિદ્રની પ્રતિમા બજારમાં વેચવા માટે લઈ ગયો, પણ એનો ત્યાં વિક્રય થયો નહિ. વિશેષ શુ કહું ? આ આપની પ્રસિદ્ધ રાજધાનીને ચોરાશી મોટા મોટા માર્ગ છે, તે સર્વમાં હું અહોરાત્ર ફર્યો; પણ આ મૂર્તિ કોઇએ પણ ખરીદી નહિ ઠ્ઠામી સર્વેએ મારી નિર્ભર્ત્સના જ કરી 'અરે મૂર્ખ, મહારાજા વિક્રમાદિત્યના રાજ્યમા 'દરિદ્ર' એ અક્ષર કર્યાંય સાંભળવામાં આવનાર નથી ત્યાં દરિદ્રની પ્રતિમા કોણ વેચાતી લેશે ? મૂર્ખ અહીંથી ચાલ્યો જા' એમ પુષ્કળ માણસોએ મને કહી સભળાવ્યુ, ગુનાહમાટે ક્ષમા આપવી જોઇએ, પણ મહારાજા આપના રાજ્ય અને નગરનું જે લૌકિક છે, તે પ્રમાણે જોતાં આ મારી પ્રતિમાનુ કોઈ ગ્રાહક મળતું નથી એ ખરેખર બહુ શરમની બાબત છે. આ નગરીના લૌકિકને આ કલક જ લાગ્યુ છે આ વાત આપના કાને નાખી આ નગર છોડી જવાના ઉદ્દેશથી જ આપની પાસે આવ્યો છુ. હવે મને અહીંથી જવાની આજ્ઞા મળવી જોઇએ !' એમ બોલી તે માણસ ત્યાંથી જવા લાગ્યો. ત્યારે તેને બોલાવી રાજા વિક્રમાદિત્યે પોતાની નગરીને લાગનારા કલકને ધોવામાટે એક લક્ષ સુવર્ણ મુદ્રા તેને આપી તે દરિદ્રની લોહપ્રતિમા ખરીદી લઈ પોતાના તોપખાનામા મૂકી. આ તરફ તે મનુષ્ય બહુ લાભ થવાથી હર્ષિત થઈ નમન કરી ચાલતો થયો.

પછી તે જ રાત્રિએ રાજા વિક્રમાદિત્ય સુખશય્યામાં સૂતો હતો ત્યાં પ્રથમ પ્રહરે રાજ્યની અધિષ્ઠાત્રી દેવી, બીજે પ્રહરે હયની અધિષ્ઠાત્રી દેવી, ને ત્રીજે પ્રહરે પ્રત્યક્ષ લક્ષ્મી ત્યા પ્રકટ થઈ અને તે ત્રણે રાજાપ્રતિ બોલી, 'મહારાજા, આજ પર્યંત અમો તારા આશ્રમમા બહુ આનંદથી રહ્યા; પણ તેં દરિદ્રની મૂર્ત્તિ ખરીદ કરી અમારી પાસે રાખી છે એ તેં બહુ જ ખરાબ કર્યું છે. એના યોગે અમારુ અપમાન થયેલ હોવાથી અમો હવે અહીં રહેવુ ઉચિત માનતાં નથી. તો અમો જઇશુ; અમોને આજ્ઞા આપો.' આ સભાષણ સાભળી બીજો કોઈ સામાન્ય પુરુષ આ સ્થળે

ગભરાયો હોત પણ રાજા વિક્રમને એનો કશો પણ શોક કે વિચાર થયો નહિ તેણે 'જાઓ આનંદથી જાઓ!' એમ કહી તેમને આજ્ઞા આપી દીધી આ પ્રમાણે એ ત્રણે દેવીના જવા પછી રાજા વિચાર કરતો બેઠો હતો તેવામાં ચતુર્થ પ્રહર પૂર્ણ થવાના વખતમાં જેની આકૃતિ દિવ્ય હોઈ મૂર્તિ તેજોમય છે એવો એક પુરુષ પ્રગટ થઈ બોલ્યો 'રાજા, માણસો જેને સત્ત્વ કહે છે તે હું, જન્મથી મેં તારો આશ્રય કર્યો છે, પણ હવે તેં દરિદ્રની પ્રતિમા ખરીદેલી હોવાથી મને તારી પાસે રહેવું યોગ્ય લાગતું નથી હવે હું જાઉં છું મને આજ્ઞા આપ' એમ બોલી તે જવા લાગ્યો રાજાએ પાસે ટાંગેલી તરવાર ઉંચકી પોતાના શિરપર મૂકી અને તે આત્મઘાત કરવા પ્રવૃત્ત થયો એ જોઈ તે પુરુષ પ્રસન્ન થયો અને 'સબૂર એ કૃત્ય કરીશ નહિ,' એમ બોલી તેનો હાથ પકડ્યો! એમ કહેતાની સાથે જ આગળ જણાવેલી ત્રણે દેવીઓ પાછી આવી રાજાપ્રતિ બોલી 'રાજા, અમે ચારે જણે એક સાથે જ જવાનો સંકેત કર્યો હતો, છતાં આ સત્ત્વે વચ્ચે વિઘ્ન કરી અમોને ફસાવ્યા એણે પ્રથમ અમારી સાથે આવવાનો સંકેત કરી હવે આવો ઘોટાળો કરવાથી અમારાથી પણ તને છોડી જવાય તેમ નથી અમો સર્વે સત્ત્વને આધારે રહેનારા છીએ, એ સત્ત્વ જ જ્યારે તને છોડી જતો નથી ત્યારે અમારાથી તે કેમ જવાય? અસ્તુ હવે અમો જીવન પર્યંત તારી સેવા કરીશું!' એમ કહી તે સર્વે દેવીઓ અદૃશ્ય થઈ આ પ્રમાણે વિક્રમાદિત્યને વિના યત્ને સત્ત્વસિદ્ધિ પ્રાપ્ત થવાથી તે અતિશય આનંદિત થયો

પછી એક દિવસે સભામાં બેઠેલા રાજાને 'સામુદ્રિક શાસ્ત્ર જાણનારો કોઈ વિદ્વાન્ મહારાજાના દર્શનની ઇચ્છાથી આવ્યો છે!' એવું દ્વારપાલે આવી જણાવ્યું રાજાની આજ્ઞા થવાથી તે સામુદ્રિકને સન્માન પૂર્વક રાજસભામાં લાવ્યો રાજાએ નમસ્કાર વગેરે કરી સત્કાર પૂર્વક તેને આસનપર બેસાડ્યો તેથી તે એક સરખો લક્ષપૂર્વક રાજાના શરીરને નિહાળી જોવા લાગ્યો ઘણા વખત સુધી એ પ્રમાણે સ્થિર દૃષ્ટિથી શરીર નિરીક્ષણ કરી નાક મરડી ડોકું હલાવી તેણે પોતાના મનનો ભાવ વ્યક્ત કર્યો તેની આકૃતિપરથી તેને વિષાદ થયેલો હશે એવું સ્પષ્ટ દેખાવાથી રાજાએ વિષાદનું કારણ પૂછ્યું ત્યારે તે બોલ્યો 'મહારાજા, હું બોલું તેની ક્ષમા કરજો વિષાદ થવાનું કારણ આપ પૂછો છો, એટલે લાચારીએ મારે જણાવવું પડે છે આટલો વખત મેં આપનું શરીર લક્ષપૂર્વક જોયું તેમાં એક પણ ઉત્તમ લક્ષણ દૃષ્ટિએ પડશે એવી મને આશા હતી, પણ તે સફળ થઈ નહિ! મહારાજ આપને કુલક્ષણના નિધિ જ કહેવા જોઇએ. પણ ચમત્કાર એ છે કે, આવા કુલક્ષણનિધિ હોવા છતાં

પણ આપ છન્નું મહારાજ્યોના સાર્વભૌમ છો. સામ્રાજ્ય-લક્ષ્મીએ તમોને વરમાળા આરોપેલી જોઈ ખરેખર મને આ સામુદ્રિક શાસ્ત્રનો જ કંટાળો આવ્યો છે! મને એમ જણાય છે કે, આ શાસ્ત્રમાં કાંઈ અર્થ નથી. પણ ખરેખર આ આવો ચમત્કાર થયો કેવી રીતે? આપનાં લક્ષણોપરથી આપ દરિદ્રના સાર્વભૌમ હોવા જોઈએ, પણ તેથી વિરુદ્ધ અનુભવ અહિ મને મળ્યો છે. મહારાજ, મારા શાસ્ત્રજ્ઞાન વિશે જો બોલુ તો તેમાં કોઈ વ્યંગ નથી. મારું શાસ્ત્ર સત્ય છે ને તે હું યથાર્થ રીતે જાણું છું, એની મેં હજારો ઠેકાણે પ્રતીતિ કરી છે. જો આપની ઇચ્છા હશે તો આપને પણ દાખવીશ. પણ આ આવો વિપરીત પ્રકાર જોઈ આપના ઉદરમાં કદાચિત્ કાંઈ પણ વિશેષ લક્ષણ હશે એમ મને ભાસે છે, કે જેના પ્રભાવથી આપ આવા કુલક્ષણયુક્ત દેખાતા છતાં સાર્વભૌમ રાજ્યકર્તા છો?'

તેનું આ બોલવું સાંભળી રાજા વિક્રમાદિત્યને હસવું આવ્યું. તેણે તત્કાલ પોતાના હાથમાંની તલવાર ઉંચકી પોતાના પેટપર મૂકી. તે જોઈ આ સામુદ્રિક અતિશય ભયભીત થઇને બોલ્યો 'હ! હં! મહારાજ, આ શુ કરો છો? એમ કરો નહિ' તેથી વિક્રમાદિત્ય બોલ્યો 'એમાં શું? બાહ્ય લક્ષણોપરથી તમોને હું રાજપદમાટે અયોગ્ય લાગ્યો, ને તેથી સામુદ્રિક શાસ્ત્રપર તમારી અશ્રદ્ધા થઈ. તે દૂર કરવી ને તમો જેનાથી અજ્ઞાન છો તે અંતર્ગત લક્ષણ દેખાડી તમારી ખાત્રી કરાવામાટે જ પેટ ફાડી અંદરનાં લક્ષણો દેખાડું છું.' એ સાંભળી તે સામુદ્રિક બોલ્યો 'નહિ, નહિ, હું સમજ્યો; ઉદર ચીરવા પહેલાંતે મને દેખાઈ આવ્યું. સામુદ્રિકમાં જે બત્રીશ લક્ષણો કહ્યાં છે તેનાથી આ લક્ષણ નિરાળુ જ છે. એને સત્ત્વ કહે છે. તે પેટ ફાડવાના પ્રયત્નપરથી મને જણાઈ આવ્યું. હવે પેટ ચીરવાનું કાંઈ પ્રયોજન નથી. અત્યાર સૂધી મને જે ભ્રમ થયો હતો તે હવે દૂર થયો. આ સત્ત્વરૂપ તેત્રીશમુ લક્ષણ જેની પાસે હોય તે એકલી પૃથ્વીનો જ શું, પણ ત્રૈલોક્યનો પણ સાર્વભૌમ થવાને યોગ્ય છે.' એમ બોલી તે બહુ પ્રસન્ન થયો. પછી રાજાએ તેની સંભાવના કરી ગૌરવપૂર્વક તેને જવાની આજ્ઞા આપી.

એક વખત રાજા વિક્રમાદિત્યે શત્રુપર સ્વારી કરી હતી. તેનો શત્રુ કિલ્લાનો પૂર્ણ બંદોબસ્ત કરી અંદર ભરાઈ રહેવાથી વિક્રમાદિત્યના સૈન્યનો કાંઈ પણ પ્રયત્ન ફલિભૂત થયો નહિ. શત્રુના નગરમાં કોઇ પણ રીતિએ પ્રવેશ કરવાની વિદ્યાની માહિતી શિવાય બાકીની સર્વ યુદ્ધકલા નિષ્ફળ છે, એમ વિક્રમને જણાયું ને તેથી ખિન્ન થઈ તે પોતાના સૈન્યસહ ઉજ્જયિની પાછો આવ્યો. પુરપ્રવેશવિદ્યા સાધ્ય તો કરવી જ જોઇએ, એરો તેણે

નિશ્ચય કર્યો. તે વિદ્યા ઉત્તમ પ્રકારે કોણ જાણે છે તેનો શોધ કરતાં એમ જણાયું કે શ્રી પર્વતપર ભૈરવાનંદ નામક એક મહા માન્ત્રિક રહેતો હોઈ તેને તે વિદ્યા ઉત્તમ પ્રકારે અવગત છે. કોઈ પણ રીતે તે વિદ્યા સંપાદન કરવી, એવો રાજાનો નિશ્ચય થયેલો હોવાથી તે *શ્રીપર્વતપર જઈ †ભૈરવાનંદ યોગીનો શિષ્ય બન્યો. તે બહુ દિવસ ગુરુસેવા કરતો ત્યાં રહ્યો હતો ગુરુ પ્રસન્ન થઈ પરપુરપ્રવેશવિદ્યા શીખવે તે વખતે 'પ્રથમ તે વિદ્યા મને મળ્યા પછી તને મળે એમ કર' આ પ્રમાણે વિક્રમથી પ્રથમ ભૈરવાનંદપાસે એક શિષ્ય આવી રહ્યો હતો તેણે વિક્રમને કહ્યું ને તે પ્રમાણે કરવાને રાજાએ તેને વચન પણ આપ્યું હતું. પછી જ્યારે ભૈરવાનંદ વિક્રમને વિદ્યા દેવા સિદ્ધ થયો તે વખતે 'પ્રથમ આ બ્રાહ્મણને વિદ્યા દઈ પછી મને દેવી' એવી તેણે તેને વિનતિ કરી. તે સાંભળી ભૈરવાનંદ બોલ્યો 'રાજા, આ બ્રાહ્મણ છે, એને એ વિદ્યાનો કાંઈ ઉપયોગ નથી અને આ તે વિદ્યા લેવાને સર્વથા અપાત્ર છે,' ગુરુએ આ પ્રમાણે તેને બહુ સમજાવ્યો પણ વિક્રમે બહુ આગ્રહ કર્યો ત્યારે ભૈરવાનંદે 'તું આગ્રહ કરે છે માટે હુ એને વિદ્યા દઉં છુ, પણ આ ઉદારતાનો તને વારંવાર પશ્ચાત્તાપ થશે!' એમ કહી શત્રુના નગરમાં પ્રવેશ કરવાની વિદ્યા તે બ્રાહ્મણને ભણાવ્યા પછી રાજા ભણ્યો.

આ પ્રમાણે વિક્રમના પ્રસાદથી તે બ્રાહ્મણને દુષ્પ્રાપ્ય વિદ્યા પ્રાપ્ત થવાથી તે બહુ આનંદિત થયો. તે ઉભયમાં અભેદ મિત્રતા થઈ હતી; તેથી ગુરુની આજ્ઞા લઈ રાજા વિક્રમ અને તે બ્રાહ્મણ ઉભય પાછા ઉજ્જયિની નગરીમાં આવ્યા. આ વખતે ઉજ્જયિનીમાં એક બહુ ખરાબ બનાવ બન્યો હતો. રાજાની ખાસ સ્વારીનો હાથી એકાએક મરણ પામ્યો હતો, તેથી દરબારમાંના સર્વ માણસો અત્યંત દુઃખિત થયા હતા. આ હાથીના શરીરને મોટા સમારંભથી વાજતે ગાજતે નિયત સ્થળે ભૂમિદાહ કરવામાટે લઈ જતા હતા, તેવા સમયમાં વિક્રમાદિત્ય પોતાના સહા-

* આ નામનો પર્વત ક્યાં છે ને તેનું હાલમાં શું નામ છે તે બરાબર કહી શકાતુ નથી. શ્રીપર્વત એ નામ પ્રસિદ્ધ કવિવર ભવભૂતિના 'માલતીમાધવ' નામક નાટકમાં, રાજશેખરના 'કર્પૂરમંજરી' નામક સટ્ટકમાં, ને શ્રીહર્ષકૃત 'રત્નાવલી'મા આવેલુ છે. ને જ્યાં જ્યાં તે નામ આવે છે ત્યાં ત્યાં માન્ત્રિકજનોના સંબંધમા છે. તે ઉપરથી શ્રીપર્વત એ એક માન્ત્રિકજનોનું નિવાસસ્થાન હોય એમ જણાય છે. છતાં પણ આ ગિરિ કવિસૃષ્ટિમાંનો છે કિંવા ખરેખરો છે તેનો કાંઈ વિશેષ ખુલાસો મળવાનો કાંઈ પણ માર્ગ નથી.

† ભૈરવાનંદ નામક એક મહા મન્ત્રવિશારદ રાજશેખરકૃત 'કર્પૂરમંજરી'માં આવેલો જણાય છે. આ પણ કલ્પિત છે કિંવા ખરેખરો દૃશ્ય સૃષ્ટિમાંનો મનુષ્ય છે એનો નિર્ણય થઈ શકતો નથી.

ધ્યાયી સહવર્તમાન ત્યાં આવી પહોંચ્યો. આ સહજ યોગ આવી મળવાથી વિક્રમાદિત્યને ગુરુપાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યાનો અનુભવ કરી જોવાનો ઉત્તમ પ્રસંગ મળ્યો. ભૈરવાનંદ પાસેથી તેણે જે વિદ્યા સંપાદન કરી હતી તેનો મુખ્ય ઉપયોગ પરપુરપ્રવેશ હતો. તથાપિ, જેમ નગરમાં પ્રવેશ કરવાનું તેમ અન્યના શરીરમાં પ્રવેશ કરવાનું સામર્થ્ય પણ તે વિદ્યાના યોગે તેને પ્રાપ્ત થયું હતું. હાથીનું શબ જોઈ વિક્રમ મનમાં બોલ્યો 'યુદ્ધનો પ્રસંગ આવે અને શત્રુના નગરમાં પ્રવેશ કરી વિદ્યાનો અનુભવ કરી જોવાનો સંધિ જ્યારે મળે સારે ખરો; પણ આજ આપણે આ હાથીના શરીરમાં તો પ્રવેશ કરી જોઇએ.' તેણે પોતાનો આ હેતુ પોતાના સહાધ્યાયીને જણાવ્યો. તે બ્રાહ્મણ વિક્રમ જેવો ઉદાર મનનો નહોતો. તેના મનમાં પાપવૃત્તિ હતી ને તે સાધવાને આ ઉત્તમ સંધિ છે એમ ધારી તેણે રાજાને તે કાર્યમાં પ્રવૃત્ત થવા તત્કાલ અનુમોદન આપ્યું.

રાજા વિક્રમાદિત્યે પોતાનું શરીર ગુરુબંધુને સોંપી વિદ્યાના સામર્થ્યથી તે મૃત હાથીના શરીરમાં પ્રવેશ કર્યો. પ્રાણ આવતાં જ તે હાથીએ આંખો ઉઘાડી અને તરત જ ઉઠીને ઉભો રહ્યો. આ પ્રકાર જોઈ તે રાજા સાથે આવેલા સર્વ માણસો અતિશય આશ્ચર્યચકિત થયા. જે હાથીનું શબ લઈ આવ્યા હતા તેને જીવતો થયેલો જોઈ પાછો રાજમહાલયમા લઈ ગયા. આ પ્રમાણે રાજા વિક્રમ હાથી બન્યો.

અહીં તેના શરીરનું રક્ષણ કરવા બેઠેલા તેના ગુરુબંધુના મનમાં જે દુષ્ટ હેતુ હતો તે તેણે સાધ્યો. તેણે પોતાના શરીરમાંથી વિક્રમાદિત્યના શરીરમાં પોતાના પ્રાણનું સંક્રમણ કર્યું ને જે જીવાત્મા ભિક્ષુક બ્રાહ્મણ હતો તે સાર્વભૌમ વિક્રમાદિત્ય બની નગરમાં આવ્યો. શરીરમાંના જીવાત્માની અદલાબદલ થઈ હતી તે આસપાસના માણસોથી કેમ સમજાય? શરીરને ઓળખવાથી રાજપ્રાસાદના સર્વ માણસોએ આ ખરેખરો જ વિક્રમ છે એમ ધારી આનંદ પ્રદર્શિત કર્યો. એ કપટી બ્રાહ્મણે વિશ્વાસઘાત કરી રાજપદ પચાવ્યું છે એ બાબત હાથી થયેલો વિક્રમાદિત્ય સમજતો હતો; પણ કરે શું? પોતે પોતાની જ કૃતિમાં ફસાવાથી તે મૂકવત્‌અવસ્થામાં કૃતકર્મનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તે બ્રાહ્મણનો કપટી સ્વભાવ ભૈરવાનંદના લક્ષમાં આવી ચૂક્યો હતો અને તેથી જ તે પરપુરપ્રવેશવિદ્યા તેને દેવા રાજી નહોતા. ગુરુની એવી વૃત્તિ હોવા છતાં પણ વિક્રમે તેને તે વિદ્યા અપાવી. ભૈરવાનંદે વિદ્યા આપતી વખતે "આનાથી તને બહુ ત્રાસ થશે' એવું જે કહ્યું હતું તે આ વખતે વિક્રમના પૂર્ણ અનુભવમાં આવ્યું.

આ પ્રમાણે વિલક્ષણ પ્રકાર બની જવાથી વિક્રમને પોતાનું પૂર્વ

શરીર પુનઃપ્રાપ્ત કરવાનો કોઈ માર્ગ સૂજતો નહોતો; કારણ કે તે રાજાના કલેવરમાંથી બ્રાહ્મણનો પ્રાણ જાય ત્યારે જ તેનો તે કલેવરમાં પ્રવેશ થઈ શકે અને તદ્દન નિકટમાં રહ્યા શિવાય તેવો સંધિ મળી શકે જ નહીં. રાજા આ વખતે હાથીના શરીરમાં હતો ને હાથી રાજમહેલની બહાર ગજ-શાળામાં બધાતો હતો. ત્યાંથી તેને ઉપર કહેલા પ્રકારનો સંધિ મળવાનો સંભવ ન હોવાથી રાજાએ હાથીનું શરીર છોડી, ત્યાં તત્કાલ મરણ પામેલા એક પક્ષીના શરીરમાં પ્રવેશ કર્યો અને ઉડતો ઉડતો રાજમહેલમાં, જ્યાં પોતાની રાણી હતી ત્યાં આવ્યો. રાણીએ તે પક્ષી મનોહર લાગવાથી તેને પોતાનો ક્રીડાશુક કર્યો; અર્થાત્ રાજાને પોતાના શરીરમાં પ્રવેશ કરવા યોગ્ય સંધિ મળવાનો સંભવ દેખાવા લાગ્યો.

પ્રત્યક્ષ વિક્રમાદિત્ય શુકના શરીરમાં પ્રવેશેલો હોવાથી તે પોપટ બહુગુણી, મોટો ચતુર ને મધુરભાષી દેખાવા લાગ્યો. શુકના આ વર્તનથી રાણી તેનાપર એવી પ્રસન્ન થઈ કે તેને તે પોતાના જીવથી પણ અધિક પ્રિય થયો હતો. આ પ્રમાણે રાણીની પૂર્ણ પ્રસન્નતા જોઈ એક દિવસે પોપટનુ શરીર ધારણ કરનારા વિક્રમાદિત્યે એકાએક પગ પસારી આંખો મીચી પાંખો અસ્તવ્યસ્ત કરીને આબેહૂબ મરણનો દેખાવ કર્યો. પોતાના પ્રિય શુકરાજની આ અવસ્થા જોઈ રાણી અતિશય શોકાકુલ થઈ. તેનુ સમાધાન કરવામાટે, વિક્રમાદિત્યના શરીરમાં પ્રવેશેલા તે, બ્રાહ્મણે તેને પુષ્કળ સમજાવી પણ કોઈ રીતે તે સમજી નહિ. છેવટે તે શુક સાથે રાણી મરવાને તૈયાર થઈ! સ્ત્રીઓનો સ્વભાવ અવિચારી ને હઠીલો હોય છે, એ બીના સર્વત્ર જાણીતી છે; અસ્તુ રાણીનું કેટલાક વખતમાટે સમાધાન કરતું એમ ધારી રાજાના શરીરમાં રહેલા બ્રાહ્મણે—'ઘડી બે ઘડીમાટે હું એને જીવતો કરું છું; તેટલામાં તું તારું સમાધાન કરી લે.' એમ કહ્યું. રાણીએ તે વાત માન્ય કરી તેથી તત્કાલ તેણે પોતાનો પ્રાણ રાજાના શરીરમાંથી કાઢી તે શુકના શરીરમાં પ્રવેશાવ્યો. આ વખતે વિક્રમાદિત્યે એવી ચાલાકી કરી કે, બ્રાહ્મણનો પ્રાણ રાજશરીરમાંથી નીકળી શુકના શરીરમાં પ્રવેશે ન પ્રવેશે ત્યાં તો તેણે પોતાનો પ્રાણ પોતાના મૂળના શરીરમાં પ્રવેશાવ્યો. આ *પ્રાણસંક્રમણ એક જ સમયે થવાથી રાજા અને પોપટ ઉભયમાંથી કોઇનુ પણ શરીર નિર્જીવ થયેલું જોવામાં આવ્યુ નહિ. આ પ્રમાણે જે કપટી સહાધ્યાયીએ વિશ્વાસઘાત કર્યો હતો, તેનો યુક્તિથી ઉપર જણાવ્યા પ્રમાણે રાજાએ અતિ-

* પ્રાણસંક્રમણના સંબધમા કેટલાક વાચકોને આશ્ચર્ય લાગશે ને આ સર્વ કલ્પિત કથા છે એમ કહેશે, પણ વસ્તુત આ વિષય યોગાભ્યાસકોને સાધ્ય હોઈ અનેક જનોએ એ વિષયનો અનુભવ મેળવ્યાનું કહેવાય છે .

કાર કર્યો તે બ્રાહ્મણે પોતાના કપટજાળમાં પોતે જ ફસાએલો છે એવું જોઈ પોપટનું શરીર ધારણ કરીને કેટલોક વખત રાણીને રીઝવી વિક્રમાદિત્યના મનમાં તેના આ કાપટ્યને ભૂલાવી યોગ્ય પ્રતિકાર કરવાનો વિચાર હોત તો તે પોપટને પાંજરામાં રાખી અન્ય સ્થળે મોકલી શકત, પણ તેનો સ્વભાવ દયાળુ હોવાથી યુક્તિ પ્રયુક્તિથી રાણીને તે શુકનું વિસ્મરણ કરાવી તેને છોડી દીધો ત્યારે તેનું મૂળનું બ્રાહ્મણ શરીર જે ઠેકાણે તેણે મૂક્યુ હતું ત્યાં જઈ તે પુન પોતાના શરીરમાં પ્રવિષ્ટ થયો. અસ્તુ આ પ્રમાણે રાજા વિક્રમ મહા પરાકાષ્ઠાએ પોતાના પૂર્વ શરીરમાં આવ્યો તેણે જે પરપુરપ્રવેશવિદ્યા સંપાદન કરી હતી તેનો ભવિષ્યમા ઉપયોગ કરતી વખતે તેને અતિશય ખબરદારી રાખવી પડી હતી

એક દિવસે મહારાજા વિક્રમાદિત્યની સ્વારી મૃગયા કરી પુન નગર પ્રવેશ કરતી હતી, તેવામાં પુષ્કળ જૈનો જેની સાથે છે ને તેઓ ઉચ્ચ સ્વરે 'શ્રી સર્વજ્ઞ પુત્રનો જય' એવો ઘોષ કરે છે એવો એક પુરુષ તેણે જોયો શ્રી સિદ્ધસેનાચાર્ય નામક જૈનોના પ્રસિદ્ધ આચાર્ય ત્યા આવ્યા હતા અને તેમને તેમના શિષ્યો મોટા સમારંભથી પોતાના મઠમાં લઈ જતા હતા રાજાને જૈનોએ તેના આવા મોટા સમારંભસહ-લૌકિક કરવાથી કાંઈ ખરાબ લાગ્યુ નહિ, કિંતુ તેથી તેને આનંદ થયો પણ તે સિદ્ધસેનાચાર્યને માણસો 'સર્વજ્ઞ પુત્ર' કહે છે તે માત્ર તેનાથી સમજાયુ નહિ આ માણસો એને 'સર્વજ્ઞ પુત્ર' કહે છે તો તેની સર્વજ્ઞતા કેવી છે તે જોવી, એવો વિચાર કરીને વિક્રમાદિત્યે તેને માનસિક નમસ્કાર કર્યો, ને કઈ રીતિએ એની પરીક્ષા જોવી એવો વિચાર તે મનમા કરવા લાગ્યો તેવામા તેની સાથે ચાલતો ભાટ નીચે લખેલા અર્થનો શ્લોક બોલ્યો- 'કોઈ યથાર્થ ભાષણ કરનારા વિદ્વાનને-કેવળ દૃષ્ટિએ પડતાં જ તરત એક હજાર, તેની સાથે કાંઈ સંભાષણ થતાં દશ હજાર, તેની સાથે મુહૂર્ત માત્ર સંવાદ થવાથી એક લક્ષ, ને તેના ગુણ માન્ય થવાથી એક કોટિ દ્રવ્ય પારિતોષિક આપવુ એવી રાજાધિરાજ મહારાજ ઔદાર્યદર્શક, વિક્રમાદેસની રાજકોષપરના મુખ્ય અધિકારીને આજ્ઞા છે.'

ભાટે રાજા વિક્રમનું જે વર્ણન કર્યું તે પ્રમાણેની તેની કીર્તિ સિદ્ધસેનાચાર્યે સાંભળી હતી તે આ પ્રત્યક્ષ સાંભળવાથી સત્ય ભાસી વિદ્વાનો વિષે તેના મનમા કેટલી બધી પૂજ્ય બુદ્ધિ છે તે અત્ર પ્રત્યક્ષ સાંભળી અને અગાઉ કર્ણોપકર્ણદ્વારા સાંભળી હતી માટે તેના આકારાદિકપરથી તેના મનનો શો ભાવ છે તે જાણી સિદ્ધસેનાચાર્ય સંપ્રદાયના નિયમ પ્રમાણે પોતાનો દક્ષિણ હસ્ત ઉંચો કરી રાજાને 'ધર્મલાભ થાઓ!' એવો આશીર્વાદ આપ્યો એ જોઈ રાજા વિક્રમ તેના પ્રતિ બોલ્યો, 'અહો

યતિરાજ, આપે મને વૃથા આશીર્વાદ કેમ આપ્યો? જે નમસ્કાર કરે તેને આશીર્વાદ દેવો ઉચિત છે. અર્થાત્ મેં અદ્યાપિ નમસ્કાર આદિ કાંઈ પણ કરેલું ન છતાં આપે મને આશીર્વાદ આપ્યો તેનું કારણ શું છે, તે હું કાંઈ સમજી શકતો નથી!'

રાજાને તેની સર્વજ્ઞતાની પરીક્ષા લેવામાટે જ આમ બોલવું પડ્યું. તે સાંભળી સિદ્ધસેન બોલ્યો 'તેં શારીરિક નમસ્કાર કર્યો નથી પણ માનસિક કર્યો છે એમ મને સમજાયા પછી જ મેં તને આ આશીર્વાદ આપ્યો છે મારું કહેવું સત્ય કિંવા અસત્ય છે તેનો તું મનથી નિર્ણય કરી જો' રાજાએ ખરેખર માનસિક નમસ્કાર કર્યો હતા, તે સિદ્ધસેને જાણ્યાથી પોતાને બહુ સંતોષ થયો ને તેના જ્ઞાનનો ચમત્કાર તેને જણાયાથી રાજાએ તત્કાળ તેને એક કોટિ દ્રવ્ય દેવામાટેની ધનાગારાધ્યક્ષને આજ્ઞા આપી દીધી. પછી તે દ્રવ્ય તે જૈન પંડિતને સત્કારપૂર્વક મોટા સમારંભથી દેવું એવું મનમાં આવ્યાથી સિદ્ધસેનસૂરીને તેણે પોતાની સભામાં બોલાવી મંગાવ્યા અને એક કોટિ રૂપિયાની કીંમતનું સુવર્ણ તેમની આગળ મૂકી 'યતિવર્ય! કૃપા કરી મારી આ અલ્પ સેવા માન્ય કરો' એવી વિનતિ કરી

સિદ્ધસેન મનસા, વાચા અને કર્મણા યતિ હતો તે વિરક્ત પુરુષને તે સુવર્ણઢગ લઈ શું કરવું હોય! તે બોલ્યો 'રાજા, અરે જેને ક્ષુધા લાગી હોય તેને તે શાન્ત કરવા અન્ન દેવું યોગ્ય છે, પણ તૃપ્ત થયેલાને અન્ન દેવું શા ઉપયોગનું છે? અમારે નહિ ઘર, નહિ બાર નહિ સંસાર, સરાસરી ક્ષુધા શાંત્યર્થે અન્નના બે ચાર ગ્રાસ મળ્યા એટલે પૂર્ણ થયું તે અન્ન ભિક્ષાદ્વારા મળે છે. તો પછી આ સુવર્ણને મારે શું કરવું તે તું જ જો તું આવડી મોટી બક્ષીસ દેવા તૈયાર થયો એ તારા ઔદાર્યનું ભૂષણ છે હવે તું એમ કર કે, આ દ્રવ્યનો ઉપયોગ નિરાધારોના પોષણ ને જે કુટુંબો ઋણી હોય તેમને ઋણમુક્ત કરવાના કાર્યમાં કર એટલે મને સંતોષ થશે' વિક્રમાદિત્યે તો તેની પરીક્ષા જોવામાટે જ આવી મોટી બક્ષીસ તેની સમક્ષ રજુ કરી હતી લોભાવિષ્ટ થઈ તે યતિ જો તે પારિતોષિક લેવાને તૈયાર થયો હોત તો તેને સારું લાગ્યું ન હોત સિદ્ધસેને 'નહિ' કહી પાછું વાળેલું દ્રવ્ય રાજાએ તે જ વખતે નિરાધાર ગરીબોના નિર્વાહ ને આપત્તિમાં આવી પડેલાં કુટુંબોના સંકટનિવારણાર્થે વ્યય કરવાની આજ્ઞા કરી કાર્યભારિમંડળને સ્વાધીન કર્યું ને સિદ્ધસેનસૂરીની ભક્તિપૂર્વક સ્તુતિ કરી તેની પાસેથી ધર્મવિષયક પુષ્કળ વિષયોનું શ્રવણ કર્યું

એક દિવસ રાજા વિક્રમાદિત્ય રાજસભામાં બેઠા હતા તેવામાં દ્વાર-

પાસે આવી જણાવ્યું કે "નવીન તૈયાર કરેલા પાંચ શ્લોક રચી કાગળ હાથમાં લઈ કોઈ વિદ્વાન્ બ્રાહ્મણ આવ્યો છે; તે 'હું અંદર આવું કે જાઉં?' એમ પૂછે છે. તેને આપ આજ્ઞા કરો તે પ્રમાણે ઉત્તર આપું." એ સાંભળી રાજા બોલ્યો. 'અરે, જા તેને દશ સહસ્ર રૂપિયા આપી રજા આપ.' આજ્ઞા પ્રમાણે ચોપદાર બહાર ગયો ને તેણે તેને રાજાના કહ્યા પ્રમાણેનું દ્રવ્ય આપી જવાનું કહ્યું. પણ તે બ્રાહ્મણ ગયો નહિ. ત્યારે ચોપદારે પુનઃ સભામાં આવી રાજાને જણાવ્યું કે 'તે બ્રાહ્મણ હજી જતો નથી.' ત્યારે રાજા બોલ્યો 'સારું, જા તેને ચૌદ વિદ્યા આવડતી હોય તો ચૌદ ગામની સનંદો આપી રજા આપ' ચોપદારે આજ્ઞા પ્રમાણે ચૌદ ગામની સનંદો આપીને પંડિતને જવામાટે કહ્યું પણ તે ગયો નહિ. 'મારા આ પાંચ શ્લોક રાજાએ સાંભળ્યા શિવાય હું જનાર નથી' આ તેનો આગ્રહ જોઈ ચોપદારે પુનઃ રાજસભામાં આવી રાજાને તે બ્રાહ્મણનું કથન સંભળાવ્યું. ત્યારે રાજાએ તેને અંદર આવવાની આજ્ઞા આપી.

કવિ રાજા પાસે આવી આશીર્વાદપૂર્વક સ્વકૃત પાંચ શ્લોક બોલ્યોઃ-

'सर्वदा सर्वदोऽसीति मिथ्या संस्तूयसे बुधैः ।
नारयो लेभिरे पृष्ठ न वक्षः परयोषितः ॥ १ ॥
सरस्वती स्थिता वक्त्रे लक्ष्मीः करसरोरुहे ।
कीर्तिः किं कुपिता? राजन् येन देशांतरं गता ॥ २ ॥
अपूर्वेय धनुर्विद्या भवता शिक्षिता कुतः ।
मार्गणौघः समभ्येति गुणो याति दिगन्तरम् ॥ ३ ॥
आहते तव (वत) निःस्वाने स्फुटितं रिपुहृद्घटैः ।
गलिते तत्प्रिया नेत्रे राजश्चित्रमिदं महत् ॥ ४ ॥
वदनाम्भोजे सरस्वत्यधिवसति सदा शोण एवाधरस्ते ।
बाहु. काकुत्स्थवीर्यस्मृतिकरणपटुर्दक्षिणेऽसौ समुद्रः ॥
वाहिन्यः पार्श्वमेता. क्षणमपि भवतो नैव मुञ्चत्यभीक्ष्णम् ।
स्वच्छेऽन्तर्मानसेऽस्मिन्कथमवनिपते तेऽम्बुपानाभिलाषः* ॥ ५ ॥

આ પ્રમાણે સ્તુત્યાત્મક તેના ઉચ્ચારેલા શ્લોક સાંભળી પ્રસન્ન થયેલા રાજા વિક્રમાદિત્યે પ્રથમથી પણ વિશેષ સત્કાર કરી તે કવિને વિદાય કર્યો.

---

* ઉક્ત આશીર્વાદાત્મક શ્લોકના અર્થ,-

રાજા, જ્ઞાતા પુરુષ તારી સર્વદા 'સર્વ દેનારો' એવી ખોટી જ સ્તુતિ કરે છે. કારણ કે તારા શત્રુઓને તારી પીઠ મળી નથી ને પરસ્ત્રીને તારું વક્ષસ્થળ મળ્યું નથી. (૧)

સરસ્વતી તારા મુખમાં છે ને કરકમલમાં લક્ષ્મી વાસ કરે છે. એમ હોવા છતાં કીર્તિ દેશ દેશાંતરોમાં ભટકે છે તે કોપાયમાન તારાપર થવાથી કે શું? (૨)

એક દિવસે રાત્રિએ રાજા વિક્રમાદિત્ય હથિયારબંધ થઈ નગરમ ગુપ્ત રીતે ફરતો ફરતો નગરચર્ચા જોતો હતો, તેવામાં એક તેલીના મોઢેથ નીચે પ્રમાણેના શબ્દો તેના સાંભળવામાં આવ્યા—'અમારો સંદેશ તાર જે શ્રી કૃષ્ણ તેને કહે' એવો તે તેલીના બોલવાનો અર્થ હતો. રાજાએ તે સાંભળ્યુ; ને તેની પછી તે શું બોલે છે તે સાંભળવાની તેની પૂર્ આતુરતા હતી છતાં કાંઈ સાંભળવામાં આવ્યું નહિ. તે સાંભળવામાટે ઘણે વખત રાહ જોઈ અંતે કંટાળીને રાજા પોતાના મહાલયમાં પાછે ગયો; ને પ્રાતઃકાળ પછી એનો ખુલાસો કરી લેવો એવો તેણે વિચાર રાખ્યો. તેલીના મોઢાનુ અર્ધ વાક્ય સાંભળી તેની પછીનો ભાગ સાંભળવાની તેને બહુ ઇચ્છા થઈ હતી. તેથી ગમે તેમ કરી રાત્રિ વ્યતીત કરી પ્રાતઃકાળે ઉઠી નિત્યાહ્નિક આટોપ્યું, ને પછી રાજસભાના પોષા કર્મા સજ્જ થઈ સભામાં આવ્યો ને તરત જ તે તેલીને બોલાવી લાવવા માટે કોટવાલને હુકમ કર્યો. હુકમ પ્રમાણે કોટવાલે તેને હાજર કરતાં જ રાજાએ ગત રાત્રિએ જે વાક્યો સાંભળ્યાં હતાં તેની પછી તે શું બોલનાર હતો તે કહેવામાટે હુકમ કર્યો. ત્યારે તે બોલ્યો, 'મહારાજા, સર્વે જનો દારિદ્ર્યમાં ડૂબેલા છે, છતાં પણ રાજકીય અત્યાચાર અદ્યાપિ નાબૂદ થયો નથી! એ જ તેની પછીનું વાક્ય બીજું કાંઈ નથી.' એ સાંભળી સિદ્ધસેનસૂરીએ 'પૃથ્વીને ઋણમુક્ત કર' એવું જે કહ્યું હતું તેની જ આ પુનરુક્તિ છે એમ માની સમસ્ત પ્રજાવર્ગપર જે અનેક પ્રકારના કરો હતા, તે સર્વે તેણે માફ કરવાનો ને કોઈ પણ પ્રજાજન પાસેથી કાંઈ પણ કર ન લેવાનો સખ્ત હુકમ કર્યો અને તે પ્રમાણે વર્તવાની અધિકારીઓને તાકીદ કરી દીધી.

---

રાજા સત્ય કહુ, તું આ અપૂર્વ ધનુર્વિદ્યા કોની પાસેથી ભણ્યો? કારણ કે માર્ગણોનો સમૂહ તારી પાસે આવે છે ને ગુણ દિગંતરે જાય છે. (૩)

(આ ઉભય શબ્દોમાં શ્લેષ છે. ધનુષ પક્ષે 'માર્ગણ' એટલે બાણ ને 'ગુણ' એટલે ધનુષ્યની પ્રત્યંચા ને રાજપક્ષે 'માર્ગણ' એટલે યાચક ને 'ગુણ' એટલે દાન, દયા ઇત્યાદિ પ્રસિદ્ધ ગુણ, એવો અર્થ અહિ થાય છે)

તારા નગરપર તાડન કરવા છતાં શત્રુના હૃદયરૂપ ઘટ ફુટે છે; અને તેમાનું ઉદક શત્રુની સ્ત્રીઓનાં નેત્રોમાંથી ગળે છે. તેથી હે ગુણનિધિરાજા, આ કેટલું બધુ આશ્ચર્ય છે. (૪)

તારા મુખારવિંદમાં સરસ્વતી સદા વસે છે, તારા અધર સદા આરક્ત હોય છે, શમના પરાક્રમનું સ્મરણ કરાવનાર કુશલ એવા તારા બાહુ દક્ષિણ સમુદ્ર જ થયા છે, વાહિની નદીઓ તારા પાર્શ્વ ભાગે હોઈ ક્ષણ માત્ર પણ તને છોડતી નથી. આમ હોવા છતાં હે રાજન્! તારા સ્વચ્છ મનમાં ઉદક પ્રાશનમાટે અભિલાષ કેમ ઉત્પન્ન થાય છે?' (૫)

એક દિવસે સભા ભરી રાજા વિક્રમાદિત્ય બેઠો હતો, તેવામાં તેને પ્રશ્ન પૂછવાનું મન થવાથી સિદ્ધસેનસૂરીને પ્રશ્ન કર્યો કે 'મારા જેવો બીજો કોઈ મનુષ્ય જૈનધર્મીય લોકોમાં કદી પણ થશે કે?' તે સાંભળી સિદ્ધસેનસૂરિ બોલ્યા 'રાજન્ આજથી એક હજાર એકસો નવ વર્ષનો કાળ ગયા પછી *કુમારપાળ નામક રાજા પ્રત્યેક પ્રકારે તારા જેવોજ ઉત્પન્ન થશે.'

એક દિવસે એવું થયું કે; રાજાને મહા ગર્વ થયો. તેણે કર વગેરે માફ કરી પ્રજાને ઋણમુક્ત કરી હતી. તે કૃત્યમાટે તેની એવી માન્યતા થઈ કે 'આ મેં જ કર્યું; અન્ય કોઈના હાથથી એવું કદી થવાનું જ નથી' અને આવું જે અપૂર્વ કૃત્ય તેના હાથથી થયું હતું તેનું કાંઈ પણ સ્મારક કરવાનો વિચાર રાજાના મનમાં આવવાથી છેવટે તેનો એવો નિશ્ચય થયો કે, આવતી કાલે પ્રાતઃકાળમાં આ કૃત્યના સ્મરણમાટે એક કીર્તિસ્તંભ બાંધવાનો હુકમ આપવો. આ તેનો વિચાર તેના મનમાં જ હતો અને બીજે દિવસે તે એ પ્રમાણે વર્તનાર હતો. રાત્રિનું ભોજન આટોપ્યા પછી હથિયારબંધ થઈ શહેરનાં ગુપ્તવૃત્ત જાણવા માટે વેષાંતર કરી તે બહાર નીકળ્યો. ફરતો ફરતો તે એક બજારમાં આવી પહોંચ્યો. ત્યાં મસ્ત થયેલા બે બળદ તેની પાછળ લાગ્યા. તેને ચૂકવવામાટે રાજાએ પુષ્કળ પ્રયત્ન કર્યો પણ તે સર્વ વ્યર્થ તે બળદોએ તેને છોડ્યો નહિ. છેવટે ત્રાસીને તે, એક દરિદ્રી બ્રાહ્મણે પોતાના વૃદ્ધ થયેલા બળદને બાંધવામાટે પોતાના આંગણામાં એક છાપરુ કર્યું હતું તેનાપર ચઢી બેઠો. છતાં તેની પાછળ લાગેલા બળદોએ તેને છોડ્યો નહિ. તેઓ પોતાના શીંગડાથી તે છાપરાના થાંભલાને હચમચાવી નીચે પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમનાં શીંગડાં તે છાપરાના થાંભલા સાથે અથડાવાથી વારેઘડીએ અવાજ થવા લાગ્યા. એવો એક સરખો શબ્દ થવા લાગ્યો તેથી ઘરમાં સૂતેલા બ્રાહ્મણની નિદ્રાનો ભંગ થયો. બહાર આ ધમાચકડી શી ચાલી રહી છે તે જોવામાટે તે બ્રાહ્મણ આંખો ચોળતો ચોળતો આંગણામાં આવ્યો અને પ્રથમ રાત્રિ કેટલી છે તે જાણવામાટે તેણે આકાશ પ્રતિ જોયુ.

તે બ્રાહ્મણને તારાની ગતિનું ઉત્તમ જ્ઞાન હતું. તેણે ઉંચે જોયુ. તો શુક્ર અને ગુરુ એ ઉભય ગ્રહોથી ચંદ્રનું મડલ ઘેરાયેલું છે એવું તેને દેખાઇ આવ્યુ. તેમ થવું એ બહુ ખરાબ ચિહ્ન હોઈ તેનાથી રાજાપર પ્રાણસંકટ આવવાનો સંભવ છે, એવુ તેનુ ફળ તે બ્રાહ્મણ જાણતો હોવાથી તે ઉતાવળે ઉતાવળે ઘરમાં ગયો અને પોતાની સ્ત્રીને જાગૃત કરી આંગ-

* આ રાજા ગુજરાતમાં અણહિલપુરમાં સોલંકી વંશમાં થઈ ગયો છે.

ણામાં લઈ આવ્યો. પછી તેણે તે ગ્રહોની સ્થિતિ અને તેનું ફળ જણા વીને કહ્યું કે, 'આ ઉપરથી આપણો રાજા ખરેખર પ્રાણસંકટમાં પડશે અર્થાત્ તેના પરિહારમાટે હું હમણાંને હમણાં જ હોમહવન કરીશ માટે તું ઘૃત, ચરુ, તિલ વગેરે આહુતિ દ્રવ્ય જલદી તૈયાર કર. પતિનું આ વચન સાંભળી તે બ્રાહ્મણની સ્ત્રી બોલી. 'શા માટે નકામે ખર્ચ કરો છો? રાજાપર સંકટ આવનાર છે તે આવવા દ્યો! એમ આપણું શું ગયું? ચાલ હું તો સુખેથી સુઉં.' તે સ્ત્રીનું આ બોલ સાંભળી બ્રાહ્મણ તેને ધિક્કારી બોલ્યો. 'અરે મૂર્ખ સ્ત્રી! સાંભળ, આવ ઉદાર ને પૃથ્વીનું ઋણ ફેડનારા રાજાના જીવપર સંકટ આવ્યું તે આપ ણાથી જોવાય કે? હું તેમ કદી પણ કરનાર નથી. હું હમણાં જ હોમ કરી તેનો પરિહાર કરનાર છું. તારા મનમાં આહુતિ સાહિત્ય તૈયાર કર દેવાનું ન હોય તો તું ખુશીથી જઈને સુઈ જા. હું સ્વતઃ સર્વ તૈયારી કર લઇશ.' તેથી તે બ્રાહ્મણી બોલી 'એમ કાંઈ ગુસ્સે થવું નહિ. તૈયારી કાંઈ વાર નથી; હું હમણાં જ સર્વ કરી દઉં છું; પણ તે રાજામાં આટલી ચિંતા રાખવી મને યોગ્ય લાગતી નથી. તે સર્વ પૃથ્વીને ઋણ મુક્ત કરનારો કહેવાય છે તે મને ખરું લાગતું નથી. આપણી એ પછી એક એમ સાત કન્યા ઉપવર થયેલી છે; એટલે જો તે એવે ઉદાર હોત તો તેણે તેમના લગ્નમાટે આપણને કાંઈ પણ આપ્યું નહોત કેમ? માટે જ હું કહું છું કે, શાંતિ કરી આપણે તેને શા માટે સંકટમાંથ મુક્ત કરવો?'

રાજા વિક્રમ લક્ષપૂર્વક તે સ્ત્રીપુરુષનો સંવાદ સાંભળતો હતો. બ્રાહ્મણીનું બોલવું સાંભળી તે મનમાં લજ્જિત થયો. પોતે પૃથ્વીનું ઋણમોચન કરનારો છે, એમ ધારી તેને જે ગર્વ થયો હતો તે સમૂળ નષ્ટ થયો; ને તે સાથે જ સ્મારક કૃત્ય કરવાનું પણ તેના અંતઃકરણમાંથી ચાલ્યું ગયું. આ તરફ પુરુષે પુનઃ સમજાવવાથી તે બ્રાહ્મણીએ આહુતિ સાહિત્ય તૈયાર કર્યાં; ને તે બ્રાહ્મણે તત્કાલ સ્નાન કરી હોમનો પ્રારંભ કર્યો. રાજા જે છાપરાપર ચઢી બેઠો હતો તેના થાંભલા બહુ મજબૂત અને ઉંડા હોવાથી બળદોએ પુષ્કળ ધક્કા મારવા છતાં પણ તે જરા પણ હીલ્યા નહિ. તેમનાં શીંગડાં માત્ર દુઃખવા લાગ્યાં અને તેથી તે કંટાળીને બીજી દિશામાં ચાલ્યા ગયા. પછી રાજા નીચે ઉતરી રાજ-મહાલયમાં ગયો ને ત્યારપછી આકાશમાં બૃહસ્પતિ અને શુક્ર વચ્ચે આવેલો ચંદ્ર પણ મુક્ત થયો. બીજે દિવસે પ્રાતઃકાળમાં કોટવાલદ્વારા ઉક્ત બ્રાહ્મણને બોલાવી મગાવ્યો, અને તેની સાતે કન્યાના લગ્નમાં પૂર્ણ થાય એટલું દ્રવ્ય આપી તેના સંકટનું નિવારણ કર્યું.

આ પ્રમાણે રાજા વિક્રમે બહુ વર્ષ રાજ્ય કર્યા પછી તેનું આયુષ્ય પૂર્ણ થવાનો વખત આવ્યો. તે વખતે તેને જે વ્યાધિ થયો તે અનેક પ્રયત્નો કર્યા છતાં પણ નિર્મૂળ થયો નહિ. તેની પાસે ધન્વતરિ જેવા મોટા મોટા ભિષગ્વરો હતા, તે સર્વેએ એકઠા મળી જૂદા જૂદા પ્રકારનાં ઔષધો કરી, રાજાનો વ્યાધિ નિર્મૂળ કરવામાટે ખવડાવ્યાં, પણ 'વૈદ્ય આયુષ્યનો ઇશ્વર નથી,' એ સ્પષ્ટ જ છે. છેવટે તેની પાસેના એક વૈદ્યે 'કાગડાના માંસનું ભક્ષણ કરવાથી આ રોગનો પરિહાર થશે' એમ કહ્યું. રાજા વિક્રમે પ્રથમ તેમ કરવાની ના પાડી; પણ માણસોએ 'આપના બચાવથી સર્વ જનોનું કલ્યાણ થનાર છે તેથી થાય તે રીતિએ આપે શરીરનું સંરક્ષણ કરવું' એવો આગ્રહ કરવાથી રાજા વિક્રમાદિત્યે કાકમાંસ ભક્ષવાનું સ્વીકાર્યું; ને તે પ્રમાણે કાગડો મારી તેનું માંસ રંધાવી રાખ્યું. વિક્રમે અભક્ષ્ય ભક્ષણ કરવાનું કબૂલ કર્યું એ તેની પ્રકૃતિમાં પરિવર્તન થયું. એ જોઈ એક વૈદ્ય રાજા પ્રતિ બોલ્યો.—

"મહારાજા! અત્યારે આ અથવા અન્ય કોઈ પણ ઔષધનો કાંઈ ઉપયોગ નથી; ધર્મરૂપ ઔષધ જ આ રોગપર બલિષ્ઠ હોઈ લાભકારક છે. આપના સ્વભાવમાં આ જે પરિવર્તન થયું તે એક ઉત્પાત જ છે. કેવળ જીવનના લોભે આપ આપનું લોકોત્તર સત્ત્વ છોડી અભક્ષ્ય એવું કાગડાનું માંસ ખાવા તૈયાર થયા તેથી આપ સર્વથા બચનાર નથી જ!" આ પ્રમાણે તે વિદ્વાન્ વૈદ્યનું સત્ય ભાષણ સાંભળી રાજાને ક્રોધ થયો નહિ. તેણે તેને પરમાર્થ સાધી દેનાર પોતાનો બાંધવ માની તેની બહુ પ્રશંસા કરીને મોટું ઈનામ આપ્યું અને પોતાને યોગ્ય સૂચના આપવા માટે સત્ય હૃદયથી તેનો આભાર માન્યો. વિક્રમાદિત્યને પોતાના મરણનો નિશ્ચય થવાથી તેણે પરલોકગમનની તૈયારી કરી. હાથી, ઘોડા, રથ વગેરે સર્વ રાજૈશ્વર્ય સાધનો ધર્માર્થ વહેંચી દીધાં. સમુદ્ર સમાન જે તેની પાસે સૈન્ય હતું તે સર્વને છેવટનું પારિતોષિક દઈ, તે સર્વને જવાની આજ્ઞા દીધી. મોટી સભા ભરી સર્વ માંડલિક રાજાઓ ને નગરવાસીજનો પાસે સ્નેહપૂર્વક આજ્ઞા માગી. તે દિવસે કેવળ ઉજ્જયિનીમાં જ નહિ કિંતુ સમગ્ર મહારાજ્યમાં હાહાકાર થઈ રહ્યો. મહારાજા વિક્રમાદિત્યે પોતાનો ધન ભંડાર ભિક્ષુક અને નિરાશ્રિતજનો પાસે લુટાવી દીધો. આ પ્રમાણે સર્વસ્વ દાન કરી તે પોતાના મહાલયના એક ઓરડામાં જઈ અંત્ય સમયને ઉચિત એવું દેવાર્ચન ઇત્યાદિ કરતો દર્ભાસનપર બેઠો હતો. તે ઠેકાણે યોગધારણાથી બ્રહ્મરંધ્રનો ભેદ કરી પરલોકમાં જવાનો તે વિચાર કરે છે એવામાં નવ અપ્સરાઓ તેની સમક્ષ પ્રકટ થઈ. તેમને જોઈ રાજા હાથ જોડીને પ્રાર્થના કરતો બોલ્યો. 'આપ કોણ છો?' ત્યારે 'વિરોધ

બોલવાનો આ સમય નથી, તમારી આજ્ઞા લેવામાટે અમા આ
છીએ." એમ બોલી તે અપ્સરાઓ જવા લાગી. તે સ્ત્રીઓ અતિ
સુંદર હોઈ તેમનાં નાક માત્ર ગયેલાં હતાં. એવું જોઈ પુનઃ રાજા બોલ્યો
"કોઈ નવીન બ્રહ્માએ ઉત્પન્ન કરેલી તમો અપ્રતિમ રૂપવતી હોવા છત
તમારા આ સૌંદર્યમાં નાસિકા ન હોવાનું શું કારણ છે તે જાણવાની મા
પૂર્ણ ઇચ્છા છે. તમોને ઉત્પન્ન કરનારા બ્રહ્માને તમારું નાક હોવા
આવશ્યકતા જણાઈ નહિ તેનું કારણ શું?" એમ રાજાનું બોલવું સાંભળ
તે અપ્સરાઓ તાળીઓ પાડી મોટેથી હસીને "પોતાના અપરાધ
સંભાવના અમારા સ્થાને કરે છે?" એમ ધીમેથી મનમાં બોલી. છત
તેમણે રાજાના પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. એથી રાજા
જાણ્યું કે, એને નાસિકા નથી તેમાં મારો કાંઈક અપરાધ હશે માટે
તેઓ ભીતિથી બોલતી નથી. એવો વિચાર કરી તે પુન બોલ્યો. "દેવ
ગનાઓ! તમો સ્વર્ગમાં વસનારીઓ હોઈ ત્યાં મારા તરફથી તમા
કાંઈ પણ અપરાધ થવાનો કયો સંભવ છે?" એ સાંભળી તે અપ્સરા
ઓમાંથી સુમુખી નામક એક અપ્સરા બોલી, "મહારાજા, આપનો અપ
રાધ નથી એમ કેમ કહો છો? તમારા પૂર્વ જન્મમાં જે કાંઈ પુણ્ય કૃ
તમારાથી થયાં હતાં તેના ઉદયે આ જન્મે આપને નવ નિધિ પ્રાપ્ત થઈ
તે નિધિ આટલા દિવસ આપના મંદિરમાં હતી. તેમની અમો અધિષ્
ત્રીઓ છીએ. આપે આજ પર્યંત જે મોટાં મોટાં દાનો વગેરે દીધાં તે
યોગથી પૃથ્વીપરના જનસમૂહમાં તમારા દાનશૌર્ય વિષે પુષ્કળ ખ્યાતિ
થઈ; છતાં પણ આપના હાથથી પુષ્કળ દ્રવ્યનો વ્યય થયો નહિ. આ
આટલા દિવસ જે દાનધર્મ કર્યા તેના યોગથી આપને પ્રાપ્ત થયેલી ન
નિધિમાંની એક નિધિની જ નાસિકા ગઈ! એટલું જ આ ના હાથ
થયું. તેનાથી આપે અધિક કાંઈ આપ્યું નહિ. માટે જ આપને અ